# સુધારાનું શિખર

યાને

## સંસાર સાગરમાં સફર.

એક



પારસી સંસારી કથા.

કર્તા:

મેહરવાનજી મનચેરજી દાદાભાઇ
બનાજી
[ *M. M. Banaji* ]

તે
આગેવાન 'ઓરીજીનલ' પારસી સંસારી વાર્તા
"કુન્યાઇ દોર"
ના કર્તા.

"સાંજ વર્ત્તમાન" ઇલેક્ટ્રિક પ્રિંટિંગ પ્રેસ, કોટ—મુંબઇ.
સને ૧૯૧૦.

રૂ. ૫-૮-૦

હાલને સમયે જે તબક્કે સામાન્ય સંસાર સુધારો પોંહોંચ્યો છે અને ધાર્મિક અને નીતિની કેળવણીનો પ્રસાર કાં નહિ કરવો અને કેમ કરવો તેના પુકારો જુદી જુદી કોમોમાં અને દેશોમાં ઉઠી રહ્યા છે તેવે સમયે એ પ્રકારની કેળવણી ખુદ શિક્ષણ પોઠીઓ કરતાં રમુજ અને વ્યાખ્યાનરૂપે કેવી અસરકારક રીતે આપી શકાય તેનો કાંઈક ખ્યાલ આપવા આ અદના કલમે આ વાર્તાનાં પાત્રોનાં મ્હોંમાં અને કર્તાકૃત વિવેચનમાં યોગ્ય બોધ અને શિક્ષણ તથા ઉપયોગી ધડાઓનો સમાવેશ કીધો છે, એવી નેમથી કે આ પુસ્તક માત્ર એક કથા અથવા નૉવેલ તરીકેજ નહિ પણ એક ઈનામી પુસ્તક તરીકે, સ્ત્રી તેમજ પુરૂષોને, નાના તેમજ મોટાને, એકસરખી રીતે ઉપયોગી થઈ પડે.

દેશમાં ફેલાયલી અશાંતિના એક ઈલાજ તરીકે પણ નામદાર સરકારે ધાર્મિક, નીતિની, તનની અને મનની કેળવણીની જરૂરિયાત મુખ્યત્વે પીછાની છે, તે આપણે ભૂલી જવું જોઇતું નથી.

[Sweet Dreamland Faces]

સ્વપ્ન માંહેલાં સ્વરૂપો,
ભમે મુજ મગજ પાસ;
હરદમ આપે મુજને,
ગઇ ગુજરીની યાદ.

# ગુજર પામેલાં વહાલાંઓ

તમારી

## પવિત્ર યાદને

આ પુસ્તક

## માનપૂર્વક લાગણીથી

# અર્પણ

કરૂં છું.

મધુર સુખના મુખડાઓ,
દર્શાવે અચુક અપાર:
ફિર ધરો તમ વહાલાંઓ,
ફરી મળશું એકવાર.
(મે. મં. બ.)

મેહરવાનજી.



# વિશેષ વિનંતી.

ભાઇઓ અને બેહનો,

સેવક તમને વિનવે છે કે આ મારી વાર્તા વાંચી ભડકશો મા અથવા સેવકને સેસ ભરશો ના!

સેવક તમને માનપૂર્વક ખાતરી આપે છે કે આ પુસ્તકના છેલ્લામાં છેલ્લા સફા સુધી નજર ફેંકતાં એકપણ અવિચારી યા અવિવેકી લિટિ તમને માલુમ પડશે નહિ.

આ સંસારી ચિત્રની કીમતનું તોલ કરતાં, તે માંહેલી નિર્જીવ ખાંમીઓને ગળચીમાંથી પકડી પાડવાનો યત્ન કરશો ના; માત્ર સંગીન શાહદતોનો નકકર માવો, જે એક લખાણની સુંદરતાનો મુળ ભેદ છે, તેજ શોધવાની અને ગ્રહણ કરવાની તમો તજવીજ કરજો.

હું જાણું છું કે એક વેળાની સ્વચ્છ આબોહવાવાળી પણ હમણાની ગલીચ ગટરોની ગંધકીવાળી મુંબઇ નગરીમાં સુધરેલી જીંદગી ભોગવવાના કસાકસીના અધ્યામમાં થોડી ઘણી અંદાજાસર મોજ જો ઉડાવી ન હોય તો જીંદગાની આપણને બોજાસમાન થઇ પડે. તેમ તમે કરો તેમાં સેવકને કાંઇપણ વાંધો નથી.

આ કથાની લિટિઓ વાંચતી વેળા પારસી સંસારની ચિતારેલી ખેદયુકત[?]ખામીઓ કરતાં ખુદ તેની ખુબીઓ પ્રત્યે તમારૂં લક્ષ વધુ દોરવજો, અને એમ સમજજો કે ખામીઓ ઉપર મારી આંગળી ટાંકવાની નેમ તમારી આવકારદાયક ખુબીઓ ખીલવવા કાજે તમને વધુ ઉલટ-મંદ બનાવવાની છે. તેટલા વાસ્તે—

ભાઇઓ અને બેહનો,—સેવકને લગાર છુટથી અને ખુલાસાથી ખંખારીને બોલવાની રજા ફરમાવશો તો તેમાં તમારે ખોહવાનું કાંઇ નથી.

એક બાબતમાં જો આ કલમે બખીલાઇ કીધી હોય તો તે આ છેઃ મારી કથાનાં સ્ત્રી પાત્રોને ચેરીઝ જેવા હોઠ, સ્ટ્રોબેરીસમાન ગાલ અને ગ્રીશ્યન નાકોવાળી આકાશી હુરીઓ તરીકે ચિતારવાની યા શિરકેશ્યન ખુબસુરતીઓ કે પેરિશ્યન પરિસુરતો તરીકે ઠોકી બેસાડવાની અને હાવભાવ કરતી દર્શાવવાની સરકશી મેં કીધી નથી; અને તે માટે, હમદીન નાજુક પંથનીઓ, તમો સેવકપર કરડી નજર કરો એ નહિ બનવાજોગ નથી. પેલા તાજ વગરના રાજપતિ ઑલીવર ક્રોમવેલે પોતાના માનિત ચિતારા લીલીને કહેલા બોલોની હું આ તકે તમને યાદ આપીશઃ—

"Paint me as I am! If you leave out the scars and wrinkles I will not pay you a shilling."

"લીલી, ખબરદાર! જેવો હું છું તેવોજ મને આબાદ ચિતારવાની સંભાળ રાખજે. જો મારા ચેહરા ઉપરની સેહજ પણ કાંચલી–કરચલી રજુ કરતાં તું ચુકયો તો મારી કનેથી એક પાઇ મેળવવાની આશા રાખતો ના."

હમદીન બેહનો, સેવક જાણે છે કે, તમો માંહે કાંઇક એવાં પણ ગવ્હેરો છુપાયલાં છે કે તેઓના ઉમદા ખવાસ અને ઉત્તમ ગુણોનું વાજબી તોલ અમો મર્દો જો કર્યે તો, પરણેલી જીંદગીના પરમસુખની

પણોતી દેવીઓ તરીકે અમોએ તેણીઓને માની લેવી જોઇયે; આ મારાં આધિન મત માટે તમો શું મને 'થેંક' કરશો નહિ?

ત્યારે

ઉંધાડો આ પુસ્તક :બિનદહેશ્તથી, ફેરવો તેનાં પાનાં ખુલ્લાં દિલથી અને તોલ કરો તેનું અપક્ષપાત રીતીથી. તેમ કરતાં જો તમને કંઇક આપણાં પારસી સંસારમંડળમાં બેઢંગુ માલુમ પડે, તો સેવક સાથે રીસે ભરાશો નહિ!

' યાદ રાખજો, ભાઇઓ અને બેહનો, કે આપણો **ખરો** દોસ્ત તેજ છે કે જે આપણને સાચેસાચી વાત, સાફ સાફ શબ્દોમાં, મ્હોંમાં વગોળ્યા વગર—વાર્તારૂપે પણ—કહી દે.

આ પુસ્તક વાંચતાં તેની સામાન્ય રચનામાં તમને કદાપી કંઇક ખટકે તો તે દરગુજર કરશો. સબબ, આ અદના વાર્તાનવેશે પોતાની બન્ને ચશમોનું નૂર કેટલોક વખ્ત થયો ખોહી દીધેલું હોવાથી તેને પોતાની પહેલી વાર્તા 'દુન્યાઇ દોર' ની મુવાફેક આ MODEL 'ઓરીજીનલ' કથા **અવ્વલથી આખર સુધી મ્હોડેથી લખાવવી પડી છે.**

હિતેચ્છુ આપનો,
કર્તા.



# પુસ્તક પ્રવેશ.

## મારૂં ભમતું ભેજું.

"લેખક" "લેખક" શેનું કરો,
લેખક સિપ સમાન,
સિપ સઘળામાં મોતી નહિ—
લેખક હાલ એવો જાણ!

લુખું તે કાંઇ 'લખાણ' નહિ,
લખે સઘળા તે 'લેખક' નહિ,
પર લખાણપર આસ જેને નહિ—
લેખક ખરો તેને જાણ.

(મે. મ. બ.)

યા ખુદા! નવલકથાનાં મેદાનમાં મારી કલમનો રખશ બીજી વાર દપટાવતાં શરીર મારૂં તું કાંપે છે કાં? હાથ મારા તું ખંચાય છે કાં? અને ભેજું મારૂં તું ભમે છે કાં?

પ્રતિઉત્તર મળે છે કે એનું કારણ કાંઇ શોધવા જવું પડે એમ નથી. એક અખબારનવેશની જોખમદારી અને તેની મુશ્કેલીઓ કરતાં એક વાર્તાનવેશની જોખમદારી યા વિપત્તીઓ કોઇપણ પ્રકારે ઓછી હોતી નથી—બલ્કે ચોક્કસ બાબતોમાં તો છેલ્લાને ચારચાસણી જયાદા ઝહેમત ઉઠાવવી પડે છે.

એક અખબાર આપણા વચ્ચે આવ્યું કે તે માંહેલી કોઇ 'આર્ટીકલ' યા ટીકા આપણને પેશ ન પડે તો "હેંગ ઇટ!" "કન્ફાઉન્ડ ઇટ!" "કપાળ તારૂં!" "ભેઠર તારૂં!" બડબડી અંદર જે વાંચવા જેવું હોય તે વાંચી લઇને, ગોખવા જેવું હોય તે ગોખી લઇને, વધ્યું-સધ્યું ફેંકી દઇયે છિયે. મિશિસના વાંચવા પછી બીજે દિને રામો તેને પડીકાં બાંધવાનાં કામમાં લે છે, અને આ પ્રમાણે અમુક દિવસના અખબારનું જીવનચરિત્ર સમાપ્ત થાય છે.

આથી ઉલટોજ કાંઇ રંગ એક ચોપડીબાઇના બાબમાં મચી રહે છે. તે બાપડું બાળક અવતરતાંવાર તેની ઉપર તરેહવાર વીટંબણા વીટે છે, અને તે અભાગ્યાંને લોકપ્રિય ને માનિતું કરતાં તેના કર્તાની દાઢીના વાળ કાળાપરથી ધોળા થાય છે! પુસ્તક હજી તો બાહેર પડયું ન પડયું તેટલાં તેનો લેખક વિચારના વમળમાં વીંટલાઇ જાય છે. 'અમથાં-બેહન' આમ બોલશે અને 'તમકાં બેહન' તેમ કહેશે, 'ફલાણાજી' મ્હોં કુમળાવશે અને 'ચીણાજી' આંખના ડોળા આસમાનસે લગાડશે. થોડાજ દુરઅંદેશીથી ગૌર કરીને વાર્તાની ખરી કીમતનું માપ-તોલ કરી લેશે, અને ભૂલચૂક લેણીદેવીનો હિસાબ સ્હેલાઇથી પટાવી દેશે.

એક 'ઓરીજીનલ' વાર્તાની શુરૂઆત કરી, તેને તબક્કે તબક્કે ઉપર ચહડાવી, આસાનીથી છેક છેવટ સુધી દોરવી લઇ જવી, એ કાર્યે જેટલો મને ધબકાવ્યો છે તેટલો મારી પહેલી પરિક્ષામાં બેસતી વેળા, ત્યારપછી એક શિક્ષાગુરૂની ખુરશી ઉપર બેઠક લેતાં, અને તે પછી એક જાહેર ઑફીસની જોખમદાર નોકરીમાં દાખલ થતાં હું ધબકયો નથી.

પ્રિય વાંચકો, એકાદ મોટાં સ્ટેશન ઉપરથી ઉપડતી ત્રેનનો દેખાવ તમોએ કયાં નથી નિહાળ્યો? એક ત્રેન ઉપડવા અગાઉ પોર્ટર, ગાર્ડ અને સ્ટેશન માસ્ટરને ભારે કાળજીથી આમતેમ દમકવું પડે છે; ગાડીનાં બારણાંઓ સંભાળથી બંધ કરવાં પડે છે; વળી એકાદ ગાફેલીથી ગાલેબ બનેલો પેસેન્જર પ્લૅટફૉર્મ અને ફુટબૉર્ડની વચ્ચે ચંપાઇ ન જાય અને બંધ થતાં બારણાંમાં તેનો હાથ કચડાઇ ન જાય તેની સાવચેતીમાં તેઓને સ્હેવું પડે છે. પોર્ટરના 'ઑલ-ઍલ' પછી અને લીલા વાવટાની સીગનલ થતાં અગ્નીરથનો સુકાની તેને સીધ્ધા રસ્તા ઉપર ફેરજ્યાત ધીમે ધીમે બાહેર પાડે છે, પણ જ્યાંસુધી તે આખેર મુકામ પહોંચતી નથી ત્યાંસુધી તો તેના રખેવાલો—ડ્રાઇવર અને ગાર્ડ—છુટકારાનો દમ ખેંચવાની હિમત કરતા નથી.

આવીજ કંઇ જોખમદારી અને જવાબદારીની તિક્ષણ લાગણી આ કથા લખતી વેળા મારાં દીલમાં ઉત્પન્ન થાય છે. ત્રેનના ઉતારૂઓ તે એક પુસ્તકનો વાંચકવર્ગ અને પાત્રો સમજી લેવા. જે પ્રમાણે બાપડા ગાર્ડને પેસેન્જરોના હાથનો કચડઘાણ ન થઇ જાય, અને તેઓના પગ ફુટબૉર્ડ-પરથી લપસી ન પડે તેની તકેદારી રાખવી પડે છે, તેજ મિસાલ એક

વાર્ત્તાનિવેશને લોકોના પગના કુમળાં આગળાંપર પોતાનો રાઠોડી પગ અંજાણપણે પડી ન જાય, અથવા તો પોતાની તીણી કલમડીની ટોચ કોઇક નાજુક બદનનાં એકાદ વધુ નાજુક ખુણામાં ખુંચી ન જાય, તેની દમ-બ-દમ સંભાળ રાખવી પડે છે.

આજે તો સઘળું નવું, નવું, અને નવુંજ જોઇયે છે. આગળા જમાનાનાં બાળકો આગળ જે જુનીપુરાણી રમુજી વાર્તાઓ વર્ણવામાં આવતી હતી તે કંઇ હાલના સુધરેલા જમાનાનાં ઉમરે પુગેલાં અને સાથે સાથે વળી સુધરેલાં બાળકો આગળ ચાલતી નથી. જે બદસુરત ઢીંગલાં ઢીંગલીઓથી અગાઉનાં બાળકો ખુશી થતાં હતાં તેને બદલે આજનાં સુધરેલાં બાળકોને હાલતાંચાલતાં રમકડાં અને ચળકતી ચાઇચાઇઓ જોઇયે છે. તેઓને જો કંઈ "matter of fact" એટલે ચણાની બે ફાડ કરવા જેવું કહી સંભળાવ્યું તે છેડાઇ છંછેડાઇ પડશે.

પ્રિય વાંચકો, આ અદના લખનારની મુઝવણોનું કંઇક અનુમાન હવે તમો કરી શકશો, અને નુકતેચીનીના દરિયાવમાં યાહોમ ઝીપલાવતાં બે વાર વિચાર કરશો; કારણ—

*Criticism without knowledge is a two-edged tool."*



મેહરવાનજી મનચેરજી બનાજી કૃત:

# સુધારાનું શિખર

—યાને—

## સંસાર સાગરમાં સફર.



એક **Model** પારસી સંસારી કથા.



## પ્રકરણ ૧ લું.



**નખરાંબાજ કુદરત અને કરમનાં કૌતક.**

"તહારૂં નહિ, છું હું ધણી, સઉ કોઇ એ લાવે જિકર,
છે અંતે કોઇનું નહિ, માલિક ખરો તે દાદગર.
બુઢા જવાન સઉ એક છે, આયા અને ચાલી ગયા,
જે હાથ ખાલી આવ્યા, તે હાથથી ખાલી ગયા."

જેટલો વખત એક વાર્તા લખનાર તે લખવાનાં કામમાં ગુંતાયલો રહે છે તેટલો વખત તે પોતે ગોયા પોતાને ભૂલી જાય છે!

પોતાની કથાનાં પાત્રો રચી, પોતાની આસપાસ એક નવીજ દુનિયા ઉભી કરી, તે માંહે વસતાં સ્ત્રી પુરૂષોના ધાડા સમાગમમાં જયારે તે આવે છે, ત્યારેજ તે એક દિલપઝીર અને અસરકારક વાર્તા લખી શકે છે.

બીજા હાથ ઉપર વાંચક આલમ જો તેજ પ્રમાણે વર્તતી નથી યાને જુદાં જુદાં પાત્રોની ખુબીખામીની યોગ્ય પિછાન કરી લેતી નથી તો વાર્તાના આવેશમાં સંપૂર્ણ ઉતરવામાં તે નિષ્ફળ નિવડે છે.

પ્રિય વાંચકો, તમો આ મારી નવી દુનિયાના કલ્પીત દોસ્તો સાથે 'ઇન્ટ્રોડયુસ' થવા ઇચ્છો છો? તો ચાલો,–શરમાવો ના,–હું તમને ધીમે ધીમે અને ઘટતે પ્રસંગે સર્વ સાથ પિછાન કરાવીશ.

મિસ સુનાબાઇ શાપુરજી સાહુકાર જ્યારે 'સ્વીટ સીકસ્ટીન' ના પુર બહારમાં ખીલી નિકળ્યાં ત્યારે તેવણ પોતાના એક પિત્રાઇ જોડે અદરાયાં, પણ કમનસીબે લગન અગાઉ તો તે જવાન સ્વર્ગવાસ પામ્યો અને ત્યાર પછી ત્રણ વરસમાં આપણાં નવજુવાન સુનાબાઇની શેહાદી તાલેવંત ખાનદાનના એક નબીરા મી૦ બેહરામશાહ બરજોરજી તાલેવંત સાથે થઇ.

આ લગન કંઇ સ્હેલેસુજે થયાં ન હતાં! સુનાબાઇના બાપ અને બેહરામશાહ તાલેવંત પાડોશી થતા હતા. બેહરામશાહ શેઠની ઉમર ૩૫) વરસની હતી. તેવણ એક વ્યપારી હતા, અને વ્યવહારૂ મધ્યમ કેળવણી પામ્યા હતા. પોતાના રોજગારમાં તેવણે ઠીક પુંજી એકઠી કીધી હતી.

આથી ઉલટુંજ,—મી૦ તેહમુરસ્પ તાલેવંત, બેહરામશાહના નાના ભાઇ, એક અથંગ અભ્યાસી હતા. તેવણ મુંબઇ યુનીવર્સીટીના એક માન પામેલા ગ્રેડ્યુએટ હતા, અને વીદ્યાભ્યાસનો બહુ શોખ ધરાવવા ઉપરાંત પહેલવી, ઝંદ, અને અવસ્તા ભાષાના એક કાબેલ ઉસ્તાદ હતા. પોતાના અભ્યાસ અર્થે વિલાયત, અમેરીકા અને જર્મનીની મુસાફરી કરી Ph. D. ની ઉંચ પદવી તેવણે મેળવી હતી. તેવણ 'બેહદીન દસ્તુર, ડૉ૦ તેહમુરસ્પ Ph. D. કરી ઓળખાતા હતા.

ઘણાકો એમ ધારતા હતા કે આ કાબેલ ઓલમા પોતે સંપાદન કરેલા ધર્માભ્યાસનો લહાવો જાહેર ભાષણો, લખાણો અને રેસાલારૂપે પોતાની હમકોમને વારેઘડીએ ચખાડશે; પણ નહિ,—આ ગણત્રીમાં તેવણના હમદીન બંધુઓએ દેખઇતી થાપ ખાધી હતી.

ડૉ૦ તેહમુરસ્પ એટલા તો શરમાળ સ્વભાવના કાંક પુરૂષ હતા કે ભાષણો અને રેસાલા એક કોરે મેલતાં મુળમાં જાહેરમાં લોકો સાથે ભેળાવાને પણ અચકાતા હતા. 'સોસાયટી'નાં નામ ઉપર તેવણે ગોયા મસમોટો છેકો માર્યો હતો. તેવણ પોતાનીજ સોસાયટી શોધનારા એકમાર્ગી આસામી હતા, અને સારો દિવસ પુસ્તકોની સંગત સાંધતા હતા.

દાબડામાંના ભૂતની માફક કોઇ કોઇ વેળા તેવણ 'રાહનુમાય સભા,' 'જરથોસ્તી ધર્મપર એતેકાદ વધારનારી મંડળી,' 'ગાથા સોસાયટી' ઇત્યાદી જેવાં પોતાની હૈયાતીની દોરી યોગ્ય ઉત્તેજનની ગેરહાજરીમાં જેમ તેમ લંબાવતાં મંડળો તરફથી ભાષણો આપતા હતા.

વ્યપારી બેહરામશાહ પોતાના વ્યપારમાં મચ્યા રહેતા, અને ડૉ૦ તેહમુરસ્પ ઓરડામાં ભરાઈ 'દશ પયરી ખ્શફ'નું ખંડણ કરવામાં માથું ઝીકતા હતા. પણ આટલું તો ખરૂં કે બન્ને ભાઇઓ વચ્ચે ઘાડો પરિચય હતો. સહવારના નાસ્તા ઉપર અને રાતના ખાણા વેળા તેઓ ભેગા મળતા.

ઘરનો સઘળો વહિવટ બેહરામશાહ ચલાવતા હતા. ભાઇઓ વચ્ચે ભાઇબંધીની ગાંઠ એટલી તો સાબુત બંધાયલી હતી કે ગામલોક તો એમજ કહેતાં કે તેઓ એકમેકને વરેલા હતા, અને લગનની જુસરીમાં તેઓ કદીપણ જોડાશે નહિ, તોપણ કારજકરૂઓ જેનું નામ! તેઓ આ બન્ને શેઠોનાં ઘરનો ઉંબર ખણી ખાતા હતા. આસેપાસેના પરણવા લાયક પુત્રીનાં મમા અને પપા ડીયરો આ બેમાંથી એકપણ શીકારને પોતાનાં તાલમેલી છટકાંમાં લેવાને તરેહવાર યુકતીઓ રચતાં હતાં, પણ સઘળું ફોકટ! તાલેવંત મિનારનાં બારણાં કવચીતજ પરોણાઓ માટે ઉંઘાડાં રહેતાં એમ કહીયે તો ચાલે. પાડપાડોશીઓની પણ ઝાઝી આવજા ત્યાં હતી નહિ; માત્ર તેઓનો એકજ પાડોશી અવારનવાર દેખાતો હતો, અને તે બાનુ સુના યાને સુનાબાઇ સાહુકારનો બાપ શાપુરજી સાહુકાર હતો.

બીજાં વીઝીટરોમાં કોટમાં કામાના મોહલ્લામાં રેહતા મેહલ્લાશાહ કાવસશાહ માસ્ટર M. A. અને તેવણની એકપુરી નમાઇ બેટી ગુલચેહર હતાં. મેહલ્લાશાહ માસ્ટર પ્રથમ ભરૂચ અને અમદાવાદની હાઇ સ્કુલોમાં હેડ–માસ્ટર હતા, અને હાલ મુંબઇની એક જાણીતી સ્કુલમાં કામચલાઉ પ્રીન્સીપાલનો ઓધ્ધો ભોગવતા હતા. તેવણ ડૉ૦ તેહમુરસ્પ તાલેવંતના એક વેળા શીક્ષક હતા, અને હરખાને બન્ને ભાઇ સરખાની માફક બંને અભ્યાસના શોખીન હતા.

આ સ્ટેજે વાંચનારે ડૉ૦ તેહમુરસ્પને જોઇયે તો આ વાર્તાનો નાયક લેખી લેવો, કારણ આપણી આ વાર્તા તો ચિત્રવિચિત્ર સ્ત્રીપુરૂષોનું ગોયા એક પ્રદર્શન છે, અને તે માંહે સઘળાં પાત્રો પોતાનો ભાગ ભજવવામાં સરબસર હરીફાઇમાં ઉતરે છે, અને એકસરખી અગત્યતા ધરાવે છે.

બાનુ સુનાના અસ્તાયા પછી શાપુરજી શેઠ તેણીનો ગમ વિસરાવવાને બહાને બેહરામશાહને ત્યાં તેણીને લઇ જતા હતા. પહેલાં તો તેવ-

ણને લગાર થંડો આવકાર મળ્યો, પણ આ દુનિયા ખાધેલ પુરૂષે તેની કંઇજ પરવા કીધી નહિ. તેવણની મકસદ તો કોઇબી રસ્તે પોતાની બેટીને બેહરામશાહ સાથે ગોઠવી દેવાની હતી.

બાનુ સુના પોતાની આ નવજુવાન ઉમરે ચાલુ જમાનાની તેણીની ઘણીક બીજી બેહનપણીઓ કરતાં વધુ ઘતમદાર, દેખાવલી, કોમળ પણ મજબુત બાંધાની અબળા હતી. તેણીના પિતાએ તેણીને દરેક પ્રકારની નિશાળની તેમજ ઘરની કેળવણીમાં કુશળ બનાવવાને કાંઇપણ કચાસ રાખી હતી નહિ. મિસ મુસની સ્કુલમાંથી 'મેત્રીકયુલેટ' થયા પછી બાનુ સુનાએ રાંધણકળા, ભરતકામ, વેતરકામ, વગેરે ઉપર વિશેષ ધ્યાન આપ્યું હતું, અને મ્યુઝીક અને ડ્રોઇંગપર અચ્છો કાબુ મેળ-વ્યો હતો.

ઘરમાં ગંધાઇ રહેતાં, મંડળથી દુર નાસતાં, નબાપા, નમાયા અને નબેહના પેલા બે તાલેવંત ભાઇઓ જો બાનુ સુના જેવી એક 'ઓલ-રાઉંડ' કેળવાયલી નારના સમાગમમાં આવ્યાથી તેણી તરફ દીનપ્રતીદીન વધુ અને વધુ ખેંચાતા જાય તો તેમાં અજાયબીનો શ્વાસ ખેંચવા જેવું કાંઇ નથી. આ બે ભાઇઓમાંથી કયા સાથે વરવું તે જો બાનુ સુનાને પુછવામાં આવત, તો તેણી નાના ભાઇ તેહમુરસ્પને અલબત પસંદ કરત. કારણ, બેહરામશાહ તેનાં કરતાં પાંચ વરસ વડા હતા એટલુંજ નહિ, પણ તેઓ તેના જેટલા દેખાવલા યા ખેંચાણકારક ન હતા. લેબાશે પણ તેઓ બહુ સાદા હતા. જયારે તેહમુરસ્પ જોકે ત્રીમત્રાક ન હતા તો-પણ બદન અને ચ્હેરાને અનુકુલ પડતા દિલશોભિત પોષાકમાં સજ થતા હતા.

બાનુ સુનાના દુનિયાદારી બાપે પોતાની બેટીની વળણ કયા ભાઇ તરફ વધુ ઢળતી હતી તે સ્હેજમાં જોઇ લીધું, અને તેવી વળણથી વેગળી જવાને તેવણ રોજ-બ-રોજ તેણીને એક નાનું જેવું 'લેકચર' આપતા હતા!

અત્રે વળી મારે કહેવું જોઇયે કે. બાનુ સુના કેળવાયલી છતાં જાતે લોભી હતી; પૈસાને અને સત્તાને ચાહનારી હતી તેથી બેહરામશાહ શેઠના પૈસાની તસ્વીર સદા તેણીની આંખો આગળ ધરવાને શાપુરજી શેઠ કાળજીપૂર્વક રહેતા હતા.

વખ્તના વહેવા સાથ તાલેવંત ભાઇઓ બાનુ સુના સાથે વધુ પળોટાઇ ગયા, અને જોકે તેણીની સાથે વિશેષ મર્યાદા અને વિવેકથી બન્ને વર્તતા હતા, છતાં તેણીની વાતચીતમાં, સંગતમાં, અને ગાન-તાનમાં ઉત્સાહથી મોજ લેતા હતા. પણ તેઓ એટલા તો ભોલા-ભલા ખાલેસ સ્વભાવના હતા કે એકમેકના બાનુ સુના તરફનાં છુપાં ખેંચા-ણથી તેઓ અજાણ્યા હતા. બેહરામશાહ શેઠને ઝાંખો પણ ખ્યાલ ન હતો કે જે લાગણીથી તેવણ બાનુ સુના તરફ દોરવાતા હતા તેજ લાગણીથી તેહમુરસ્પ પણ તેણી તરફ ખેંચાતો હતો.

જ્યારે વાત આ તબક્કે આવી પ્હોંચી અને વધુ આગળ તે કયે દિવસ વધશે તે કલ્પી શકાતું ન હતું, ત્યારે શાપુરજીબાએ પેલી ઇંગ્રેજી કહેની પ્રમાણે વખતબાવાની ફેંટ પકડવામાં અને ગોધાની સાથે તેનાં શીંગડા પકડી લડવામાં ડહાપણ વિચાર્યું. તેઓએ એક દિવસે તેહમુરસ્પની ગેરહાજરીમાં આ બાબત બેહરામશાહ તાલેવંત સાથે છેડી, અને પરિણામમાં તે વાતચીત પછી બરાબર ૮ મે દીવસે, અને બાનુ સુનાના અસ્તાયાને બરાબર ત્રણ વરસ વીટા બાદ, એટલેકે તેણીને ૨૦ મું વરસ બેઠા પછી બેહરામશાહે તેણી સાથે અદરાવાની ખબર પોતાના ભાઇને નાસ્તા ઉપર આપી. તે ખબર તેહમુરસ્પના કાન ઉપર અચબુચ તોપના ગોળા સમાન આવી પડી. સાધારણ સંજોગો વચ્ચે આવી ખુશબખ્તી-ભરી ખબરથી તે પોતાના હેતાળુ હમશરીકને મુબારકબાદી આપવાની પવિત્ર ફરજ તુરત અદા કરતે, પણ હાલમાં તો તેની જીભે એક બે મીનીટ સુધી ઉપડવાની સાફ ના પાડી. તે સરતાપા તંગતાઇટ થઇ ગયો.

આ બન્ને ભાઇઓએ કોઇપણ દીન એક યા બીજો પરણે એવું સ્વપ્ને પણ કલ્પેલું ન હોવાથી બેહરામશાહ શેઠ સમજ્યા કે હવે તેવણ અદરાયાથી તેહમુરસ્પ કુદરતી રીતે અજાયબ થયા હશે, અને તેઓએ તેમ વિચાર્યું તે ઠીકજ થયું, કારણ તેવણ જો જાણત કે બાનુ સુના સાથે પરણવાને તેહમુરસ્પ તલ્પી રહયો હતો તો તેઓ ઝીનહાર પોતાના ભાઇની મરજી વીરૂધ જાત નહિ.

તે બે ત્રણ મીનીટની ચૂપકીદી દરમ્યાન પોતાના વીખરાયલા વિચારોને અને અશાંત મનોવૃતીને તેહમુરસ્પે પાછાં કાબુમાં લીધાં.

ભાઇનાં સુખની આશામાં તે જવાને પોતાનાં સુખને તુરતવેળા છેલ્લી સલામ કીધી. તેને નિશ્ચય કર્યો કે બાનુ સુના તરફ પોતાની પસંદગી ઉતરેલી હતી એવું તેને પોતાના ભાઇને કોઇપણ દિવસ જણાવવું યા જાણવા દેવું નહિ.

તે ઉઠયો, અને પોતાના સાદામાદા ભાઇ જેવણ કૉફી શીપ કરતાં કરતાં ન્યુસપેપરમાં ડોકયું ઘાલી "લીવરપુલના તાર સમાચાર" વાંચતા હતા, તેવણને સાદીમાદી રીતે બગલગીરી કરી ભેટી પડયો, અને બોલ્યો—

"બેહરામ, વહાલા બેહરામ, હું તુંને અંતઃકરણથી મુબારકબાદી આપુંચ." આંજુથી લીપાઇ ગયલી આંખોએ તેહમુરસ્પ જેમ તેમ બોલ્યો. "ખોદાતાલા તમારાં જોડાં ઉપર રહેમ ઉતારો અને તમો સદા આબાદ રહો," અને ભાઇ તરફના વળતા જવાબ માટે ન થોભતાં તે સરભોગ ઓરડાની બાહેર પડયો.

પોતાના ખાનગી ઓરડાનાં બારણાની સાંકળ દેતાં નાસીપાસીના છુપાં આંજુ વરસાવતા ડૉ૦ તેહમુરસ્પ પોતાની ઇઝીચેરમાં એક નિશાસો ખેંચી પડયા.

થોડીક મીનીટમાં તેઓ સાવધ થયા. ઉઠયા, મ્હોં ઉપર પાણી છાંટી કાંઇ બન્યું ન હોય તેમ પોતાની ટેબલ આગળ જઇ તેનાં ખાના માંહેથી એક અવસ્તા કાઢી તેના ચોક્કસ કલામો પઢવા પડયા. તેવણ તે કલામો પુરા થવા પછી બેધ્યાનપણે બડબડયા—"બેહરામ, બેહરામ, મારી નામુરાદીનું કારણ હું કદી તુંને જાણવા દઇશ નહિ—મારાં મ્હોં ઉપર તે પ્રગટી ન નિકળે તેની હું પુરતી સંભાળ રાખીશ," અને પોતાનો તે ઠરાવ તેવણે એવી તો દ્રઢતાથી અમલમાં મેલ્યો કે બાજેવેળા બાનુ સુના વટીક વમાસણમાં પડતી કે તેણી જો તેહમુરસ્પને પરણવાની માંગણી કરત તો તે માંગણી તેહમુરસ્પ મંજુર રાખત યા નહિ.

બેહરામશાહ અને બાનુ સુનાની શેહાદી કંઇપણ ઝાઝી ધામધુમ યા દોડધામ વગર પસાર થઇ.

તાલેવંત કુટુંબમાં પગ મેળતાંજ બાનુ સુના ત્યાં જાણે વરસોની વસેલી હોય તેટલી હળી ગઇ, અને ઘરના કારોબારની લગામ પોતાના

હાથમાં લઇ શેઠાણી તરીકેની સઘળી ફરજો પુર ફત્તેહમંદીથી અંદ કરવા લાગી. બેહરામશાહ જોકે તેણીને ઉડાઉ ખર્ચ કરવા દેતા નહિ તેમ વળી તેણીની કોઇપણ વાજબી માંગણીની આડે આવતા નહિ. જાહેર મેળાવડાઓ, પાર્ટીઓ અને મંડળોમાં તેવણ પોતાની મહોરદાર સાથે કદાચજ જતા, પણ બાનુ સુનાને તેમ કરવાની પુર છુટ આપતા હતા.

તેહમુરસ્પ તો જાણે બાનુ સુના ઘરમાં આવીજ ન હોય તેમ પોતાની રાબેતાની ઉદ્યોગી એકાંત જીંદગી પોતાના ઓરડામાં કે મેહલ્લાશાહ માસ્ટરને ત્યાં ગુજારતા.

એ રીતે બીજું કાંઇપણ અસાધારણ બન્યા વગર ખુશખુશાલ સુખસંપ વચ્ચે વરસ બે વીટી ગયાં, પણ—

બે વરસ સુખનાં ગયાં તો દુઃખ ધસડાઇ આવવુંજ જોઇયે નહિતર કુદરતનો નિર્માણ કરેલો કાયદો ઉલટાઇ જાય.

તાલેવંત કુટુંબપર એકાએક આફતનું વાદળ હવે ઘેરાઇ આવ્યું.

બાનુ સુના બેહરામશાહને પરણી તો ખરી, પણ આદમી ચાહે છે શું અને ખુદા કરે છે શું ? માણસની ગણત્રી કેટલી વેળા તે કરીમે-કારસાજ ધુળ મેળવે છે ? ધારેલી નેમ બર આવશે કે નહિ, અજમાવેલો ઉપાય કારગત લાગશે કે નહિ, ધારેલું સુખ હાંસલ થશે યા નહિ તે જો આપણ જાણી શકતા હોત તો અણધારેલી નડતળો ફુટી નીકળતેજ કયાંથી?—તેટલા વાસ્તે બાનુ સુના પણ ફાંટાબાજ કુદરતના સીકંજામાં આવી જાય એ કુદરતી છે.

તેણીનો ભરથાર બેહરામશાહ કોલેરાના એક મજબુત હુમલાથી પટકાઇ પડયો અને માત્ર ૮) કલાકની રમતમાં તે જાલેમ રોગ પોતાના ભોગને ઢીલોઢચ કરી, તેહમુરસ્પના કકળાટ અને બાનુ સુનાના ગભરાટ વચ્ચે, પેલી જેહાન ઉઠાવી લઇ ગયો.

એક વેળાની અસ્તાયલી બાનુ સુના હવે રંડાઇ.

---

# પ્રકરણ ૨ જું.

## હાજીભાઇ નહિ તો હીરજીભાઇ તો છેજ!

"થઇ માયા ગુપચુપ કુલ વિદા, મુરવતબી ન્હાસી ગઇ,
મજહબપર નહીં કંઇ દીલ રહયું, દીલદારી ગઇ વિખરઇ."

વિધવાપણાનું દુઃખ અલબતાં બાનુ સુનાને ઘણું લાગ્યું, પણ તે દુઃખ તેહમુરસ્પના સંતાપની સરખામણીમાં ઘણું કમતર હતું. તેહમુરસ્પ એટલો તો ગમગીનીમાં ગીરફ્તાર થઇ ગયો હતો કે દિવસો સુધી તે પોતાના ઓરડામાં ભરાઇ રહયો અને અભ્યાસ વટીક ભૂલી ગયો.

બાનુ સુનાને તેણીના બાપે બનતી ધીરજ આપી અને બેહરામશાહની મોટી દોલતના પ્રતાપથી તેણી ભવિષ્યમાં કેવી સુખી થશે તે સમજાવી તેણીનું મન મનાવ્યું. તેહમુરસ્પને પણ દીલાસો દેવાની તેવણે જુકની કરી, પણ તેમાં તેવણ ફાવ્યા નહિ.

બાપબેટીનું ચિત્ત આપસ્વાર્થના માર્ગો ગોટી કાઢવામાં રોકાઇ રહેતું. તેઓએ તેહમુરસ્પને પોતાના હાથમાં લેવાની રફતે રફતે પેરવી કીધી. લોભી બાનુ સુનાને તો પહેલાંથીજ તેહમુરસ્પ વંત્રુ ભાવતો હતો. તેણી તેની સઘળી હાજતો તુરત ચેતી લેતી અને તેને પુગી વળવાને ખંતી રહેતી.

આખરે બેહરામશાહની વર્ષી વીટયા બાદ શાપુરજીએ ઘણી હીકમતથી તેહમુરસ્પ આગળ વાત છેડી કે, જો બાનુ સુના સાથે તે લગનના ગાંઠથી જોડાય તો તેના બહેસ્તી ભાઇનું રૂહ પેલી જેહાનમાં ખુશનુદ થયા વગર રેહ નહિ, અને મરહુમનો પૈસોટકો સઘળો ઘરમાં સચવાયલો રહે. પણ તેહમુરસ્પના ધ્યાનમાં આ વાત બીલકુલ ઉતરી નહિ. તેનાં કારણો અનેક હતાં: પહેલું તો બેહરામશાહનાં મરણ પછી તેને બાનુ સુના તરફ એક જાતનો ધીકાર—બલ્કે અણગમો—પેદા થયો. આટલા ટુંક અરસામાં બાનુ સુના લગનના ગાંઠથી પાછી જોડાવા માગતી હતી તેથી તેણી 'હાર્ટલેસ' યાને સંગદીલ હોય એમ તેણે વીચાર્યું.

વળી આવી એક પાર્ટી–ફાર્ટી અને મેળાવડાની શોખીન બાનુ તેના જેવા એકાંત અભ્યાસી જીંદગી ગુજારનારા માટે કદીબી સારી બાયડી થઇ પડે નહિ એમ તે હવે નકી માનવા લાગ્યો હતો. તેણે શાપુરજી શેઠને સાફસાફ જણાવી દીધું કે તેઓ જે ઇચ્છતા હતા તે કદી બની શકે એમ ન હતુ. બાનુ સુના જો ચાહે તો ગમે તેવો બીજો ભરથાર લાવે. બેહરામશાહનાં લગ્ન પછી અને તે બીચારો મરણ પામ્યો ત્યાંસુધીના અરસામાં તો બાનુ સુના તરફની તેહમુરસ્પની સઘળી પસંદગી મંદ મારી ગઇ હતી અને બેહરામશાહ શેઠની હૈયાતીમાંજ તે ખુશી થવા લાગ્યો હતો કે તેણીના જેવી મોજીલી–રંગીલી નાર તેને પોતાને ફાળે આવી નહિ.

બેહરામશાહ એક સાવચેત માણસ હોવાથી તેવણે પોતાનું વીલ કરી રાખ્યું હતું. તે વીલમાં તેવણ એવું ફરમાવી ગયા હતા કે, બાનુ સુના જો તેવણનાં મરણ બાદ તેવણના ભાઇ તેહમુરસ્પ સીવાય બીજા કોઇની પણ સાથ પરણે તો તેમની કુલે અસકયામતનો એકલો માલેક તેમનો ભાઇ તેહમુરસ્પ અને તેનાં મરણ બાદ તેના વારેસો થાય, અને બાનુ સુનાને માત્ર રૂપિયા દસ હજારનો ઉચકો મળે.

વખતના વેહવા સાથે બાનુ સુના જેવી મોજીલી, રંગીલી, ધપધપિયાં મંડળોમાં ફરનારી અને ગવરનર સાહેબના 'એટ હોમ્સ' અને 'કૉનવરસેઝયોની' માં જનારી આનંદી પુતળીને પોતાની મંડળીથી દેશનિકાળ થવાતું ભાવ્યું નહિ તેથી જ્યારે તેણી; આપણે ઉપર જોયું તેમ, તેહમુરસ્પને પોતાના ફરેબી ફાંદાની જાળમાં સપડાવવાને ફાવી શકી નહિ, ત્યારે ધપધપિયાં દિલાવર ખાનદાનના એક નબીરા તેહમતન દિલાવર તરફ તેણીએ પોતાનું ધ્યાન દોડાવ્યું. લગનનાં બજારમાં એક વધુ બાજી ખેલી જોવાનો તેણીએ કસદ કર્યો.



## પ્રકરણ ૩ જું.

## જુગાર તારૂં ખાણું ખરાબ.

(રાહ-March—The British Grenadiers.)

કીર્તી ગાઇએ હંમેશ, સોહરાબ ને તેહમતન-તની,
સ્યાવક્ષ અને ફ્રામર્ઝ, ને મહાન એવા નરોની;
કુશળ જેપાનના લડવૈયાઓ, લહેજા એકમાં પટકાય,
લડે જો કુ—અ—તે હી—મ્મ—તે સા—આ—થે
આજના પારસી પ્હે—લ—વાન.

ઇરાન વતનના શુરવીરોએ નીહાલ્યો ન ક્રીકેટ બોલ,
શરતબાજીની ધુંઇ માહે હોમાવ્યો ન ગરથ માલ;
કસાકસીની કમ્મર કસી પડયા છે મએદાન,
પરકોમ સા—આ—થે હી—મ્મ—તે કુ—અ—તે
આપણા પારસી નંગ—જ—વાન.

(રચનાર-મે. મ. બ.)

મી૦ તેહમતન અર્દશિર દિલાવર જોકે બેહરામશાહ જેટલા પૈસાવાળા નહિ તોપણ 'પાંચપૈસા' નો જીવ ધરાવતા હતા. પણ શરતબાજીના કાઢનારાઓનું તો ખોદાતાલા શું ભલું કરશે કે શેહાદી વખ્તે તો તે 'પાંચપૈસા' નો આંકો લાવી તેવણ લગભગ તળ્યાંઝાટક થઇ ગયા હતા. બાનુ સુનાને આ સઘળાં પોલમપોલની ખબર ન પડે તેની તેહમતને સંભાળ રાખી હતી.

જવાન મી૦ તેહમતન કુંવારા હતા, અને વળી બાનુ સુનાથી બે વરસ૰નાના હતા. બેહરામશાહ તાલેવંતનાં વીલની કલમથી તેવણ અંજાણ્યા હતા. તેવણ તો એમજ સંતોષસહીત માનતા હતા કે બાનુ સુના સાથ પરણ્યા એટલે 'ગંગા નાહ્યા.' તેવણના 'ફ્રાસ્ટ ફ્રેંડઝો' તો તેવણને કહેતા કે, "બચ્ચા તેહમી, બીલ્લુ તો ઠીક પકરયુંચ. તારૂં તો

હવે દલદરજ ફીટયું જો દીકરી ! સદાની તારી તો કાસરજ ગેઇ. આપરે તો હાથ ઘસ્તાજ રહી ગીયા " ઇત્યાદી, ઇત્યાદી, ઇત્યાદી.

લગ્ન તો થયાં અને થોડે દિવસે પરપોટો પણ ફુટયો ! વીલની કલમ પ્રમાણે બાનુ સુનાનાં લગ્ન બાદ બેહરામશાહની સઘળી માલમીલકતનો એકલો માલેક તેહમુરસ્પ થયો.

બાનુ સુના અને તેહમતનને હવે નેપીયન સી રોડ ઉપરનો ' તાલેવંત મિનાર ' છોડીને ગ્રાંટરોડ ઉપરની કંત્રાકટર બીલ્ડીંગમાં જઇ રહેવું પડયું. ધણીધણયાણી વચ્ચે ત્રણ-પાંચ થઇ. પણ તેહમતન સમજુ હતો. તેણે જોઇ લીધું કે ઢોલાયલાં દુધ ઉપર વિલાપ કરવામાં કાંઇ સાર ન હતો, માટે તેણે શેતાન ડાઓ કરી કજીયાનું મ્હોં કાળું કીધું.

બાનુ સુનાને દિનપ્રતીદિન ધપધપિયાં મંડળોમાં હવે થંડો અને થંડો આવકાર મળવા લાગ્યો. તેહમતનની આવક તો ટોપલા અને સુપડાં તળે ઢંકાયલી, એટલે શરતને મેદાને તો હવે પડાયજ કયાંથી ? શરતવાળાઓએ તેને એક Defaulter (નાદાર) તરીકે જાહેર કીધાથી તે તો ' હવે તારી પાઘડી મારે માથે' અને 'મારી કમળ તારે બદને' કરવા લાગ્યો. બાનુ સુનાના ડ્રેસમેકરોના બીલના ઢગલા ચઢવા માંડયા. તેણીનાં ચાલતાંચલણમાં જે સહીઓ ઘરાંપરાં કરતી હતી, તેઓ હવે તેણીને જોતાંવાર પીઠ મરડવા લાગી અને મ્હોભાવતા તરેહવાર ટીકાઓનો વરસાદ વરસાવવા લાગી. તેણીને 'બાનુ સુના' બદલ 'વરખાઉ સુના'ની ઉપમા તેઓએ આપી. મોટે ખાંચરેના સરઅવસરનાં નોત્રાંઓ પેહલે ઓછાં થતાં ચાલ્યાં, અને ૬) મહિનામાં તો મોટી જેવી પુર્ણવીરામ પડી !

અધુરાંમાં પુરૂં! તેણીને ત્યાં આ વેળા એક બાળક અવતર્યું અને કમભાગ્યે તે બાળક એક પુત્રી હતી. આ છોકરી જન્મતાં પોતાની સાથે સીતમ લેતી આવી હતી. તેણી મ્હોંમાં સોનાનો ચમ્ચો નહિ પણ લોખંડી ચમ્ચો લઇ જન્મી હતી.

આપણાં ઘણાંક સુધરેલાં, શીખેલાં, શ્રીમંત કુટુંબોમાં પણ, બાળકીઓ જન્મતાંવાર તરેહવાર અપશુકનો ઓચરવાનો ચાલ પડી ગયો છે; તેમાં વળી ગરીબ ઘરમાં જો એકાદ બે બાળકીઓ જન્મી તે પછી મ્હોડેના અપશુકનો શ્રાપની ટોંચે ચઢે છે.

પ્રિય વાંચકો, જ્યારે આપણે બાળક હતા અને પાળણે પોઢતા હતા તે વખત તો તમને યાદ હશેજ. તે વેળાની આપણી સાદી અર્ધ સુધરેલી, પણ આજના જમાના કરતાં વધુ હેતાળુ અને શ્યાણી સમજુ માતાઓ આપણી આગળ નાની રમુજી કથાઓ કહી, જુનાંપુરાણાં હાલરડાંઓ ગાઇ, આપણને નિંદ્રાદેવીની ગોદમાં સોંપી દેતી હતી. તે-વખતની નાની વાર્તાઓ જેવી કે, 'મારી તલવાર ઘસતી'તી, અરધ્યાને કાપવા કરતી'તી, 'સાત પૂછડયા ઉંદરની કાહણી,' 'મહા હેતવાળી માતાનું ગીત.' વળી 'એક રાજા હતો,—તેની એક રાણી હતી,—તેના સાત દીકરા હતા—તેની ત્રણ દીકરી હતી,—તેનો એક મેહલ હતો' વીગેરે પણ તમને યાદ હશે. પણ, શીવ ! શીવ !! આજના સુધરેલા અધ્યામમાં તો ગોયા બાળકો અને તેમના ટેસ્ટ પણ જન્મતાંવાર સુધરેલાજ હોય છે! તેઓને પાળણે પોઢાડવાની ઉપલી સાદી અને સર્વોત્તમ રીતિઓ પણ આજે બદલાઇ ગઇ છે. આજે તો એક માતાનો નરમ હાથ એક બાળકનાં દિલ ઉપર જવલેજ પડે છે, અથવા એક વહાલી બેહનનો સુંદર શરોદ તેને કવચીતજ રીઝવે છે. જુનીપુરાણી ઝોળકડીનો હીંચકો તેને ખુશ કરતો નથી, પણ તેને બદલે આપણે શું જોઇયે છીયે ?

બાળકને પોઢાડવામાં એકાદ પરજાતની કઠોર આયા આજે મુખ્ય ભાગ ભજવે છે. એક કડણ બીછાના ઉપર તે નાજુક જીવડાને સુવાડવામાં આવે છે અને રમુજી કથા અને દિલખુશ હાલરડાંને બદલે તેને કોર દેવાડી નિંદ્રાવશ કરવા માટે "બાઇસાહેબ આયા" તેનાં દિલ ઉપર એક નવાબ સાહેબ ચંપી કરાવતા હોય તેમ પોતાના રાઠોડી હાથો વડી ઢપકઢપક હઠોડા મારે છે !

બાનુ સુનાની બાળક બેટી, જેણીને ઉકમાઇ માટે 'દીનબાનુ' નું મોટું નામ આપવામાં આવ્યું હતું, તેણીને એક અભણ અને કડણ હૈડાંની ફીરંગી આયાની સંભાળમાં સોંપવામાં આવી.

બાનુ સુના જાતે તનદુરસ્ત હતાં. તેવણનાં બદનમાં કુદરતી બાળક-પોષણનું નિર્મળ નિર પુર જોશમાં ઉભાઇ જતું હતું, પણ બાપડી દીનબાનુને, ડાકટર સાહેબના ગમે તેટલાં સમજાવ્યા છતાં, તે ઝરાનો સ્હેજ પણ લ્હાવો ચખાડવાને તેણીએ ના પાડી અને આ કેળવાયલી

છતાં કમસમજ અબળાએ તે વ્હેતા ઝરાને અકુદરતી રીતે જડ મુળમાંથી મચડી નાખ્યો. દીનબાનુના પેટનો ખાદો બાઇસાહેબ આયા પોતાની મરજીમાં આવે ત્યારે પુરતી હતી.

બાનુ સુનાનો ઘરસંસાર તેણીએ એકઠી કીધેલી પોતાની અંગત પુંજીમાંથી હાલ તો ગબડતો હતો, પણ તે પુંજીનું પણ હવે તળ્યું આવવા માંડયું હતું. વરવહુ વચ્ચેનો કજીયો દિવસ જતે વધતો ચાલ્યો; અરસપરસ તાનાજાનીના બાણો છુટથી ફેંકાવા લાગ્યા; તેહમતને બાનુ સુના ઉપર બેહરામશાહ તાલેવંતનાં વીલની કલમનો ભાવાર્થ તેનાથી છુપાવવાનો આરોપ મેહલ્યો અને વળતા ચાર્જમાં બાનુ સુનાએ તેહમતનને ઠેરાવી નાખ્યો કે તેણી જો તેની સાથ પરણતે નહિ તો અત્યાર અગાઉ મી૦ બહમનશાહ બકરાકાપુ સાથે પરણીને તેણી પોતાની સઘળી હાડમારીનો છેડો આણતે. તેણીને શું ખબર કે શરતના જુગારમાં તે ખાખાવરખો થઇ ગયો હતો. એવું જો તેણી જાણતે તો તેનાં મ્હોં ઉપર થુકતે પણ નહિ.

તેહમતનને તેણી કંઇપણ નોકરી મેળવવા કહેતી, પણ બાપદાદાઓએ નોકરી કીધી હોય તો કરે કેની? રૂના જથ્થા ઉપર ચોકસ. લાગવગથી તેને ૨૫૦) ની નોકરી મળનાર હતી. પણ તે લેવા તેણે ધસીને ના પાડી, એવું કારણ બતાવીને કે "રૂ માહેલી રજ મારા દમમાં જાય ને મારી તબિયતનું સત્યાનાશ વળી જાય." ઉઘરાણીની એક નોકરી "શું મારે પગે ફેરી ફરવાની ઝાડુ બાંધું" કરી ના પાડી. કલાર્કની નોકરીની વાત આવતી તો "આખો દીવસ ખુરશી ટેબલ આગળ ઢગલો થઇ બેસી રહેવાની અને તેથી કરી આંગમાં લોહી ન ફરવાની" બીકથી તે ભડકતો.

સુધરેલાં વરવહુના આ સુધરેલા કંકાશથી મામલો એટલો તો બારીક ટાંચે ચઢયો કે એક સહવારે તેહમતન પોતાનાં ઘરમાંથી બહાર ગયો તે છેક રાત્રે મોડેથી ઘરે પાછો ફર્યો અને પોતાના ઓરડાનું બારણું બંધ કરી માંહે ભરાઇ રહયો. સહવારના ઘણું મોડું થવાથી બાનુ સુનાએ બારણું ઠોકયું, પણ કંઇ જવાબ નહિ મળવાથી પાડપાડોશીની દોડ પ્હોંચી અને બારણું ભાંજી ઉઘાડવામાં આવ્યું તો શું જોવામાં આવ્યું તે સ્હેજે કલ્પી શકાશે. આજના સુધારાના શિખરે ચઢી

ચુકેલા પારસી સંસારમાં આવા બનાવો અને તેનાં પરિણામો તો ડગલે અને પગલે સાધારણ થઇ પડયા છે.

વધુ ખુલ્લા શબ્દોમાં બોલીયે તો તેહમતન અફીણના એક મોટા ડોઝનો ભોગ થઇ પડયો હતો!

જુરીએ અભિપ્રાય આપ્યો કે: "ચાલુ નાદરૂસ્ત તબિયત અને મગજની અસ્થીર હાલતને લીધે તેહમતને આપઘાત કીધો હતો."

સુધરેલા પારસી સંસારનો આ પણ એક "સુધારો" છે, અને તે સુધારો હદબાહેર ત્રાસજનક અને દુ:ખદાયક પરિણામો નિપજાવવાને પેદા થયલો છે. અફસોસ! પારસીઓ! આ તમને શું સુઝે છે? તમારો સુધલો શું તમોએ ખોહી દીધો છે? શું તમારૂં મગજ હાલના સુધરેલા જમાનાએ એટલું બધું કમતાલે બનાવ્યું છે, યા તમારી સમજશકતીની શું એટલી બધી ઓટ થઇ ગઇ છે કે તમો આત્મઘાત કરવા જેવી સુધરેલી નબળાઇ બતાવો છો? સંગીન પારસી સુધારાની એ એક હડહડતી નામોશી છે. આફતની સામે જવાંમરદથી ન લડતાં તેમાંથી છટકવાની એ એક સરિયામ હિંચકારી બારી છે. આવાં ઉતાવળાં કમસમજ એકજ પગલાંથી પોતાનાં વ્હાલાંઓને બાજેવેળા કેવી નખ્ખોદરૂપ પરઆધાર સ્થીતિમાં તેઓ મેળી જાય છે તે આવા ભાનભૂલાઓ કયાંથી સમજે? નિર્જીવ કારણોસર જીંદગીથી કાયર થવાના વાહીયાત ધખારા હેઠલ, આવી પડતાં દુ:ખથી હારી ખાઇ તમો આપઘાત કરો છો તે "સુધારો" હવે તમો એકદમ અટકાવો તો ઠીક. આપઘાત કરવાથી આપણા મુવા બાદ વાખવાખી થતી નથી; તેને માટે છાપાવાળાઓ કાંઇ પ્રજાને રૂદન કરવા કહેતા નથી, યા દુનિયાંમાં નામ અમર કરી જવાનું તે સાંધન નથી. એવા વિચારોથી જો તમો તે પગલું ભરતા હોવો, તો તેમ કરતી વેળા તમારાં સુધરેલાં ઘરની કેળવણીને શ્રાપ દેજો, તમારી સમજદારી ઉપર અફસોસ કરજો, અને તમને સહનશીળતાના પાઠો ન શીખવવા માટે તમારાં ઘરની માઠી કેળવણીનો પાયો નાખનારની ઉપર ધીક્કાર વરસાવજો. બસ! આપઘાત ઉપર હું કંઇ વાએજી કરવા માગતો નથી, પણ આપણી સુકીભર પારસી કોમમાં આપઘાતની જે બદીએ જડ ઘાલી છે તે હાડેહાડ ધ્રુજાવનારી છે, અને તે આપણને દુર કરવા જોઇએ છે, હા,—તાકીદે જોઇયે છે

**સંગીન વ્યવહારૂ ઘરસંસારી અને ધાર્મિક કેળવણી.**

# પ્રકરણ ૪ થું.

## હું મુવાંને દીયે કોણ ને તું મુવાંને લીયે કોણ?

"મન માયાના કરનારા રે,
જરી જોને તપાસી તારી કાયા."

બાનુ સુના હવે એકવાર પાછી રંડાઇ. સંસારી જંજીરમાંથી તેણી એકવાર પાછી છુટી થઇ.

અધુરાંમાં પુરૂં. શાપુરજી સાહુકાર જેને બાનુ સુના સાથે તેહમતન સંગાતના. તેણીનાં લગ્ન પછી સખ્ત મીનાકેશો થયો હતો, અને જે માત્ર તેહમુરસ્પની દયા ઉપર પડેલો હતો, તેણે કંઇપણ માયાપુંજી પોતાની પાછલ મેળયા વિના આ દુનિયાનો પોતાનો પ્રવાસ આ અઇયામે ખતમ કીધો.

તેહમતનના ગુજરવા પછી બીચારી દીનબાનુ આયાની દયા ઉપર વધારે પડવા લાગી અને તે કેટલી હદસુધી તે નીચલી લીટીઓ કહી આપશે.

એક સાંજે બાનુ સુના ગિરગામ બેક રોડ ઉપરથી પોતાને ઘેર પાછી ફરતી હતી ત્યારે ધનજી સ્ત્રીટનાં દેવળનાં બારણા આગળ--જયાં પરવારતી આયાઓ બાળકોને લઇને સાંજને છેડે એકઠી મળે છે ત્યાં—આવી પહોંચતાં તેવણે એક નાનાં બાળકને જોરથી રડતું સાંભળ્યું, કે જેને તેની આયા દબરાવતી હતી.

"મરે કેવી મજાહની બેબી છે. એને જરા સમજાવીને શાંત પાર આયા, એમ મોટે મોટે એને ધમકાવેચ શું?" મોટે ખાંચરે ફરનારી બાનુ સુના બોલી—"એ કોણની બેબી છે?"

"બાઇ એ તો આપણી દીનબાનુ છે. હું રોઝીન કાલેજ તમારે ત્યાં એક મહીનો બદલી રહી તે ભુલી ગીયાં કે?" આયાએ બાનુ સુના તરફ ટગરટગર ટીકતાં ખુલાસો કીધો.

બાનુ સુના ફીક્કાં પડી ગયાં! તેવણ લટરપટર થઇ ગયાં! "ખરેખર! મરે રે, મારૂંબી ભેજું કાંહ ચરવા ગીયુંચ!"—અને તેવણે નાની દીનાનો ગાળ ગોયા મોટો આભાર કરતાં હોય તેમ ઝડપથી પસવાર્યો, તે બાળકના હોઠ ઉપર એક ઠંડી કીસ લીધી, અને કાંઇપણ વધુ બોલવા વગર પોતાના કોર્ટ–શુની ઉચી એડીને ઝોંક ખાઇ ઘર તરફ પાછાં ફર્યાં.

તેવણ તો હાલ "વર્પી" વીતાં બાદ "બીજું ઘર" કરવાની તૈયારીમાં હતાં. આ "બીજું ઘર" કયાં કરવું તે તેવણે મનમાં નક્કી પણ કરી રાખ્યું હતું.

જયારે બાનુ સુના તેહમતન સાથે અદરાવાની તૈયારીમાં હતાં. ત્યારે મી૦ બહમનશાહ બકરાકાપુ જેવણ તે વેળા બીજીવારના રંડાયા હતા, અને જેવણને ત્યાં બાનુ સુનાની આવજા હતી, તેવણે પોતાનો હાથ બાનુ સુનાને ઑફર કીધો હતો, પરંતુ તેવણની વૃદ્ધ વય જોતાં બાનુ સુનાએ તેહમતનને પોતાનો હાથ આપી નવાજયો.

બાનુ સુના ઉપરનો બહમનશાહ શેઠનો 'લવ' આથી કંઇ કમી થયો નહિ. તેવણે વીચાર્યું કે બાનુ સુના વરખાઉ છે, અને કાં નહિ તેણી પોતાના ત્રીજા વર તેહમતનને પણ ખાઇ જાય, અને તેથી કરી આજે નહિ તો બે ત્રણ વરસે પણ તેવણે બાનુ સુનાનો હાથ મેળવવાને પોતાનાં મનમાં ગાંઠ વાળી મેલ્યો.

પણ, આ બહુ ચાહેલો બનાવ બને ત્યાં સુધી શું મી૦ બહમનશાહ રંડાપો સ્હેવે? તેવણ મદઇના જીવને કંઇ અંસુખ હોય તો દુશ્મનની ઉઠવેઠ તેટલાં અરસામાં કોણ કરે? માટે બાનુ સુના પાછાં રંડાય ત્યાંસુધી એક કામચલાઉ બાયડી (Acting Wife) ઉભી કીધી હોય તો કેવું? તેથી તેવણે સારાં ખાનદાનની ૪૫) વરસની એક રંડાયલી નાર સાથે દાણા પાડયા. બહમનશાહની દીકરીઓ સાથે આ બાઇને ઘાડો પરિચય હતો, પણ બેટીઓનાં કમભાગ્યે તેહમતનના ગુજરવાની એક માસ અગાઉ તે બાયડી પણ બહમનશાહ શેઠના શીતળ છાંયા હેઠેથી પેલી જેહાન વાસો ઉઠાવી ગઇ. તેણી પોતા પાછલ એક વરસની બાળક બેટી નામે મેરી મેળી ગઇ.

પણ, આથી કંઇ બહમનશાહ શેઠે હાર ખાધી નહિ. બાયડીપર બાયડી કરવાની તેઓની મુખ્ય મતલબ એક વારસ બેટો મેળવ-વાની હતી. દીકરીઓ તો તેઓને મનથી પીડાસમાન હતી. તેવણ તો એમજ ધારતા હતા કે "દીકરા તે દોલત, અને જે દીકરા જણે ને કેળવે તેજ ભોગવે." દીકરીઓને ગમે તેટલી કેળવો, ગમે તેટલો પૈસો તેઓ ઉપર ખર્ચો અને ગમે એવી જાનફેશાની તેણીઓ માબાપ ઉપર કરે, પણ આખર કરે તો તેઓ દીકરીઓજ ગણાય. બેટો હોય તો બાપનું નામ જળવાય, પછી તે ગમે તેવો ઉછાછળો, દુરાચરણી કે છાકટ હોય તો શો મુજાકો છે? તેઓની છેલ્લી મરણ પામેલી બાય-ડીએ જો એક બેટાનો જન્મ આપ્યો હોત તો કદાચ તેણીના મુવા બાદ તેઓ ઘણાં નહિ તો થોડાં પણ ખરાં હેતથી તેણીને યાદ કરત.

પણ, ત્યારે, બાનુ સુના સાથ જો હવે તેવણ જોડાય તો કેવું ખાસ્સું? એક શીખેલી, સુધરેલી, કેળવાયલી, સોહામણી મહોરદાર મેળવવા ઉપરાંત એક પુત્રના બાપ થવાને પણ તેઓ કાં નહિ નસીબ વંત નિવડે?

અત્રે વળી જણાવવું જરૂરનું થઇ પડશે કે હાલ તો એક પુત્રની ગેરહાજરીમાં મી૦ બહમનશાહ પોતાના એકપુરા ભાઇ હોરમજશાહના બેટ જહાંગીરને પોતાના બેટા સમાન ગણતા અને ચ્હાતા હતા. આમ છતાં તેઓ કોઇ કોઇ વાર મનમાં એવું ઇચ્છતા કે જહાંગીર જેવો એક બેટો પોતાને ત્યાં હોય તો કેવું સારૂં.

---

## પ્રકરણ ૫ મું.

---

### લગ્નના દર્યાવમાં ડોલતી કીસ્તી.

"પૈસાથી સઉ છે મેલ, પૈસાથી ભેલમભેલ,
છે કળજુગના કૌતકનો "રૌશન" આય ખેલ."

તેહમતનને ખોહવાથી બાનુ સુનાને કંઇ પણ ગમ લાગ્યો નહિ યા તો તેનાં મરણથી તેણી બીલકુલ દિલગીર થઇ નહિ એમ કહીયે તો તેમાં

અતીષયોક્તી કીધેલી કહેવાય. આખર કરે પણ તેણી એક અબળા હતી ! તેણીનો જાતી સ્વભાવ કંઇ ક્રુર ન હતો, મગર, જે સંજોગોનો તેણી ભોગ થઇ પડી હતી, અને આ સુધરેલી દુનિયાંની સગવડ સાચવવ તેણીએ એક પછી એક ભરથાર કીધો હતો તેથી તેણીનું કુદરતી નરમ દિલ લગાર સખ્ત થયું હતું. તેણી ઉમરે વધી હતી, પણ હજી તેણીનો પોતાનો બચપણનો છોકરીવંદ દેખાવ તેણીએ ખોહી દીધો ન હતો. તેણીનો ચ્હેરો હજી જેવો ને તેવો ધતમદાર ને સુવાલો હતો. વિધવાપણામાં જોકે વિધવાનો લેબાશ તેણી સજતી હતી, તોપણ તે અચ્છા તેશ્ટથી કરતી હતી. કેટલાક જુવાનિયાઓ તો એમ કહેતા કે સોહવાસણના શિંગાર કરતાં આ વિધવા લેબાશ તેણીને વધારે બંધબેસતો હતો અને તેમાં તેણી ઔર દીપી નિકળતી હતી.

તેહમતનના ગુજરવાને ૭ મહિના વીટા બાદ મી० બહમનશાહ બકરાકાપુએ પોતાની ‘કોર્ટશીપ’ પાછી ચાલુ કીધી. તેઓ અવાર-નવાર બાનુ સુનાને ત્યાં પધારતા અને બેબી દીનુપર ઘણું વ્હાલ દેખાડતા. તેવણ એમ ધારતા હતા કે આમ કર્યાથી બાનુ સુનાનો હાથ તેવણ વધુ સ્હેલાઇથી જીતી શકશે.

બાનુ સુના આખર કરે પણ એક માતા હતી, અને વળી તેહમતનના ગુજરવાથી તેણીનાં ઘરનો કજીયોકંકાશ દુર થવાને લીધે હવે તેણી જરા શાંત પડી હતી, અને જોકે દીનુપર તેણી વિશેષ વહાલ દેખાડતી ન હતી, તોપણ બહમનશાહને તેમ કરતાં તેણી અટકાવતી પણ ન હતી.

એક માતા થવાને તો બાનુ સુના સરજાયલીજ ન હતી. તેણી મંડળીને માટે અને તેનાંજ સુખને માટે પેદા થઇ હતી એમ કહીયે તો આપણે ખોટા ગણાઇશું નહિ.

બહમનશાહ શેઠને ધકેલા પછાડા ખાતા જોઇ બાનુ સુનાનાં પાડોશીઓ નવાંજબાઇ નવરાં, ડોશીબઇ ડગરાં, પીલાંમાય પાંઠરણા વિગેરે એક એકના કાન કરડવા લાગ્યાં—

“ઓ વાય, આય વરખાઉ જોઇ કે ? વરી પાછી જાર પાંથરવા માંરી. વરી પાછાં કંઇ કોહરાં વેગણાં કરીને બીચારા બમનુ ઓકરાને એ સપાટામાં લેશે નહિ તાંહ સુધી એ થરીને બેસસે નહિ તો ! મરે તન તન વરોને તો ખાઇ ગેઇ ને કોણ જાણે વરી બમનુનેબી ખાશે કે શું !”

આ ટીકાઓ સુનાબાઇને કાને પડતા નહિ હતા એમ ન હતું. પણ એવી સુનીસુનાઇઓપર તેણી ધ્યાન પુગાડતીજ ન હતી. બહમનશાહ શેઠને પહેલાં તો તેણીએ ના ને નાજ પાડી. પણ તેણીએ બાજી મબાદા હાથથી જાય કરી લગાર ઢીલી દોરી છોડવામાં આખરે ડહાપણ વિચાર્યું. તેણીએ જોઇ લીધું કે સાધારણ સંજોગો જોતાં બહમનશાહ કંઇ તાકો ઘડી કરવાને ઝાઝો વખત લેશે નહિ.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### "ટાઢ જાય રૂએ ને આદત જાય મુવે!"

---

"જાઓજી જાઓ કીસ નાદાનકુ ફુસલાને આયે."

આપણા મિત્ર બકરાકાપુના બહમનશાહ જેવણ દોસ્તમંડળમાં બમનુ બટક ઉર્ફે બમનુ બોરકાને નામે જાણીતા થયા હતા તેવણ શેર બજારના એક ધુંધી, પ્રખ્યાત દલાલ હતા. પોતાનાં ચીસ્સાપણાથી તેવણે ઠીક નાણું એકઠું કીધું હતું તે સાથે વળી તેવણનાં પહેલાં સાસુજી તરફથી તેવણને મોટો છાંડો મળ્યો હતો. કરકસર અને કંજુસાઇથી અને મોટાં વ્યાજે લોકોને નાણાં ધીરવાથી તેવણની દોલતમાં હંમેશ ઉમેરો થતો રહયો હતો.

બહમનશાહ શેઠને ઠેકાણે ઠેકાણે વાતચીત દરમિયાન 'ઓ ડીયર આઇ સી!' (O dear I see!) બોલવાની તમેહ પડી ગઇ હતી તેથી તેવણને બહમનશાહ આઇ–સીને નામે પણ ઓળખવામાં આવતા હતા. આ માઠી ટેવથી મી૦ બહમનશાહ એક વેળા સજ્જડ સીકંજામાં આવી ગયા હતા. તે બનાવ રમુજી હોવાથી આપણે અત્રે ટપકાવી લઇશું.

મી૦ આઇ–સી એક સહવારે પોતાના એક મિત્ર દારાબશાહ સાથ બંગલેથી નિકળી ગ્રાંટરોડથી જતી બે ઘોડાવાળી એક ટ્રામમાં કોટ તરફ જવાં માટે ચઢી બેઠા. ગ્રાંટરોડ 'કોરનર' આગળ આવતાં એક જુવાન યુરેઝીયન અબળા, જેણીનું નામ પાછલા બનાવો ઉપરથી મિસ આઇ-

સી ( Miss Icy ) માલુમ પડયું, તેણી 'સીટ' મેળવવાને માટે ટ્રામ આગળ આમતેમ ફાંફાં મારવા લાગી. આ જોઇ મી૦ બહમનશાહ આઇ-સી જેવણ પાછલી 'સીટ'નાં નાકાં ઉપર બેઠેલા હતા, તેવણે 'ગેલાન્ટ' થવાની આ તક હાથમાંથી જવા દેવી નામુનાસેબ ધારી. તેવણે પોતાના ફ્રેંડને બાજુપર ખસેડી મિસ આઇ-સીને પોતા પાસે જગ્યા કરી આપી. તે પછી તેવણ પોતાના મિત્ર દારાબશાહ સાથે વાતમાં જોડાયા—

"સમજોચ કે બહમનશાહ, પેલા 'હાઉદાસ મીલ'ના શેરના ભાવ હવે વધે તેમ લાગતું નથી." દારાબશાહ રૂમાલ વડે નાક સાફ કરતાં બોલ્યા. "હું નહિ ધારતો કે એ ગગડેલા ભાવો કંઇ થોડી મુદતમાં તેજીપર આવે."

"ઓ ડીયર આઇ સી ! શું બોલોચ? આખરે હું ધારતો'તો તેમજ થયું," બહમનશાહ શેઠ પોતાનું કપાલ ધવડતાં પોતાનું માનિતું વાકય ભડ દઇ બોલી ઉઠયા. કપાલ ધવડતાં તેવણનો ફરએ હાથ અકસ્માત પાસે બેઠેલાં મૅડમ આઇ-સીને અથડયો. મૅડમ આઇ-સી એક શકમંદ નીતિનાં મૅડમ દીસતાં હતાં, અને લોકો પાસ પૈસા કેમ કઢાવવા તે સારી રવેશે સમજતાં હોય એમ જણાતું હતું.

"યુ ઓલ્ડ મૅન, યુ કૉલ મી ડીયર આઇ સી! શેમ ટુ યૉર ગ્રે હૅર!" મિસ આઇ-સીએ ભર ટ્રામમાં ફીસાદ જગાડયો, અને તેણીનો એક જર્મન સોબતી જે પછવાડે 'લેન્ડીંગ' પર ઉભો હતો તેની તરફ આંખનો પળકારો કરવાથી તે બહમનશાહ શેઠ તરફ ધસી આવી ધાંધલ મચાવવા પડયો. મી૦ દારાબશાહ અને બીજા પારસી ગૃહસ્થોએ વચ્ચે પડી સમજુતી કરાવવાની તજવીજ કરી, પણ મૅડમ આઇ-સી અને તેણીનો જોડીદાર કાંઇ એમ થંડાં પડે એમ ન હતું. તેઓએ ટ્રામ્વેમાંથી ઉતરતી વેળા બહમનશાહ શેઠનું નામ મેળવ્યું અને તેવણપર સમન્સ મેળવ્યા. મી૦ આઇ-સીને કૉર્ટમાં જવાને ઘણું સમજાવવામાં આવ્યું, પણ તેવણે કૉર્ટની સીડીએ ચઢવાની ના પાડી અને આખરે પોતાના વકીલની મારફતે મૅડમ આઇ-સીને થોડું ઘણું આપી પતાવ્યું.

મી૦ બહેમનશાહ બટકને આ બનાવે જબરી છક્કડ લગાડી હતી પણ તેથી, પ્રિય વાંચનાર, તું એમ ના ધારતો કે તેવણે "ઓ ડીયર આઇ સી" બોલવાની ટેવ છોડી દીધી. ના—તે વાક્ય તો તેવણનાં બદન માહેલાં લોહીમાં પ્રવાહરૂપે મળી ગયો હતો.

---

## પ્રકરણ ૭ મું.

---

### પ્યાર ઘેલો કે ભાન ભૂલો?

"કંઇ લુલા, ઠૂંઠા યા કડક, ચકરમ કે ચેકેપઇ,
વર શોધે કન્યા જર થકી, મતલબ-બસ-જરની ભાઇ."

ગ્રાંટરોડપર આવેલી બાલારામ સ્ત્રીટના એક બગીચાવાળા બંગલામાં મી૦ બહમનશાહ એજનજી બકરાકાપુઉમ—૨ વરસ ૫૫), મહિના ૨), અને દહાડા ૩),—પોતાની લખવાની ડેસ્ક આગળ ઘણા અંદેશામાં બેઠા હતા. છેલ્લા ૩—૪ મહિના થયા તેવણના દેખાવમાં બહોળો ફેરફાર થઇ ગયો હતો.

આ ફેરફાર કેવી કીસમનો હતો અને તે શા કાજે થયો હતો તે આપણે આગળ જતાં આપોઆપ જોઇશું. બપોરના ત્રણ વાગતાંનો શુમાર થયો હતો અને ઘડિયાળનો કાંટો ત્રણ ઉપર કયારે આવશે તે જોવા માટે મી૦ બહમનશાહ ઘડિયાળ તરફ વારંવાર આતુર ચશમો ફેંકતા હતા.

દેખઇતી રીતે તેવણ કોઇના આવવાની રાહ જોતા હતા એમ તેવણના ખાનગી ઓરડામાં કીધેલી ખાસ ગોઠવણ ઉપરથી દીસતું હતું. આ આવનાર કોઇ તેવણનું માનીતું હતું, અને મારા પ્રિય વાંચનારની ચેતનશકતીપર મને ઇતબાર હોવાથી હું અનુમાન કરૂં છું કે તેણે તે આવનારને પિછાની લીધું હોવું જોઇયે કે, તે એકવારનાં મિસ સુનાબાઈ સાહુકાર, પાછલથી મિશિસ તાલેવંત અને ત્યાર પછીનાં મિશિસ દીલાવર હોવાં જોઇયે. હવે ટુંક મુદતમાં તેવણ જો મિશિસ બકુરાકાપુ તરીકે ઓળખાય તો આપણે અચરત થઇશું નહિ. તમે

એમ ધારતાં દીસો છો કે, આવી અણઘડ જેવી અટકબાનું સુનાને પોતાનાં નામ સાથે જોડવાને કેમ રૂચશે? જરા ધીરાં થાવો, એનો ખુલાસો તમે જલદી પામશો.

બહમનશાહ શેઠને આપણે આકુળવ્યાકુળતામાં પાસે પડેલાં એક કાગળ ઉપર લીસોટા પાડતા મેલી બંગલાના હેઠલ ખંડમાં જરા ડોકયું કરીશું.

ત્યાં આગળા હૉલમાં બહમનશાહનાં બેહન ખરશેદબાઇ, તેવણુની પેહલી બાયડીની બેટી મીલી, બીજી બાયડીની બેટીઓ રોલી અને પોલી, અને ત્રીજી બાયડીની એક વરસની બાળક બેટી મેરી એકઠાં થયાં હતાં.

આજે કોઇને પણ બહમનશાહ શેઠને 'ડીસ્ટર્બ' કરવાની સખ્ત મનાઇ હતી. સુનાબાઇ આવનાર છે એમ તેઓને રામા મસાલથી છુપી ખબર મળી હતી, કારણ રામો તેજ દિને બાનુ સુનાને ઘર જઇ આવ્યો હતો, અને આ આમદની ખબર બહમનશાહની વડી બેટીએ પોતાની ફુઇ ખરશેદબાઇને તેણીનાં ચીરા બજારનાં મકાનમાં પ્હોંચાડી હતી તે માટે તે હંમેશની નભરવસ છોડીને આજે કંઇક ચટપટ થતી હતી.

ખરશેદબાઇ એક વિધવા હતી. તેણી વૃદ્ધ વયે પહોંચેલી હતી, અને જોકે તેણી ઇંગ્રેજી ભણેલી ન હતી, તોપણ ચપળ અને સામા માણસના વિચારો સ્હેલાઇથી વાંચી શકે તેવી હતી.

મીલીની વય હાલ માત્ર ૧૪) વરસની હતી અને રોલી ને પોલી ૧૨) અને ૧૦ વરસની ચઢ ઉતર ઉમરનાં હતાં. બાળક બેટી મેરીની સંભાળ હાલ વડી બેહન મીલી અને ખરશેદબાઇ એક આયાની મદદથી લેતાં હતાં. આ આયા એક બુઢયા મુસલમાન હતી, જેણીએ મેરીની માને ખુદ પોતાના ખોલામાં રમાડી હતી. એક વિશ્વાસુ દાયા લેખે જયારે મેરીની મા બહમનશાહને પરણી આવી ત્યારે સાર્સયાંમાં પોતા સાથ તેણીને લેતી આવી હતી.

ખરશેદબાઇ પણ બુચીની સંભાળ લેવાને બહાને પોતાનાં ઘરને 'દાધે બારણે ધપકરા' કરી ભાઇને ત્યાંજ દહાડાના દહાડા પડારી માંડતાં હતાં. બુચી મેરીના હકમાં તે ફાયદાકારક હતું. તે બાળકને ખરશેદબાઇનો ભારી પડોશ હતો. બહમનશાહ શેઠની સઘળી બેટીઓમાં બુચી મેરી

એક દેખાવલી પુતળી હતી. તેણીનાં પહોળાં સફાઇદાર નિદાર ઉપર કુદરતે ગોયા ભવિષ્યની મોટાઇનો છાપ માર્યો હતો. વધુ વખ્ત તેણીને કોણે રમાડવી તે વિષે બહમનશાહ શેઠની સંપીલી બેટીઓમાં વારંવાર નરમ છકકર ઉઠતી.

જુદી જુદી માતાને પેટે અવતરેલી બાળકીઓમાં આવો સંપ અને એકદીલી જવલેજ દીઠામાં આવે છે.

તેઓ વચ્ચે ચાલતી વાતચીત આપણે હવે સાંભળીશું.

**ખરશેદબાઇ**—મીલી, તારા પપા કાંહ છે? કંઇ દેખાતાજ નથી?

**મીલી**—ફુઇજી, પપા તો ઘેરમાંજ છે, પણ અમુ લોકોને કહયુંચ કે હું ઘણો કામમાં છેઉં અને મને કોઇ ખાનગી કામ માટે મલવા આવવાનું છે, વાસ્તે હું નીચે આવું તાંહસુધી મને કોઇ છેરતું ના.

**ખરશેદબાઇ**—ઓહો. વરી એવું તે કોણ મલવા આવવાનું છે કે એવણને કોઇ છેરેબી નહિ. મીલી, તારા પપાના ઢંગ મને તો ઠીક દીસતા નથી. બધો રંગ મને તો સાહ્રી પેડી ને ભુદ્ધી નાકી જેવો લાગેચ. પણ વરી આવનારૂં કોણ છે?

**શેલી**—મીલી, કહી દેની, એ તો પેલાં દિલાવરનાં બાનુ સુના આવવાનાં છે.

**ખરશેદબાઇ**—ખરેખર, તાહરે તો હું ધારતી, તી તેમજ દેખું. એ બઇરીબી પાતાલ પાણી ચલાવેચ ને મોરી કોરડી રાખેચ! આએ દુકતીઓ તો નાહ્લી છે, મીલી, પણ તાહરો સુધલો કાં ગીયોચ! જે બીજાંઓ એક તરાકામાં જોઇ લેચ તે અજબ છે કે તેં હજુરસુધી પારખ્યું નથી.

**મીલી**—ફુઇજી, તમે બર્યું એમ ભરમમાં શું કુટયા કરોચ, રોકરૂં પરખાવી દેવોની કે એ બધી ભુલભુલામરીનો છેરો આવે.

**ખરશેદબાઇ**—તાહરે એ સુના અહીં શું કામ આવવાની છે તેની તુંને કંઇ ખબરજ નથી કે?

**મીલી**—ફુઇજી, એ બીચારી હમણાજ 'વીડો' થઇચ ને કંઇ એમ સંભળાયચ કે પપા તેહમતનના બધા માગનારાઓ સાથે પટાવત કરવાની ને તે વિશેના કાયદાકાનુનનાં કામકાજની સુનાબાઇને સમજ આપેચ.

**ખરશેદબાઇ**—એ બધું હમ્બગ છે! તુંબી કેડી ખરેખર સાબુતું ઝાડજ છે જો! તાહરા પપા વરી મોટા લાહેરમાહેરબી પરયા કેની તે સુનાને કાયદાની સમજ આપશે!

**મીલી**—ફુઇજી, તમો તો લોકોપર શક લઇ જતાં વાર લગારતાંજ નહિ. મને તો બા એ નહિ ગમતું. વરી કામને વાસ્તે નહિ તો બાનુ સુના આજે શું કામ આવે ?

**ખરશેદબાઇ**—લે તાહરે સાંભર, તાહરા પપા થતાપર એ જાલ પાંડરવા આવેચ. એ ચોઠો માટી કરવા માંગેચ!

આ ખબરથી છોકરીઓને હવે ખરી બીનાનો કંઇ ભાશ થવા માંડયો. તેઓએ જોયું કે બીલાડી હવે કોડલામાંથી બાહેર આવતી હતી ખરી, અને જે વાત તેઓને ગુંચવાડાભરેલી લાગતી હતી તેનો કંઇ ખુલાસો થયો ખરો. હજી તેઓને કંઇ શક હતો, માટે મીલીએ સવાલ કીધો—

"ફુઇજી, તમે પપા માટે એવો શક શાપરથી લઇ જાવોચ?"

**ખરશેદબાઇ**-તાહરા પપાને અત્યારસુધી નવી 'બત્રીસી' મુકાવવાની હું ભલામણ કરતી'તી તાહરે એવણ છછણી પડતા'તા, ને રહી રહીને હમણાં ગયે મહિને, કોઇને કહયા કારવ્યા વગર, દાંત મુકાવી આવ્યા તેનું કારણ શું ?

**મીલી**-તે તો હોશે ફુઇજી. એવણ બીચારાને ખાવાની અરચણ પડેચ તેથી એવણે પોતાનો વિચાર ફેરવ્યો હોશે!

**ખરશેદબાઇ**-એમ કે? તાહરે હમણાં વેર એવણ સાદા કૉલરના ડગલા પહેરતા'તા ને પારસી રેકાં બદીયાન ઓરવતા'તા તેને બદલે હવે ઓપન કૉલરપર અને ઇવેન્સ ફ્રેઝરના ખમીસપર કેમ આવી ગીયાચ? એબી એવણને ખોરાક ચાવવામાં મદદ કરતાં હોશે! વરી સ્ટીલની ફ્રેમના એવણના ચશમાની જગા મજાહના સુનાના આઇગ્લાસે કાંએ લીધીચ?

**શેલી**—આન્ટી ડીયર, ખમીસની ને કૉલરની વાત તો કોણ જાણે, પણ પપા કહેચ કે, ડાકટર પ્રભાકરે એવણની આંખ તપાસીને એવણને આઇગ્લાસની ભલામણ કીધી, તી.

**ખરશેદબાઇ**—તાહરે તો દેખું બાલબી એવણે હમણાં હમણાં કારા કરવા માંડયાચ તેની ભલામણબી ડાકટર પ્રભાકરેજ કીધી હોશે ને પેલી હોરાજી અબા જેવી પાધરી કાહરીને ચીનઇની ફૅલ્ટ હૅટનો ફેંટો એવણે અકરમાં પહેરવા માંડયોચ, તે કદાચ ડાકટર રાવે એવણનાં નબલાં ભેજાંની દવા તરીકે ફરમાવ્યું હોશે! તમે લોકો તો હજુર ગુચીઓજ રહી ગીયાં.

વડી છોકરીઓને ઉંડરો કઇ તર બેઠો હતો તેની હવે સમજ પડી, અને તેઓએ કગળાઇને પોતાની મુશકેલીમાં આન્ટી ડીયરની મદદ ચાહી.

**ખરશેદબાઇ**—તમે લોકો જો મારા કહ્યા પ્રમાણે ચાલશો તો હજુરનુંબી ખોદા કરશે તો બધું પાધરૂંજ ઉતરશે. આપરે કંઇબી કરીને એ લોકની વાતચીત સાંભરવી જોઇયે. એ તો આરે લાકરે આરો વેહ.

મીલી ને રોલી તો આ દરખાસ્તથી ડંગ થઇ ગયાં, પણ પહેલી કરતાં બીજી જરા છાતીવાળી હતી વાસ્તે તેણી આન્ટી ડીયર સાથે એ નવો સહાસ માથે ઉઠાવવાને તૈયાર થઇ. મીલીએ ધાર્યું કે રોલી ખરશેદબાઇપર કાબુ રાખશે અને કદાપી તેઓ પરદા પછવાડેથી આગળ ધસવા કરે તો તેણી તેવણનો 'સુધલો' ઠેકાણે લાવે.

આન્ટી ડીયર અને રોલી વરન્ડા ઉપરથી બહમનશાહ શેઠના ખાનગી ઓરડા તરફ ગયાં.

સારે કે માઠે નસીબે ઓરડાનાં બારણાને અંદરથી સાંકળ દેવાને બહમનશાહ આઇ-સી વિસરી ગયા હતા. આપણે ઉપર જોયું તેમ તેઓ પોતાની લખવાની ડેસ્ક આગળ વરન્ડાનાં બારણાને પીઠ કરી બેઠા હતા. તેઓની પીઠ અને બારણાની વચ્ચે પવનના સપાટાના અટકાવ અર્થે એક સુંદર લાકડાંનો સ્ક્રીન મુકેલો હતો. આ સ્ક્રીન ઉપરની સઘળી નકસી તે ઉપર ઓરવેલા 'હિંદુસ્તાન'ના એક ગંજાવર નકશાએ ઢાંકી નાખી હતી.

મી૦ બહમનશાહ બટકને 'અભ્યાસી'માં ખપવાનો ઘણો શોખ હતો, અને તેટલા વાસ્તે તેવણ પોતાનો ખાનગી ઓરડો તરેહવાર નકશાઓ, આકૃતીઓ, નવીનવાઇઓ, આરસીઓ અને ચોપડીઓથી ઉભાવી નાખતા હતા.

બાનુ સુના આજે આવનાર હોવાથી તેવણે વાંચતાં વાંચતાં હાથમાંથી મુકી દીધી હોય તેમ કેટલીક અંગ્રેજી ચોપડીઓ, ન્યુસપેપરો વગેરે અહિંતહિં વેરવીખેર ખુલ્લાં નાખ્યાં હતાં.

ખરશેદબાઇ અને રોલી તુરતનાંજ સ્ક્રીન પછવાડે ગોઠવાઇ ચુકાં હતાં. બહમનશાહ શેઠની ધીરજે હવે વધુવાર કાબુમાં રહેવાની ના પાડી. તેવણ ઘડીમાં ઉઠતા ને ઘડીમાં બેસતા તો વળી ઘડીમાં ચોપડીમાં માથું ખોસી તે માંહેલાં પિકચરો નિહાળતા. પળેપળ તેવણ પોતાના મુખડાંની સફાઇને માટે આરસીને ‘કનસલ્ટ’ કરી તેને ‘હેઝેલાઇન ક્રીમ’થી સમારવા લાગ્યા, અને થેબ્યાને નીખ્યાથી સાફસુફ કરી, માથાંપરની ટોપી જરા પછવાડે હઠાવી ઠીકઠાક થતા. તેવણની આ ચટપટનો નિવેડો કયારે આવશે એમ વમાસતા તેવણ આઇગ્લાસ નાકપર ચઢાવી પાછા ડેસ્ક તરફ હેર્યુ લેતા હતા, તેટલાંમાં ધારેલી આમદની ખબર નાજુક પગલાંના “ટપક ટપક !” અવાજે પુકારી અને મી૦ બહમનશાહ અફ્રાટ-ગભરાટમાં બારણાં તરફ અને બારણાંમાંથી દાદર તરફ ધસ્યા.

“ઓ—ઓ—ઓ—માઇઇ ! ! ! ઓ યુ......” એક તીણી ચીસ બહમનશાહને કાને અથડી.

“એક્ષક્યુઝ મી, એક્ષક્યુઝ મી,—વહાલાં બાનુ સુના,—હુંબી એવો સ્ટુપીડ છેઉં ! તમારૂં કોર્ટ-શું ખરાબ થયું કે ?” મીં આઇ-સીએ ‘સ્ટુપીડ’ વિષેશણ, જે બાનુ સુનાએ પોતાના ઇંગ્રેજી વાકયમાં વિસારી મેલ્યું હતું, તેની પુરવણી ગાફેલીમાં કરી આપી જાણે એવું દેખાડવા કે તેવણ એક ખરેખરા સ્ટુપીડજ હતા, અને પોતાની તે સુધરેલી સ્ટુપીડીટીને સુધારાની સંપૂર્ણ ટોંચે પુગાડવા માટે પોતાનાં ખીસાંમાંનો કાંદાબાતી રેશમી રૂમાલ ખેંચી કાઢી બાનુ સુનાનો. કોર્ટ-શું તેવણ લુછવાને પોતાની વૃદ્ધ કમ્મર વાળવા જતા હતા, પણ બાનુ સુનાએ. મી૦ આઇ-સીને તેમ કરતાં અટકાવ્યા—

“એ શું ઘેલાં કહારોચ, મી૦ બહમનશાહ! જરા ધ્યાંન ઠેકાણે રાખો. તમે એમ કરશો તો હું પાછી ચાલી જવશ.”

મી૦ બહમનશાહ આથી જરા સાવચેત થયા. તેવણે કપાળ ઉપર બાઝેલો પરસેવો હાથમાંના રેશમી રૂમાલે લુછયો, અને, “ઓ ડીયર આઇ'સી” કરી બાનુ સુના સાથે ખાનગી ઓરડામાં ધીમે કદમે દાખલ થયા.

---

# પ્રકરણ ૮ મું.

## એંચ પકડ મુજે જોર આતા!-મનમાં ભાવે ને મુંડી હલાવે.

"નહીં પરવા જગની, યા નહીં ખસલત ખૂબીની કંઇ,
દીકરી રંડાયલાની વડી, વહુ લાવે ટાંગણબાઇ."

મી૦ બહમનશાહ બટક જોકે શેરના દલાલ હતા. અને તેવણનું ઇંગ્રેજી ગ્નાન લેભાગુ હતું, તે છતાં તેવણ વાતચીત દરમિયાન ઠેકાણે ઠેકાણે ઇંગ્રેજી બોલો ફેંકતા હતા. ઇંગ્રેજી નામોનો પણ તેવણને ઘણો શોખ હતો, અને એજ કારણને લીધે પોતાની ત્રણ છોકરીઓનાં નામ મીલી, રોલી ને પોલી રાખ્યાં હતાં. બુચી મેહરીને તેવણ "મેરી" કરી બોલાવતા હતા.

બાનુ સુનાને તેવણે "સીટ ડાઉન બાનુ સુના" કરીને એક સુંદર 'રીકલાઇનીંગ ચૅર' માં જગા આપી, અને હઝરત પોતે સામેની આરામ ખુરશીમાં ગોઠવાયા.

થોડીક પળ તો બાનુ સુનાએ બહમનશાહ તરફ ટગરટગર ટીકયાજ કીધું. મી૦ આઇ-સીમાં થયલા ફેરફારથી બાનુ સુના વાકેફ તો હતાં; પણ,—પણ,—આજે તો અવધીજ થઇ હતી!

સખ્ત ગરમી પડતી હોવા છતાં બહમનશાહ શેઠ 'ઑલવુલ' નાં સલીસલીવાળા બૉટલ-ગ્રીન પાટલૂનમાં સજ થયા હતા, અને એક સુંદર બ્લુ-બ્લૅક કૅશ્મીરી શોર્ટ કોટ પોતાનાં સ્કેર-ક્રો બદન ઉપર લટકાવ્યો હતો. ફુલ-હાઇટનો ડબલ કૉલર અને લાલ ક્રેવૅટથી પોતાનો ટોટો સીકડી લીધો હતો, અને માથે ફક્કડ બ્લુ મખમલની ત્રણ ઇંચ ઉંડી ટોપી ગોઠવી હતી.

બહમનશાહ શેઠનું શરીર જોકે ખુરશીમાં ઠર પડયું, પણ તેવણના અવ્યવોએ શાંતી પકડવાની ના પાડી. તેવણ કંઇ અજાયબ સકડાંમણની

કલવકલમાં પડયા હતા. બાનુ સુના આનું કારણ થોડો વખત તો સમજી શકયાં નહિ, અને બહમનશાહે તે બદબખ્ત ચૂપકીદીનો અંત લાવવાને વાજબી વિચાર્યું—

"કેમ છેઓ બાનુ સુના? વૅલ તો છેઓની? આપરી ડીયર એબી દીનબાનુ કેમ છે? એ એબી મારી પોતાનીજ હોય એટલું હેત મને એની ઉપર આવેચ! એને કોણ આગલ મુકી આયાંચ?"

"થેંક યુ મી૰ બહમનશાહ, હું તો તદન સારી કાંની છેઉં. એબીને તો આયા હમણાંજ ફરવા લઇ ગેઇચ,—પણ ઓ વાય!—બહમનશાહ તમે એટલા અકરવકરમાં શાનાં પરીયાચ? એ બધા પસીને ગરકાબ શાએ થઇ ગીયા? આવી ગરમીમાં તે આવો ખોરયાં જેવો ડગલો પેરવાનો હોસે!"

"ઓ ડીયર આઇ સી! ગરમી પરેચ તો ખરી. તમારૂં 'પરમીશન' હોય તો હું જરા ડગલો કહારૂં," અને બહમનશાહે ડગલો ઉતારી પાસેની ડેસ્ક ઉપર મેલ્યો, પણ, યા ઇલાહી!—ડગલો કાઢતાં વાર બાનુ સુનાનું ધ્યાન અંદરના પટાપટી ઉપર ખેંચાયું, અને તેણી પુકારી ઉઠી—

"એ માઇ! બહમનશાહ, કનફાઉન્ડ ઇટ. બ્રેસીસ પહેરવાની તે એ રીત હોશે! એક બકલ તો પછવારે ખેંચાઇ ગીયુંચ ને બીજું તો કૉલરમાં ભેરવઇ ગીયુંચ. આય ક્રૅવૅટની કલીપ છે તે નીચેને બદલે ઉપર ભેરવીચ, ને હેડે આય હૅર-પીન ભેરવીચ તે મીલીનીજ કે? કોઇએ પૂછી કરીને જરા ડ્રૅસ કર્યે કેની?"

બહમનશાહ શેઠ જેવણ પરસેવો પરસેવો થઇ ગયા હતા, તેવણ તો હવે ગોયા પરસેવામાં તરવા લાગ્યા, અને "ઓ ડીયર આઇ સી" સીવાય વધુ કઇ બોલ્યા નહિ.

બાનુ સુનાએ રૂમાલ કાઢી પરસેવો લુછવાના ઓઠાં હેઠલ પોતાનાં મ્હોં ઉપર ફેરવ્યો. જોકે તેવણની ખરી મકસદ તો પોતાનું હસવું દાબવાની હતી. તેવણે બહમનશાહને ફરમાશ કીધી કે કૉલર ને ક્રૅવૅટ કાઢી નાખવાં, અને પછી પોતાના નાજુક હાથોએ તેવણના બ્રેસીસ સરખા કીધા.

"ડીયર મી, ડીયર મી, બાનુ સુના શરમી તો જેનું નામ !" મી૦ બહમનશાહે પાછું શરૂ કીધું. "તમે જાણોય ડીયર કે મેં તમુને અહિં આવવાની આજે શું કામ 'ત્રબલ' આપીય ?"

"જોવની મી૦ બહમનશાહ, તમે ઘરી ઘરી મને 'ડીયર' 'ડીયર' કહેવોચ તે ઠીક દીસતું નથી. બરયું કોઇ સાંભરશે તો મારૂં મોન થઇ જશે."

"ઓ ડીયર આઇ સી ! બીહો ના, બાનુ સુના, મારી ખરશેદ ને છોકરીઓ તો નીચે રોકાયલાં છે, ને આય વરન્ડાનું બારણું તો 'નાસ્ટી' પવનને લીધે હું હંમેશ બંધજ રાખુંચ. એ સાઇડનો 'નૉરધર્લી વીંડ' ઘણોજ ખરાબ ફુંકેચ."

"મી૦ બહમનશાહ માફ કરજો, પણ એ કંઇ 'નૉરધર્લી' સાઇડ નથી. એ તો 'વૅસ્ટર્લી' સાઇડ છે, ને 'વૅસ્ટ' નો પવન તો હમેશ વખણાયચ."

"ઓ ડીયર આઇ સી! વહાલાં બાનુ સુના, તમે જો સદાના માહરાં થઇ રહેવો તો તમારી કંપનીમાં મને કેટલું શીખવાનું ને મોજ મળે. તમારાં જેવાં ખુબસુરત સુખ-દુ:ખના સાથી મેળવવાને હું ક્યારે ભાગ્યવંત થવશ ?" એમ બોલતાં મી૦ બહમનશાહ બાનુ સુના બેઠાં હતાં ત્યાં આવી તેણીનો હાથ ઝાલી તે પોતાની છાતીએ લગાડી ગુટણમંડયે પડવા જતા હતા. બાનુ સુના તેવણને તેમ કરતાં વાળવા જતી હતી, પણ જે કામ તેણીથી કદાચ બજાવી નહિ શકાત તે મી૦ બહમનશાહના ટાઇટ ટટરબંધ પાટલૂન અતે પ્રેસ્રીસે બજાવ્યું. તેવણના પગોએ વળવાની અને ગુંટણોએ ઝોંખ ખાવાની સાફ ના પાડી. આથી પોતાના 'સુખ-દુ:ખના સાથી' 'ઓ ડીયર આઇ સી' માં એકવાર ફરીથી આશરો લઇ તેવણ પોતાની ખુરશીમાં જઇ ગોઠવાયા.

બાનુ સુનાએ જોયું કે આમ જો ચાલ્યા કરશે તો છેડો ક્યારે આવશે, માટે તેવણે ચેતવણી આપી કે—

"મી૦ બહમનશાહ, હું દીવા થવા અગાઉ ઘેર જવાની છેઉં, વાસ્તે હવે આપરે કામની વાત ઉપર વહેલાં આવિયે તો સારૂં. તમારા બોલવાની મતલબ તો હું સમજી ગેઇચ, પણ જોવો, હું તો ખુલ્લું બોલવાવારી છેઉં ને બીજાંઓની માફક ચીંચીં-ચુંચું કરવાનું મને પસંદ નથી."

**શરત ૨ જી**–મારે મારા લેબાશમાં કીધેલો હાલનો આવકારદાયક સુધારો ચાલુ રાખવો અને વખતો વખત જેમ બાનુ સુના સુચવે તે પ્રમાણે તેમાં ઘટતો ફેરફાર કરતા રહેવું. મારા હાલના આ એબલગામના ઠેઞ્યા ખોડાવી નાખવા અને હડપચીની નીચે ફાંકડી ફ્રેંચ બીયર્ડ ઉગાડવી. મુંબઇ કે બાહેરગામ જો ઇંગ્રેજી લેબાશ સજવો પડે તો તે સજવો.

**શરત ૩ જી**–પરણ્યા પછી મારે અમારા મોભાને અને દરજજાને તથા મારી દોલતને છાજે તે પ્રમાણે ઓછાંમાં ઓછી બે ગાડી અને ચાર ઘોડા રાખવા.

**શરત ૪ થી**–અમારા પરણ્યા પછી બાલારામ સ્ત્રીટનો બંગલો ખાલી કરી મારે મારા નેપ્યનસી રોડવાળા 'સી વ્યુ' બંગલા મધે જઇ રહેવું. તે બંગલામાં નામીચા શીલ્પશાસ્ત્રીઓની મદદથી ઓછાંમાં ઓછા રૂ૫૦,૦૦૦ ને ખર્ચે બાનુ સુનાને મનપસંદ ફેરફારો કરાવવા અને તે બંગલાનું કોચરાનાં સાલનું નામ ફેરવીને તેને 'વિલા–સુના' નું નામ આપવું.

**શરત ૫ મી**–મારી વડી બેટી મીલી, જેણી જન્મથી દુઃખી છે, અને મારી સૌથી નાની બેટી મેરીને મારી બેહન ખરશેદબાઇના સ્વાધીનમાં મહિને દહાડે રૂ૫૦ નું લવાજમ આપતું કરીને તેણીને ત્યાંજ હંમેશની રાખવી.

**શરત ૬ ઠી**–મારી બે વચલી બેટીઓ, રોલી અને પોલીને, પુણામાં આવેલી કૉન્વેન્ટ સ્કુલમાં તેઓ ઉમરે પહોંચે અને તેઓ છાજતી કેળવણી લે ત્યાં સુધી રાખવી.

**શરત ૭ મી**–બાનુ સુનાની તેહમતન દિલાવર સાથની બેટી દીનબાનુને ઉપલીજ રીતે કેળવણી લેવા માટે કૉન્વેન્ટ સ્કુલમાં મુકવી, અને જ્યારે તેણી સોળ વરસની ઉમરની થાય ત્યારે બાનુ સુનાનાં પીત્રાઇ બાઇ જરબાનુ જાલેજર જાલનેવાળાની સંભાળમાં તેણીને સોંપવી.

**શરત ૮ મી**–પરણ્યા પછી મારે બાનુ સુનાની મોટે ખાંચરેની સહીમીતીઓ અને ધપધપિયાં કુટુંબની બેહનપણીઓ જેઓ તેણીનાં ચાલતાં ચલણમાં તેણીની ઉપરથી ઓઢાઇ પંથરાઇ જતી હતી, પણ

હાલ જેણીઓ તેણીના નરમ વખતમાં તેણીની તરફ ઝાંખીને જોતી પણ નથી, તેઓને પજવવા માટે લગનની એક મહિનો પછી અમારે એક 'ગ્રાંડ ઍટ હોમ' નો મેળાવડો 'વિલા સુના' માં નામદાર ગવરનર અને તેવણનાં મોહરદારની હાજરીમાં કરવો, અને તે ઉપર મારે ઓછામાં ઓછો રૂ૩૦૦૦) નો ખર્ચ કરવો.

**શરત ૯ મી**–લગ્ન પછી અમારે હનીમુન માટે દારજીલીંગ, મહાબળેશ્વર યા નીલગીરી જવું.

**શરત ૧૦ મી**–લગ્ન પછી ૭ મહીના બાદ હમારે હમારી બેઉની તબીયતના સામાન્ય સુધારા અર્થે વિલાયત વગેરે શહેરોમાં લાંબી મુસાફરીએ જવું.

**શરત ૧૧ મી**—વિલાયત ગયા પછી મારી ધણીઆણી ફરમાવે તે પ્રમાણે ત્યાંનાં કોઇ જાણીતાં ધર્મખાતાંને મારે તેણી કહે તેટલી મોટી રકમ જે રૂપિયા એક લાખથી ઓછી નહિ હોવી જોઇયે તે ભેટ આપવી. આ સખાવત કરવાનું કારણ મારે તેણીને પુછવું નહિ.

**શરત ૧૨ મી**—એક ચોક્કસ પ્રસંગે મેં બાનુ સુનાને જણાવ્યું હતું કે મારી ઇચ્છા રૂ૧૦,૦૦૦) ની રકમ સ્ત્રી જરથોસ્તી મંડળને, તેટલીજ એક રકમ ગરીબ પારસી બાઇઓના વર્ક કલાસને, રૂ૫૦,૦૦૦) ની રકમ ધી ઝોરાસ્ત્રીઅન બીલ્ડીંગ્સ એસોસીએશનને ભેટ કરવાની છે. આ વિચાર ઉપરથી મારે સદાનો હાથ ઉઠાવવો, અને બાનુ સુનાની રાજીરજાવંદી વગર મુંબઇના કે બાહેરગામના કોઇપણ પારસી ધર્મખાતાંના સંબંધમાં મારે કાંઇ પણ નાણાંની રકમ ભરવી નહિ.

[બહમનશાહ શેઠ આગળ વાંચવા જતા હતા, તેટલાં વળી પેલા સ્ક્રીન પછવાડે પહેલેનાજ જેવો કાંઇ ખણખણાટ સંભળાયો; પણ પળવારમાં પાછું સઘળું શાંત થઇ ગયું, અને બહમનશાહ શેઠે વાંચવાનું આગળ ચલાવ્યું.]

**શરત ૧૩ મી**—ત્રાહિત લોકોની હાજરીમાં કે ગેરહાજરીમાં મારે બાનુ સુનાને 'ડીયર', 'ડાર્લીંગ', 'સ્વીટી' એવાં એવાં લાગણીદર્શક નામોથી બોલાવીને વારંવાર કંટાળો આપવો નહિ. ઘણામાં ઘણા દિવસના ૪) કલાકથી વધારે વખ્ત મારે તેણીની સંગત સાંધવી નહિ, અને કોઇપણ

જુવાનિયાઓ સાથે તેણી વાત કરતી હોય અથવા તેઓની સાથે જાહેર મેળાવડામાં જો તેણી જાય તો તેથી મારે ગુસ્સે થવું નહિ.

**શરત ૧૪ મી**—પુણા શહેર વીગેરેની ચોકકસ લેડીઝ કલબો કે જ્યાં અમુક દિવસો ઉપર દરેક સ્ત્રી મેમ્બરને તેણીના ભરથાર અથવા ભાઇને સાથે લઇ જવાની છુટ હોય છે, ત્યાં મારે બાનુ સુના સાથે જવા ઇચ્છવું નહિ.

**શરત ૧૫ મી**—વિલાયતની સફરે સીધાર્યા અગાઉ મારે મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનમાં ગમે તે ખર્ચે બેઠક મેળવવી. તેમ કરવામાં બાનુ સુના પોતાના અંગત લાગવગનો મને લાભ આપશે.

**શરત ૧૬ મી**—પરણ્યા અગાઉ મારે મારૂં વસીયત કરવું. તે માંહે મારી સઘળી જંગમ અને સ્થાવર મીલકતની એકલી માલેક અને વહીવટદાર બાનુ સુનાને નેમવી, અને બાનુ સુનાનાં મરણ બાદ તેણીના પેટે કોઇ બાળક અથવા બાળકો અવતરે તો તે અથવા તેઓના લાભાર્થે બાનુ સુના પોતાને ગમે તેવું વસીહત કરે. મારી હાલની હઇયાત બેટીઓમાંની દરેકને તેઓના પરણવાના ખર્ચ તરીકે રૂ૩૦૦૦) ની અનામત રકમ વગર શરતે સ્વાધીન થાય તે સીવાય બીજો કોઇ રીતનો હક ઇલાકો એ માંહેલી કોઇ પણ બેટીને મારી જંગમ અથવા સ્થાવર મીલકતના કોઇપણ ભાગ ઉપર પહોંચે નહિ.

**શરત ૧૭ મી**—એક બુરૂં વ્યસન જે તપકીર સુંઘવાની ટેવ છે તે પણ મારે તજી દેવી અને તેની જગ્યા બીજાં કોઇ પણ વ્યસનને લેવા દેવી નહિ.

**શરત ૧૮ મી**—'ઓ ડીયર આઇ સી' બોલવાની બહુજ 'કમનસીબ ટેવ જેથી એક વાર મારી આબરૂ અને આંટને સદાનો કલંક લાગવાનો ભારે સંભવ હતો તે મારે હંમેશની તજી દેવી.

અત્રે બહમનશાહ શેઠે 'ઓ ડીયર આઇ સી' ફરી વાંચવાનું પુરૂં કીધું અને પછી ઉંડા વિચારમાં પડયા. બાનુ સુના પણ વિચારમાં એટલી તો ગરક ગઇ હતી કે આ વેળાનો સ્ક્રીન પછવાડેનો લગાર વધુ ખર્ણખણાટ તેણીએ બેધ્યાનપણે સાંભળ્યો. બાનુ સુનાએ આખરે ચુપકીદી તોડી—"વેલ મી૦ બહમનશાહ, આય શરતો વિષે તમે શું ધાર્યું ?"

"બ-બ-બ-બાનુ સુના મ-મ-મને લ-લ-લ-લાગેચ કે, એ-એ-એ શરતો ઘણી સખત છે. ડીયર મી! ડીયર મી! હું શું સ્વપ્નો જોઉંચ? વહાલાં બાનુ સુના, આય બધું ખત શું તમેજ બનાવ્યું? તમે એટલાં બધાં હુશિયાર હોશો એમ મેં કોઇ દહારેબી ધાર્યુંતું નહિ"

"પણ મી૰ બહમનશાહ" બાનુ સુના બોલ્યાં, "હવે તમે કેહુવોચ શું? મને જવાનો વખત થાયચ; આજે રાતે પેલા રૂસ્તમફરામના રતન સાથ મને 'સીનેમેટોગ્રાફ' જોવા જવાનું છે."

બહમનશાહ શેઠ લગાર ગભરાઇને બોલ્યા—"કોણ શું? રૂસ્તમફરામનો રતન?"

"અરે નહિ રે એ તો રતનબાઇને બદલે મારેથી રતન બોલઇ ગીયું, પણ હવે તમારો જવાબ શું, બહમનશાહ શેઠ?"

"ઓ ડીયર આઇ સી, પણ વહાલાં બાનુ સુના, તમોએ કંઇ નહિ તો મને ૮ દહારાની મુદત આએ બાબદ ઉપર વિચાર કરવાને આપવી જોઇએ."

"નહિ, મને તો આજનો આજજ જવાબ જોઇએ."

આ વેળા પેલો અફલાતુન સ્ક્રીન જે વિશે આપણે આગળ બોલી ગયા છીએ, તે એક મોટા ધડાકા સહીત મી૰ બહમનશાહ અને બાનુ સુનાના પગ આગળ તુટી પડયો. તેજ વેળાએ "ઓ નહિ, કદી નહિ" ના ચીચવાતા અવાજ સાથે ખરશેદ ફુઇ તેઓ આગળ ધસી આવ્યાં. જમીન ઉપર એક બીજો મોટો ધપકારો થયો, અને તે ધપકારા સાથે ગરીબ બીચારી રોલી એક તીણી "ઓહ" સાથે તૂટી પડી. દાદર ઉપરથી ધસતાં પગલાંનો અવાજ આવ્યો અને મીલી, પોલી, અને, બાળક મેરી ઓરડામાં ધસી આવ્યાં. ખાનગી ઓરડાનું 'ખાનગી'પણું એક લહેજામાં ઉડી ગયું, અને ઓરડામાં પેલી ઇંગ્રેજી કેહતી પ્રમાણે—conusion worse confounded—મોટો જેવો છબરડો મચી રહયો.

બહમનશાહ શેઠનો આ વેળાનો ગભરાટ દયાજનક હતો. તેવણે બાનુ સુનાને ખાતરી આપી હતી કે તે ઓરડામાં તેઓ એકલાંજ હતાં. તે ખાતરી ખોટી પડી તેથી તેવણ ઉપર તેણીને ભારે તીરસ્કાર ઉપજયો. તેણીએ સમયસુચકતા વાપડી બહમનશાહ શેઠના હાથમાંથી પેલું ખત

છીણવી લઇ પોતાની બૅગમાં સેરવી દીધું, તેજ પળે ખરશેદ ફુઇ તેણીનાં આંગ ઉપર ધસ્વા જતાં હતાં, પણ બાનુ સુના પોતાના પગ ઉપર ખડાં ઉભાં રહયાં, અને એક ઝટાક મારી ખરશેદબાઇને ખીસાડી મેલી, અને—

"ચાલો મી૦ બહમનશાહ, આપરે ફરીથી મલશું" એમ કહી બીજું કાંઇ પણ બોલ્યા વિના સુધરેલી બાનુ સુનાએ ધસારાબંધ વચમાં પડેલી બાપડી બેશુદ્ધ મીલીનો પગ બેદરકારપણે કચડતાં દાદર તરફ ચાલતી પકડી.

ટાબલો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ભુલમાં ભુલ અને કાંટાની શુળ.

---

"સઉ લાલચ, પૈસા ને હવસ, એ ત્રણને સમજે બદ;
બદ સમજીએ બાબદ બુરી, કયમ કરતા નહી બસ રદ."

બાનુ સુનાના જવા પછી ઓરડા માહેલા દેખાવનું કાંઇ પણ વર્ણન કરવાને આ નબળી કલમ કેવળ અશ્કત છે. ખરશેદબાઇ નસોસ થઇને એક ઇઝીચેરમાં ફસડાઇ પડયાં, મીલી બહમનશાહના પગ આગળ ઢપકાઇ પડી, અને પોલી તેવણના પગ ઉપર માથું નાખી હુસ્કેહુસ્કે રડવા લાગી અને નાની મેરીએ ગોંધ્યારું મચાવ્યું. નોકરો જેઓ ત્યાં ધસી આવ્યા હતા તેઓએ દુઃખી મીલીને ઉંચકીને એક સોફાપર સુવાડી તેણીની બરદાસ્ત કરવા લાગ્યા. ખરશેદબાઇએ જે અવિચારી પગલું ભર્યું હતું તેનું હવે તેણીને કાંઇ ભાન આવ્યું. સાધારણ રીતે તેણી બહુ સમજુ હતી, પણ આ વેળા તેણીએ પોતાનાં મગજનું સ્થીરપણું ખોઇ દીધું હતું. એક જાસુસનું કામ બજાવવા જતાં અને તેમાં નાદાન બચ્ચાંને પોતાની સાથે શામેલ કરતાં તેણી

વીવેકની મર્યાદા ઓળંગી ગઇ હતી, એટલુંજ નહિ, પણ પોતાનાં ધારેલાં કામનો સઘળો ધાણ બીગાડી નાખ્યો હતો. તેણીએ જોઇ લીધું કે તેણીનો ભાઇ એટલો તો નબળાં મનનો માણસ હતો કે કાંઇ પણ જોખમે તે બાનુ સુનાની માગણીઓને વશ થશે, અને જે છુટછાટ સાધારણ સંજોગો વચ્ચે બાનુ સુના છોકરીઓના લાભાર્થે મુકતે તે સંજોગો હવે સઘળા ઉલટાઇ ગયા હતા. ખરશેદબાઇની સારી સમજ હવે તેણીની મદદે આવી, અને તેણીએ પતાવટથી કામ લેવાની કોશેષ કીધી, પણ તે નીષ્ફળ નીવડી. તેણીએ બહમનશાહ પાસે જઇ વહાલથી તેવણના ખભાં ઉપર પોતાનો હાથ મેલ્યો; પણ તેવણે તેણીને ગુસ્સાથી ખંખેરી નાખી.

"પપા, પપા ડીયર," મીલી અને બીજી છોકરીઓ લગભગ એક અવાજે બોલી ઉઠી—"તમે આય બધી શું મોહકાણ વારોચ. તમે અમુને તદન રૂઇન કરવા બેઠાચ કે શું ? આય બાનુ સુનાની સાથે ગમે તો તમારાં વરસ વેચીને તમે પરણો, પણ આવી રીતે અમારા વાજબી હકો અમે તમુને લુટવા દઇશું નહિ. તમુને શું અમારાં બીચારાં બેહસ્તન માતાજીની યાદ બીલકુલ થતી નથી ?"

"વરી યાદ આવતી હોય તાહરે જોઇયે શું ?" ખરશેદબાઇ બોલ્યાં. "પહેલી બીચારી બેહસ્તન ગુજરી તાહરે ડગલાના બતને બતન તોરી નાખ્યાં, ને સરતાજ ભોંયપર પટકી નાખ્યું ને માય રે માય, ધસીધસીને બારીમાંથી કુદાવી પરવા જાય ને કેહ કેહ ને કેહ, કે એ કારી જખમ તો કદી રૂઝાવાનો નથી. બીજી ગુજરી તાહરે ભોંયપર ફસડઇને સુઇ ગીયા ને ચાર જણે ઉંચકીને ઉભા કીધા તાહરે ઉભા થયા. ત્રીજાં ગુજરયાં તાહરે સોનાના બટન ને સ્લીવ્ઝ કહારીને ફેંકી દીધાં ને દાહરીના બાલ મહીનો દહારો વેર સુઇયા જેવા ઉગવા દીધા. હવે વરી ચોથી ગુજરસે તાહરે શું કરશે તે જોવાનું છે !"

બહમનશાહ શેઠ ખરશેદબાઇના આ છેલ્લા વાક્યથી છલાંગ મારી ઉભા થયા, અને તેણીનો ટોટો પીસ્વા જતા હતા. જેમ કરતાં મીલીએ તેવણને અટકાવ્યા. આ બનાવ ઉપરથી બહમનશાહ શેઠ બાનુ સુના તરફ કેવા વધુ અને વધુ ખેંચાતા જતા હતા તે સ્પષ્ટ દેખાઇ આવતું હતું.

સુભાગ્યે બહમનશાહ શેઠનો એક મીત્ર અત્રે તેવણને મળવા આવ્યાથી તે ઓરડા માંહેલું ઘેરાઇ આવેલું વાદળ તુરત વેળા તો વીખેરાઇ ગયું.

## પ્રકરણ ૧૧ મું.

### બુઢાપાની બળીહારી—ધોળાના કાળા.

"બાયડી જુવાન હાય, ઢાંખરા ચડેલ;
ડર ન રાખી દુનિયાનો, બસ ખોટી કહાડે પહેલ."

આગળાં પ્રકરણમાં વર્ણવી ગયલા બનાવો બન્યા તેની આઠમે દીવસે બાનુ સુના પોતાનાં મકાનના પાછલા ઓરડામાં કાંઇ કામે વળગેલાં હતાં, તેટલાં ઘરમાંનો ઇલેકટ્રીક બૅલ વાગો અને બુચી દીતુ બુમ મારતી બાનુ સુના આગળ દોડી આવી. "મમા ડીયર, તમુને કોઇ ટાહ્યો મલવા આયોત."

"વરી લાહ્યો કોણ મને મલવા આયોચ."

"મમા, ટાહ્યો નહિ તો કોઇ પાંઉવારો ઓથે. ભીલ ભીલ લાયો ઓથે."

બાનુ સુના ઓરડાની બાહેર આવ્યાં, અને ખરેખર પહેલી નજરે કોઇ લાલ્યાનાજ જેવો આકાર જાણે બુચી દીતુને પોતાની ગોદમાં લેવા ઇચ્છતો હોય તેમ પોતાના બેઉ હાથ પહોળા કરી ઉભેલો તેણીએ દીઠો. વધુ આગળ જઇને જોતાં તેણીએ બહમનશાહ શેઠને ઓળખ્યા. તેજ પળે તેણીથી હસી પડયા વગર રહેવાયું નહિ. બુચી દીતુ બહમનશાહ શેઠે લાંબા કીધેલા હાથમાં પોતે સપડાઇ નહિ જાય તે માટે નાસી ગઇ.

"તમારી મમઇ મરેરે બહમનશાહ, વરી આજે તમે તે દહારનોજ અવતાર લઇ આયા. મેં જેવીએ તમુને ઓરખ્યા નહિ તે બુચી શું ઓરખે?"

"ઓ ડીયર આઇ સી, ઓ ડીયર આઇ સી, તમે મને નહિ ઓરખ્યો? કેમ હું ઘણો 'ફ્નની' લાગુંચ કે? પણ પેલી આપરી એક કલમમાં તમે એમ લખેલું છેની કે મારે મારા ચેહરામાં વખતોવખત

ઘટતો ફેરફાર કરવો. કેમ ડીયર બાનુ સુના ખરૂં કેની ? આપરે જ્યારે પરણશું તાહરે તમારે હાથે ડરેસ કરવાનું અને મારા બાલ ઓરવાનું મોટું માન સેવકને આપશો કેની ? ”

“ મંમા એ તોણ બમનતાનો બ્રુતલેર કે ? ”

“નહિ દીકરી, એ તો બહમનશાહ છે. ચાલ ચેરાં ના કહાર, એવણની પાસે આવ.”

“ પણ એવણના તો ધાલપર બાલ ઉતા ને મોહતું તો હમેથાં તાલી રેહતું તું ને આંયતો તમારા તરતાં ચરત દાંત થે, ને આય બાલ તો તાલા છે ને બમનથાના તો તપેત ઉતા.”

“જોની દીકરી, એ તો નજલાથી મારા બાલ સફેદ થઇ ગીયાતા ને દાંત પરી ગીયાતા. તે હવે ડાકટરે નજલો સારો કીધો તે બાલ પાછા કારા થયા ને દાંત ફિગી નીકલ્યા.” અને આમ બોલી બહમનશાહ શેઠે ખીસામાં છુપાવેલી ખાટા દાણાની શીશી બાહેર કાહડી દીનુના હાથમાં સેરવી દીધી, અને દીનુને પોતાનાં પાસાંમાં લીધી. ખરશેદબાઇ આ વેળા જો ત્યાં હાજર હતે તો તડ ને ફડ ચોખ્ખું પરખાવી દેતે કે એક ચોકક્સ પ્રકારનો નજલો, જે બાનુ સુના તરફનું ખેચાણ હતું, તે બહમનશાહ શેઠના બાલ અને દાંત ઉપર નહિ, પણ તેવણની આંખો ઉપર ફરી વળ્યો હતો; પણ સારે નસીબે આ કહેવાને તેઓ ત્યાં હતાં નહિ.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### ખરીદીનાં બજારમાં ખેંચતાણ—કોણ વેચાયું વર કે કન્યા ?

---

“હર–દમ–યારી–છે–મને–તો–ત્હારી-રે,
સદા–ત્હારો–છું–હું–તો–પુંજારી–રે.
ધ્રૂં-હૂં-ખતાવાર-ગર,-મ્હેરની-કરે–નજર;
જો–તું–માયાલુ-તો–હું–ચાલુ-વિચારી-રે.”

પ્રિય વાંચનાર, ભવીષ્યમાં આપણને આ નાનકડી બ્રુચી દીનબાનુ સાથે ઘણું કામ લેવાનું છે, માટે તેણીનું કાંઇક વર્ણન અત્રે આપણે

ટુંકમાં તપકાવી લઇશું. આ નાનકડી ભુલકી શરીરે તેણીના બાપ તેહમતન દીલાવર જેવી ઉંચી નાજુક પણ સંગીન અને મોભાદાર દેખાવની અને ટેકવાલી હતી. તેણી વળી પોતાની માતા જેવી ગોરી અને ધતમદાર પણ હતી. તે વતરોગે વળી તેણી અસાધારણ ચપળતા ધરાવતી હતી અને કોઇ કોઇ વેળા તો એવા એવા સવાલો બાનુ સુના અને બીજાંઓને પુછતી હતી કે તેના જવાબ આપવાને તેઓ ગુચવાડામાં પડતાં. આ બાળકી સ્વભાવે બહુ તીક્ષણ લાગણીવાળી અને જુસ્સાદાર હતી. તેણીની સાથની થોડીજ મીનીટની વાતચીતમાં કોઇપણ જોઇ લે કે જ્યારે તેણી ઉમરે પહોંચશે ત્યારે તેણી કોઇની પણ મરજીને શરણ થશે નહિ અથવા કોઇનું પણ અણગમતું બોલવાનું શાંખી શકશે નહિ. બાનુ સુના જ્યારે કોઇ કોઇ વાર તેણીને ધમકાવતાં ત્યારે દીનબાનુ ઉપર તેની એવી તો વીચીત્ર અસર થતી અને તે નાનું બાળક એવા તો ઉંડા વિચારોમાં લીન થતું અને એવું તો ગમગીન દીસ્તું કે બાનુ સુનાનું કઠણ દીલ પણ પીગળતું અને તે તેણીને પટાવી લેતી. હમણાં તો બાનુ સુનાને નીરાંતે મી૦ બહમનશાહ સાથે વાત કરવી હતી, માટે બુચી દીનુને સમજાવીને તેણીને પાછલા ઓરડામાં આયા આગળ મોકળી દીધી.

" વેલ, મી૦ બહમનશાહ, તમે આયા તો ઠીક થયું. હું કાગને ડોરે તમારીજ વાત જોતીતી. તમારી બેન ખરશેદે આપણી છેલ્લી મુલાકાત વખતે તમારે ત્યાં જે રમખાણ મચાવ્યું તે પછી આપરો મેલાપ આજેજ થયો. હું ધારૂંચ કે તમે હવે આજે પેલી વાતનો છેડો લાવશો."

"ઓ ડીયર આઇ સી, બાનુ સુના, પણ તમે મને જોઇને ખુશી તો થયાંની ? તમે મને ચાહોચ તો ખરાંની? મારી બેન તો મેડ છે. એને આપરી વચ્ચે પડવાની કાંઇ જરૂર હતી નહિ. મેં એને સાફ કહયુંચ કે હું બાનુ સુનાને મારી ધણીઆણી બનાવશ ને ફૂર બનાવશ. પછી એને જોઇએ તો એ કુવામાં જઇને પરે. હું હાલ મહીને દહારે એને ઘરખરચના અને ભાડાંના ૩૩૦) આપુંચ તે પણ બંધ કરી નાખ-વાની મેં એને ધમકી આપીચ તેથી એ તો દબકી ગેઇચ."

"જુઓ ડીયર બહમનશાહ, આપરે એમ એ ખરશેદને છેક ખુણામાં હડસેલી દેવી જોઇએ નહિ. તમે તો સમજુ છેઓ. વગર કારણે સગાં-વાહલાં ને દોસ્તઆસ્નાઓને દુશમન બનાવવામાં કાંઇ સાર નથી. વાસ્તે જોવો ડીયર, તમે હવે વધુ મીનાકેસો એની સાથે કરતા ના."

બાનુ સુનાને આજે પોતાનું કામ કાઢી લેવાનું હતું, તેથી આજે પહેલીજ વાર તેણી બહમનશાહને 'ડીયર' કરી બોલાવતી હતી. ખરશેદબાઇ સાથે ટાઢું મીઠું રાખવામાં પણ તેણીની મતલબ માત્ર તેણીને ઝેરથી નહિ પણ ગોળથીજ મારવાની હતી. 'ડીયર' બોલથી બહમનશાહ શેઠ તો એટલા ખુશ થઇ ગયા કે હવે તેવણ શું કરશે ને શું નહિ કરશે તે આપણે સહેલાઇથી કલ્પી શકીએ. તેવણે પોતાના ખીસા માંહેલું પેલી શરતોનું કાગળ જે બાનુ સુનાએ છેલ્લા ફીસાદ પછી તેઓને વધુ વિચાર કરવા માટે પોસ્ટ મારફતે મોકલી આપ્યું હતું તે ખેંચી કાઢયું, અને પછી બોલ્યા—"સુના ડારલીંગ, જો તુંને કંઇ વાંધો નહિ હોય તો દરેક શરત છુટી વાંચીને આપરે તેના ગુણદોષ ઉપર સાથેજ વિચાર કરીએ. 'ટુ ડેવીલ્સ આર બૅટર ધૅન વન' ખરૂં કેની ડીયર ?"

"'ટુ ડેવીલ્સ' નહિ પણ 'ટુ હેડઝ આર બૅટર ધૅન વન.' બાનુ સુનાએ તેવણને કરેક્ટ કીધા. આથી તેઓએ એક વાર ફરી પોતાનાં માનિતાં "ઓ ડીયર આઇ સી" નો આશરો શોધ્યો.

"સુના ડીયર, તમારી પહેલી શરતમાં તમે મહારી ઓખર બદલવા કેહવોચ તે મને દીલોજાનથી કબુલ છે, પણ એ બખ્તાવરનીજ ઓખર તમે શું કારણસર પસંદ કીધી ?"

"વરી શું કારણસર? બખ્તાવર, બખ્ત ને આવર એવા બે ફારસી બોલોનો બનેલો છે. એ બે બોલોનો મીનીંગ નસીબ લાવનાર, એટલે કે નસીબદાર થાયચ. હવે બહમનશાહ ડીયર, તમે મને કેહેવો કે તમુને પરણ્યાથી મહારા જેવી એક દુન્યાને ખરાબે વારંવાર અથડેલી અબળા શું નસીબદાર થશે નહિ ?"

"ઓફ કોર્સ, ઓફ કોર્સ, સુના ડારલીંગ, અને તેમ તમુને કરવાને હું મારો જીવ ઝીકાતી નાખશ. તમારી બીજી શરત જે લેબાસ ને ચેહ-

એમ કહી મી૦ બહમનશાહે તમખીરનો એક જબરો સરૂકો ભર્યો, અને પોતાની આંખોને પોતાનો રેશમી રૂમાલ લગાડયો. બાનુ સુનાના માથામાં કોઇ કોઇ વખતે 'ફન' કરવાનો કીડો ચવડી આવતો હતો; વાસ્તે તેવણ બોલ્યાં- "ત્હારે બહમનશાહ, એ બીચારી બેહસ્તનો તમુને એટલી બધી યાદ આવેચ તો વરી ચોડી વાર ચાંદલો કરવા શાના નીકરીયા? પણ ચાલો હોસે, એ વાત જવા દેવો ને આય તમારો સુફીઆણી તપકીરનો રૂમાલ પાછો ગજવામાં મુકી દેવો. બેહસ્તનોને વાસ્તે તમે ડીઓ તાનોચ, ને હાંડા ભરીને રરોચ તેથી એ એવો અબોત્યાં જેવો થઇ ગીયોચ કે મને તો ઓક આવેચ. આય તમારી મું'ઇ આસ્ત્રાખાન કેપ જરાબી તમું'ને શોભતી નથી. વરી આજે એ સાંની પહેરી આયા?"

"ઓ ડીયર આઇ સી, જુઓ બાનુ સુના, તમારી આઠ, નવ, ને દશમી શરત વીશે મને કંઇ વાંધો નથી. પણ અગીઆરમી શરત જેમાં એકતડાકે તમે મારી પાસે રૂપ્યા એક લાખ ઉપરની રકમ કોઇ વેલાતી ધરમખાતાંમાં આપી દેવડાવવા માગોચ તેતું કારણ કાંઇ નહિ તો ઇન્સાફની ખાતર શું તમારે મને જણાવવું નહિ જોઇયે?"

"વેલ, બમનુ ડીયર, તમે એમ 'ઇનસીસ્ટ' થાવોચ, તો લેવોની હું તેનું કારણ કેહું. એવી જાતની વેલાતી સખાવત કીધાથી આપુને આડકતરી રીતે ઘણા ફાયદાઓ હાંસલ થાયચ. તેમાંનો એક તો એકે આપરા નામદાર શહેનશાહની વરસગાંઠ ઉપર કે તેવેજ કોઇ મોટે ટાંકણે તમારૂં નામ ખેતાબોની ટીપમાં જોવાનો સંતોશ તમે હાંસલ કરી શકશો. તમે જો કદાચ સી. આઇ. ઇ. કે સર નાઇટ થાવો, ને હું લેડી બખ્તાવર કહેવાઉં, તો તમે શું ખુશી નહિ થશો? હવે હસાઇ હસાઇ કેવું જવાયચ? પેલાં તમારી સ્ત્રીઓના વર્ક-કલાસ, ઝોરાસ્ત્રીઅન એસોસીએશન અને એવાં બીજાં ભેજાંદુખણ મંડળોમાં પૈસા વેરીયાથી શું તમારૂં દળદર ફીટવાનું છે? એ બધો વિચાર તો તમારા માથામાંથી કાહરીજ નાખો."

"તમે આગળ ચાલતાં તેરમી અને ચઉદમી કલમમાં મારી ઉપર જાપતો નાખવા માંગોચ તે મને કેમ પરવરશે?" મી૦ બહમનશાહ વસનાયલી દાલ જેવું મોહ કરી બોલ્યા-"મને તો તમુને એક મીનીટબી વીલાં મુકવાને ગમશે નહિ."

"વરી નહિ કાંય ગમે? તમે બચ્ચાં છોકરાંના બાપ મોટી ઉમરે મારી ઉમરની એક અબળા સાથે પરણવા નીકળો ને સુધરેલામાં ખપો ને સુધરેલા દેશોમાં ફરવા નીકળો, તો તમારે બીજા બધા ઘટતા સુધારા વધારા કરવાજ જોઇએ. ચાલો બહમનશાહ, હવે કારપોરેશનમાં બીરાજવાનું તમુને ગમશે કે નહિ? એમ ઉજરા પુની જેવા કેમ થઇ ગીયા, ત્યાં તમારા દુશ્મેનને કોઇ કડવા બડવાનું તો નથીની?"

"પણ ડારલીંગ સુના, મેં મારો આખો જનમારો શેર બજારની અંદર મારા જેવા **દલાલીઆઓ** સાથે ભાવતાલના ભવઇયાઓ કુટવામાં, ને સત્તાપંજાની બાજીઓ ખેલવામાં કાહરેલો. મારા જનમમાં કોઇ દહારો હું ભાષણો સાંભરવા ગેયલો નહિ, તે વરી કારપોરેશનમાં તે શું ધોરીનેધચ કરવાનો ઉતો? ને વરી એમાં કેમ 'દાખલ' થવું તેબી હું તો જાણતો નથી. એ બધી જેહમત કોણ ઉઠાવશે?"

"અરે વાહરે મારા ભોરાભટાક! એમાં તે શું વરી મુસ્કેલી છે? 'જર ને ચાહેસો કર,' તેમ જ્યાં પૈસા આગળ ચાલેચ ત્યાં મોટા મોટા કીલ્લાના દરવાજા ઉઘડી જાયચ તો દોરીયાં વેરશો, તારે શું કારપોરેશનના બારણા તમારેજ વાસ્તે ઉંઘડશે નહિ? એવા તો ઘણાક સાબુ સુકાલ્યાઓ તાંહ ગોઠવાઇ ગાઠવાઇ ગીયાચ, અને હવે પછી જશેબી."

"ઓ ડીયર આઇ સી, પણ હું તાંહ ભાશણ શું કરી મરવાનો ઉતો?"

"મુઇ ભાષણ કરવાની જરૂરજ શું છે? બધાઓને રોજ શું ત્યાં 'એકટીવ પાર્ટ' લેવાની જરૂર છે કે? પુતલાં મેમ્બર થયા તો નહિ ચાલે કે? મારી જો સલ્લાહ માનો તો તમે કારપોરેશનમાં કોઇબી દાહારો ભાષણ કરતાજ ના. 'સબસે બરી ચુપ,' એમ જો કરશો તો તમે કદીબી હારમાર થશો નહિ અને વરી સાથે લાગા એક લોકપ્રીય કાઉન્સીલર થઇ પડશો. કારપોરેશનની બેઠકોમાં તમારી હાજરી નીયમીત આપજો. કોઇ એક ધપધપિયા કાઉન્સીલરનું પુછરૂં મજબુત પકરી રાખજો, ને જે કાંઇ દરખાસ્ત તે કરે તેને હંમેશાં તમે સેકન્ડ કરજો. વરી દરેક નવી સુચીપત્રીકા

એમ કહી મી૦ બહમનશાહે તમખીરનો એક જબરો સરૂકો ભર્યો, અને પોતાની આંખોને પોતાનો રેશમી રૂમાલ લગાડયો. બાનુ સુનાના માથામાં કોઇ કોઇ વખતે 'ફન' કરવાનો કીડો ચવંડી આવતો હતો; વાસ્તે તેવણ બોલ્યાં- "ત્હારે બહમનશાહ, એ બીચારી બેહસ્તનો તમુને એટલી બધી યાદ આવેચ તો વરી થોડી વાર ચાંદલો કરવા શાના નીકરીયા? પણ ચાલો હોસે, એ વાત જવા દેવો ને આય તમારો સુફીઆણી તપકીરનો રૂમાલ પાછો ગજવામાં મુકી દેવો. બેહસ્તનોને વાસ્તે તમે ડીબો તાનોચ, ને હાંડા ભરીને રરોચ તેથી એ એવો અબોત્યાં જેવો થઇ ગીયોચ કે મને તો ઓક આવેચ. આય તમારી મુંઇ આસ્રાખાન કેપ જરાખી તમુંને શોભતી નથી. વરી આજે એ સાંની પહેરી આયા?"

"ઓ ડીયર આઇ સી, જુઓ બાનુ સુના, તમારી આઠ, નવ, ને દશમી શરત વીશે મને કંઇ વાંધો નથી. પણ અગીઆરમી શરત જેમાં એકતડાકે તમે મારી પાસે રૂપ્યા એક લાખ ઉપરની રકમ કોઇ વેલાતી ધરમખાતાંમાં આપી દેવડાવવા માગોચ તેનું કારણ કાંઇ નહિ તો ઇન્સાફની ખાતર શું તમારે મને જણાવવું નહિ જોઇયે?"

"વેલ, બમનુ ડીયર, તમે એમ 'ઇનસીસ્ટ' થાવોચ, તો લેવોની હું તેનું કારણ કેહું. એવી જાતની વેલાતી સખાવત કીધાથી આપુને આડકતરી રીતે ઘણા ફાયદાઓ હાંસલ થાયચ. તેમાંનો એક તો એકે આપરા નામદાર શહેનશાહની વરસગાંઠ ઉપર કે તેવેજ કોઇ મોટે ટાંકણે તમારૂં નામ ખેતાબોની ટીપમાં જોવાનો સંતોશ તમે હાંસલ કરી શકશો. તમે જો કદાચ સી. આઇ. ઇ. કે સર નાઇટ થાવો, ને હું લેડી બખ્તાવર કહેવાઉં, તો તમે શું ખુશી નહિ થશો? હવે હસાઇ હસાઇ કેવું જવાયચ? પેલાં તમારી સ્રીઓના વર્ક-કલાસ, ઝોરાસ્ત્રીઅન એસોસીએશન અને એવાં બીજાં ભેજાંદુખણ મંડળોમાં પૈસા વેરીયાથી શું તમારૂં દળદર ફીટવાનું છે? એ બર્યો વિચાર તો તમારા માથામાંથી કાહરીજ નાખો."

"તમે આગળ ચાલતાં તેરમી અને ચઉદમી કલમમાં મારી ઉપર જાપતો નાખવા માંગોચ તે મને કેમ પરવરશે?" મી૦ બહમનશાહ વસનાયલી દાલ જેવું મોહ કરી બોલ્યા-"મને તો તમુને એક મીનીટબી વીલાં મુકવાને ગમશે નહિ."

"વરી નહિ કાંય ગમે? તમે બચ્ચાં છોકરાંના બાપ મોટી ઉમરે મારી ઉમરની એક અબળા સાથે પરણવા નીકળો ને સુધરેલામાં ખપો ને સુધરેલા દેશોમાં ફરવા નીકળો, તો તમારે બીજા બધા ઘટતા સુધારા વધારા કરવાજ જોઇએ. ચાલો બહમનશાહ, હવે કારપોરેશનમાં બીરાજવાનું તમુને ગમશે કે નહિ? એમ ઉજરા પુની જેવા કેમ થઇ ગીયા, ત્યાં તમારા દુશ્મેનને કોઇ કડવા બડવાનું તો નથીની?"

"પણ ડારલીંગ સુના, મેં મારો આખો જનમારો શેર બજારની અંદર મારા જેવા **દલાલીઆઓ** સાથે ભાવતાલના ભવઇયાઓ કુટવામાં, ને સત્તાપંજાની બાજીઓ ખેલવામાં કાહરેલો. મારા જનમમાં કોઇ દહારો હું ભાષણો સાંભરવા ગેયલો નહિ, તે વરી કોરપોરેશનમાં તે શું ઘોરીનેધચ કરવાનો ઉતો? ને વરી એમાં કેમ 'દાખલ' થવું તેબી હું તો જાણતો નથી. એ બધી જેહમત કોણ ઉડાવશે?"

"અરે વાહરે મારા ભોરાભટાક! એમાં તે શું વરી મુશ્કેલી છે? 'જર ને ચાહેસો કર,' તેમ જ્યાં પૈસા આગળ ચાલેચ ત્યાં મોટા મોટા કીલ્લાના દરવાજા ઉઘડી જાયચ તો દોરીયાં વેરશો, તારે શું કોરપોરેશનના બારણા તમારેજ વાસ્તે ઉંઘડશે નહિ? એવા તો ઘણાક સાબુ સુકાલ્યાઓ તાંહ ગોડવાઇ ગાડવાઇ ગીયાચ, અને હવે પછી જશેબી."

"ઓ ડીયર આઇ સી, પણ હું તાંહ ભાશણ શું કરી મરવાનો ઉતો?"

"મુઇ ભાષણ કરવાની જરૂરજ શું છે? બધાઓને રોજ શું ત્યાં 'એકટીવ પાર્ટ' લેવાની જરૂર છે કે? પુતલાં મેમ્બર થયા તો નહિ ચાલે કે? મારી જો સલ્લાહ માનો તો તમે કોર-પોરેશનમાં કોઇબી દાહારો ભાષણ કરતાજ ના. 'સબસે બરી ચુપ,' એમ જો કરશો તો તમે કદીબી હારમાર થશો નહિ અને વરી સાથે લાગા એક લોકપ્રીય કાઉન્સીલર થઇ પડશો. કોરપોરેશનની બેઠકોમાં તમારી હાજરી નીયમીત આપજો. કોઇ એક ધપધપિયા કાઉન્સીલરનું પુછરૂં મજબુત પકરી રાખજો, ને જે કાંઇ દરખાસ્ત તે કરે તેને હંમેશાં તમે સેકન્ડ કરજો. વરી દરેક નવી સુચીપત્રીકા

ઉપર ઓછામાં ઓછી એક 'નોટીસ ઑફ મોશન' સાધારણ વખતે ને તન તન ચચાર ને બને તો વધુ ઇલેકશનની વખતે લાવજો."

"ઓ ડીયર આઇ સી, પણ સુના ડીયર 'નોટીસ ઑફ મોશન' કીયાં મારાં ભેજાંમાંથી કાહરૂં ?"

"અરે વરી તેમાં શું બરસુંચ ? લેવોની હું તમુંને કેહું. ગઇ તા૦ ૧૫ મીની રાત્રે કામાટીપુરાની ભંગીઓની ચાલીમાં એક ભંગીની બાયડીએ બીજા એક ભંગીને ગાળો ભાંડવાથી મોટું રમખાણ થયું હતું, અને ત્યાં કેટલાંકના માથાં ભાગ્યાં હતાં. મ્યુનીસીપલ કમીશનરને આ બાબદ ઉપર તાકીદે રીપોર્ટ કરવાને ફરમાશ કરવી. નોટીસ બીજી— લોકોમાં એમ બોલાય છે કે મ્યુનીસીપલ કમીશનરના વડા હવાલદારે પોતાની આગળી બાયડીને તલાક આપીને હાલમાં પંદર વરસની એક જુવાન બાયડી સાથે લગન કીધાં છે. આ વાતમાં કેટલી સચ્ચાઇ છે તે બાબે કમીશનરે રીપોર્ટ કરવો. લેવો આય તમારી 'નોટીસ ઑફ મોશન' થઇ. જ્યારે એવી નોટીસ તમારાથી લાવવાનું નહિ બને ત્યારે એકાદ બે રમુજી ટાહુકા-ટુચકાઓ પુરજો. એક બે કાઉન્સીલરોની સાકી-બાકી કાહરજો. એકુ બે ભલતી બાબદ ઉપર કમીટી નેમવાની દરખાસ્ત લાવજો; ને જો જરૂર પરે તો પ્રમુખને થોડું ઘણું અપમાન પહોંચારજો. તેમાં જો પ્રમુખ દેશી હોય તો દર મીટીંગે ગમે એવી સાધારણ બાબદમાં તેની સાથે વેહેંચી લેજો અને તરીયાપાવ ફેંકજો, અને જરૂર પરે તો બે ગાળ દેવાને પણ ચુકતા ના. તમારો જીવ જાય તોબી એકાદ બીજો 'બ્લેક પ્લેગ' શરૂ થાય ત્યાંસુધી કોઇપણ જીવ સટોસટ બાબદ જેવી કે, મુંબઇની ગંધકીથી ઉભાઇ જતી ગટરોની બીસ્માર સળડતી હાલત, તેને સુધારવાની અથવા પાછી બાંધવાની યોજના, વગેરે બાબદો રજુ કરતા ના. બસ આટલું કરજો ને જોવો પછી કેવી વીખ્યાતી મેલવોચ ને વરસોવરસ તમે ફરીફરી ચુંટી કહરાવોચ કે નહિ !"

"ઓ ડીયર આઇ સી, ચાલો સુના, હવે આપરે બધુ હફતેખાન પસાર કરી આયાં. હવે ફક્ત તન કલમ બાકી રહી. કલમ સોલમીમાં વીલની બાબદ તમે સમાવેલી છે. કેવો ખોદાઇ સંજોગ ! મારી છેલ્લી એહસ્તનના ગુજર્યાં પછી હું એજ વમાસનમાં ઉતો.. પણ બાનુ સુના,

તમે શું એમ ધારોચ, કે પરણતાં વાર હું તાકો ધરી કરશ? અથવા તેમ નહિ તો હું જો મોડેથી વીલ કરૂં તો તમુંને રવરાવી જવશ?"

"તેવું કંઇજ નથી બહમનશાહ, મેં તમુને પેહેલાંથીજ કહયુંચ કે આપરા અરસપરસના પ્યાર ફ્યાર કરવાના દાહારા વહી ગીયાચ. આપરે તો અહીંઆં આપરા બેઉના બાકીના દીવસો આપરી સગવડને ખાતર સાથે પસાર કરવા માંગીએચ. અરસપરસની સારી લાગણી હોશે તો એક એક તરફ મરતાં લગી ખેંચાયલાં રહીશું. એ સારી લાગણીનો આધાર હું તમારી તરફ ને તમે મારી તરફ એકબીજાની ફરજ કેવી રીતે અદા કરીયે તેની ઉપર રહેશે. આય વીલ, તે તમારી ફરજનો એક ભાગ તમે માની લેશો; તો પછી તમુને એવું વીલ કરવામાં કંઇ વાંધો રહેશે નહિ. છોકરીઓને ફકત તન તન હજાર આપવા મેં લખ્યું છે, તેનું કારણ એ કે તેમ કીધાથી એ લોકો આપુને તાબેદાર રહેશે. પછી વરી એ લોકોને વધુ શું આપવું તે પછવારેથી જોઇ લઇશું. એ લોકને હું ખુલ્લું દેખારસ કે જો એ લોકો મારી સાથે બરાબર ચાલસે તો તમારી મરજી વીરૂધ હું એ લોકને માટે તમુને સમજાવીને કાંઇ વધુ છુટછાટ મેલાવશ. કેમ એ 'આઇડીઆ' તમુને ગમેચ કેની?"

બહમનશાહ શેઠ આથી ખુશ થયા, અને તે શરત પણ તેઓએ કબુલ કીધી. હવે માત્ર છેલ્લી બે શરતો રહી, જે કબુલ કરતાં તેવણુના જીવ ઉપર છરી ફરી એમ કહિયે તો ચાલે. એ છેલ્લી બે શરતો જે એક તો તમકીર સુંગવાની ટેવ અને બીજી 'ઓ ડીયર આઇ સી' બોલવાની ટેવ વીશે હતી. તે ચાલુ માહાવેરાથી તેઓના કુદરતી સ્વભાવમાં આમેજ થઇ ગઇ હતી. એ ટેવો તેઓને જળોની માફક વળગી ગઇ હતી. એ ટેવોથી તેઓને જુદા કરવા એ દુધમળ બાળકને ધાવણું છોડવવા બરાબર હતું.

"બાનુ સુના, ચાલો હવે મેં તમારી બધી શરતો કબુલ કીધી. હવે તમે મારૂં કહયું માનો ને આય તમારી છેલ્લી બે શરતોમાંથી મને છુટો કરો."

"એમ બને કેમ બહમનશાહ? તપકીરની તો મને ઘણીજ ક્ષીત છે. તમે તમારા દેખાવમાં બધો ફેરફાર કીધો ને હવે જુવાન દેખાવા

માંગોચ ને સાથે જો એ 'ડર્ટી હેબીટ'ને વળગી રહયા, તો પછી જુવાન કેમ દેખાવાના? જોવોની દીનુને 'કીસ' કરવા તમે મોંહનું આગળ લઇ જાઓચ ત્યારે એ કેવી 'ડર્ટી' કહી દુર નાંસેચ, ને તમે જયારે સરૂકો ભરીને નાક લાલચોલ કરોચ ત્યારે મને તો તમારી સામેબી જોવા નહિ ગમતું."

"અરે સુના ડીયર, તપકીરની સીફત તમારાં જેવાં શું જાણે? એ તો જીવની જોત છે. પેલા કહેચ તેમ—

'જીસકી પધડીમેં ડબ્બી
ઓ હય રાજા છત્રપતી.
સુંધે ઓર તાજા
જયસે છત્રપતી રાજા.'"

"એમ કે! ત્હારે સાંભરો. મનેબી મારા કાણા મેતાજીએ શીખવ્યુંચ તે—

'છીક છીકામણી,
નાક ગરામણી.
કપડાં ખરડામણી,
એબ લગામણી.'

"કંઇ ગુસ્સો ના કરતા બહમનશાહ ડીયર, પણ જહારેબી એ એબ-લગામણી તમારા નાકમાં પેવસ થાયચ ત્હારે તમેબી એબલગામણા દીસોચ. કંઇબી કરીને એકદમ નહિ તો આસ્તે આસ્તે એ આદત છોરી દેવાની મને 'પ્રોમીસ' આપો. તમુંને ગમે તો તમારા ઓરડામાં ભરાઇને એકની ચાર દાબરી સુંઘીને પછી નાક બરાબર ધોઇધાઇ, લવન્ડરનાં 'સોલ્યુશન'થી 'ડીસઇનફેક્ટ' કરી પછી બહાર આવજો, ને તેજ પરમાણે આય તમારી 'ઓ ડીયર આઇ સી' બોલવાની ટેવ છોરી દેવો."

"વહાલાં સુના, એ બધું બોલવું સહેલ છે, પણ બજાવવું મુસ્કેલ છે. એ નખ્ખોદ ગીયું 'ઓ ડીયર આઇ સી' તો મારી રગે-રગમાં પસરી ગીયુંચ. આપુંને છીક આવવા જતી હોય ને તે આપરે અટકાવવા જઇએચ, ત્હારે આપરો જીવ કેવો ગુંગળાઇ આવેચ તે તો તું જાણેચ. આય કમબખ્ત 'ઓ ડીયર આઇ સી' મારાં મોંહનામાંથી

જયારે બહાર નીકરવા જાયચ, ત્યારે હું તેને ગરી જવાની કોશીશ કરૂંચ, પણ તે નાપાક મને ગરી જાયચ. પેલી ત્રામ્વેવારી મોકાણ પછી એને દાબી દેવાનાં મેં ઘણાંબી ફાંફાં માર્યાં, પણ ફોકટ ! બોલ હવે શું કહેચ ?"

"જોવ, બહમનશાહ, હું તમુંને એક ઇલાજ સુચવુંચ. પહેલાં તમો 'ઓ ડીયર આઇ સી'માંથી 'ડીયર' બોલ કહારી નાખો, કારણ મારી સાથની સાધારણ વાતચીતમાં પણ મેં તમુને એમ બોલવાની મના કીધીચ. એ બોલ કાહરી નાખ્યા પછી આસ્તે રહીને તેમાંથી 'ઓ' કાહરી નાખજો, એટલે પછી 'આઇ સી' એકલું રહેશે. તે તમુને જરા નવું લાગશે, એટલે ધીરે ધીરે તે પણ તમે બોલવાનું છોરી દેશો."

એક બુઢા વરે જુવાન બાયડી પરણવી હોય તો તેને શું શું ભોગો આપવા પડે તેના પાઠો તેણીએ તેને શીખવ્યા. બહમનશાહ જેવા પુજ્ય પતિની આ પુજ્ય પત્ની જેણીને તેઓ પોતાની ભાગ્યદેવી સમાન લેખતા હતા, અને જેણીના પ્રતાપથી તેવણ ભવીષ્યમાં ઘણા લાભો અંગીકાર કરવા માગતા હતા, તે ભાગ્યદેવીએ ગોયા પોતાની આ ઉપમા ખરી પાડવા, દેવીઓના નીયમ પ્રમાણે, પોતાના પૂજારી પાસે ભાતભાતના ભોગો માગ્યા. પુરાણી અટકનું ખુન, લેબાશનાં રણક્ષેત્રમાં લડાઇ, જુના બંગલાનાં ચોગાનમાં ઘેરો, અણગમતાં બાળકોની બીન ખટપટી વ્યવસ્થા, વેલાતી અને ગામઠી સખાવતનો તફાવત, ભારી થયલાં ખીસાંને ખાલી કરવાની તફસીલ, વીલ વીકાર, જન્મની ખોડખાપણ સુધારવાના પ્રયોગો, કીર્તી મેળ-વવાનાં સાધનો, વગેરે વગેરેનો સમાવેશ બાનુ સુનાએ શીખાડેલા આ પાઠોમાં કરવામાં આવ્યો હતો.

આ પ્રમાણે આ બોલકણી બાનુએ મી૦ બહમનશાહ બેજનજી બક-રાકાપુ, શેરના દલાલ, ઉમર વરસ ૫૫), મહીના ૨) અને દહાડા ૧૧), મુંબઇના લક્ષાપતી વતની, ત્રણ બાયડીના ભરથાર અને ચાર છોકરીના બાપને પોતાની હથેલી ઉપર નચાવ્યા અથવા વાત કરતાં કરતાંમાં રમાડી લીધા. વહુવરનું આ ભવીષ્યનું જોડું હવે લગાર ખુશ ગુફતે-ગોમાં રોકાયું, અને હવે પછીના સંસાર સુખના ભાવતાલ નક્કી કરવા

લાગ્યું. આ તેઓની ખાનગી ગુફ્તેગો છે, માટે તેમાં માથું મારવાની બેઅદબી કર્યા વગર આપણું આ સંસારી ચીત્ર દોરવાનું આપણે આગળ લંબાવશું.

## પ્રકરણ ૧૩ મું.

### લગ્ન વિરૂધ લાગણી—મધ માંહે મલ.

"ગમ વ સિતમનો હોહોકાર,
જ્યાં જોશો ત્યાં તર દીદાર."

ચોથી વાર અદરાયલા આપણા આ ઘરડા "બુચાજી" ભવીષ્યનાં સુખના સ્વપ્ના જોતા પોતાને ઘર પાછા ફર્યા ત્યારે તેઓ ભારે ઉલટમાં હતા. તેઓ તો એમજ ધારતા હતા કે લગનનાં ભરચક બજારમાં તેઓએ ખરીદેલી આ ચોથી મોહરદાર તેઓની આગળી મોહરદારનાં પેટનાં બચ્ચાંઓને નધારેલું સુખ સંપાદન કરાવશે. તેઓને થોડીજ ખબર હતી કે ગમે તેવા ખુશીખુર્રમીના વખ્તમાં પણ દિલગીરી અથવા ગમગીનીનું એકાદ શીહા વાદળ આસ્માનના કોઇક ખુણામાં ભેરાઇ રહેલું હોય છે, અને ગમે એવાં શુભ કાર્યમાં પણ તે ઘણી વેળા ખતરાનું બી વાવે છે. આગળા હોલમાં પોતાની શોકાતુર બેઠેલી દીકરીઓને બહેમનશાહ શેઠ જતાંવાર ભેટી પડયા. મીલી અને રોલી તથા પોલી સઘળાં સમજી ગયાં કે તેઓના પપા પોતાની આ નવી નવજુવાન હાલતમાં આજે કંઇ નવુંજુનું કરી આવ્યા હશે; કારણ તેઓની નજર બહમનશાહ શેઠના ડાબા હાથની એક આંગળી ઉપર પડતાં તેઓએ તે ઉપર એક ચકચકીત વીંટી જોઇ, કે જે વીંટી તે આંગળાં ઉપર અગાઉ કોઇપણ વેળા બીરાજતી હતી નહિ. મીલીએ અને રોલીએ તે જોતાંજ પોતાનો ભરેલો દીબો છોડી દીધો, અને પોલી તથા મેરી કાંઇક અચુક લાગણીથી તેઓ સાથે જોડાયાં. "પપા, પપા," તેઓ રડતાં રડતાં બોલ્યાં:—"પેલી સાથે તમે આખરે અદરાયા ખરા કે? તમે તમારીજ જીદ પાલી, અને તમુંને

અમારી કંઇપણ દયા આવી નહિ. અરે, હજુર તો અમારી છેલ્લી માયને ગુજર્યાને પુરૂં પાધરૂં એક વરસબી વીત્યું નથી, તેટલામાં તમુંને શું વીર પરીતી? શું હમારાથી તમુંને જોઇતું સુખ નહિ મલતે કે અમારી છાતી ઉપર આવો એક પથ્થર લાવી મુકયો.”

બહમનશાહ શેઠ આથી ગભરાઇ ગયા. તેઓથી ના પાડી શકાયું નહિ કે તેઓ બાનુ સુના સાથે અદરાઇ ચુકયા હતા. તેઓએ પોતાની બેટીઓને શાંત પાડવાની ઘણીબી કોશેશ કીધી, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. છોકરીઓની કલાપીત ગમે એવાં સખ્ત દીલનાને પણ પીગલાવે એવી હતી. આ કલાપીત બાનુ સુનાની હાજરી વેળા થયલાં રમખાણ કરતાં જોરદાર હતી, કારણકે તે વેળા છોકરીઓ એમ ધારતી હતી કે કદાપી તેઓના પપા પોતાનો વિચાર ફેરવે. પણ હવે તો સઘળું રંધાઇ ચુકયું હતું. દુઃખી મીલી ભોંય ઉપર પછડાઇ લગભગ બેશુદ્ધ જેવી થઇ ગઇ. બહમનશાહ શેઠે આવો દેખાવ સ્વપ્નામાંબી કલ્પેલો નહિ હોવાથી શું કરવું અને શું નહિ કરવું તેની તેઓને સમજ પડી નહિ. તેઓ અદરાયા નથી એમ છોકરીઓને સમજાવવું હવે ફોકટ હતું. તેઓની ચેતનશકતીએ આ વાત બહમનશાહના કહયા વગર ચેતી લીધી હતી. તેથી તેઓની એક જાતની મુશ્કેલીનો અંત આવ્યો હતો. સારાં નસીબે કલાપીત નરમ પાડવાની તેઓની બીજી મુશ્કેલીનો પણ સહેલાઇથી અંત આવ્યો. તેઓનાં બેહન ખરશેદબાઇ જાણે વાદળાંમાંથી કોઇએ હેઠે નાખ્યાં હોય તેમ ત્યાં ફુટી નિકળ્યાં.

મામલો કેટલી હદ સુધી ગયો હતો તે તેઓએ એક તડાકામાં જોઇ લીધું. કાંઇપણ બોલ્યા વગર તેઓએ સઘળી છોકરીઓને વારાફરતી પોતાની ગોદમાં દાબી તેઓને માવતર સમાન ચુંબન કીધું. તેઓના બાલ અને મોઢું પસવાયું, અને જે કામ ઘરડા બહમનશાહ તો શું પણ કોઇબી પુરૂપ કદી બજાવી શકતે નહિ તે આ બાઇ માણસે આશાનીથી બજાવ્યું. તેણીએ છોકરીઓની કંપનો ચાર્જ પોતાને સ્વાધીન લીધો. બહમનશાહ શેઠને પણ આવું જોઇતું હતું, તેથી તેઓ શેતાન ડાંઓ ફરી. ઝટપટ માળ ઉપર સટકી ગયા. ઓરડામાં જતાં તે સાંજના ટપાળમાં આવેલાં એક કાગળ સીવાય તેઓને વધાવી લેવાવાળું ત્યાં બીજું કોઇ ન હતું. પણ આ કેવી

વધામણી ? આ કાગળ કાળી બોરડરવાળાં એક એનવેલપમાં બીડેલું હતું કે જે એનવેલપો શોકાતુર પ્રસંગેજ માત્ર વપડાય છે. આ પત્ર ઉઘાડવું કે નહિ, તે માટે બહમનશાહ શેઠ વમાસનમાં પડયા. જો એનવેલપ ઉપરની કાળી બોરડર તેનાં ભીત્તરના તેવાજ કાંઇક ભેદની ગવાહી પુરતું હોય તો મુરતમાંજ આ કેવી જાતના સગન ! ધ્રુજતે હાથે પોતાનાં કપડાં ઉતાર્યા વગર તેઓએ તે કાગળ ઉખેડયું, અને તે કોણે લખેલો છે તે જોવા માટે તેઓએ તેના છેડા ઉપર નજર ફેંકી, પણ ત્યાં કોઇની સહી હતી નહિ. તેને બદલે "તમારૂં ભલું ઇચ્છનાર" શબ્દો લખેલા હતા. આ કાગળ પણ કાળી બોરડરવાળું હતું.

પ્રિય વાંચનાર, આજકાલ આવાં નનામા પત્ર લખવાર્નો પવન આપણા પારસીઓમાં ઘણો ફેલાઇ ગયો છે એવી ફરિયાદ આપણે છાપાદ્વારે વારંવાર વાંચિયે છીયે. એક નનામુ કાગળ કવચીતજ સારી નીષ્ટાથી લખાયલું હોય છે. પણ નીષ્ટાનો સવાલ બાજુ મુકતાં નનામુ હોવાથી તે આપણા વિશ્વાસને પાત્ર થતું નથી. આવાં નનામા કાગળ લખનારાઓ પોતે ધુળમાં કેવી તલવાર મારે છે તેનું તેઓને કાંઇપણ ભાન હોય તો તેઓ તેવાં કાગળો લખેજ નહિ. વધુ લંબાવ્યા વગર આપણે મી૦ બહમનશાહ ઉપર આવેલો તે પત્ર વાંચીશું:

"મી૦ બહમનશાહ બેજનજી બકરાકાપુ જોગ—

"ઘરડેઘડપણ ચોથી બાયડી કરીને તમે તમારૂં ઘડપણ વેચવા નીકળ્યા છો તે વાત આખી મુંબઇમાં ચોમેર વીજળીવેગે ફેલાઇ ગઇ છે. જ્યારે એક આંધળો ઉકરડે બેસી અભેખર કરે છે, ત્યારે તે એમ વીચારે છે કે તેને કોઇ જોતું નથી. પણ તેને તો સારૂં ગામ જોય છે. એક જંગલી વરૂની માફક તમે ત્રણ ઘરખમ બાયડીઓ ખાઇ ગયા, પણ તે વિક્રાળ પ્રાણીની માફક તમે હજી ધરાયા નથી. પણ જુઓ, સંભાળજો. આપણી પેલી પુરાણી કહેવત પ્રમાણે "ચોથી ચોક પુરે," તે કહેતી તમારા બાબમાં ખરી પડે નહિ. એ ચોથી બાયડી તમુને ખાઇ જશે એમાં કાંઇ સંદેહ નથી. ખાઇ નહિ જશે તો તમુને એવા દુઃખના ક્રાતીયા પઢાવશે કે તમારૂં સઘળું કલપેલું સુખ હવામાં ઉડી જશે. જે ઓરતને તમે પરણી લાવનાર છો તેણી પણ ત્રણ વરને ખાઇ ગઇ છે. તેણી જુવાન મંડળમાં ફરનારી છે, દેખાવડી છે, એસ્કી છે, અને સાથે

લાગી કેળવાયલી છે. તે તમારાં જેવાં ઘરડાં ઘુવડને શું કામ પરણે ?' ફક્ત પૈસા ને પૈસાનીજ ખાતર. તમે ધારો છો કે તમારી બાનુ સુના ગોરી ગોરી મડમ જેવી છે. આ બાબતની તમે કાંઇ ખાતરી કીધી છે ? તમે કોઇ દહાડો સ્વપ્નેબી વિચાર્યું છે કે આ તેની ગોરી ચામડી કુદરતી નહિ પણ બનાવટી છે. જયારે તમારા જેવા ઉલ્લુઓ ધોળાંનું કાળું કરે છે, (આ ઇશારો બહમનશાહ શેઠના બાલને માટે હતો.) ત્યારે તેથી ઉલટું તેવા ઉલ્લુઓને પોતાની ચાપલુસીને જોરે ખરીદનાર અબળાઓ કાળાંનું ધોળું કરે છે. (આ ઇશારો બાનુ સુનાની ચામડીને માટે હતો.)

"મારાં સુંદર ઘુવડ, તમે શું જાણતા નથી કે આજકાલ આપણામાં કલર કરવાનો પવન પુર જોરથી ફાટી નીકળ્યો છે? બુઢીયાઓને જવાન બનવાનો અને તેમ કરી જુવાનીયાઓની સંગત સાંધવાનો, અને કાળી કાળી છોડીઓને ગોરા ગોરા છોકરાઓને પોતાની જાળમાં સપડાવવાનો એ એક એજમતી તુસ્કો છે. તે તુસ્કો તમારી બાનુ સુનાએ તમારી ઉપર ફત્તેહમંદીથી અજમાવ્યો છે. આખાનેઆખા એ તમોને વેતરી નાખશે, ને રમતાંરમતાં તમારી છોકરીની કાસળ પટાવી દેશે. ચતુર હોવો તો ચેતજો અને મુરખ હોવો તો વેઠજો, પણ 'ભેંસનાં સીંગડાં ભેંસને ભારી' એ કહેતી ખુબ ગોખી રાખજો.

લા૦ **તમારૂં ભલું ઇચ્છનાર."**

હવે આપણું "સુંદર ઘુવડ" શું કરે ? તે તો ખરેખર એક ઘુવડની માફકજ ગુપચુપ બેસી રહ્યું. તેનાં મનમાંથી તરેહવાર તુરંગો પ્રસાર થવા લાગ્યા. આ કાગળ કોણે લખ્યો હશે, તે લખવાની મતલબ શું હશે, તે માંહે દર્શાવેલી બીના ખરી હશે કે ખોટી, તે લખનાર એક ઓરત હશે કે મર્દ ? આવું નનાસુ કાગળ તો આ "સુંદર ઘુવડે" પહેલીજ વાર નીહાલ્યું હતું. તેની આસપાસ કાળી બૉરડરની શી મતલબ હતી ? શું તે લખનાર ધણી કોઇના શોકમાં હતો? અથવા શું આ કાળી બૉરડરવાળું કાગળ ભવીષ્યના કોઇ અપશુકનની ગવાહી આપતું હતું ?

શું બાનુ સુના પોતાનો ચહેરો ખરેખર રંગતી હતી? તેમ જો હોય તો તેણીના હાથનું કેમ? શું હાથો પણ તેણી રંગતી હશે ? શું તેણી તેના બાલ પણ રંગતી હશે ? હું પોતે મારા બાલ રંગું છું, તો તેણી કાં

નહિ તેમ કરતી હોય ? મેં ખોટા દાંત મુકાવેલા છે, તો તેણીએ કાં નહિ મુકાવેલા હોય? આજે તો વીશ અને પચીશ વરસની ટુંક વયમાં બાલ સફેદ થાય છે, દાંતો પડી જાય છે, અને આંખે ચશમા ઘાલવા પડે છે. બાનુ સુનાના બાબમાં પણ તેમ કાં નહિ હોય ? શું આ કાગળ મારી બેહન ખરશેદબાઇએ લખ્યું હશે ? તેમ તો નહિ હોય. આ અક્ષર કાંઇ તેણીના નથી. વળી શોકનું કાગળ તેણી ક્યાંથી લાવે ?

"સુંદર ઘુવડ"ને ઘડીમાં લાગ્યું કે તુરતજ તે બાનુ સુના આગળ જઇ આ કાગળ તેણીને દેખાડે, પણ તેમ કરવા પહેલાં તેણે તે કાગળ ખરશેદબાઇને દેખાડવાનો નીશ્ચય કર્યો. વિચારના વમળમાં તે એટલો તો ઘુંટાઇ ગયો હતો કે પોતાનાં કપડાં ઉતારવાની પણ તેણે દરકાર કીધી નહિ. એજ સ્થીતીમાં તે કયાંસુધી બેસી રહેતે તે સમજી શકાતું નથી, પણ તેટલાંમાં એક માણસે આવીને ખબર આપી કે ખાણું તૈયાર હતું. આ ઉપરથી બહમનશાહ ચોંકયા. તેવણના અંગત બોલ "ઓ ડીયર આઇ સી" એ એકવાર ફરી દેખાવ દીધો. તેવણે પેલો કાળી બોરડરવાળો કાગળ વીંટાળી પોતાનાં ગજવામાં મુકયો અને ખાણાની ટેબલ આગળ જઇ પોતાની હંમેશની બેઠક ઉપર બેઠા.

## પ્રકરણ ૧૪ મું.

### ચોરી ઉપર શીરજોરી—ઉલતો ચોર કોટવાલને દંડે.

"જરા–માનવી–ધીરથી–કર–વિચાર,
ખુદાયે–અગર–અકલ–બખશીછ યાર.
તુંને–કાન–બે, જીભ છે–એક–નેક,
સુણી–વાર–બે–તું, અને કહે–એક.
સુખન–કહે–હેવો, રિઝાવી રિઝાય,
નહિ–કે–કંઇ–રંજીદા તુંજ થાય."

ટેબલ ઉપર ખરશેદબાઇ, મીલી, રોલી, અને પોલી બહમનશાહ શેઠના આવ્યા અગાઉનાં આવી બેઠાં હતાં. છોકરીઓના ચહેરા શોકાતુર

હતા, અને તેઓની આંખો લાલચોળ થઇ આવી હતી. બાનુ સુના સાથે આજે કાંઇ નક્કી શેવટ ઉપર આવવા બહમનશાહ શેઠે અગાઉથી વિચાર કરી મુકેલો હોવાથી આજે તેવણે સહવારથીજ એક્કી ખાણું પકાવવાની વરદી આપી હતી. 'ડીશ' ઉપર 'ડીશ' આવી પણ તેને કોઇએ હાથ લગાડયો નહિ, અને મુખ્ય કરીને છોકરીઓએ તો ખાણું ચંચેર્યા કીધું. બહમનશાહ શેઠ બીજી બાબતમાં કસર્યા હતા, પણ તેવણને ત્યાં ખાધા-પીધાની વાનતાન હતી નહિ. "મોટે ઘેરની મોટી વાત અને અડધી રોટલીપર આખી રાત" વાળી કહેતીનું આ ઘરમાં ચલણ હતું નહિ. મોટાં મોટાં ડીશોમાં બિલાડી સુવાડી પરોણાંઓને અત્રે આંજી નાખ-વામાં આવતાં હતાં નહિ. શેઠ ખાય અને નોકર વાર જુએ તેવી વાત અત્રે હતી નહિ. ટેબલ ઉપરની આજની ચુપકીદી ઉપરથી અને છોક-રીઓના ચહેરા ઉપરથી એવું દીસતું હતું કે જાણે તેઓ એમ વિચાર કરતી હોય કે ઘરમાં નવી રાણી આવ્યા પછી હાલ જે સુખચેન તેઓ ભોગવતાં હતાં તે ચાલુ રહેશે કે નહિ. તેઓએ નક્કી માન્યું કે તેમ બનવું મુશ્કેલ હતું. ખાણું પુરૂં થયા પછી નોકરો પોતાને વગેસગે થયા, અને બહમનશાહ શેઠે વાત છેડી—"ખરશેદ, તું આજે એવી ગભરાયલી કાંય છે? મને લાગેચ કે આજે તારાં પાણી મુંવેલાં છે. તેં કંઇબી ખોટું કામ કીધુંચ. તારૂં હૈયું તુંને ડંખેચ."

"ઓ, વાય, બહમનશાહ, એ ઉલતો ચોર કોટવાલને દંડે તેમ શું કરોચ? ખોટું કામ તમે કરવા નીકરીયાચ કે હું કરવા નીકરીચ? જે માણસની આંખે કમલો થયો હોય તે સામાવારાંને પણ પીરાં થયલાં જોયચ. તમારૂં હઇયું તમુને ડંખતું હોય તો હજુરબી વખત છે. વારેલા નહિ વરશો તો હારેલા વરશો."

"ઓ ડીયર આઇ સી, એમ કે? ત્યારે લેવો બાઇસાહેબ, તમારી આંખ ફેરીને જુઓ કે આય શું છે? એ કાગજ તમે કયાંથી લાયાં? મને ખબર નહિ કે હજુસુધી તમે તમારા બેહસ્તીનો શોક મુકયો નથી. એ તમે કોણ પાસે લખાવ્યું? એ અક્ષર. વાંકાટીકા છે, પણ મને લાગેચ કે એ તમારાજ છે. તમે નહિ લખ્યું હોશે તો તમારી કોઇ સહીમીતીએ લખ્યું હોશે. સહીમીતીએ નહિ તો કોઇ સગાં થતાંએ લખ્યું હોશે, અને તેમ નહિ તો કોઇ ભાડુતી માણસ પાસે લખાવ્યું હોશે."

"લખતાંનેબી શું કેહું ને નહિ તો મને બદલાસ કરતાંનેબી શું કેહું. બહમનશાહ, હું તો એ કાગજ વિશે કંઇબી જાણતી નથી. વારૂં, લાવો જોઉં તો ખરી એમાં શું લખ્યુંચ." એમ કહી ખરશેદબાઇએ તે કાગળ ખાસુખા છોકરીઓ સાંભળે તેમ મોટેથી વાંચ્યો. પછી તેવણ બૈરાંઓની રીત પ્રમાણે આતશ ઉપર સુખડ લોબાન મુકી સોગંદ ખાવાને તૈયાર થયાં કે એ કાગળ લખવામાં તેવણનો હાથ હતો નહિ. બહમનશાહ શેઠને પણ એવુંજ જોઇતું હતું. તેથી તેવણે આતશનું પાતરૂં મંગાવ્યું, અને તે ઉપર સુખડ લોબાન મુકી ખરશેદબાઇએ સોગંદ લીધા. બહમનશાહને આમ થંડા પડેલા જોઇ ખરશેદબાઇએ હવે હીમત પકડી. "કેમ, હવે ખાતરી થઇ. જોવો ભાઇજી, તમારા જેવા દુનિયા ડાહયા બોલબોલતનાં બીજાંઓના હાથ ઉપર વેચાઇ જાયચ. તમે કેમ જાણ્યું કે આય કાગજ કોઇ તમારૂં ખરેખરૂં ભલું ઇચ્છનારે લખ્યોજ નથી? તમે કેમ જાણ્યું કે એ તમારી બાનુ સુના કારાંનું ધોરૂં કરતી નથી? આજે તો સુઇ આખી મુંબઇમાં એવા ઢોંગસોંગ તો સાધારણ થઇ પડયાચ. ગીયે શનીવારે તેમુલજી તોપલ્યાને ત્યાંનાં લગનમાં મારી ફુવણ સાસુ આલીનો હોમી ગીયો'તો અને આલીબી તાંહ ગેઇતી. હોમીએ તાંહ બેહલીહોમજીની ગુલાંને જોઇ. એ કેવું ઇત્તરનું હાલ્લું છે તે તો તમો જાણોચ. હોમી તો બીજે દહાડે રન પારી બેઠો. આલીને કેહજે મમા, પરણું તો એની સાથેજ પરણું. એ કેવી 'હેન્ડસમ' છે. આલીએ કહયું કે બા ચામડીફામડીપર ભુલતો હોશે તો સુજમાં રોજા ખોલશે. પણ હોમી એકનો બે નહિ થયો ને કેહજે ચાલો માય આપરે એ છોકરીને ઘેરે જઇને જોઇ આવિયે. એ બેહલીહોમજીવારાં સાથે આલીને ઘણું સારૂં છે, તેથી આગમજથી કંઇબી ખબર આપ્યા વગર તેવણ ખુશીથી હોમી સાથે તાંહ સીધાર્યાં. ગુલાં સાથે હોમીને ઓરખાણ કરાવી, પણ તે ગુલાં તો હોમીને રાતની ગુલાં કરતાં કંઇ બીજીજ માલમ પરી. આલીએ કોઇ નહિ જોય તેમ તક લઇ હોમીના કાનમાં ફુક મારી કે એ ગુલાં તો તેણે લગનમાં જોયૅલી તેજ છે. પણ આપરા આવવાની ખબર એને નહિ હોવાથી એને કલર કીધો નથી. સમજ્યા ભઇજી. એમ ભલા ભલા જુવાનો અસ્તરી ચરીતરોપર વેચાયચ તો તમારા શા આસરા, 'ચરત કરતી ચઉટે જાય ને વગર પૈસે સાક ખાય.' વરી એ તમારી બાનુ સુના થતીબી કલર કાંય નહિ

કરતી હોય ? એમ તો લેવોની એજ તોપલ્યાને તાંહનાં લગનમાં પેલી ખસુખાંની જરી આવેલી ઉતી. તે રંડાયલી છે તે તો તમે જાણોચ. બીચારી છે તો કાગરાની પાંખ જેવી, પણ તે દહારે તો મડમ જેવી દીસતી'તી. એ બધા શાના પરતાપ? કલરના હો મરૂં. હવે તમે બાલ તો રંગોચ તે કાલે ઉઠીને મ્હોંનુંબી રંગસો. રંગ કાંહ સુવા મોધા છે. બાલ તો કારા ને મ્હોંના તો સફેદ, એમજ કેની ભઇજી ?"

બહમનશાહ શેઠને છોકરીઓનાં દેખતાં તો એવું ભારી પડ્યું કે જાણે ભોંયમાં ભરાઇ જાય. તેથી તેવણે દમમાં ને દમમાં પેલું આતશનું પાતરૂં લઇ જવાનો હુકમ કીધો. પછી જાણે ખરશેદબાઇ અને છોકરીઓને દડરાવી નાખવા માગતા હોય તેમ ઉઠીને ઉભા થયા ને બોલ્યા–"ખરશેદ, તારી લુલી તો ઘણી ચાલેચ, ને તુંને જોઇને આય મારી દુકતીઓબી બગડશે, (છોકરીઓના સંબંધમાં 'દુકતીઓ' બોલ બહમનશાહ શેઠે આજેજ વાપર્યો હતો. જે બોલ હવે પછીની તેઓ તરફની તેવણની વળાણ કેવી થશે તેનો અચુક પુરાવો આપતો હતો.) પણ જો ખરશેદ, હું તુંને સાફ કહી રાખુંચ કે હું જ્યારે મારી ધણીઆણીને મારે ઘેર લેઇ આવું તારે જો તું તેવણ સાથે બરોબર વરતશે નહિ અથવા જો તેવણને કાંઇ અપમાન કરશે તો તાહરૂં કીધેલું તું જાણે. હું તુંને મારાં ઘેરમાં ફરીથી ચહરવા દેવશ નહિ, ને ભવિષ્યમાં મારા તરફથી એક ખોટી બદામબી મેળવવાની તું આશા રાખતી ના."

આ પ્રકરણ ખતમ કરવા અગાઉ મારે વાંચનારને જણાવવું જોઇયે કે ખરશેદબાઇ સારી રવેશે જાણતાં હતાં કે બાનુ-સુનાની ગોરી ચામડી કુદરતી હતી–તે કાંઇ નકલી હતી નહિ. વળી બાનુ સુનાની ખાનગી ચાલચલણ તરફ પણ તેણીની બીજી સઘળી ખામીઓ છતાં કોઇ આંગળી દેખાડી શકે તેમ ન હતું. પણ ખરશેદબાઇ આખર કરે તો એક સ્ત્રીજ હતી. માટે પોતાની આ ખાતરી વિશે તેણીએ બહમનશાહ શેઠને અંધારામાંજ રેહવા દેવાનું દુરસ્ત વિચાર્યું.

---

# પ્રકરણ ૧૫ મું.

## આવતા બનાવની આગાહી—શું આ સ્વપ્નુ ખરૂં પડશે?

"રાત એક સ્વપ્ના મયેને બદ અય પ્યારે આજ દેખા."

બહમનશાહ શેઠ બીછાણે ગયા પણ છેક મોડી રાત સુધી નિંદ્રાદેવીએ તેઓ ઉપર ગલબો કીધો નહિ. આખરે જ્યારે તેઓ નિંદ્રાવશ થયા ત્યારે સાથે લાગા તેઓ સ્વપ્નાવશ પણ થયા. આ સ્વપ્નામાં તેઓએ શું જોયું? કાંઇજ નહિ પણ જાણે તેઓ એક ન્યાયાધિકારી અદાલતમાં સાક્ષીનાં પીંજરામાં આવી ઉભા હતા. ન્યાયાસને તેઓનાં પહેલાં ગુજર પામેલાં બેહસ્તન, જેવણને સાધારણ રીતે મી૦ બહમનશાહ મારી વડી બેહસ્તન તરીકે ઓળખાવતા હતા, તેઓ બીરાજેલાં હતાં. તેવણની બીજી બેહસ્તન, જેવણને તેઓ વચલી બેહસ્તન તરીકે ઓળખાવતા હતા તે, તથા તેવણની ત્રીજી બેહસ્તન તેવણ સામે વાદી તરીકે ચોકસ ફરીયાદનામું રજુ કરવા હાજર થયાં હતાં. સાક્ષીઓમાં ખરશેદબાઇ તથા બહમનશાહની દીકરીઓ આવી બેઠેલાં હતાં. બહમનશાહનાં બારીસ્ટર તરીકે બાનુ સુના હાજર થયાં હતાં.

બહમનશાહ શેઠ સામે આકાશી દરબાર મધે અબળા જાતીના સામાન્ય લાભોનું રક્ષણ કરનારી મંડળી તરફથી ફરિયાદ માડવામાં આવી હતી. ફરિયાદનામા મધે એવું જણાવવામાં આવ્યું હતું કે આરોપી બહમનશાહે ત્રણ ત્રણ બાયડીઓનો ભક્ષ કરીને નહિ ધરાતાં એક ચોથી કોમળ અબળાજાતીને ધારણ કીધેલા દેખાવોની મદદથી પોતાના પંજામાં લેવાની બાજી રચી હતી. ફરિયાદના ટેકામાં રંગેલા બાલ, બનાવટી દાંત, ડોળઘાલુ લેબાશ, વગેરે વગેરે ટાંકવામાં આવ્યાં હતાં. બહમનશાહ શેઠના બચાવમાં બાનુ સુના એક અસરકારક ભાષણ કરવા જતાં હતાં તેવામાં ન્યાયાસન ઉપરના ન્યાયાધીશે ઉઠી આવી એક પળકારામાં બહમનશાહ શેઠની આસ્ત્રાખાન કેપ કહાડીને બાજુ ઉપર ફેંકી દીધી. (બેહસ્તન ના૦ ૨) એ તેવણના માંથા ઉપરના કેટલાક બાલો ટુપી કહાડયા અને (બેહસ્તન નં૦ ૩) ને મજબુત કોશેશ કરીને તેઓની બનાવટી

બત્રીસી હવામાં ઉરાડી દીધી. આ ત્રાસદાયક દેખાવ જોઇને બાનુ સુના જીવ લઇને દોડવા લાગી. બહમનશાહ તેણીને પકડવા જાય છે તેટલાં એક તરાહેત ધણી જેને આવતા દીવસોમાં બહમનશાહ શેઠે રતન રૂસ્તમ-ફરામ તરીકે પીછાન્યો, તે તેવણને એક સખ્ત આંચકો મારી બાનુ સુનાને પોતાના હાથમાં ઉઠાવી લઇ ગયો. અત્રે તેઓ જાગૃત થયા.

આ શું? સ્વપ્નુ હતું કે ખરેખર બનનાર બનાવો હતા? એ સ્વપ્નાની મતલબ શી હશે? શું ખરેખર તેઓ નવનું દોઢ કરતા હતા? બાનુ સુના શું એ સ્વપ્નાની મતલબ સમજાવવાને શકતીવાન થશે? બહમનશાહ શેઠ એટલા તો બીધેલા હતા કે તેવણે પાછા નિંદ્રાવશ થવાની હીમત કીધી નહિ.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### સુધરેલી સંસારી ખટપટ–ચોડીમાંથી ચચરવું.

---

"ગુલાબને કાંટા શા માટે? ઝરણા નીચે માટી છે,
તાડી જાતે મીઠી છે, પણ સરકાથી તે ખાટી છે.
મધુર કળી છે ખુશબોથી તર, તેમાં છે કીડાનું ઘર,
ચાંદ સુરજ ઢાંકે છે ઝાંકળ, તેજ કરે તેનું કમતર."

બીજે દીને સહવારે દશ વાગતાંમાં બહમનશાહે બાનુ સુનાનાં ઘર તરફ ચાલુ મુકયું. આગળા "હોલમાં વાહીટ વૉશ" કરવામાં આવતો હતો તેથી તે માંહેલો સઘળો સામાન આમતેમ વીખેરાઇ પડયો હતો. બહમનશાહ શેઠના ચહેરા ઉપરથી બાનુ સુનાએ જોઇ લીધું કે આજ ભાઇના મીજાજ ગયા છે; કારણ તેઓના ગઇ રાતના ઉજાગરાએ અને સ્વપ્નવશ હાલતે તેઓની સુંદરતામાં કાંઇપણ વધારો તો કીધો હતોજ નહિ, પણ હંમેશ કરતાં તેવણનો ચહેરો ચારચાસણી વધુ વિક્રાળ દીસતો હતો.

"આવો બહમનશાહ, તપાસજો; ભીતપર ડોંગો નવોજ છે. ભુલે-ચુકે ભીત સાથે અથરતા ના ને વરી તેમ કરીને તાલમેલથી થોડોક-

ડોંગો ચોરી જતા ના. ડોંગો વર મને ગમતો નથી. તમો દલાલીયાઓને શું છે? તમારે મનસે બધો પાયો માલ પાદશાહનો." બહમનશાહ શેઠે હસવા જેવો ચહેરો કીધો, પણ બાનુ સુનાએ જોયું કે તે રડતી સુરત સમાન લાગતો હતો. બહમનશાહે વિચાર્યું કે આ બીચારી ભીત પોતાની ઉપરનો ચુનો આટલી સ્હેલાઇથી બીજાંને લઇ જવા દે છે તો શું બાનુ સુનાનાં દીલ ઉપરનો ચુનો પણ આવીજ રીતે નીકળી આવતો હશે? આ વિચાર જેવો તેવણનાં મનમાં પેઠો કે તેવણનાં મ્હોંડાંમાંનું "ઓ ડીયર આઇ સી" બાહેર કુદી પડયું, અને તેજ પળે તેવણે બાનુ સુનાનો હાથ પોતાના હાથમાં મજબુતીથી પકડી તેને લગાર સખ્તાઇથી મચડયો. તે હાથ છુટો કરતાં તેવણે પોતાના હાથ તરફ નજર કીધી તો તે ઘઉં વરણના હાથ ઉપર કાંઇક સફેદ પડ પાઝેલું જોયું. "ઓ ડીયર આઇ સી, ઓ ડીયર આઇ સી, તારે ખચીત એમજ છે. બાનુ સુના તમે 'કલર' કરોચ. તમે મને ઠગ્યો. તમે મારો વીશ્વાસઘાત કીધો."

"એ બકોચ શું બહમનશાહ, આજે કંઇ તમે છાંટોબાંટો લઇને આયાચ કે શું? એ શું બયું ફાટું ફાટું બકોચ? કલર શું, ને ઠગવાનું શું, ને વીશ્વાસઘાત શું? હું તો 'કલર' નથી કરતી પણ તમેજ કરોચ."

"તમે 'કલર' નથી કરતાં બાઇસાહેબ? ત્યારે જોવોની તમારા હાથ સાથ મારો હાથ લગાડતાં આય મારો હાથ સફેદ કેમ થઇ ગીયો? 'ફ્રોડ,' 'ડીસીત,' હમ્બગ. હું તમુને કોર્ટમાં લઇ જવશ. હું મારૂં વેર લેવશ. હવે હું સમજયો. પેલા સ્વપ્નાની મતલબ્બી સમજયો. ને તું તો વરી તેમાં મારો બચાવ કરવા નીકરીતીની?"

"જોવો બહમનશાહ, તમારાં મગજ ઉપર કાબુ રાખતાં શીખસો નહિ તો તમુને મેં આપેલી કબુલાત હું એકદમ પાછી ખેંચી લેવશ. તમારા જેવાને એ કબુલાત આપવામાં મેં કેટલી ભુલ કીધીચ તે હવે હું ખુલ્લું જોઉંચ."

"પણ ત્યારે એમ મારા હાથ સફેદ કેમ થઇ ગીયા?"

"એ તો તમે ઉલ્લુની કાંની ભીત સાથે અથરયા તેનું પરીણામ. તમારા હાથ ધોઇ ટુવાલે નુંછીને પછી મારો હાથ હાથમાં લેવો ને પછી

મારાં દીલપરનો ચુનો તમુને નહિ લાગે તો તમે મને શું ડામીજી આપશો ?"

"ઓ ડીયર આઇ સી, બાઇસાહેબ, ને હું ધારૂંચ કે આય નનામા કાગજના સંબંધમાંબી તમારી પાસે કંઇ ખોલાસો હોશે?"

"નનામુ કાગજ ? વરી એવાં કાગજની કંઇ આપરામાં આજકાલ નવાઇ છે કે ? જયારે મારા જેવી એક અબળા તમારા જેવાને પરણવા નીકરે ત્યારે એવું એક તો શું પણ એવાં એક હજાર કાગજ તમારી કે મારી ઉપર આવે, તો તેમાં અજબ થવાનું શું છે ? તમે તો નહિ પણ તમારી વહાલી બેહન ખરશેદ તો મને બચપણથી જોતી આવીચ, તેને તો તમે એ કાગજ વંચાવ્યું હોશેજ; ત્યારે તેને મારી ચામડીનો રંગ ખરો છે કે ખોટો તેની ખાતરી તમુને નહિ આપી ? ને વરી બહમનશાહ, તમે આજે સહવારના પહોરમાં આવશો એવી મને ખબરબી ઉતી કે હું અગઉથી 'કલર' કરી રાખું ?"

હવે બહમનશાહ બીચારા શું બોલે ? તેવણ તો ખસીયાણા પડી ગયા. તેવણે બાનુ સુના આગળ ગુંહણમંડિયે પડવાનો વિચાર કીધો. પણ ફરી એકવાર પેલાં કમબખ્ત પાટલુને તેવણને યારી આપી નહિ. બાનુ સુનાએ પોતાની ઠરેલ નજર એક પળ પેલાં નનામા કાગળ ઉપર ફેંકી અને પછી બોલ્યાં—"હું ધારતીતી કે આય કાગજ તમારી બહેન ખરશેદે લખ્યું હોશે, પણ ઇનસાફને ખાતર મારે કહેવું જોઇએ કે તેમ નથી. એ તો કોઇ માટીડાને હાથે લખાયલું છે, ને એ માટીડો કોણ છે તેબી હું 'ગેસ' કરી શકુંચ. બહમનશાહ, એ કાગજ તમે મારી પાસે રેહેવા દેવો."

"તુંને ગમે તે એતું કર, પણ એ કોને લખ્યોચ તે મને કહેશે કેની ?"

"જોઇશું. વખત આવવે વાત; પણ બહમનશાહ, ખરાજો, ઉદવારે જવાનો દહારો તમે નક્કી કીધો કે ? દસ્તુરજીને લખ્યું કે ? સાક્ષીઓનો બંદોબસ્ત કીધો કે ? જો જો વરી પેલી તમારી સીપલી બહેન કંઇ જાણે નહિ. તમે જાણેકે કંઇ કામ માટે થોરા દહારા કોઇ બીજેજ, ઠેકાણે જતા હોવો એવું દેખારજો. હું દીતુને તો મારી પીત્રાઇ જરીને સોંપસ."

---

# પ્રકરણ ૧૭ મું.

## છાપાની ધધુખર-અપટ અટકોના અણઘડ હીમાયતીઓ.

"જુદી જગત સારી, પામી અગત ભારી;
બાનુ સુનાના મોહ બાનમાં કયદ થયો કર જોડી."

છેલ્લાં પ્રકરણમાં દર્શાવેલા બનાવો બન્યાને લગભગ એક મહીનો વીતી ગયો છે. આ અરસામાં બાનુ સુનાએ બહમનશાહ શેઠનાં વીલ વગેરેને લગતા સઘળા કાયદા સંબંધી દસ્તાવેજો નક્કી કરાવી લીધા હતા. આ એક મહીનાની મુદત વીત્યા બાદ મુંબઇનાં એક વગવાળાં અઠવાડિક પત્રમાં નીચલી આર્ટીકલ તેના વાંચકોના દીઠામાં આવીઃ—

### શ્રી ઉદવાડા મધે ધામધુમ-વગવસીલાવાળાં એક લગ્ન-સંસાર સુધારો.

"અમારો ઉદવાડાનો ખાસ ખબરપત્રી જણાવે છે કે હંમેશની આ શાંત અને ગરીબડી નગરી ગયાં અઠવાડિયાંમાં ધામધુમનું ધામ થઇ પડી હતી. સઘળાં પારસી ઘરોમાં ખુશાલી વ્યાપી રહી હતી, અને ગરીબોને તથા મોબેદોને આશોદાદ પણ સારી મળી હતી. આ સઘળી ધામધુમનું કારણ આપણી તરફના બે પરોણાઓની ઉદવાડા મધે થયલી આમદ છે. આ બે પરોણાઓ કોઇજ નહિ પણ આપણી તરફનાં જાણીતાં બાનુ બાઇ સુનાબાઇ તેહમતન દીલાવર, જેઓ પોતાનાં દોસ્તઆસ્નાઓમાં બાનુ સુના તરીકે જણાયલાં છે તેઓ, અને મી૦ બહમનશાહ બેજનજી બકરાકાપુ છે. અમારાં વાંચકોને રોશન છે તેમ મી૦ બહમનશાહ આપણા શેહરના એક શ્રીમંત અને જાણીતા શેર દલાલ છે. અમારા ગયા અંકમાં અમે મુંબઇનાં સરકારી ગેજેટ મધે 'મી૦ બહમનશાહે છપાવેલી એક જાહેરખબર ઉપર અમારાં વાંચકોનું ધ્યાન ખેંચ્યું હતું. આ જાહેરખબરમાં મી૦ બહમનશાહે એવી ખબર આપી હતી કે તેઓએ પોતાના

બાપદાદાથી ચાલતી આવેલી અટક જે 'બકરાકાપુ' છે તે બદલીને 'બખ્તાવર'ની અટક એખ્તિયાર કરી છે, અને તે જાહેરખબરની તારીખથી અને ત્યારબાદ તેવણનાં મરણ સુધી, તેઓ મી૦ બહમનશાહ એજનજી બખ્તાવરને નામે ઓળખાશે; વીગેરે. ગયા અંકની અમારી કોલમો ઉપરનાં દબાણને લીધે અમોએ આ બાબતની અમારી તરફની નુકતેચીની મુલતવી રાખી હતી. તે વેળા અમોને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે અમારા આ પુરાણા મિત્રને ત્યારપછીનાં અઠ્ઠવાડિયાંમાં લગનના પવિત્ર ગાંઠથી ચોથીવાર જોડાયલા અમે જોઇશું. હાલ મી૦ બહમનશાહની ઉમર જો અમે ભૂલતા નહિ હોઇએ તો વર્ષ ૫૫) થી વધુની છે. આટલી વૃદ્ધ વયે અને કાંઇક મોટા કબીલા સાથે પોતાનાં કરતાં એક ઘણી નાની વયની ચોથી બાયડી પરણી લાવવાના ગુણદોષ વિશે બે મત તો હોયજ નહિ. આમ છતાં અમો આ નવાં જોડાંને અંતઃકરણથી મુબારકબાદી ઇચ્છીએ છિયે.

"હવે અમો અટક ફેરવવાની બાબત વિશે બોલીશું. ઘણાંકોને ગમે એવી હસવાસરખી અને ઢંગધડા કે ધડપુછડાં વગરની અટક બદલવા સામે સખ્ત અણગમો હોય છે. તેઓ તો એમ સમજે છે કે એક અટક ગમે એવી હસવાસરખી હોય પણ તે પુરાણી અટક થઇ એટલે તેને ચંદ્રોકાળ સુધી વળગી રહેવું જોઇયે. અમો દિલગીર છિયે કે આ મત સાથે અમો મળતા થઇ શકતા નથી. બકરાકાપુ, ધાનખાઉ, ખરીખાઉ, છીખાઉ, શુકચાતુ, ખીમાખાઉ, દારખાઉ વગેરે અટકોનું જેટલી જલદી દફનાવવામાં આવે તેટલો વધુ ફાયદો કોમને થશે, એમ અમો ખાતરીથી માનીયે છિયે. થોડા વખ્ત ઉપર કેટલાંક પારસી વર્ત્તમાનપત્રો મધે ઘણીએક પુરાણી અટકો કેવી રીતે જન્મ લેવા પામી, તેને જન્મ આપનારા કોણ હતા, તેઓ શું ધંધો કરતા હતા, વગેરે બાબતો ઉપર ભારે મુજાહેમત કરવામાં આવી હતી. અમારાં આધીન મત પ્રમાણે આ સઘળી મુજાહેમત સરતાપા હેમાકત હતી. પુરાણી અટકો કેમ નીકળી તેના કરતાં તે અટકો વંશપરંપરા જાળવી રાખવી કે નહિ અથવા તે કાઢી નાખીને અસલ ઇરાની નામો કે અટકો બરપા કરવાના સવાલ ઉપર જો ઝીકર ચલાવવામાં આવી હોત તો તે ઘણે દરજજે વધુ આવકારદાયક થઇ પડત. બાકી જે કરવામાં આવ્યું તે તો ડુંગર ખણીને ઉંદર કાઢવા જેવું

અમે લેખીએ છિયે. મી૦ બહમનશાહે પોતાની અટક બદલી અને તેને બદલે એક હિંદુ કે ઇંગ્રેજી અટક એખ્તિયાર કરવાને બદલે એક ઇરાની અટક અંગીકાર કીધી તે માટે અમે તેમને ધન્યવાદ આપીયે છિયે, અને તેઓને પગલે બીજાંઓને ચાલવાની મજબુત ભલામણ કરીયે છિયે. તેજ વેળા વળી અમોને દિલગીરી સાથે નોંધ લેવી પડે છે કે અટકના સંબંધમાં જેમ મી૦ બહમનશાહે એક આવકારદાયક સુધારો દાખલ કર્યો છે, તેમ એક બીજી બાબતમાં તેઓ બે પગલાં પાછલ હટ્યા છે. આ બાબત અલબતાં એક ખાનગી સંસારી બાબત છે, છતાં તે આપણી કોમના સુધારા વધારા સાથે એટલો તો નીકટ સંબંધ ધરાવે છે કે તે વિશે થોડુંક બોલવાની લાલચ અમે અટકાવી શકતા નથી. અમારા સાંભળવામાં આવ્યું છે કે મી૦ બહમનશાહ અને તેવણનાં બાનુ એક લાંબી સફરે જનાર છે. આ સફર ચાર પાંચ કે વધુ વરસ સુધી કદાચ લંબાય. એ વખત દરમિયાન તેઓ પોતાની બે બાળકીઓને અને બાનુ સુનાની એક બાળકીને તેઓનાં ખેશીઓની સંભાળ તળે નહિ સોપતાં પુણાની એક 'કૉનવેન્ટ સ્કુલ' મધે મુકી જવા ઇચ્છે છે. જો આ બીના ખરી હોય, અને તે માનવાને અમોને દરેક કારણ છે, તો તે ખચીત ખેદકારક લેખાવી જોઇયે. અમારા વિચાર પ્રમાણે અગવડભર્યું અથવા અણગમતાં બાળકોને પોતાની પડખેથી હડસેલી કાઢવાનો આ એક બહુજ સગવડભર્યો અને સુતરો માર્ગ છે. આવા દાખલા આગળાં થોડાંક વરસમાં આપણી કોમમાં કેટલાબધા બન્યા છે, અને તેનાં કેવાં ખરાબ પરીણામ નીપજ્યાં છે, તે તો પ્રજાને સારી રીતે રોશન છે. ગરીબ બીચારી બાળકીઓ જેઓ એક દીન પણ પોતાનાં સગાંસ્નેહીઓથી જુદી પડેલી નહિ, જેઓનાં કોમળ ભેજાં ઉપર પોતાના શ્રેષ્ઠ ધર્મની શ્રેષ્ઠાઇનો છાપ હજુ તો પુરેપાધરો પડેલો નહિ, જેઓ પર કોમ સાથે કોઇ દીવસ પણ ભેળાયલી નહિ, તેવી બાળકીઓને એકદમ અને એકાએક પોતાનું મકાન, સગાંસ્નેહી, હમકોમી સંગતસોબત, વગેરે છોડીને આઠ દશ અને કોઇ કોઇ વાર તો તેથીએ વધુ માઇલ દુર એક ત્રાહીત આશ્રમમાં પરકોમ સાથે જઇને વાસો કરવો પડે તેથી તેઓને કેટલો ખેદ ઉપજતો હશે, અને તેઓની મનોવૃતી ઉપર કેટલી માઠી અસર થતી હશે તે વિચારવું કંઇ મુશ્કેલ નથી. આવી બાળકીઓ

પોતાનાં માબાપ તરફની બેદરકારીથી રફતેરફતે પરધર્મ ઉપર પોતાનું ધ્યાન દોડાવે, સ્વધર્મને છોડી દે, અને છેલ્લે પરકોમવાળા સાથે પરણી જાય તો તેનો દોષ અમે તે બાળકો ઉપર નહિ પણ તેઓનાં માતપિના અને વાલીઓને શીર ચોટાડીશું. સારાં ભાગ્યે એક સખીવજુદ પારસી બાઇની ઉદારતાથી નજદીકનાં ભવિષ્યમાં આપણા વચ્ચે બાળકીઓની એક 'ઑર્ફનેજ' ઉઘાડવામાં આવનાર છે. અમો આશા રાખીએ છિયે કે અમોએ દર્શાવેલાં અણગમતાં બાળકોને આશ્રો આપવાનું તે એક સાધન થઇ પડશે, અને પારસી માબાપો તેથી નજીવે બહાને પોતાની બાળકીઓને ખ્રીસ્ટી 'ઑર્ફનેજ' માં મોકળતાં અટકશે.

"મી० બહમનશાહ અને બાનુ સુનાનાં લગ્ન કાંઇપણ ધામધુમ વગર શ્રી ઉદવાડા ખાતેના આતશબેહરામ મધે ગયા બુધવાર તા०—મીએ થયાં હતાં. આ પ્રસંગે રૂપાંનાણું વગેરે ગરીબોમાં કાંઇક છુટથી વહેંચવામાં આવ્યું હતું, અને એક મેળાવડો કરવામાં આવ્યો હતો, જેમાં વડા દસ્તુરજી સાહેબ ઉપરાંત ઉદવાડા અને તેની આસપાસનાં ગામોના કેટલાક વગવાળા આસામીઓએ હાજરી આપી હતી. આ મેળાવડા સનમુખ મી० બહમનશાહ અને તેવણનાં કેળવાયલાં બાનુએ ત્યાંના ગરીબ વર્ગને અને મુખ્યકરીને અથોરનાન વર્ગને કેળવણી આપવાની જરૂરિયાત વિશે વિવેચન કર્યું હતું. બાનુ સુનાએ કરેલું વિવેચન ખસુસ કરીને અસરકારક હતું. તેઓએ ત્યાં અથોરનાન વર્ગને વાસ્તે સુધરેલી ઢપ ઉપરની એક શાળા સ્થાપવા માટે એક ફંડ ઉભું કરવાની સુચના કીધી. અમો જાણીને બહુ દિલગીર છિયે કે આ સઘળાં સુભાષીત વિવેચન છતાં મી० બહમનશાહ જેવા એક શ્રીમંત ગૃહસ્થ અને તેઓનાં કેળવાયલાં બાનુ જેઓ હજારો રૂપીઆ મુંબઇમાં એક દબદબાભરેલો 'એટ હોમ' નો મેળાવડો કરવામાં અને પોતાની ભવિષ્યની સફરમાં ખર્ચવાનો વિચાર રાખે છે, તેઓએ આવાં શુભ કાર્યનો આરંભ કરવા માટે માત્ર રૂ૧૫૦) ની રકમ શ્રી ઉદવાડાના અથોરનાન વર્ગની બેહતરીનાં ફંડ મધે ભરી હતી. અલબતાં સૌ સૌના ઘરના રાજા છે, અને પોતાની મરજી માફક ચાલવાને મુખત્યાર છે. પણ એકવાર ફરી મી० બહમનશાહ અને તેવણનાં બાનુનાં આ કાર્યને અમારાથી ડુંગર ખણીને ઉંદર કાઢવા સમાન લેખ્યા વિના રેહવાતું નથી.



# પ્રકરણ ૧૮ મું.

## બુઢા બુચાજીની નવી નિશાળ—જુની આંખે નવાં કૌતક.

"જગત છે સારી, ભગત એ ન્યારી,
સંગત છે કારી, ફકત દુઃખિયારી.
કોઇ બળે હસે, નામ ત્યારે પ્યારી,
તાલ ફસી મુજ ખાસ હસી થઇ.
જાલ ધરી ત્યાં ફાંસ પડી ગઇ,
નારંગી જગને, રંગી કહે કોઇ,
હરવર્ગમાં નામ ત્યારે ન્યારૂં;
ગમત કોઇ કરે, ઇજત કોઇ હરે,
સખ્ત દુઃખ ભરે, ફકત ગમ સરે,
બસ તજ ખટપટ આ."

પ્રિય વાંચકો, ગયાં પ્રકરણમાં દર્શાવેલી આર્ટીકલ તમારામાંના ઘણાકોએ વાંચી હશે, અને જો નહિ વાંચી હોય તો તે વાંચવાની તક આપવા માટે તમે શું આ અદના પુસ્તક રચનારને થૅંક કરશો નહિ.

આ મારા બોલોથી તમારા ગાળમાં ખાડા પડતા અને તમારા હોઠો હાસ્યરસમાં છુટા પડતા હું જોઉં છું. ભલે બાપુ, હસો, પણ ગયાં પ્રકરણમાંની આર્ટીકલ માંહેલી ટીકાઓને એક મોટી જેવી ટોપી લેખી તે પેહરી લેતા ના, નહિ તો વળી કાલનો દુકાળ આજે પડશે. ચાલો, આપણે આપણી વાર્તાનું વહુ આગળ ચલાવીએ. મી૦ બહમનશાહ અને બાનુ સુના ઉપલી આર્ટીકલ પ્રગટ થવા પછી ચાર પાંચ દીવસ રહી મુંબઇ પાછાં ફર્યાં. તેઓએ બાલારામ સ્ત્રીટવાળા બંગલામાં નહિ જતાં નેપીઅન સી રોડવાળા "વીલા સુના"માં વસવાટ કીધો.

આ વસવાટ કીધા પછી આઠમે દીવસે "વીલા સુના"માં પેલો ધારેલો "એટ હોમ'નો મેળાવડો કરવામાં આવ્યો. આ મેળાવડો ફતેહમંદ કરવામાં

બાનુ સુનાએ કાંઇપણ કચાસ રાખી હતી નહિ આ મેળાવડામાં નામદાર ગવરનર અને બાનુ ઉપરાંત બીજા ઘણાં ઇંગ્રેજ, પારસી, હિંદુ અને મોહમેદન બાનુઓ અને ગૃહસ્થો અને સરકારી તેમજ બીનસરકારી અમલદારોએ ભાગ લીધો હતો. "વીલા સુના"ને બહુજ સુશોભીત રીતે શણગારવામાં આવ્યો હતો, અને રતનાગર પેટંટ ગ્લોબ તથા કીટસન વગેરેની ભાતભાતની બત્તીઓથી તે ખુબ દીપક મારતો હતો. સામટી રીતે લેતાં આ રોશની એટલી તો ભભુકદાર હતી કે ત્યાં હાજર રહેલા નેત્ર વૈદોએ પોતાનાં ખીસામાંથી કાળા કાચના 'ગોગલ્સો' કાઢી પોતાની આંખે લગાડયા. તેઓ અલબતાં મનમાં ખુશી થયા હશે કે આસપાસનાં બીજાં પરોણાઓએ તેઓના દાખલાની નકલ કરી નહિ, કારણ તેમ જો થતે તો તેઓનાં ઘરાકોની સંખ્યામાં ઘટતો ઉછાળો થતો અટકતે. સીનોર ડી કોસ્તાનું એક ફુલ બેંડ પણ ત્યાં હાજર હતું. આ બેંડના વગાડનારાઓ તે દીવસે ભારે ઉલટમંદ બન્યા હતા અને જાણે તેઓની કીર્ત્તિ આજ રોજે કસોટી ઉપર કસી જોવાની હોય તે પ્રમાણે તેઓ પોતાનાં સૌથી ઉત્તમ પ્રકારનાં 'ટયુનો' ભારે ઉત્સાહથી રજુ કરતા હતા. આ ઉલટને તેઓ કોઇ કોઇ વેળા એટલી તો હદબાહેર લઇ જતા હતા કે તેઓ ઘોંઘાટ જેવું કરી મેળતા, જાણે એવું દેખાડવા કે ઘોંઘાટ શું ચીજ છે તે અમો સુધરેલા બેંડવાળાઓ પણ જાણીએ છિયે.

આવા પ્રકારના મેળાવડામાં મોટે ખાંચરેનાં પરોણાઓ જેઓ ઘણી કવાર પોતાનાં મન સાથ મગરૂરી માની લે છે કે અમો અંગત ટીકા અને ગીબતને ધીકકારનારાં છિયે અને એવી વળણ અમારી સુધરેલી સોસાયટિનાં સુધરેલાં બંધારણને રૂચતી નથી તેઓ વારંવાર પોતાના આવા એકરારોને પોતેજ કેવા ખોટા પાડી આપે છે, તે મી૦ બહમનશાહ શેઠને ત્યાંના આ 'એટ હોમ' ના મેળાવડામાં બનેલા દાખલાઓ ઉપરથી જણાઇ આવશે. આવા મેળાવડાઓમાં આપણી ઘણીક બાનુઓ કેટલીક વેળા મર્યાદાને છાજતી હદ ઓળંગી જઇને ઘણાંજ નીચાં ગળાંનાં પહેરણો પહેરે છે. એક જુવાન બાઇને આવા પ્રકારનાં એક 'લો-કટ' બદિયાનમાં સજ થયલી જોઇને મી૦ સોહરાબજી સીકંદર પાસે ઉભેલા એક જુવાન ગૃહસ્થ, જેને તેવણ ઓળખતા પણ હતા નહિ, તેની તરફ ફરીને બોલ્યા—" પેલી આઇઆઇની પીલીને જોઇ કે? એની આ કરકતી જેવી ડોક જોવા વગર

જાણે આપરે બેસી રહયા હોઇએ તેમ વરી 'ધુરપર લીપરૂ' 'લો-કટ'નું વાસ્કુટ પહેરી મુંઇચ. આજકાલ આપરી પોરીઓમાં એજ પવન ફેલાયોચ. એ લોકો આપરે લાયકની કયારે થશે? નાની હોય ત્યારે બધીજ કરકતી ને જરા મોટી થઇ કે જાડી ભેંસ જેવી થઇ જાય." પાસે ઉભેલો જુવાનિયો, જે છોકરીઓનાં ગુણદોષનું માપ તેઓના વાસ્કુટ ઉપરથી નહિ પણ તેઓના જાતી ગુણો ઉપરથી કરી લેતો હતો, તેણે મી૦ સોહરાબજી સીકંદરને જવાબ આપ્યો કે-"છોકરીઓ તો કરકતી જેવી છે ને આપરે લાયકની બનતી નથી, પણ આપરે માટીડાઓ સાથે લાગા વરી કયા પોલાદી બદનના છઇએ? ને આપરે તે વરી કયાં છોકરીઓને લાયકના થવાની કોશેશ કરીએચ. થોરાં ઘણાં દોહરીઆં થયાં કે કુદરતી ઘોડાઓ એટલેકે આપરા પગોને છેલ્લી સલામ. ચાર ચાક અને રખસો ઉપર બધી દોરાદોરી. તે જો નહિ મળે તો પછી 'લીવરી સ્ટેબલ' તો છેજ." મી૦ સીકંદર આથી જરા ચાંઇ તો થયા, પણ તેઓ "નાક કત્તા તો કત્તા પણ ઘી તો ચતા" વાળી કહેતીના પુરૂષ હતા. તેથી બોલ્યા કે-"ઓહ 'નોનસ્નસ'. વરી છોકરીઓથી તે કાંઇ માટીડાની બરોબરી થઇ શકતી હોશે? માટીડા તો ગમે તે કરે પણ માટીડાજ. એ લોકો ગમે તેવા હાંડામાસ્તરોનેબી ખરીદી લેવાની કેવી મોટી કીંમત આપેચ. સીવીલીઅન અથવા જજ હોય તો પચ્ચીસ હજાર, બારીસ્ટર અથવા વકીલ હોય તો વીસ હજાર, એફ. આર. સી. એસ. હોય તો બારથી તેર હજાર, બી. એ. એલએલ. બી. હોય તો આઠથી દસ હજાર. હેં-હેં-હેં-હેં-હેં. કેમ શું ધાર્યું? 'ડોન્ટ યુ થીંક સો'?" એમ કહી મી૦ સીકંદર ત્યાંથી વતી ગયા. મી૦ સોહરાબજી સીકંદર સટકી ગયા પછી આપણો પેલો જુવાન મિત્ર જેનું નામ બેહરામ બક્ષી હતું, તે આ દોરંગી દુનિયાંનાં પચરંગી લોકોના નવરંગી ઢંગધડા ઉપર અંદેશો કરતો ત્યાં ઉભો હતો. તેવામાં તેની આગળ તેનો એક વડીઅલ મિત્ર ખાનસાહેબ હીરજીભાઇ હાઉ આવી પહોંચ્યો.

"વેલ બેહરામ શું છે? કાંઇ ખુબ વિચારમાં છે? પેલી હોમા-વરનની હમલીની સામે ટીકયા કેમ કરેચ? હેં-હેં-હેં કાંઇ તુંબી એની નેનબાજ આંખોના નાજનખરાંથી અંજાઇબંજાઇ ગીયોચ કે? તપાસજે દોસ્ત, હમણાંજ એને આપરા ધનજીશાહ ધનાપટેલના છોકરા ભીખુને હાથતાલી આપીને થાપ આપીચ. એ તો બો ગમે

તે કરે પણ આપરી પારસી બાનુઓ જો. પેલા કેહચ તેમ 'પારસી ને ફરી જતાં વાર શી ?' ભીખુ તો બીચારો એને 'જીલ્ટ' કીધા પછી સાવધ જેવો બની ગીયોચ. એનાં સગાંવ્હાલાં અનીતના તારા તોરેચ ને હમલી પાસેથી એને તજી દેવાનું કારણ જાણવા માગેચ. પણ એ તો હરગીજ થઇને કંઇ બોલતી નથી. કેહચ ને કેહચ ને એમજ કેહચ કે મારી મરજીનો ધણી કોણ છે ? મને એની સાથે નથી પરણવું. દોસ્ત બેહરામ, ચાલ જરા આપરે રીફ્રેશમેંટની ટેબલ આગળ જઇએ ને બબાનો એક્કુ 'ડોઝ' જરા ઠોકીએ. 'ચેમપેન' તો અહીં પાણીની કાંની ધોલાયચ. તારા 'ફેસ' ઉપરથી મને જણાયચ કે તુંને એવા 'ડોઝ' ની ઘણી જરૂર છે. દહારે દહારે તું ફીકોફ્ચ કેમ થતો જાયચ ?"

"થેંક યુ, થેંક યુ, મી૦ હીરજીભાઇ, તમારો ઘણો ઉપકાર થયો. પણ 'લીકર' હું બીલકુલ 'ટચ' કરતો નથી." બેહરામ બક્ષી બોલ્યો.

"ઓહ, એમ છે કે ? અરે હરવાયો બાયલો. તમે આજકાલના પારસીના દુકતાઓ તો એવાજ રેહી ગીયા. વારૂં, પણ ચાલ આપરે સામે એકઠી થયલી પેલી ટોલકી તરફ જઇએ. જોની ત્યાં પેલો દીનશાહ ડંડાસ, નસલુ વાઘ, ગોદરેજ ગોટલીબાજ, બધા એકઠા થયાચ. એ તે માટીડાઓ. જોની ટીપપર ટીપ કેવી ચાલી રહીચ તે ? એ દીનશાહ ડંડાસ 'બીડ' કરવામાં એકકો છે. એકબી શરત એવી નહિ હોય કે જયાં એની હાજરી તું નહિ જોય. શરતનો દહારો આયો કે, ગમે તેવું કામ કાંય નહિ હોય કે એ પડતું નાખીને ચાલતો થવાનો. 'સ્પોર્ટીંગ સ્પીરીટ' તે એને કહે. એ દીનશાહ કહેચ કે 'લેમન' આય વખતે દેખાવ દેવાનો નથી. 'સ્નો' બહાર પરવાનો છે. 'લેમન' તો સઉથી માનીતો ઉતો, ને એની ઉપર તો આય બધા સાહુ-કારોએ મોટી મોટી આશા બાંધી'તી. એ કાંય નથી દોરવાનો તે કદાચ દીનશાહ આપુને કહી શકશે. 'કમઅલૉંગ':!"

"માફ કરો મી૦ હીરજીભાઇ, હું એ શરતની વાતમાં જરાબી 'ઇનટરેસ્ટ' લેતો નથી."

મી૦ હીરજીભાઇએ એમ માની લીધું કે બેહરામ બક્ષીનું ભેજું ખચીત ચરવા ગયું હશે. તેઓના વિચાર પ્રમાણે એક માણસ શરતની વાતમાં 'ઇનટરેસ્ટ' લે નહિ તો તે ખચીત હેવાન હોવો

જોઇયે. બેહરામે તેવણથી છુટા પડતાં વાર છુટકારાનો દમ ખેંચ્યો. પણ આ છુટકારો થોડાજ વખતનો હતો; કારણ હોમાવરનની હમલી તેની આગળ ફરતીફરતી આવી પહોંચી. કંઇબી 'સેરીમની' વગર તેણીએ બેહરામનાં ખભાં ઉપર હાથ મુકયો; કારણ તેઓ વચ્ચે ઘણી જુની પીછાણ હતી. "હલુ બેહરામ, એ શું વમાસનમાં અહીં ઉભોચ? કંઇ છોકરીઓ બોકરીઓ પરણાવવાનો વિચાર કરેચ કે શું? પેલી સામેવારી 'જોલી' કંપની જોઇ કે? ચોખા બધા સાબુ સુકાળ્યાઓ છે. બધા જુવો તો નરા વીંટીપરના હીરા! 'એક ઢેડ તો દુસરા કસાઇ.' બસ વાત તો બધી 'ટીપ' ને 'બીડ' પરજ આવી રહેચ. તું જાણેચ કે એ લોકોએ હમણાં એક કંપની 'ફ્લોટ' કીધીચ."

"ઇનડીડ તે શું વરી?" બેહરામે પુછ્યું. "મેં તો એ કંપની વીશે કંઇબી સાંભરીયું નથી."

"એ કંપનીનું નામ 'કુંવારા કંપની, લીમીટેડ' છે. એ એક 'જોઇન્ટ સ્ટોક કંપની' છે. એ બધાઓએ સોગંદ ખાધાચ કે મુંબઇની પારસી વસ્તી દીનપરદીન ઘણી વધતી જાયચ, ને પારસી પૈસો છોકરાંઓપર બરબાદ થાયચ, તેથી જનમ સુધી કુંવારા રેહવું! કમાઇ જે થાય તેમાંથી કલબોમાં જવું, શરતોમાં હોમાવવું, વરસે બે વરસે વીલાયતની 'ટ્રીપ' કરી આવવી, ને પોતાના જીવે મોજયાં મારવાં. માબાપ કે ભાઇબેહન હોય તો તેઓને પાંચપૈસા આડકત્રા ફેંકયા નહિ ફેંકયા એટલે ગંગા નાહયા. 'તુમ તુમેરી સંભાળીઓ મેં મેરી ફોડ લેતા હું' તેપૂર બધી વાત આવીને અટકીચ."

"પણ હમલી, તું માટીડાની વાત કરેચ ને તમે છોકરીઓ તે વરી કાંહ પાધરી બરીચ? તમે છોકરીઓમાંબી હમણા કુંવારાપણાનો પવન ફાટી નીકરીયોચ ને તેમાં વાંક ઘણોખરો છોકરીઓનોજ હું તો જોઉંચ."

પ્રિય વાંચનાર, અત્રે આ બન્નેને વાત કરતાં છોડી આપણે આગળ વધ્યે. બાનુ સુનાએ ખાસ 'ટેસ્ટ' થી અને મોટે ખર્ચે બહમનશાહ શેઠને માટે એક ઇંગ્રેજી લેબાસ તૈયાર કરાવ્યો હતો, અને તેવણના બાલ એક 'હેર કટર' ને ત્યાં 'ડ્રેસ' કરાવી તેવણને ટીપટોપ અને 'અપટુડેટ' બનાવવામાં કાંઇપણ કચાસ રાખી હતી નહિ.

પણ આ સઘળી ધામધુમ અને ધમચકર છતાં બાનુ સુનાનો જીવ તો સીકે ઓળવાઇ રહયો હતો. દર પળે તેણીને ભય થતો કે રખેને બહમનશાહ કાંઇ છબરડો કરે. બીચારા બહમનશાહની હાલત તો બીલકુલ અદેખાઇ કરવાસમાન હતી નહિ. તેવણ પોતાના પગપર ચાલતા હતા કે માથાં ઉપર કે ખભાં ઉપર તેનું તેવણને ભાન હતું નહિ. આ સુશોભીત બંગલો અને તેનો બોહળો વીસ્તાર તેઓની નજરે એક મહાસાગરસમાન દીસ્તો હતો, અને તે માંહેલા વીઝીટરો આમતેમ તરતા મછવાસમાન તેમની નજરે લાગતા હતા. બાનુ સુનાએ મી૦ બહમનશાહની ઓળખ નામદાર ગવરનર અને તેમનાં બાનુ તથા બીજાં વગવાળાં બાનુ અને ગૃહસ્થો સાથે કરાવી. ઘણી મનાઇ છતાં દર 'ઇન્ટ્રોડકશને' તેઓ પોતાનું માનીતું "ઓ ડીયર આઇ સી" કાંઇપણ આંચકી વગર બોલી દેતા. આથી તેઓને એક જાતનો સખ્યારો મળતો હતો; કારણ એ "ઓ ડીયર આઇ સી" એક તેઓના 'સેફટી વાલ્વ' જેવું હતું; અને હાલના તેઓના ગભરાટના સમયમાં જો એ 'વાલ્વ' મારફતે તેઓની બીનજરૂરી 'સ્ટીમ' તેવણ કાઢી નહિ નાખત તો તેવણના શા હાલ થાત તે આપણે સહેલાઇથી કલ્પી શકયે. આ મેળાવડામાં એક બનાવ ઘણું વીશેષ ધ્યાન ખેંચતો હતો. બાનુ સુનાની પડતીના વખતમાં જે સખીઓએ તેણીને ઓવારનીવાર કરી નાખી હતી તે સખીઓને પણ તેણીએ આ મેળાવડામાં નોતરી હતી; એટલુંજ નહિ પણ પોતાની પડતીના વખતમાં જે ઘણી થોડીક સખીઓ તેણીને વળગી રહી હતી તેઓને તથા તે વખતની બીજી નવી ગરીબ સ્નેહીઓને પણ તેણીએ નોતરૂં દીધું હતું. હવે નવાઇ જેવું એ હતું કે જયારે વગવાળાં ઇંગ્રેજ બાનુઓ અને ગૃહસ્થો સઘળા વર્ગનાં દેશી બાનુઓ અને ગૃહસ્થો સાથે છુટથી ભેલાઇને ખુશ વાતચીત કરતાં હતાં, ત્યારે કેટલીક ધપધપી પારસી બાનુઓ જેઓને તેઓ પોતાથી ઉતરતાં ધારતી હતી તેઓને કોઠું આપતી હતી નહિ; એટલુંજ નહિ પણ પોતાનાજ 'રીઝર્વડ' મંડળમાં કુંડાળું વલી એક નવું 'રીઝર્વડ સરકલ'જ બનાવતી હતી. જેઓ સ્વરાજ્ય માગે છે, અને ઇંગ્રેજોને દેશીઓ સાથે છુટથી ભેળાવાને આગ્રહ કરે છે, તે બાપડાઓને આ કેવો ફટકો ? આ તો કાચનાં ઘરમાં રહી સામાવાળાઓ ઉપર પથરા ફેંકવાસમાન થયું.

આ 'એટ હોમ' નો મેળાવડો સામટી રીતે લેતાં બહુજ સંતોષકારક નીવડયો. તે ઉપરનો ખર્ચ બાનુ સુનાની વકી ઉપરાંત બહુ વધુ થયો. બહમનશાહ શેઠની તો એ આંકડો જોઇને ફીફુડીજ ફાટી ગઇ. પણ તે બીચારા શું કરે? હવે તો પેલી પુરાણી કેહતી પ્રમાણે "તેરીબી ચુપ અને મેરીબી ચુપ" કરીને તેવણે પોતાને ગળે ગાંઠ વાલી મોંઢે ડુચો દીધો. આ તો ઘરડા વરે જુવાન બાયડીની નવી નિશાળમાં બેઠા પછી દુનિયાઇ શિક્ષણોના પાઠો માંહેલો 'પાઠ પહેલો' ગોખ્યો હતો. તેવણ વિચારવા લાગ્યા કે "યા ખુદા, બીજા પછવાડેના પાઠો ગોખવા શું આવાજ અઘરા હશે?" પડઘો તેવણને કહેતો હતો કે "બાપુ જરા થોભો," હજુ તો તમે આ ચોપડી હમણાજ શરૂ કરી છે. જેમ આગળ જશો તેમ પાઠો વધુ ને વધુ અઘરા થતા જશે."

આ 'એટ હોમ'નો મેળાવડો વીખેરાયા બાદ જેઓ ખુદ મેળાવડામાં તેની વાહવાહ પોકારતાં હતાં તેઓ તેની ઉપર પોતાની પીઠ ફર્યા પછી બોલવા લાગ્યાં કે "બાનુ સુનાએ તો શરૂઆતમાંજ પેલા બીચારા બોધલાંના પૈસાનો ધુમાડો કરવા માંડયો. અત્યારસુધી તો પેલી કંત્રાક-ટરની ચાલીમાં પરેલી ઉતી ત્યારે કીયા એના બાપદાદાઓ એને 'એટ હોમ'નો મેળાવડો કરવાને ખરચ આપતા'તા. આટલાબધા પૈસાની દિવારી કીધી તેના કરતાં તેનો અર્ધો ભાગબી જો કોઇ જાહેર સખાવતનાં કામમાં વાપરતે તો કેવું પુન લાગતે. આપરે તો બા જવાનાબી નહિ ઉતાં, પણ વરી એ બાઇસાહેબનું ટીચકું ચહરી જાય કરીને ગીયાં."

આ ટીકા કરનારાઓ માહેલી એક બે બાનુઓએ તો પોતે અત્યાર અગાઉના એવાજ એકાદ બે મેળાવડાઓ કર્યા હતા તે તેઓ ભુલી ગઇ ન હતી છતાં બાનુ સુનાએ કીધેલા મેળાવડા વિશે તેઓએ ઉપલાં વેણો શું કામ ઉચ્ચાર્યાં હશે, તે તો તેઓનું અંતઃકરણજ જાણે.



# પ્રકરણ ૧૯ મું.

## સંસારી નિશાળનું શિક્ષણ ૨ જું—સુધારા વિરૂધ મતલબ.

"સહુ સુખમાં સજની, ગંતમાં રમવા ધારે હર રંગમાં,
ભર મદમાં રહી કરશે નજર જાતી સુખચેનમાં."

ગયાં પ્રકરણમાં આપણે જોયું કે બહમનશાહ શેઠ પરણેલી જીંદગીની આ નવી નિશાળમાં બાનુ સુનાને હાથે એક નવોજ પાઠ શીખ્યા હતા. ત્યારપછી તેઓને વળી એક બીજો પાઠ બાનુ સુનાએ શીખાડયો. આ પાઠ શું હતો તે તેઓની નીચલી વાતચીત ઉપરથી જણાશે.

"જુઓ બહમનશાહ, મારી દીનુ મારૂં એકતુંએક બચ્ચું છે. અગાઉ મને એની ઉપર ઘણું હેત આવતુંતું નહિ, પણ હમણાં હમણાં એ મને ઘણી વહાલી લાગેચ. હવે એ બચ્ચું તમારૂંબી થયું, અને તમુનેબી તેથી એ એટલીજ વહાલી લાગવી જોઇયે. મારી મરજી એવી છે કે એ મારી વહાલી બુચીને તમારા ભાઇના બેટા જાંહગીર સાથે આપરે સફરે જઇએ તેની અગાઉ અદરાવીએ."

"સુના, સુના, એ તું બકેચ શું ? તું શું——(બહમનશાહ શેઠ 'દીવાની થઇચ' કરી બોલવા જતા હતા પણ અચકી ગયા)—જાંગુએ તો નવ વરસ પુરાં કીધાંચ ને દીનુને તો હજુ સાતમું વરસ હમણાંજ બેઠું. વરી જાંગુને વાસ્તે તો અમે બેઉ ભાઇઓ મનમાં સમજી રહેલા છઇએ. અમે તો એને મેરી સાથે મનમાં ને મનમાં અદરાવીબી મુકેલો છે."

"ઓ, હમ્બગ, બહમનશાહ, તમારી મેરી તો ઘણી નાલી છે ને જાંગુ જેવા ચાલાક ને ચંચળ છોકરાની બૈરી થવાને એ સરજાયલી નથી. એ છોકરો મને ઘણોજ ગમેચ ને એને હું દીનુ સાથે પરણાંવશ ને ફર પરણાવશ. તમે ના કહેવાવારા કોણ ?"

"પણ સુના, મેરી કંઇ હમેશ એટલી નાલી રહેવાની નથી. એ તારી દીનુના જેવીજ સોહામણી ને ચંચળ છે, ને વરી જાંગુ

ને એ એકબીજાંને પસંદબી ઘણુંજ કરેચ. ને તેં તો વરી એ તારી દીનુને આપરે સફરેથી પાછાં ફર્યે ત્યાંસુધી 'કૉનવેન્ટ' માં રાખવાનો વિચાર કીધોચ ત્યારે વરી તું એને અદરાવવા શાની નીકલી?"

"ખોટું, ખોટું, બહમનશાહ, જાંગુ તો કોઈ દહાડો મેરી તરફ ઝાંખીને જોતોબી નથી. ઉલટું જયારની દીનુ આય ઘેરમા આવીચ, ત્યારના જાંગુ ને એ સાથેના સાથે રમેચ." આ બોલવામાં બાનુ સુના તદન ખરી હતી; કારણ જાંગુ ને દીનુ વચ્ચે એકબીજાના સમાગમમાં આવતાંને વાર ઘણીજ મીત્રાચારી ઉત્પન્ન થઇ હતી. બાનુ સુનાએ બોલવાનું આગળ ચલાવ્યું:—"વરી દીનુને 'કૉનવેન્ટ' માં મોકલવાના સંબંધમાંબી મેં મારો વિચાર ફેરવ્યોચ. એ તો આપરે સફરેથી પાછાં ફરીએ ત્યાંસુધી મારી પીત્રાઇ જરની સાથે રહેશે. જર બધી વાતે તમે જાણોચ તેમ કેલવાયલી, શ્યાણી ને પાવરધી છે. વરી એ બીચારીને કાંઇ છોકરાંબચ્ચાં નથી તેથી એ દીનુની પુરતી સંભાલ લઇ શકશે, ને એને લાયકની બધી તાલીમ આપશે." વાંચનાર, આ જર કોઇજ નહિ પણ આગળાં પ્રકરણમાં અમે એકવાર જણાવી ગયલાં જરબાનુ જાલેજર જાલનેવાળાં છે, જેવણની સાથે આપણને ભવિષ્યમાં ઘણું કામ લેવું છે.

"પણ સુના ડારલીંગ, જો હું દીનુને જાંગુ સાથે અદરાવવા ના કેઉં, તો તું શું માહરૂં માનશે નહિ?"

"તમારાથી હવે ના કહેવાયજ નહિ બમનુ! તમે મને પ્રોમીસ આપી ચુકયાચ."

"પણ તે પ્રોમીસ તો, ડીયર તેં જ—જ—જ—જોરજુલમથી મ—મ—મને અ—અ—અંધારામાં રાખીને લીધી. એવી પ્રોમીસ કાંઇ પ—પ—પ્રોમીસ કહેવાય નહિ."

"નોનસન્સ, બહમનશાહ, તમે પ્રોમીસ આપીને ફરી જનારા માણસ છેવો એવું જો હું પહેલેથી જાણતે તો હું કદીબી તમારી સાથે પરણતે નહિ. તમારે લીધે તો પેલા બીચારા રતન રૂસ્તમફરામને મેં ના કહયું તે તમારા કરતાં લાખ દરજજે કેળવાયલો, જુવાન, હેન્ડસમ, સ્માર્ટ——

બાનુ સુના હજી કોણ જાણે કેટલાં વિશેષણો જો બહેમનશાહ શેઠ તેણીને અટકાવતે નહિ તો રતન રૂસ્તમફ્રામને લગાડતે. પણ બહેમનશાહે તેણીને તેમ કરતાં અટકાવી.

"ઓ ડીયર મી, ડીયર મી, સુના," આ વેળા મી૦ બહેમનશાહ એટલા તો ઉશ્કેરાઇ ગયા હતા કે તેવણ પોતાનું હંમેશનું 'ઓ ડીયર આઇ સી' પણ ભુલી ગયા. "એ તારો પીત્રાઇ રતન રૂસ્તમફ્રામ તો તારાજ કહ્યા પ્રમાણે પેલા નનામા કાગજનો લખનાર નીકરીયો. તું તો કેહતી'તી કે એવાં નનામા કાગજો માટે તુંને મોટો તીરસ્કાર છે. તેં હવે એ રૂસ્તમફ્રામને એનાં ખરાં રૂપરંગમાં જોઇ લીધોચ અને ફરીથી કોઇ દહારો તું એનું મોંનુંબી નહિ જોશે. આટલા દહારામાં કેવો ચમત્કારીક ફેરફાર! હવે તો એ કેળવાયલો, હેન્ડસમ, સ્માર્ટ, ઇતરદી, ઇતરદી થયો. ત્યારે, બાઇસાહેબ, તમે શું તમારી શીતલ પાંખોના છાંયા હેઠલ એ તમારા માનીતા પીત્રાઇને એકવાર પાછો લેવા માગોચ કે? તેમ હોય તો કમબખતીના પારાવાર."

"બહેમનશાહ, જયારનો મેં એને તરછોડી કહારયોછ ત્યારનો એની સાથે મેં મારો મેલાપ થવા દીધો નથી. જોકે ત્યારપછી આઠ દસ વખત કાગજ લખી એને પોતાની ચાલનો પસ્તાવો કરી માફી માફી ચાહી છે. એ કાગજોમાં એ બીચારો પ્રોમીસબી આપેચ કે હવેથી તમુને એ 'દેવ કારશન' નાં નામથી બોલાવશે નહિ, ને વરી એ નનામુ કાગજ મારી તરફનો એનો અથાગ ચાહ નહિ તો બીજું શું દેખારેચ? હોય, જુવાન માણસ છે, ભુલબી કરે. માણસજાત સદા ભુલ કરતુંજ આવેલું છે. હું એની સાથે હાલ તો દોસ્તી કરવાની નથી, પણ તમે જો મને ફરજ પારશો બહેમનશાહ, તો હું તેમ કરશ." બહેમનશાહ શેઠ હવે થંડાગાર થઇ ગયા.

"પણ સુના, હું તુંને ક્યાં ફરજ પારૂંચ?"

"વરી તમે ફરજ નહિ પારતા તો બીજું શું? તમે મારૂં કહયું કરી દીનુને જાંહગીર સાથે અદરાવશો નહિ તો તમે તમારે ત્યાં ને હું મારે ત્યાં." થઇ ચુકયું–તરીયાપાવ હવે ફેંકાઇ ચુક્યા–એ, ચોકની બાજી હવે ખેલાઇ ચુકી. બહેમનશાહ શેઠ હવે માહત થયા. તેવણ પાસે બીજો ઇલાજ હતો નહિ.

આ વેળા તેવણના કાનના પરદા ઉપર નીચલા શબ્દો ઠોકાયાઃ–"હે સુર્ખા, રાંડના માર્યા ફોક જાય એ શું તેં કોઇ દિવસ સાંભળ્યું ન હતું?"

# પ્રકરણ ૨૦ મું.

## સંસારી ખટપટનું નવું સ્વરૂપ—આપણો સુધારો આપણને ક્યાં ઘસડી જાય છે?

"ચાલ ચલની ચાહિયે દુનિયાકા ચક્કર દેખ કર,
ખુદ કુવેમેં કોઇ ગિર શકતા હય ક્યું કર દેખ કર?"

બાનુ સુના જેવી કેળવાયલી, શીખેલી, સુધરેલી સોસાયટિમાં ફરનારી, 'અપટુડેટ' પારસી અબળા, ખુચી દીનુ જેવી એક નાની વયની બાળકીને જાંગુ જેવા એક નાની વયના ખુચાજી સાથે અદરાવવા માગતી હતી, તેમાં તેણીની શી મતલબ હતી તે તો વાંચનારે સ્પષ્ટ જોઇ લીધું હશે. તે મતલબ આ હતી કે, જો બાનુ સુના પોતે બહમનશાહ શેઠને એક વારસ બેટાની નવાજેશ કરવામાં નિષ્ફળ નીવડે તો જાંગુ જેને તેઓ પોતાના વારસ તરીકે અત્યારસુધી ગણતા આવ્યા હતા, તે વારસના માલમીલકતની દીનુ હકદાર ધણીયાણી થાય. જોકે બહમનશાહ શેઠે બાનુ સુનાની સમજાવતથી એક વીલ કરી પોતે જો તેણીની અગાઉ મરણ પામે તો તેણીને પોતાની હકદાર વારેસ ઠરાવી હતી, છતાં જો દેવયોગે બાનુ સુના બહમનશાહની અગાઉ ગુજર પામે તો અથવા જો બન્નેની હૈયાતી છતાં બહમનશાહનાં માથાંમાં કાંઇ વારૂં આવે અને છુપાછુપ વીલ ફેરવી નાખે તો તેવા સંજોગો વચ્ચે નક્કી તેઓ જાંગુને પોતાનો વારસ ઠરાવે; કારણ અત્યારસુધી તેઓ તેને તેમ ગણતા આવ્યા હતા.

જો બાનુ સુનાને પોતાની સુધરેલી મંડળીનો અને દુનિયાંના લોકોનો કાંઇક આંકોશ હતે નહિ તો તેણી પોતાનો કકો આગમજથી ખરો કરવા ખુચી દીનુને બાળલગ્નની જુસરીમાં હોમાવી દેત. ત્યારે હવે કહો વાંચનાર શું આપણે પારસીઓ ખરેખર સુધર્યા છિયે?

આ વિષય એટલો તો બોહાળો છે કે તેનાં ઉંડાણમાં ઉતરવાની આ જગા નથી. પણ ઉપલો બનાવ આપણને એક બીજા સવાલ ઉપર

દોરવી જાય છે. તે સવાલ એ છે કે શું પારસીઓમાંથી બાળલગ્ન સદંતર નાબુદ થયાં છે? ઘણાકો આ સવાલનો જવાબ હાકારમાં આપશે. ત્યારે વળી ઘણાંજ થોડાં તે જવાબ વાજબી રીતે નકારમાં વાળશે.

મી૦ બહમનશાહ અને બાનુ સુના વચ્ચે થયલી વાતચીત આપણે સાંભળી ગયા પછી બાનુ સુના પોતાના વિચારને મજબુતાઇથી વળગી રહી. આ દીનદાર જોડું જાંગુ, દીનુ, અને પોલીને પોતા સાથે લઇ એક બે દિવસમાં ફરી એકવાર ઉદવાડે ઉપડી ગયું. તેઓ સાથે બાનુ સુનાની પીત્રાઇ જરબાનુ પણ ગઇ. ત્યાં દીનુ અને પોલીની નવજોત કરવામાં આવી; અને દીનુને જાંગુ સાથે અદરાવવામાં આવી. આ બાબતની ખબર એક ટુકા ને ટચ કાગળમાં મી૦ બહમનશાહે પોતાની બેહન ખરશેદ અને પોતાની બેટીઓ ઉપર ટપાળ મારફતે રવાના કીધી. તેઓને તેથી કેટલી અજાયબી અને ગુસ્સો ઉપજ્યો, અને તેનું પરિણામ શું આવ્યું, તે મુંબઇના પેલાજ વગવાળા અઠવાડિક છાપા મધે પ્રગટ થયલી નીચલી આર્ટીકલ ઉપરથી વાંચનાર જોઇ લેશેઃ–

## મોટે ખાંચરેની સંસારી ખટપટ.
## શું પારસીઓ સુધર્યા છે?

"થોડાક દિવસની વાત ઉપર આપણા જાણીતા શેહરી મી૦ બહમનશાહ બેજનજી બકરાકાપુનાં કુટુંબમાં બનેલા ચોકસ બનાવોના સંબંધમાં કાંઇક વિવેચન કરવાની અમોને ફર્જ પડી હતી. તે વેળા અમોને થોડીજ ખબર હતી કે જે બનાવો એ કુટુંબમાં બન્યા હતા, તે બનાવોના કરતાં વધુ ખેદકારક બનાવો એ કુટુંબમાં બનશે. આ મી૦ બહમનશાહે પોતાની પુરાણી બકરાકાપુની અટક બપ્પાવરમાં ફેરવી નાખીને તેથી કાંઇ ભાગ્યદેવીની વીશેષ કૃપા સંપાદન કરવાની ધારણા રાખી હોય તો તેમાં તેઓ કમનસીબે નિષ્ફળ નીવડેલા દીસે છે. ગઇ કાલે નેપીઅન સી રોડનો હંમેશનો શાંત રસ્તો કાંઇક ગભરાટનું ધામ થઇ પડયો હતો. એવું જણાય છે કે મી૦ બહમનશાહ અને તેવણનાં સુધરેલાં બાનુ પોતાની બે બેટીઓ પોલી ઉર્ફે પીરોજબાઇ અને દીનબાનુ, અને મી૦ બહમનશાહના ભાઇના બેટા જાંહગીર સાથે થોડાક દિવસની વાત ઉપર શ્રીઉદવાડા ખાતે ગયાં હતાં, જયાં બુચીઓ દીનબાનુ તથા પોલીની નવજોત કરવામાં આવી, અને દીનબાનુને જાંહગીર સાથે

અદરાવવામાં આવી હતી. તેઓ સઘળાં ગઇ કાલે પોતાના 'વીલા સુના' બંગલામાં સહવારે કલાક નવને શુમારે શ્રી ઉદવાડા ખાતેથી પાછાં ફર્યાં હતાં. અલબતાં આ વેળાએ તેઓએ પોતાનાં ઘર માંહેલાં કુટુંબીઓ તરફથી ખુશાલીભર્યા આવકારની આશા રાખી હશે. પણ તે આશા તુરતજ નીરાશીમાં ફેરવાઇ ગઇ; કારણ આંગણામાં પેસતાં વાર મી૦ બહમનશાહનાં બેહન ખરશેદબાઇએ ગાળોનો વરસાદ મી૦ બહમનશાહ અને બાનુ સુના ઉપર વરસાવ્યો. મી૦ બહમનશાહની વડી દીકરી મીલી ઉર્ફે માણેકબાઇએ આ હુમલામાં ભાગ લીધેલો કહેવાય છે. ખરશેદબાઇએ બાનુ સુના ઉપર ફંદાથી તેણીના ભાઇને લગ્નની જુસરીમાં ફસાવવાના, તેવાજ ફંદાથી પોતાની બેટી દીનબાનુને મી૦ બહમનશાહના ભાઇના છોકરા સાથે અદરાવવાના, અને મી૦ બહમનશાહની બે બેટીઓને જોરજુલમથી 'કૉન્વેન્ટ' સ્કુલમાં મોકળવાની ધારણા રાખવાના આરોપો મેલ્યા. બાનુ સુનાએ ખરશેદબાઇને કંગાળ, ચીથરેહાલ, ભીખારી, વગેરેની ઉપમા આપી અને તેણીને પોતાના બંગલામાંથી એકદમ દુર થવાને ફરમાવ્યું. આ ઉપરથી, કહે છે કે, ખરશેદબાઇએ બાનુ સુના ઉપર અંગત હુમલો કરી તેણીના કપાળ અને ગાળો ઉપર પોતાનાં નખો વતી નખર્યાં ભર્યાં. મી૦ બહમનશાહે આથી ઉશ્કેરાઇને પાસે પડેલી પૅન–નાઇફ ઉપાડી લઇ કોઇપણ વચમાં પડે તે અગાઉ ખરશેદબાઇને પીઠમાં એક બે જખમ કીધા. સારાં નસીબે આ જખમો કાંઇ ગંભીર પ્રકારના નથી. ફીસાદ એટલો વધી પડયો કે ઑફીસમાં જતા કેટલાક ગૃહસ્થોની ગાડીઓ ત્યાં થોભાવવામાં આવી અને તે માંહેલા એકાદ બેની સમજાવતથી આ ભંગાણનો નીવેડો લાવવામાં આવ્યો. પોલિસ પણ ત્યાં આવી પહોંચી હતી, જે ખરશેદબાઇને એક ભાડુતી વીકટોરિયામાં બેસાડી સર જમશેદજીની હૉસ્પીટલમાં લઇ ગઇ. ત્યાં તેણીના જખમોની સારવાર કરવામાં આવી અને પછી તેણીને તેણીનાં ચીરા બજારવાળાં મકાનમાં પહોંચતી કરવામાં આવી. ખરશેદબાઇની સાથે મી૦ બહમનશાહની વડી બેટી મીલી ઉર્ફે માણેકબાઇ અને નાની બેટી મેરી પોતાની રાજીખુશીથી ગયાં હતાં. કહે છે કે મી૦ બહમનશાહ અને તેવણનાં ધણિયાણીએ આ બે છોડીઓને ખરશેદબાઇ સાથે જવામાં જરાપણ અટકાવ નાખ્યો હતો નહિ. બે વચલી બેટીઓ રોલી અને પોલીને મી૦ બહમનશાહ અને બાનુ સુનાએ ગઇ સાંજની પુણાની 'કૉનવેન્ટ' સ્કુલમાં મોકલી દીધેલી કહેવામાં આવે છે.

"જેમ એવા ટંટાઓમાં હંમેશાં બને છે તેમ આ ટંટાના સંબંધમાં પણ અરસપરસના 'સમન્સો' લેવાઇ ચુકયા છે. મી૦ બહમનશાહ અને તેવણનાં બાનુએ ખરશેદબાઇ ઉપર ગાળો દેવાના, અંગત હુમલો કરવાના, ઘરપ્રવેશ કરવાના, અને ગેરવર્તણુક ચલાવવા વગેરેના આરોપો મુકયા છે, અને વળી પોતાની બેટી મીલી ઉપર ખરશેદબાઇને ઉપલાં કામમાં મદદ કરવાનો આરોપ મેલ્યો છે. જ્યારે ખરશેદબાઇએ પોતાના ભાઇ અને ભોજાઇ ઉપર અંગત હુમલો કરવાના અને છુરી વટી જખમ કરવાના વલતા આરોપો મેલ્યા છે. કહે છે કે આ બાબતમાં ચોકસ ઠેકાણેથી સમજુતી કરાવવાની મજબુત કોશેશ થાય છે. મી૦ બખ્તાવરનાં કુટુંબની ખાતરજ નહિ, પણ આખી પારસી કોમની ખાતર, અમે અંતઃકરણથી ઇચ્છીએ છિયે કે આ ટંટો કોર્ટની દેવડીએ ચઢે નહિ.

"ઉપલી બીના આજના આપણા સુધરેલા, કહો કે સડેલા, પારસી સંસારનું એક શીહા પાસું આપણી નજર સામે ખુલ્લું કરે છે. અમારા સાંભળવા મુજબ પોતાનાં કુટુંબમાં બનેલા આ ખેદકારક બનાવોને લીધે મી૦ બહમનશાહે અને બાનુ સુનાએ હાલતુરત તો વિલાયતની સફરે જવાનું મુલતવી રાખ્યું છે."

## પ્રકરણ ૨૧ મું.

### તાલેવંત મિનારમાં એક નવો પરોણો--જુના વિચાર વિરૂધ નવા વિચાર.

"પોઢો પોઢોની - મારાં, પ્યારાં જાયાં માતાના,
જુગ જુગ જીવજો, ગુણી નિવડજો.
રૂડાં સકરમી, બનજો ધરમી, ખુદા તું સુખ બક્ષજે,
રૂડાં મન ભલાંની ભલાઇમાં, રહેમન ખુદાની ખુદાઇમાં.
હરખે મન માતના—હરખે મન તાતના,
ખુદાની ખુદાઇથી, રાહત મન પામશે."

પ્રિય વાંચનાર, આપણે આપણા મિત્ર ડૉ૦ તેહમુરસ્પ તાલેવંત સાથે ઘણો વખત થયો મુલાકાત કીધી નથી. છેલ્લા આપણે તેવણને દીઠા હતા ત્યારે તેવણ પોતાના ભાઇનાં મોતનાં ગમમાંથી તુરતનાજ મોકળા થવા માંડયા હતા, જોકે તે ગમ તેઓને હજી સદાનો છોડી ગયો હતો નહિ. બાનુ સુનાએ બીજું ઘર કીધા પછી ડૉ૦ તેહમુરસ્પ પીએચ. ડી. ફરજના માર્યા કહો, કે પસંદગીના માર્યા કહો, મી૦ મેહલ્લાશાહ માસ્ટર અને તેવણની બેટી ગુલચેહરની સંગતમાં જયારે પોતાના અભ્યાસમાં રોકાયલા ન હોય, ત્યારે પોતાનો વખત ગુજારતા આજે આપણે જયારે આ બન્ને જણ તરફ નજર ફેંકીએ છીએ ત્યારે તેઓ એક વરસથી વધુનાં એકબીજાં સાથે પરણીને પરવારી ગયાં છે. ગુલચેહર બહુજ માયાળુ, નરમ અને ઉમદા ખવાસના, મધ્યમ કેળવણી લીધેલી, એક સાદી ઘરરાખુ સોહામણી સ્ત્રી હતી. એક માતા થવાના સઘળા ગુણ તેણીની માંહે હતા. એક પ્રખ્યાત લખનાર કહી ગયો છે કે "તમો બાયડી કરો તો એવી કરજો કે જેણી પોતાની કેળવણીથી તમારો એક લાયક સાથી થઇ પડે અને જેણીએ વળી એવા પ્રકારની ઘરસંસારી કેળવણી લીધી હોય કે જે કેળવણીના પ્રતાપથી તેણી તમુને સુખી કરી શકે." આબાદ આજ પ્રકારની સ્ત્રી ગુલચેહર હતી. આજે જયારે આપણે ડૉ૦ તેહમુરસ્પ ઉપર નજર ફેંકયે છીએ ત્યારે તેઓ વાલકેશ્વર મધેના તાલેવંત મિનારમાં પોતાના અભ્યાસના ઓરડામાં લખવાની ટેબલ આગળ બેઠેલા છે. તેઓની આગળ એક મોટી કેતાબ ઉંઘાડી પડી છે, પણ તેઓનું ધ્યાન તે વાંચવામાં નથી. તેઓ તો માથે હાથ દઇ ઉંડા વિચારમાં ગરક ગયા છે. હાલ તેઓનું ધ્યાન બંગલાના પાછલા ખંડમાં આવેલા એક ઓરડા તરફ ખેંચાઇ રહયું છે. તે ઓરડામાં જે આસામી હતું તે આસામી વિશે કીસમ કીસમના વિચારો તેવણનાં મનમાં હાલ ઘોળાયા કરતાં હતા. તેઓ આવા ઉંડા વિચારમાં બેઠેલા છે તેવામાં ઘરની કારભારણ વીલર કાંઇક વિશેષ ઉતાવળમાં અને ઉત્સાહથી ઓરડામાં દાખલ થઇ. આ વીલર ઘરની એક પ્રમાણીક અને લાંબાં વખતની નોકર હોવાથી તેણીના શેઠના પુર્ણ વિશ્વાસનું માન તેણી ભોગવતી હતી. જેથી જયારે બીજાં કોઇપણ આસામીથી અભ્યાસના ઓરડામાં રજા વગર જવાતું નહિ, ત્યારે વીલર વગર આંકોશે માંહે પેસતી. આ વેળા પણ તેજ પ્રમાણે તેણી કાંઇપણ ચેત-

વણી આપ્યા વિના અભ્યાસના ઓરડામાં પેઠી. તેમ કરતાં વાર તેણીએ તેણીની ઉમરનાં બૈરાંઓની રીત પ્રમાણે ડૉ૦ તેહમુરસ્પને ઓવારણા લીધાં. "ઓ હું મરૂં રે બાવા તેહમુરસ્પ, એ તો એક બુચો છેજી. જીવતો રહે, ને અખઇ રહયાં માયબાપને ઘણું સુખ આપે." ડૉ૦ તેહમુરસ્પ વીલરની આ વર્તણુકથી જંગલ માંહેલાં જાનવરની પેઠે તેણીની સામે ડોળા ફાડી જોવા લાગ્યા. આપણે આગળ જોઇ ગયા છીએ કે તેઓ એક વિદ્વાન હતા, અને વારંવાર તેઓના વિચારો સાધારણ દુનિયાઇ સંસારી બાબતોમાં પણ તેઓને ફીલસુફીનાં મેદાન તરફ દોરવી લઇ જતા હતા.

"બુચો ! વીલર, બુચો એટલે શું ?"

"ઓ વાય, તેહમુરસ્પ તમેબી જી ભરાયા! એમ શું દોરા બારોચ?' વરી બુચો એટલે શું? બુચો એટલે છોકરો." વીલરના આ બોલોથી પણ આપણા જમાને ફીલસુફનો સુધલો કાંઇ ઉંઘડયો નહિ. તેથી ઉલટું તેઓનું ભેજું ફીલસુફીનાં મેદાનમાં વધારે ચરવા ગયું તે એટલે સુધી કે તેવણ વીલરની હાજરી સદંતર ભુલી ગયા, અને પોતાનાં મન સાથે બકબકવા લાગ્યા. "બુચો એટલે શું ? બુચીનો વર. અરે નહિ બુચીનો વર શું બર્યુંચ. છોકરાનું 'ડીસક્રીપશન' તો મેં આગળ એક 'એબસ્ત્રુસ' બુકમાં વાંચેલુ છે. જે બાળક છોકરી નહિ તે છોકરો. છોકરો એટલે પુરૂપ બાળક. છોકરી એટલે સ્ત્રી બાળક. મોટું માણસ જો એક હોજરી હોય તો છોકરો પુરૂપ બાળક હોજરી કહેવાય. માણસ જો એક ભેજું હોય તો છોકરો એક નાનું પુરૂશ ભેજું કહેવાય. માણસ 'બંડલ ઓવ હુબીટસ' હોય તો છોકરો આદતોની પુરૂશ બાળક પોટલી કહેવાય. માણસ જો યંત્ર હોય તો છોકરો એક પુરૂશ બાળક યંત્ર કહેવાય. માણસ જો વગર પુછડીઓ વાંદર હોય તો છોકરો વગર પુછડીઓ પુરૂશ બાળક વાંદર કહેવાય. માણસ જો હવાઇ પદાર્થનું એક મીશ્રણ હોય તો છોકરો પણ તેવીજ રીતનું નાનું પુરૂશ બાળક હવાઇ મીશ્રણ કહેવાય. માણસ જો એક આકાર હોય તો છોકરો એક પુરૂશ બાળક આકાર કહેવાય."

આ બોલતી વેળા ડૉ૦ તેહમુરસ્પ જાણે વીલરનાં મનપર પોતાનાં ભાષણની મતલબ મજબુતાઇથી ઠસાવવા માગતા હોય તેમ હવામાં પોતાના હાથો વટી ચાળા કરતા હતા.

"ઓ, વહીરે માય, હવે શાં કરૂં. એનાનની દુશ્મેનની તો મસ્તક ખીસી ગેઇ. બીચારી બૈયર થતીએ કેવો હીરા મોતી જેવો દીકરો જણ્યો ને આંય શું થઇ ગીયું."

આ બોલોથી ડૉ૰ તેહમુરસ્પનાં ફીલસફ ભેજામાં કાંઇ નવાં અજવાળાંનું કીરણ દાખલ થયું. ફીલસુફીનાં મેદાનમાંથી તેવણના વિચારો હવે દુનિયાઇ બાબત ઉપર પાછા ફર્યા. તેવણ પોતાની ખુરશીમાંથી એકદમ ઉભા થયા.

"બુચો! હેં શું બુચો? વીલર, શું મારી ગુલચેહરે બુચો જણ્યો? એ કેમ છે? દાઇ ગેઇ કે? ડાકટર [illegible] આયા કે?" વગેરે વગેરે સામતા સવાલો તેહમુરસ્પ શેઠે ચાલુ કી[illegible]ધા, અને પછી વીલરની સાથે પાછલા ખંડમાં આવેલા એક ચોકસ ઓ[illegible]રડા વીશે હું ઉપર ઇશારો કરી ગયો છું તે તરફ તેવણ ધસ્યા. ઓરડા[illegible]માં પેસ્તાંવાર ડૉ૰ તેહમુરસ્પની નજરે શું પડયું? લોખંડનાં છત્રીવાળ[illegible]ાં બીછાનાં ઉપર એક દેખઇતી મોહક અને નાજુક અબળા જો[illegible]નાજુક[illegible] સ્થીતી-માંથી તુરતની ફારેગ થયલી હતી, તેણી પોતાનાં ગ[illegible] એ[illegible] સુવાળું ઓઢવાનું ખેંચી સુતેલી હતી. તેણીની આંખો જાણે અ[illegible]નીંદ્રામાં હોય તેમ મીંચાયલી હતી. પાસેની એક નાનકડી લોખંડની [illegible] ખાટલી ઉપર એક કામદાર પારસણ બાઇ બેઠી હતી, જેણી સાધારણ રીતે [illegible] આપણા લોકોમાં અડકનારીને નામે જણાયલી છે. પાસે એક લોખંડની [illegible] ઝોળી પડેલી હતી, જેમાં સુતેલાં બાળકને આ બાઇ હીંચકા નાખતી [illegible] હતી. ડૉ૰ તેહમુરસ્પે ઓરડામાં પેસ્તાંવાર વીલરના કકડાવેલા ડોળાની દ[illegible]રકાર કર્યા વગર એકદમ ઝોળી આગળ ધસી જઇ તે ઉપરની કુર[illegible]તીન ખીસાડી નાખી માંહે પોઢેલાં બાળક ઉપર પોતાની નજર ફેંકી.

વીલરે બુમ પાડી—"ઓ વાય, ઓ વાય. એ શું બધા અભે[illegible]રના પારાવાર કેરોચ?" અડકનારી બાઇઆઇએ પોતાના હોઠો બી[illegible]ડી "ઉં-ઉં-ઉં-ઉં. ખોદા ખેર કરે, આય શું બધું અભેખર! મને એવી ખબર હોતે તો હું હયાં આવતેજ નહિ" એવા અવાજો કાઢયા. પાસેના કોચ ઉપર પડોશણ બીખીમાય ભોલાં, આલીમાય એલાવ્યા, અને ગુલચેહરની એક દુરની સગી ચાંદનબાઇ ચહલા બેઠેલાં હતાં. તેઓ આ 'કોરસ'માં જોડાયાં. આ સઘળાંની ચેતવણીનાં રણશીંગડાંની કાંઇપણ દરકાર કીધા

વગર તેહમુરસ્પે તે પોઢેલાં બાળકના થંડા અને ગુલાબી ગાલો ઉપર પોતાનો હાથ લગાડયો, અને તેનાં મોં સામે થોડીવાર ચુપચુપ ટીકયા કીધું. "કેવું નિર્દોષ, કેવું સોહામણું અને સાથે લાગું કેટલું નિરાધાર!" તેવણ પોતાનાં મન સાથે બડબડયા. "શાયર ખરૂંજ કહી ગયોચ (વળી પાછા તેહમુરસ્પ ફીલસુફી તરફ દોરવાઇ ગયા) કે—

"મુર્ગ અઝ બેઝે બીરૂન આયદ દાને ચીનદ;
આદમીઝાદે નદારદ ખેરદ ઓ અકલો તમીઝ"

(અર્થ:—મરઘીનું પીલું ઇડાંમાંથી બાહેર આવતાં વાર અનાજના દાણાં ચુંટીને પોતાનાં પેટની પૂંજા પોતેજ કરી લેછે. ઇનસાનનાં બચ્ચાંમાં તેથી ઉલતી રીતે જનમતી વેળા આવી કોઇપણ જાતની અકલ, તાકાત કે ડહાપણ હોતું નથી) અને પછી ધરાયા હોય તેમ કુરતીન આસ્તેથી બંધ કીધી. બીછાના ઉપર સુતેલી બાઇએ આ સઘળી ગડબડથી પોતાની આંખો ખોલી. તેહમુરસ્પ તે પછી તે લોખંડી બીછાના તરફ ગયા અને પેલી બુઢીયાઓની કાંઇપણ દરકાર કીધા વગર સુતેલી બાઇનો હાથ પોતાના હાથમાં લઇ બોલ્યા–" ગુલચેહર, ડીયર ગુલચેહર, તેં મને આવા એક સુંદર બેટાની ભેટ કીધી તેથી હું તારો ઘણો આભારી થયોચ." આ બોલવાનો તે બાનુએ ડૉ૦ તેહમુરસ્પનો હાથ વલતો દાબ્યા સીવાય અને પોતાની આંખો આંજુથી ભર્યા ઉપરાંત બીજો કાંઇ પણ જવાબ વાલ્યો નહિ. વીલરનું હવે ઉભાઇ આવ્યું અને તેણી બોલી– "ઓ વાયરે હવે તો અતેરૂં થયું."

"વીલર, વીલર, એ તો તમારા લોકોના બધા ખોટા વહેમો છે. જોની હમણાજ પેલી વુડહેમ દાઇ અહીંયાંથી વીકટોરીઆમાં બેસીને ગેઇ. એ વીકટોરીઆમાંથી ઉતર્યા પછી તેમાં કોણ જાણે કોણ કોણ મોબેદો અને બેહદીનો બેઠા હોશે, ને પછી વરી એ કોણ કોણને ઘેર અમથી મળવા કે તપાસવા ગેઇ હોશે ને વરી ડાકટર દારાબશાહ અહીંયાંથી ઘરાકોને ત્યાં ગીયા હોશે, તે શું નહાન નાહયા હોશે કે?" તેહમુરસ્પ શેઠે ઘોલકી આગળથી ખીસતાં રદયો આપ્યો.

"મરે, માહરી કેઇ બલાને! બાવા, એ બધી ફીલસુફી અમે નહિ સમજીયે. જે કરે તે ભરે" વીલર બોલી. એટલામાં ડૉ૦ દારાબશાહ ઓરડામાં દાખલ થયા. તેવણ એક મધ્યમ ઉમરના, ખુશમીજાજી,

ઠરેલ અને સાદા માણસ હતા. તેવણને બહોળી ઘરાકી હતી, અને વૈદકવિદ્યાના તેઓ મોટા અભ્યાસી હતા. આથી તેઓ અને ડૉ૦ તેહમુરસ્પ વચ્ચે ધાડી મીત્રાચારી બંધાઇ હતી, અને ડૉ૦ તેહમુરસ્પને ત્યાં જ્યારે પોતાની તબીબી સલાહની જરૂર નહિ હોય ત્યારે પણ તેઓ આવતા હતા. દેખાવે અને ચાલચલણમાં તેઓ ડૉ૦ તેહમુરસ્પને ઘણા મલતા આવતા હતા. "ચાલો, ડૉ૦ તેહમુરસ્પ, મારાં 'પેશન્ટ' ને 'ડીસ્ટર્બ' કરવાનો તમુને શું હક છે? આજથી વીશ દીવસ સુધી આ ઓરડામાં મારૂં રાજ ચાલશે અને હુકમ વગર તમારે અંદર આવવું નહિ."

"ઓલ રાઇટ, ઓલ રાઇટ, ડાકટર; ચાલો, ત્યારે હું આય ચાલ્યો" એમ કહી ઘરધણી તે ઓરડામાંથી બાહેર નીકળી આગળા હોલમાં આવ્યા. તેહમુરસ્પના ગયા પછી ડૉકટર બોલ્યા. "ચાલો, બાનુ ગુલચેહર, ડાહી દીકરી થઇને મુંગામુંગા સુઇ જાઓ."

"પણ જોવો, ડાકટર," ગુલચેહર ધીમા અવાજે બોલી—"હું અહીં વીશ દહાડા સુધી ગંધાઇ રેહવસ તેટલાં તો મારા તેહમુરસ્પ વીહલા ફાંફરા પરી જશે. એવણને મેં પરણ્યા પછી કોઇ દહારો વીહલા મુકયા નથી, ને મારા વગર એવણની સંભાળ કોણ લેશે? તમે એવણની સંભાળ રાખજો. રાતના વાંચતાં વાંચતાં મોટા દીવા આગળ એવણ ટેબલપર માથું નાખીને સુઇ જાયચ તે કોઇ દહારો કંઇ નવું જુનું થઇ જશે." ડૉકટરે ખુશ ટકોર કીધી કે "તમારા તેહમુરસ્પ ભડકું નહિ લે તેની હું સંભાળ રાખશ. તમે બેફીકર રહો. એવણ કંઇ રૂની ગાંસડી નથી કે પોતાની મેળે સળગી ઉઠશે!" જતાં જતાં વળી ડૉકટરે પેલી માંહે બીરાજેલી ત્રણ બાઇઓને નરમ શબ્દોમાં ચેતવણી આપી કે દરદીના ઓરડામાં તેઓની હાજરીની કાંઇપણ જરૂર હતી નહિ, માટે તેઓએ હવે સધાવી આવવું. આ બાઇઓ તેથી કાંઇક નાખુશી સાથે બાહેર પડી. પણ તેમ કર્યા પહેલાં અપસઅપસમાં ચુનોચરા ચલાવ્યા વિના રહી નહિ.

"આય અભેખર જોવોરે આલીમાય! સુવાં સીના સરી ચાલ્યાં! આય ડાકટર થતાનું કાતર્યું ઘસેલું લાગેચ. કેહજે એવણ ધરમ ધ્યાંનનું મોટું ગીનીઆંત ધરાવેચ. મોબેદો ને દસ્તુર દાવરોના કાન કાપી લે તેવા છે,

ને એમ છતાં આય બઇયર થતીને ને ખુચાને આવીને અરકી પરયા ને આપરે બોલીયાં તે જાણે ઘાસ કાપ્યું," ભીખીમાય બોલ્યાં. અત્રે આલીમાય બોલાવ્યા વચ્ચે પુરાયાં "ને પેલું ખુચાની ઝોરી આગલ ઉભો રહીને કંઇ મનમાંનું મનમાં બબરીયો તે સાંભરીયું કે? મુવો પેલો આંધરાંલુલાંની ધરમસરાવારો બેહરામ અગીયારીમાંથી ચ્યાસણી લાવેચ તાહરે કંઇ એવું બબરેચ. બઇયરપર હેત દેખારવાનું તે કંઇ એવી રીતે હોશે?"

"એ તો આજના સુધરેલા પ્યારફ્યાર એવાજ રે માય" ગુલચેહરની દુરની સગી ચાંદનબાઇ ચલ્લાએ નસીહત દીધી. "વરી એ મુવો જોયો કેની જાણે થંડા પાણીનું માટલું. આપરે તો જાણે હોહામાં હોઇએજ નહિ તેમ આપુને તો 'બાઇકાટ' કીધાં."

ખરા ધર્મની હદ કયાં આવે છે, અને ખોટા વહેમો અને રાહરસમો કયાં શરૂ થાય છે અને કયાંસુધી લંબાય છે, શારીરીક સુખશાંતી અને સફાઇસુઘડાઇ શાંમાં સમાયલાં છે તેનાં જ્ઞાનની ગેરહાજરીમાં આ બાઇઓએ ઉપલી ટીકા કીધી હતી તે વાંચનારને કેહવાની જરૂર નથી. આ સુવાવડી બાઇથી દુર નાસતી અને તુરતનાં જન્મેલાં બાળકને અડકવાથી સુગાતી બાઇઓમાંની એકે ઘર જતાં વાર પોતાની રાંધણીમાંની ગલીચી પાસેનાં ઘરની ગલીમાં બેધડક હોમાવી દીધી. જ્યારે બીજી બાઇએ તરકારીની છાલનો ઢગલો જાહેર રસ્તા ઉપર બેધડક ફેંકી દીધો, અને ત્રીજીએ ગંધીલું પાણી આગળી બારીએથી રાહદારીઓનાં માથાં ઉપર વગર આંચકીએ હોમાવી દીધું.

એક ફટકે ગરીબ બીચારા ડૉ૦ ટર્નરની 'હાઇજીન' અને ડૉ૦ ગોલ્ડસ્મીથની 'સેનીટેશન'ની શીખામણનું આ રીતે તેઓએ ત્રાસદાયક ખુન કીધું.



# પ્રકરણ ૨૨ મું.

## પુરાણી બાળકથાઓ અને વિદ્વાન વાદવિવાદ—માતા એક ઉત્તમ શિક્ષક.

"ખરીદી કરી લે નેકીની સારી,
બજાર ભર્યું છે ભરચક ભારી.
કરણીનો સોદો લેવો છે બાવીંદસે,
ચીનવદ પુલ પાર રે પારી."

ગયાં પ્રકરણમાં ચાંદનબાઇ ચલ્લાએ ડૉ૰ તેહમુરસ્પને થંડાં પાણીનાં માટલાંની ઉપમા આપી તે ઉપરથી તેઓ ખરેખર તેવાજ હતા એમ કોઇએ માની લેવું જોઇયે નહિ. એક વિદ્વાન હોવાથી તેઓ પોતાની સ્ત્રી તરફ તેઓનાં દીલમાં જે ઉંડી લાગણી અને હેતનો ઝરો વહેતો હતો તે બાહેરથી દેખાડતા હતા નહિ. તેઓનો પરણેલો પ્યાર મુગો પણ મક્કમ હતો. ડૉ૰ દારાબશાહ કેહતા હતા કે મુંબઇની ઘણીક લાયબ્રેરીઓ ડૉ૰ તેહમુરસ્પનાં પેટમાં સમાઇ ગયલી છે અને તે લાયબ્રેરીઓ માંહેલી સૌથી સુંદર કેતાબ તે ડૉ૰ તેહમુરસ્પ પોતે છે.

ડૉ૰ તેહમુરસ્પ જ્યાં પોતાનો કંઇપણ અંગત લાભ સમાયલો હોય ત્યાં ધીરા અને થંડા દીસ્તા હતા, પણ દોસ્તઆસ્નાવો કે ગરીબ ગુરબાંઓ કોઇપણ બાબતમાં તેઓની સલ્લાહ લેવા આવતાં ત્યારે તેઓનું સઘળું જ્ઞાન અને ભંડોળ તેઓના મગજની સપાટી ઉપર પ્રગટી નીકળતું અને તેનો તેઓ છુટથી ઉપયોગ કરતા એટલુંજ નહિ પણ સામાઓને પોતાની વિદ્વતાથી છક કરી નાખતા.

આ સઘળાં ભંડોળથી સાદી ગુલચેહર, જેણીના બાપ મેહલ્લાશાહે તેણીને છોકરીઓને છોકરાઓ બનાવવાની આજકાલની અપાતી કેળવણીથી અળગ રાખવાની ખાસ સંભાળ લીધી હતી, તેણી વારંવાર હેરત રહેતી, પણ ડૉ૰ તેહમુરસ્પ જ્યાંસુધી પોતાનાં મગજપરના ભંડોળનો સઘળો ખજાનો ખાલી કરે ત્યાંસુધી તેણી ધીરજથી ચુપ રહેતી અને

કાંઇપણ બોલતી નહિ. આથી ડૉ૦ તેહમુરસ્પ વિદ્વતાની ટોચ ઉપરથી સાધારણ માર્મીક બાબતોની સપાટી ઉપર પાછા આવતા અને ગુલચેહરનો ગુંચવાડો સાધારણ બોલોમાં ગુમ કરતા.

ગુલચેહરના ઓરડામાંથી બાહેર આવ્યા પછી ડૉ૦ દારાબશાહે અને તેહમુરસ્પે એક નાના સ્ટેંડ આગળ પોતાની જગા લીધી. જ્યાં વીલરે તેઓ આગળ વાઇન, સોડા, અને કેક વગેરે પીરસ્યાં. વીલર જેણીની ખુશીનો આજે કાંઇજ પાર હતો નહિ તેણી ત્યાં આવીને ઉભી રહી.

ડૉ૦ દારાબશાહ અને ડૉ૦ તેહમુરસ્પે પોતાની આગળનાં મીસ્તાનોને અને વાઇનને થોડોક ઇનસાફ આપ્યા પછી ડૉ૦ દારાબશાહે ગંભીરાઇથી અને વીચારવંત ઢબે એકદમ સવાલ કીધો—"દોસ્ત તેહમુરસ્પ, બેઅદબી માફ છે, પણ તમારા જેવી 'હેબીટસ' ના માણસનાં માથાંમાં એકદમ પરણવાનો કીરો કેમ ચવરી આયો ?"

"માઇ ડીયર દારાબ, એ સવાલનો જવાબ કંઇબી કરી તમે પોતેજ મને આપશો તો તે સાંભળવાને હું ઘણો ખુશી થઇશ. વહાલા દારાબ, આ જીંદગીના સઉથી મોટા ત્રણ બનાવો જન્મ, લગ્ન, અને મરણ છે. આપણને પેદા કરવામાં તે પરમકૃપાળુ ઇશ્વરની શું નેમ હશે તે કોઇનાથી પણ કહેવાઇ શકાતું નથી. વળી મરણનો ભેદ કોઇપણ દર્શાવી શકતું નથી. જ્યારે વચગાળેની સ્થીતી જે લગ્ન છે તેની સાંકલમાં આપણે કેમ જકડાઇ જઇએ છીએ તે ઉપર ઘણાકો વાકચાતુરી ચલાવે છે અથવા તેનો ભેદ સમજાવવાનું ડોલ ઘાલે છે, પણ કમતરીન તેમ કરવાને અશક્ત છે. ખોદા તે અશો નરનાં રૂહને શાંતી બક્ષો ! કેવો નેક, કેવો હોશીઆર, ને વરી સાથે લાગો કેવો ખાલેસ !"

"તેહમુરસ્પ, વરી એ નર કોણ નીકરી આયો ? આપણે તો નારીજાતીની વાત કરતા'તા."

"વહાલા દારાબ, વરી એ નર કોણ. મારા જીગ્નતગુજીન જાની મીત્ર મેહલ્લાશાહ માસ્ટર વીશે હું બોલુંચ. તેઓ કે જેઓ મારા દોસ્ત, શીક્ષાગુરૂ અને રાહબર હતા, જેઓનાં ઉત્તમ શીક્ષણનો છાપ મારાં મગજ ઉપર સદાનો છપાઇ રહયો છે, જેઓની મેહરબાની મારાં જીગરમાં હંમેશની કોતરાઇ રહેલી છે, તેઓ જ્યારે આ ફાની જેહાનથી સદાનો

વાસો ઉઠાવી ગયા, ત્યારે મને પેહલવી, ફારસી, ઇંગ્રેજી, અરેબીક વગેરે કેતાબોનું એક સંગ્રહસ્થાન સપુર્દ કરી ગયા, અને તેની જાલવણી કરવા માટે એક લાલ્યાનો પોરયો અથવા એક ઘાટી મસાલ મને આપવાને બદલે વીશ વરસની એક હમકોમની સુંદર નાજુક બાળાની સાથે સાથે મને ભેટ કરી ગયા. ગરીબ બીચારી મારી ગુલચેહર! મેહલ્લાશાહનાં મરણથી તેણીની સંભાળ લેવાવાલું બીજું કોઇજ નહિ રહેવાથી મને તેનો એકલો વાલી તેવણ ઠરાવી ગયા. તેથી મરણને ત્રીજે દીવસે એ બીચારી મારાં ઘરમાં આવી. મારા જેવા એક મકાઇશુટ્ટાથી એક જુવાન છોકરી સાથે ધંધાર જેવા બંગલામાં એકલું કેમ વસાય? એક તો એ બીચારી બીહીને લાકરૂં થઇ જાય ને વરી વીલર જોકે બઇરી છે, પણ આખર કરે તોબી ગામડીઅન, અને વરી તે બધા ઉપરાંત લોકોની કાતર જેવી જીભલી જો એક વખત ચાલવા માંડી તો પછી કેહરે મોહડાં શું ભાવેચ? દારાબ, કોઇબી ચીજનો મને મોટો ધીકકાર હોય તો તે ગીબત છે. 'સાઉંડ' જેટલી ઝડપથી મુસાફરી કરેચ તેના કરતાં પાંચ હજાર ગણી વધારે ઝડપથી 'સ્કેન્ડલ' મુસાફરી કરેચ. ખુશામત તેથી ઓછી ઝરપે દોરે છે અને સચ્ચાઇ તો માત્ર ગોકળગાયની ચાલથી ચાલે છે. ત્યારે આ બીચારી નીર્દોષ છોકરીની ઉપર ગીબતનો ડરામણો દેવ ડોલા ઘુરકવાનું શરૂ કરે તે આગમજ મેં તેણીને તે જાલમના પંજામાંથી સદા કેમ દુર રાખવી તે વીશે ઉંડો વિચાર કીધો. તેમ કરવાનો એકજ માર્ગ હતો અને તે એ કે માહરે તેણીની સાથે એકદમ લગ્ન કરવાં. આ વિચાર જેવો મને સુજયો કે મેં તેણીની મરજી તે વીશે પુછી. તેણીએ શરમાળ ચહેરે માહારી માગણી કબુલ રાખી અને અમે ગુપચુપ વીલર, બજો, અને મારા બે ત્રણ નજદીકના દોસ્તોની હાજરીમાં બનાજીના આતશબેહરામમાં સહવારના નવ વાગતે લગ્ન કીધાં. આ સાહેબ સેવકનાં લગ્નનું તાતપર્ય છે."

ઉપલું ભાષણ સાંભળતાં વાર ડૉ૦ દારાબશાહ ઝટ પોતાના પગપર ખડા થયા અને ડૉ૦ તેહમુરસ્પનો હાથ પોતાના હાથમાં લઇ એટલાં તો જોરથી હલાવ્યો કે ટેબલ ઉપર મુકેલું વ્હીસ્કીનું ટંબલર ડૉ૦ તેહમુરસ્પના પગ ઉપર ઘોલાઇ ગયું, જેની આ ભલા ગૃહસ્થે કાંઇપણ દરકાર કરી નહિ.

"તેહમુરસ્પ, મારા વહાલા દોસ્ત, તમે જોકે બહારથી ઘણા થંડા પાણીનાં માટલાં જેવા દીસો છો, અને તમારા જુસ્સાઓને સદા કાબુમાં રાખો છો, છતાં હું તમોને એક ઘણાજ માયાલુ ઉંડી લાગણીવાલા અને લાયક ગ્રહસ્થ તરીકે લેખું છું, અને તમારી દોસ્તીનો હક ધરાવવા માટે મગરૂર છું. પરવરદીગાર કરે ને એ તમારા નાના બુચાજી મોટપણે તમારાજ જેવા લાયક નીવડે ને તમો જેવાં નેક માબાપને બુઢાપામાં સુખી કરે." વીલરડોસાંને વચ્ચે પુરાવાની આ ઠીક તક હતી. ડૉ૦ દારાબશાહે આજના ખાસ ટાંકણાને અનુસરીને તેવણને જરા પણ પાણી ભેલવ્યા વગર કાચા વ્હીસ્કીનાં બે ગ્લાસ થંસાવ્યાં હતાં. આથી તેવણની જીભ કાતરની માફક ચાલતી હતી.

"બોલતાંનાં પેટ તાહરાં હું મરૂંરે. ખોદા કરે ને એ એકના એક-વીસ થાય. મરૂં મારી બાઇપરથી તે હું તો એવણના દેખાવપરથી ધારતી'તી કે જોરજ જણસે. જુઓની પાસેનાં કુકીબાઇ કરંજીઆએ -તન દહારાપર જોરજ જણ્યાં. આપરાં બાઇપરથી ઓવરઇ જાંઉ તે અખઇ રહયો બુચોજ જણ્યો. હમણાં તો જોરની મોસમજ ચાલેચ."

"વીલર, વીલર, એ શું બકેચ ? એકજ છોકરૂં આજે તો આયુંચ ને મારી બીચારી ગુલચેહર કેદ પડીચ તેટલાં તો આખું ઘેર ઉપરતલે થઇ ગીયુંચ. ખડીયો શોધવા જાઉંચ તો કાગજ મલેચ ને કાગજ શોધવા જાઉંચ તો પેન મલેચ, ને ચોપડીઓ ઉપર તો ધુળના ઢગ થઇ ગીયાચ. પણ ખરા જો દારાબ, મારી ગુલચેહર તો ધવારનારી આયા રાખવાની સાફ ના કહેચ. એ કહેચ કે હુંજ બુચાને ધવરાવસ. તમારો એ બાબતમાં શું વિચાર છે ?"

"હું બાનુ ગુલચેહરનાં મતને તદન મલતો છેઉં" ડૉ૦ દારાબશાહ બોલ્યા—"ખોદાતાલાએ એવણને તનદુરસ્તી બક્ષી છે અને સાથે લાગું વરી એવણને દુધબી પુરતું છે. વાસ્તે એ હાલતમાં પોતાનાં નીર્દોષ બાળકનું પોશણ કરવાની જોખમદારી જો એવણ ભાડુતી ખભાં ઉપર સૈરવી દે તો એવણ ખોદાતાલાના ગુનેહગાર થાય, અને આપણે બન્ને જણાએ એવણના તે ગુનાહમાં મદદ કીધેલી કહેવાય. ઘણીક માતાઓ માત્ર ધવારવાની જંજાલના ખાલી ખ્યાલથી એ જોખમદારી માથે ઉઠાવતી નથી, અને ઘણીક વેળા તો પુરતું દુધ હોવા છતાં તે માત્ર ધાસ્તી-

થી ઉડી જાય છે અથવાં તેને તદબીરથી ખામુખા સુકવી નાખવામાં આવે છે. આ એક નાના પ્રકારનો આપઘાત છે, અને સાથે સાથે નીર્દોષ બાળકોનું અંજાણપણે ખુન કરવાનો 'ફેશનેબલ' મારગ છે. બાળકને જનમતાંવાર માતાનાં દુધની જો કોતાઇ હોય તો તેને ફુસલાવી ફુસલાવીને લાવવાના તરેહવાર ઉપાય પડેલા છે. ધવરાવવાની હોંસજ જો એક માતામાં હોય છે, તો બાળકનું મ્હોં લાગતાંવાર દુધની રેલા પોતાની મેલે ચાલી આવે છે. બાનુ ગુલચેહરના આવા ઉતમ વિચાર વિશે હું તમો બન્નેને અંતઃકરણથી મુબારકબાદી આપું છું, અને તમારા બુચાજીને ખરા ભાગ્યવંત સમજું છું કે માત્ર પૈસાના જોરનાં કારણથીજ તમે તેને કુદરતી જળવૃષ્ટીનો સંહાર કરતાં અટકાવ્યો નથી."

વીલરના ગુરાઓએ અત્રે ફેરઓ લેવા માંડયાથી ડૉ૦ તેહમુરસ્પે નરમાશથી પણ દ્રઢતાથી તેણીને વીદાય થવા ફરમાવ્યું. વીલર ગઇ, પણ જવા અગાઉ તેણીએ પોતાના બંને હાથોથી ડૉ૦ દારાબશાહ અને ડૉ૦ તેહમુરસ્પને કડાકડી બીસ્કીટની માફક કડાકા ફોડી ઓવારણા લીધાં.

પ્રિય વાંચકો, વીલર તેહમુરસ્પના બાવાને ત્યાંની ઘણી પુરાણી નોકર હતી. તેણીનો જન્મ સુરત શેહરમાં થયો હતો. તેણી મગરૂરી લેતી હતી કે તેણીએ તે ઘરનાં કુટુંબીઓની નોકરી ચાલીશથી વધુ વરસ સુધી બજાવી હતી, અને ડૉ૦ તેહમુરસ્પના ભાઇ બેહરામશાહને પોતાના ખોલામાં રમાડયા હતા, એટલુંજ નહિ પણ ધવાડયા વટીક હતા. આ વીલર અને તેણીનો વર નોકરોના તે વર્ગ માંહેલાં હતાં, કે જે વર્ગ હાલ આપણામાંથી લગભગ નાબુદ થઇ ગયો છે. આ વર્ગના નોકરે દિવાળી દિવાળીએ નોકરી બદલતા હતા નહિ. તેઓ પ્રમાણીક નીષ્ટાથી વર્તતા હતા, અને જે ઘરમાં તેઓ નોકરીએ લાગતા તેજ ઘરમાંથી તેઓની પાયદસ્ત નીકળે એવું ઇચ્છતા હતા. આ નોકરો પોતાનાં પેટનાં એકાદ ખુણામાં હાસ્યરસ બાળકથાઓની તેમજ શીખામણ લેવાલાયક કથાઓની એક હારમાળા છુપાવી રાખતા હતા. આવી કથાઓ. એક બાળકનું પોષણ કરવા માટે અને તેનાં મનને મોટપણે મળનારા વધુ કઠણ બોધોને માટે તેઓને તૈયાર કરવાને તાજા

દુધ અથવા 'મેલીન્સ ફુડ' જેવાં ઉપયોગી થઇ પડતાં. આ સુધરેલા જમાનાએ આ જુનાપુરાણા નોકરોને લગભગ નાબુદ કીધા તો કીધા, પણ સાથે સાથે વળી તેઓની પુરાણી કથાઓનો પણ તેણે ભોગ લીધો. આજ રોજે જન્મેલા આપણા બુચાજી જયારે બાળકથા સાંભળવાલાયક વયના થયા, ત્યારે ગુલચેહરે એ બાળકથાઓ તેઓનાં બાળકનાં મગજ ઉપર કેવી અસર ઉપજાવશે, તે વીશે ડૉ૦ તેહમુરસ્પનું મત પુછ્યું અને નમુના તરીકે વીલરની નીચલી પુરાણી બેતો રજુ કીધીઃ

## અબયાત.

''અરદીબેહસ્ત પાદશાહ, એમ કરી બોલે, બેહસ્તની કુંચી મ્હારી રે;
ચંદનપુલને પાવરે ચઢતાં થરથર ધ્રુજરાં લાગે રે.
દસ્તુર દાવર ગેહસારે, નેકી રૂવાન તો મારૂં રે;
બેહસ્તમાંથી ફરેસ્તા પુકારે, નેકી રૂવાન તો હમારૂં રે.
દોજખમાંથી દેવ પુકારે, દોજખી રૂવાન તો હમારૂં રે;
હાથે પેહરી સુરી, પગે પેહરયાં પવનપાવરાં, ભણેગણે ને દયાનત બુરી.''

જેનો તેઓએ ઉત્તર વાલ્યો કે, ''વહાલી ગુલચેહર, તું બેફીકર રહે. એ બાળકથાઓ કાંઇ નાખી દેવાની નથી. એ કથાઓ માંહે તો ઘણાક ફીલસુફો પણ અકલના અને દાનેશમંદીના ગહવેરોને સાદા આવકારદાયક લેબાશમાં છુપાવેલાં જોય છે.'' વીલરની ઘરઘતુ બાળકથાઓમાં પાંચ છ વરસની ઉમરે તો આપણા નાનકડા બુચાજી એવા તો પ્રવીણ થયા કે જો બીજાં બાળકો સાથે તે વિષયમાં તેઓની પરીક્ષા લેવામાં આવતે તો તેઓ ખચીત ઘણે ઉંચે નંબરે 'ઓનર્સ' સાથે તેમાં પસાર થતે. પણ આપણે આપણી વાતનાં વળાંથી વેગળા જઇએ છીએ, માટે તે ઉપર પાછાં આવ્યે. વીલર ઓરડામાંથી બાહેર ગયા પછી ડૉ૦ દારાબશાહે અને ડૉ૦ તેહમુરસ્પે ગરીબ બીચારી વીલરનાં માથાંમાં કોઇપણ દીવસે નહિં ઉતરી શકે તેવી બાબતોપર વાદવીવાદ ચલાવવા માંડયો.

''માઇ ડીયર તેહમુરસ્પ, તમારા આ નાના બુચાજીને તમે શું બનાવશો? મારા જેવો એક 'નીમહકીમ ને કટલેહામ' કે તમારા જેવો એક મહાન વિદ્વાન? એ બુચાજીને જો તમારા જેવો ફીલસુફ કરવાને

ઇચ્છતા હોવો તો હું ધારૂં છું કે તમે એને પહેલું વરસ ઉગતાંવારજ તમારી અંગત નીશાળમાં તમારી સાહેતા હેઠલ કેળવણી આપવાની શરૂ કરશો. એમ જો કરો તોજ તમારા જેટલી ઉમરે એ એના બાપની જગા રાખે ખરો."

"વહાલા દારાબ, આ બાબદમાં તમે મારાં મનના વિચારો ખરેખરા વાંચવામાં તદન નીષ્ફળ નીવડયા છો. ઘણી વેળા એક મોટો ફીલસુફ એક મોટો ભમરડો હોય છે, અને વારંવાર ગંભીર છબરડાઓ કરે છે. આ બધા છબરડાઓમાં સઉથી મોટો છબરડો તે ત્યારે કરે છે કે જયારે તે નાનાં બાળકોની આગળ પોતાની ફીલસુફીનો અખુટ ખજાનો ખાલી કરવાની મીથ્યા કોશેષ કરે છે, અને આ પ્રમાણે કુમળાં મગજોને ખીલતાં આડકતરી રીતે તે અટકાવે છે. તેટલાવાસ્તે મારા જેવો એક આદમી નાનાં બાળકોને કેળવણી આપવાને અને તેમાં ખસુસ કરીને મારાં પોતાનાં બાળકને કેળવણી આપવા માટે સરજાયલો નથી. એક બાળકને કેળવણી આપવા માટે સઉથી સરસ શીક્ષાગુરૂ તો તેની પોતાની માતા છે, જેણી જો સાદી, શ્યાણી, ભણેલી અને માયાળુ હોય છે તો પછી તેણીના હાથ તલે કેળવણી લેનાર બાળક ખરેજ ભાયગવંત ગણાય. મારી ગુલચેહર આવાજ પ્રકારની એક ઓરત છે અને તે માટે હું પરવરદીગારનો જેટલો પાર માનું તેટલો થોડો છે. માતાની કેળવણી સાથે બીજા બે શીક્ષાગુરૂઓની કેળવણી એક બાળકને માટે તેટલીજ અવશ્યની છે. આ બીજા બે શીક્ષાગુરૂઓ તે પ્યાર અને કુદરત છે. પ્યાર બાળકની કેળવણીમાં મોટો ભાગ ભજવે છે તે તો તમો જાણો છો, તેમજ કુદરત વળી બાળકની જાતીપ્રેરણા બુધ્ધીને સીધે મારગે કોઇના પણ કહયા વિના દોરવે છે. એક બાળક અને એક બુધીવાન પુરૂષ સરખાજ છે. બુધીવાન પુરૂષ ચોપડીઓ, કે જે બીજાઓના એકઠા કરેલા ખજાનાનો ભંડાર છે, તે ગોખીગોખીને પોતાનો મારગ કાપે છે, ત્યારે એક બાળક કુદરતની મદદથી અગણીત સવાલો પોતાની મેલે આપણને પુછીને આપણા પાસેથી શીક્ષણ મેળવે છે. એક ગ્રક ગ્રંથકરતા લખી ગયો છે કે એક ચોકસ મધના વેપારીએ પોતાની મધમાખીઓને ઘણે છેટેથી મધ એકઠું કરવાની તકલીફ ઉઠાવવી પડે નહિ એવી મતલબથી તેણે તે મધમાખીઓની પાંખો કાપી નાખી અને પછી 'હીમેટસ'ના પહાડ ઉપર જઇ ત્યાંથી પોતે જાતે મધનાં ફુલો

એકઠાં કરી મધમાખીઓની આગળ લાવી મુકયાં, પણ કપાયલી પાંખો-વાળી મધમાખીઓ તેમાંથી મધ ચુસવાને નિષ્ફળ નિવડી. હવે જો હું મારા છોકરાને શીખવવાનું મારે માથે હોરી લેઉં તો પેલા મધના વેપારોની માફક આઇતાં ફુલો તેની આગળ લાવી મેલું અને એ મારાં બાળક મધમાખની પાંખો આમ કપાઇ ગયાથી તે બીચારો વિદ્યામધ ચુસ્તો અટકી પડે. આપણે કુદરત અને કુદરતની વહાલી મદદનીશ માતાને તેઓનું પોતાનું કામ છુટથી કરવા દેવાં જોઇએ."

---

## પ્રકરણ ૨૩ મું.

---

## સ્વભોગનું શિક્ષણ–Spare the rod and spoil the child.

---

"સોટી વાગે ચમચમ વિદ્યા આવે ભમભમ."

આગળાં પ્રકરણમાં આપણે જોઇ ગયા કે ડૉ૦ તેહમુરસ્પે ડૉ૦ દારાબશાહ આગળ એવું જાહેર કર્યું હતું કે એક બાળકનો સૌથી ઉત્તમ શીક્ષાગુરૂ તેની માતા છે. આ ઉપરથી વાંચનારે એમ નહિ સમજી લેવું કે ડૉ૦ તેહમુરસ્પે પોતાનાં બાળકની કેળવણીની જોખમદારી પોતાનાં શીર ઉપરથી સબરદબર કાઢી નાખી હતી. તેથી ઉલટું વખતના વહેવા સાથે જેમ આ બાળક મોટું થતું ગયું તેમ તેવણે ઘટતે માર્ગે અને પ્રસંગે તેની બુદ્ધીને દોરવવાની કોશેષ ચાલુ રાખી. આ કોશેશ કેવા પ્રકારની હતી, તે નીચલા એક દાખલા ઉપરથીજ માલુમ પડી આવશે.

જ્યારે બુચો લગભગ પાંચ વરસનો થયો ત્યારે એક દીવસે તે તાલેવંત મિનારના પહેલા મજલાની બારી આગળ રમતમાં રોકાયલો હતો. વીલર તેની પાસેજ ઉભેલી હતી. સાંજનો વખત હોવાથી ડૉ૦ તેહમુરસ્પ પોતાની ઇઝીચેરમાં ગોઠવાઇ તેજ બારીની હેઠલ બગીચા માંહે કાંઇ

વાંચવામાં રોકાયલા હતા, જ્યારે બાનુ ગુલચેહર તેવણને વાંચવામાં ખલલ નહિ પડે તે માટે આમતેમ બાગમાં ફરતી હતી. એકાએક કાંઇ પડવાનો અવાજ થયો જે સાંભળતાં બાનુ ગુલચેહર તે તરફ દોડી ગઇ. જે ચીજ પડી હતી તેની ઉપર તેણીની નજર પડતાં તે બુમ પાડી ઉઠી. "ઓ ખોદા, આય તો મારા બેહસ્તી બાવાજીનું આપેલું 'ફ્લાવર પૉટ' છે. એ તો મેં કેવું ગોઠવીગાઠવીને બારી આગળનાં પાટીયાં ઉપર મુકયું હતું ને એકાએક હેઠે કેમ પરી ગીયું. એને હું મારા જીવની કાંની જાળવતી-તી." આ તેણી બોલી રહે તેટલાં તો દાસી વીલર કમ્પાઉંડમાં આવી પહોંચી. તેણીને જોતાંજ બાનુ ગુલચેહર બોલી. "વીલર, વીલર, આય કુંડાને તો મેં ઘણીજ સંભાલથી બારી આગળનાં પાટીયાંપર ગોઠવી મુકેલું હતું. કોઇનાબી હાથ લગાડયા વગર એ નીચે પરી જાય નાહિ. બુચાએ એની સાથે કંઇબી ચેરાં કાહારયાં હોશે." આ વેળા ડૉ૦ તેહમુરસ્પનું ધ્યાન તે તરફ ખેંચાયું. વીલર જેણીને પોતાના શેઠ તરફથી કાંઇપણ ભૂલચૂક થવે થંડુ પણ ગંભીર નાનું જેવું 'લેકચર' મળતું હતું, તેણી સદા એવાં 'લેકચરો' નો ભય રાખતી હતી, તેથી તેણી ગભરાટમાં બોલી ઉઠી. "નહિ બાઇજી, એમાં બુચાનો કાંઇ વાંક નથી. એ તો મારે હાથે પરી ગીયું."

"ત્હારે હાથે? ખોટું. ત્હારે હાથે કેમ પરી જાય? એ કુંડું મને કેટલું વહાલું હતું તે તું જાણતીતી. તું કાંઇ બાવાનું બુચું છે કે એની સાથે રમવા ગેઇ. એ તો બુચાએજ નાખી દીધું હોશે." આ બોલવાનું તેણી પુરૂં કરી રહી નહિ તેટલામાં બુચાજી પોતેજ લ દોડતા આવ્યા. "મમા, મમા, એ વીલર તો ખોટું બોલેચ. એ કુંડું તો મારે હાથે પરી ગીયું." આ સાંભળતાંજ ડૉ૦ તેહમુરસ્પે પોતાનાં નાક ઉપર ઠીકઠાક થયલો ચશ્મો ધીમેથી ખીસાડયો, અને પોતાની કરડી નજર વીલર તરફ ફેરવી. વીલર આથી ખુબ ગભરાઇને બોલી. "બાઇજી, બુચાને હાથે એ પરયું ખરૂં, પણ એમાં એનો વાંક નથી. એ બારી સાથે અઘેલીને ઉભેલો ઉતો ને એનું ધ્યાન મારી સાથ વાત કરવામાં ઉતું ને તેટલાંમાં એનો હાથ કુંડાંને લાગી ગીયો ને એ મુવું નીચે પરી ગીયું." ગુલચેહર આથી થંડાં પડયાં. બુચાનો દીલગીર ચેહરો જોઇ તેણીને લાગી આવ્યું. તેણીએ તેને પાસાંમાં ખેંચ્યો ને 'કીસ' લેવા જતી હતી, પણ બુચાજીએ તેણીને તેમ કરવા દીધું નહિ.

"મમા, સાચું બોલું ?"

"હા દીકરા."

"તારે એ કુંડું તો મેં ખામખા નાખી દીધું."

"ખામખા ?" ડૉ૦ તેહમુરસ્પ બોલી ઉઠયા.

"કાંય ? ખામખા કાંય દીકરા ?"

"કારણકે હું જોવા માગતોતો કે કુંડું પરતાં પપા ડીયર કેવા ચમકી ઉઠશે ? પપા, પપા, લેવો હવે ગમે તો મને ફટકાવો."

ડૉ૦ તેહમુરસ્પે બુચાજીનું આ બોલવું સાંભળી પોતાના હાથમાંની ચોપડી ફેંકી દીધી ને તુરત ઉઠીને ઉભા થઇ બુચાજીને પોતાનાં પાસાંમાં લઇ વહાલથી તેને ભેટયા અને બોલ્યા. "મારાં વહાલાં બચ્ચાં, તેં આજે એક ખોટું કામ કીધુંચ ને તેની જયારેબી મને યાદ આવશે ત્યારે હું ખોદાતાલાનાં શુકરાના કરશ કે તે દાવરે દાદગરે મને એક એવું બચ્ચું બક્ષ્યું છે કે જે બચ્ચું બીજાંની ઉસ્કેરણી છતાં જુઠું બોલવાને બદલે સાચેસાચી વાત કહી દેવાની હીંમત ધરાવે છે."

પછી તેવણ દાસી વીલર તરફ ઠસ્સામાં ફરીને બોલ્યા. "વીલર, મારાં બચ્ચાં પાસે જુઠું બોલાવવાની એવી નજીસ તદબીર તું ફરીથી કરતાં સપડાશે તો તું અને હમે હંમેશનાં જુદાં પડીશું. ચાલ, હવે ચતુર હોય તો ચેતી જજે ને મારે મોંનેથી કંઇ વધારે સમજવાની નહિ હોય તો અહીંથી ગુપચુપ ચાલતી થા." વીલરડોસાં તો ગુપચુપ "સસેકા તીન પાંઉ" કરી અંદર સટકી ગયાં.

ઉપલા બનાવને બે ત્રણ દાવસ થયા પછી ડૉ૦ દારાબશાહ ડૉ૦ તેહમુરસ્પને મલવા આવ્યા. અવાર ને અવાર તેવણ બુચાને માટે તરેહવાર ભેટો લાવતા હતા. આજે બુચાજીનું વરસ હતું તેથી ડૉ૦ દારાબશાહ પોતા સાથે દામની બાજીનાં ઉંચી કારીગરીનાં સોટકાં ને પાટીયાંની એક સુંદર ભેટ લાવ્યા હતા. આ ભેટ જેટલી કીમતી તેટલી સુંદર હતી. બુચાજી તે લઇને ડાકટરના રવાના થયા પછી રમવા પડયા. સુંદર પાટીયાં ઉપર સુંદર સોટકાંઓની અલગાર લાગી હતી એટલાંમાં ડૉ૦ તેહમુરસ્પ આવી ચઢયા.

"જુઓ પપા, દારાબકાકા આએ કેવો મજેનો દામનો સટ મારે વાસ્તે લાયાચ." ડૉ૦ તેહમુરસ્પે જોયું કે ભુતકાળના એક વાંકને માટે

બુચાજીને જન્મ સુધીનો એક ધડો શીખવવાની આ અચ્છી તક હતી તેથી તેવણ બોલ્યા. "એ સટ તુંને ઘણો ગમેચ કે ? પણ એમ ધાર કે જેમ તારા મમા ડીયરનું પેલું 'ફ્લાવર પૉટ" તેં મજાહને ખાતર બારીએ ફેંકી દીધું તેમ તારાં મમા ડીયર મજાકમાં આય તારાં સુંદર સોટકાં ભોંયપર અફાડીને ભાંજી નાખે તો તું શું કરે ?"

"તારે તો પપા હું ખચીત દલગીર થાઉં."

"વારૂં ત્યારે એમ ધાર કે વીલરની વાતમાંની પેલી લાલ પરી આસ્માનપરથી ઉતરી આવીને આય તારા દામના બોકસને મમા ડીયરનાં પેલાં સુંદર 'ફ્લાવર પૉટ'માં બદલી નાખે તો તું ખુશી થાય કે?"

"હા, પપા, હું ઘણો ખુશી થાઉં ને હું ઇચ્છુંછ કે તેમ થાય."

"દીકરા, એક ખરાબ કામ આપરે કીધું હોય ત્યારે તેને સુધારવા વાસ્તે એક કંઇબી સારૂં કામ આપરે કરવું જોઇએ. અમથું મોહડેથી બોલ્યા કે એમ થાય તો સારૂં ને તેમ થાય તો સારૂં તેમાં કાંઇ વલ્યું નહિ."

કેળવણી આપવાની આ રૂઢી ડૉ૦ તેહમુરસ્પની પોતાની હતી અને તે રૂઢી કેટલી કાર્યસાધક હતી તે આપણે આગળ ચાલતાં જોઇશું. તેવણ કોઇપણ વેળા કાંઇપણ શાક્ષણ પોતાના બેટાનાં માથાંમાં ઝટ ને પટ ઠસાવી દેવાનો યત્ન કરતા નહિ. જે શીક્ષણ તેવણ આપવા માગતા હોય તેના આડકતરા ઇશારાઓ તેઓ માત્ર કરતા અને બુચાજીની તર્ક-શકતી અને જીજ્ઞાસાને ઉસ્કેરતા, એટલે તે પોતે પેલા ઇશારાઓ ઉપરથી સાર ઉપજાવતો. બીજે દાને ડૉ૦ તેહમુરસ્પ સાંજના ચાર વાગતે બુચાજીને અને પેલા દામના બોકસને સાથે લઇ પોતાની ગાડીમાં બાહેર પડયા. તેવણે ગાડી શરૉફ બ્રધર્સની દુકાન ઉપર હંકરાવી. આ દુકાનના તેવણ જુના અને માનીતા ઘરાક હતા. ત્યાં દાખલ થતાં તેવણે જે વિભાગમાં 'ફ્લાવર પૉટ' અને બગીચાના ઓજારો વગેરે વેચાતાં હતાં તેના ઉપરીને બાજુએ તેડી તેની સાથે થોડોક વાર ઇંગ્રેજીમાં વાતચીત કરી પછી પેલાં ભાંગી ગયલાં 'ફ્લાવર પૉટ' ના જેવોજ આબાદ એક 'ફ્લાવર પૉટ' તેવણે પસંદ કીધો, ને તેની કીમત પુછી. અગાઉથી ભણાવી રાખ્યા પ્રમાણે પેલા ઉપરીએ હસીને કહ્યું કે "એ કાંઇ મને પૈસા લઇને આપવાનું નથી. મને તો આ 'ફ્લાવર પૉટ' ને

બદલે આ બુચાજીના હાથમાંનો દામનો બોકસ જોઇએચ.” ડૉ૰ તેહમુરસ્પે ઉમેર્યું. “દીકરા, તું જો આ બોકસથી રમતાં કંટારીયો હોય તો એ આ શેઠને આપી દે ને એના બદલામાં એવણ આપુને આય ‘ફ્લાવર પૉટ’ આપશે.” વારંવાર રમેલું તે રમકડું બુચાજીએ એકાદ બે મીનીટ વિચાર કીધા પછી તેને તજી દેવાની પોતાની ઇચ્છા જાહેર કીધી અને તેઓ પેલો ‘ફ્લાવર પૉટ’ લઇ બાહેર પડયા.

વાંચનાર આ તો સમજી ગયા હશે કે પેલો ઉત્તમ દામનો બોકસ ખરેખર કાંઇ ડૉ૰ તેહમુરસ્પે દુકાનવાળાને આપી દીધો હતો નહિ. તે તો ગુપચુપ પાછલથી તેવણને ત્યાંજ પાછો આવ્યો અને જ્યારે બુચાજી મોટા થયા ત્યારે આ રસીક હેવાલ ડૉ૰ તેહમુરસ્પે તેવણની યાદદાસ્તમાં તાજો કીધો કે જેથી જયારે તેવણને ત્યાં ફરજંદની વૃદ્ધી થાય ત્યારે એવોજ કીમતી બોધ તેઓને તેવણ આપી શકે.

તાલેવંત મિનારમાં પાછા ફરતાં વાર બુચાજીએ પેલો નવો ‘ફ્લાવર પૉટ’, પેલા ભાંગેલા ‘ફ્લાવર પૉટ’ ની જગા ઉપર ગુપચુપ ગોઠવી મુકયો. ગુલચેહરને ત્યાં લઇ જઇને તે બોલ્યો. “મમા ડીયર, જુઓ પેલું તમારૂં માનીતું ભાંગેલું કુંડું વીલરડોસાંની વાતમાંની લાલ પરીએ પાછું આખું કરીને અહીંઆં મુકયુંચ.” ગુલચેહર અજબ થઇ, પણ તેણી સમજી ગઇ કે જે કીમતી શીક્ષણ ડૉ૰ તેહમુરસ્પ વારંવાર પોતાનાં વહાલાં બચ્ચાંને આપતા હતા તે શીક્ષણનો આ નવો ‘ફ્લાવર પૉટ’ એક ભાગ હોવો જોઇયે.

“વહાલા તેહમુરસ્પ,” તેણી બોલી—“તમારી હું કેટલી ઉપકારી થઇચ કે તમે ખાસ તસ્દી લઇને આબાદ પેલાં જુનાનાં જેવુંજ આ નવું ‘ફ્લાવર પૉટ’ માહરે વાસ્તે ખરીદી લાયા.”

“એ હું લાયો તો ખરો વહાલી, પણ એના પૈસા તો તારા દીકરાએ આપ્યાચ. એને પોતાનાં એક નરસાં કામનો બદલો માત્ર મોહડેથી બોલીને નહિ પણ એક સંગીન કામ બજાવીને વારી આપ્યોચ.” ગુલચેહરે આ વેળા હરખનાં છુપાં આંસુઓ વરસાવ્યાં.

“તેહમુરસ્પ, વહાલા તેહમુરસ્પ,” તેણી બોલી—“આ દામનો બોકસ આપણે કાલે ડબલ કીમત આપીનેબી પાછો ખરીદી લેવો જોઇએ.”

"મારા વહાલા બેટા," ડૉ૦ તેહમુરસ્પ બોલ્યા—"ત્હારી શું ઇચ્છા છે? મમા કેહેચ તેમ તે દામનો બોક્સ પાછો ખરીદીએ કે?"

બુચાજીએ અત્રે આજીજીભરેલા દેખાવથી કરગરી કહયું કે "ઓ નહિ, નહિ, મમા. એ બોક્સનું મને કંઇ કામ નથી. જો એ બોક્સ આપણે પાછો ખરીદી લઇએ તો આ ફ્લાવર પૉટ મારા પૈસાનું લીધેલું કહેવાયજ નહિ"

"હીઅર, હીઅર, શાબાશ મારાં બચ્ચાં, સ્વભોગ તેએનું નામ." ડૉ૦ તેહમુરસ્પ બોલ્યા.

---

## પ્રકરણ ૨૪ મું.

### લાડકવાયા એકપુત્રને મોટો કરવાની મુઝવણો—ગુસી માટીડો કેમ થાય?

"કેળવણી, ઉદ્યોગ, નેકી, નીતી, ધર્મ શુભ;
એજ શોભા, એજ આબરૂ, એ દીપાવે કુલ."

પ્રિય વાંચનાર, અત્યારસુધી ડાં૦ તેહમુરસ્પનાં આ વહાલાં બચ્ચાંને આપણે બુચાજીની ઉપમા આપતા આવ્યા છીએ. તેના બાપે તેનું નામ પોતાના એક વડવાનાં નામ ઉપરથી ગુસ્તાસ્પ કરી રાખ્યું હતું. સામાન્ય રીતે તેને ગુસી કરી બોલાવવામાં આવતો હતો ને હવેથી આપણે પણ તેને આજબુચકલાં નામથી ઓળખીશું. જ્યારે નાનો ગુસી નવ વરસનો થયો ત્યારે તેના સ્વભાવમાં કાંઇ અજબ ફેરફાર થયો. તે સમજુ તો હતોજ! પણ સાથે લાગો એકમાર્ગી ને વિચારવંત પણ થયો. બીજાં બાળકોનાં કરતાં તેણે પોતાનાં બચપણના સાથી રમકડાંની સંગત વધુ ઝડપથી છોડી દીધી. 'પીક્ચર બૂકો' નાં કરતાં શરૂઆતની અભ્યાસ–પોથી ઉપર તેણે વધારે ધ્યાન આપવા માંડયું. ગુસીની આ હાલતનું કારણ તેનું 'એકપુત્રાપણું" હતું. જે માબાપોને ત્યાં એક વહાલું એકપુત્રું બાળક હોય, અને જ્યાં માબાપ અને બાળક

એકબીજાને અણહદ પ્યારથી ચહાતાં હોય, તે માબાપો નાના ગુસીની મનોવૃતીમાં થયલા આ ફેરફારો સહેજમાં સમજી શકશે. તેનાજ જેટલી ઉમરના સોબતીઓની ગેરહાજરી અને સમજુ માબાપોના સ્યાણા વિચારોએ કોઇ કોઇ વેળાના ફરજયાત એકાંતવાસ સાથે એકઠા મળી ગુસીનાં મનને તેનાં જેટલી ઉમરનાં બાળકોના દીઠામાં નથી આવતી તેવી અસાધારણ વળણ આપી હતી. બીજા હાથ ઉપર વળી વીલરની વિચિત્ર બાળકથાઓએ તેનાં દીલમાં જુવાનીના કાંઇ અજબ જુસ્સાઓ પેદા કીધા હતા. તે લખતાં અને વાંચતાં સહેલાઇથી શીખી ગયો, અને પોતાના બાપનાં વખતોવખતનાં શીક્ષણો ઉપર તેઓની ગેરહાજરીમાં ગંભીર ગૌરૂ કરવા લાગ્યો. ડૉ૦ દારાબશાહ પણ તરેહવાર રમુજી બોધોથી ગુસીની કેળવણીમાં પોતાનો અદના હીસ્સો આપતા હતા. ઝાડપાનની વીદ્યામાં તેઓ વીશેષ કુશળતા ધરાવતા હતા અને ગુસીનો શોખ એ વીદ્યાના અભ્યાસ તરફ તેઓ દોરવતા. ગુલચેહર પણ આપણે આગળ જોઇ ગયા છીએ તેમ એક વિદ્વાન આદમીની બેટી હતી. આ ગુજર પામેલા વિદ્વાનને માટે ડૉ૦ તેહમુરસ્પને એટલું તો માન હતું કે તેની યાદ જ્યારે પણ તેવણને થતી ત્યારે તેઓ પોતાના બન્ને હાથો એકઠા મેળવી તેના રૂહ ઉપર પરવરદેગારની ખુશનુદી ચાહતા અને અષેમ વહી ભણી વીલરને આતશ ઉપર સુખડ લોબાન મુકવા કહેતા. આવા એક વિદ્વાનની બેટી હોવા છતાં ગુલચેહરને કાંઇ એક વિદ્વાન બનાવવામાં આવી નહોતી, તે પણ આપણે આગળ જોઇ ગયાં છીએ. પણ મ્યુઝીકમાં, ડ્રોઇંગમાં અને ઘરસંસારી બાબતોમાં તેણી એટલી તો કુશળ હતી કે આ કુશળતા નાના ગુસીના બાબમાં એક આશીરવાદસમાન થઇ પડી. ગુલચેહરનાં વાજીંત્રો સાથના મધુર અને શુરીલાં ગાયનો ગુસી એકાગ્રહથી સાંભળતો. કોઇ કોઇ વેળા 'આ' ગાયનો તેનાં મન ઉપર કાંઇ ગંભીર પ્રકારની અસર કરતાં, અને તેને ઉદાસ બનાવતાં. તેનાં મન ઉપરની આ અસરે તેનાં શરીરની પ્રકૃતી ઉપર પણ અસર કીધી. તે દીનપ્રતીદીન તવાયલો અને પતલો થતો ચાલ્યો. ગુલચેહર અને વીલર એક દિવસે એકલાં પડતાં વીલરે સલ્લાહ આપી કે "જોની દીકરી ગુલચેહર, એ અખઇ રહ્યાને હવે નવમું વરસ બેઠું ને તમે લોકોએ હજુર એને સદરો પેહરાવીયો નથી. દાહરેવારેનાં બચ્ચાં થાય કે સેને આપરી પાક દીનમાં તો લેવાંજ જોઇએ માય. એમનેએમ નાખી

મેલીએ તો નાપાક શેતાન પોતાના ફરેબ ચલાવે ને બચ્ચાંની દુશ્મેનને તરેહવાર રીતે હેરાન કરે. માહરૂં જો માને તો દીકરા એને બેહસ્તીની આવતી બાજ ઉપર સદરો પેહરાવી દે.”

વીલર જેણી એક પુરાણા નોકર તરીકે તેણીને મળેલા સઘળા હકો ચીવતાઇથી ભોગવતી તેણી હંમેશાં પોતાની બાઇને દીકરા અથવા દીકરી કરીને બોલાવતી અને તેહમુરસ્પના મરનાર ભાઇને સદા બેહસ્તીનો ખલકાબ આપતી. વીલરની આ સલ્લાહને ઘણાંક વાંચકો કદાચ હસી કાઢશે. ઘટતે વખતે બચ્ચાંને સદરો નહિ પેહરાવ્યાથી નાપાક શેતાન તેને હેરાન કરે છે એ વાતથી ગુલચેહરને પણ હસવું આવ્યું. તે છતાં તેણીએ જોઇ લીધું કે વીલરની સલ્લાહનો પાયો જેટલો સાદાઇમાં તેટલોજ પોતાના પુરાણા અને મોતેબર ધર્મ ઉપરની ફીદાગીરી અને પ્રમાણીક આસ્થા ઉપર રચાયલો હતો. તેણીને લાગ્યું કે વીલરની સલ્લાહ માંહે ડૉ૦ તેહમુરસ્પ વટીક ફીલસુફીનો કાંઇક અંશ સમાયલો જોશે. આ ઉપરથી તેણીએ પોતાના ધણી સાથે મસલત ચલાવવાનો ઠરાવ કર્યો અને સાથે સાથે ડૉ૦ દારાબશાહની સલ્લાહ લેવાનો પણ વિચાર કર્યો

“ડૉકટર, જુવોની એ ગુસી એવો સોહરાયલો અને લંબુસીઓ કેમ થતો જાયચ? વીલર કેહચ કે એને આપરે સદરો પેહરાવીયો નથી તેથી નાપાક શેતાન એને એવો બનાવેચ. તમે એને કંઇ ટોનીક આપવા માંગોચ કે? વીલર તો કેહચ કે એ નીરંગ પીસે ને સદરો પેહરશે એટલે પોતાની મેલે હસ્તોરમતો થઇ જશે.” ડૉ૦ તેહમુરસ્પે અત્રે પોતાની હંમેશની રૂઢી પ્રમાણે ચશ્માકાકાને પોતાના નાક ઉપરથી છુટા પાડયા, અને પછી વિચારવંત ઢબે ડૉ૦ દારાબશાહના જવાબની વાટ જોતા બેઠા. “જુઓ બાનુ ગુલચેહર, તમે ગુસીને હમણા સદરો પહેરાવો તેમાં હું કાંઇ ખોટું જોતો નથી. બે પાંચ મહીના મોડો અને બે પાંચ મહીના વહેલો. હવે એ નવ વરસનો થયો એટલે એને રીતી પ્રમાણે દીનમાં લેવાથી આપરે કાંઇ ખોહવાનું નથી, પણ એટલાંમાંજ કાંઇ પતિયું નહિ. બચ્ચાંને બચ્ચાંની સંગત હોવી જોઇએ, જે ગુસીને મળતી નથી. એકલી માબાપની સોબતજ એક બચ્ચાંને માટે પુરતી નથી. તમે લોકો એને ડાહીડાહી શીખામણની વાતો સદા શીખવતાં રહયાં છો અને એની એક સીવાય સઘળી હાજતો પુરી પાડો છો. આ એક હાજત તે એકસરખી વયનાં બચ્ચાંની સંગત

છે. એ હાજત તમે પુરી પાડો તો પછી વગર દવાએ ગુસી નાચતો કુદતો ને રમતોજમતો થઇ જશે. 'ઓલ વર્ક એન્ડ નો પ્લે મેકસ જેક એ ડલ બોય.'" ડૉ૦ દારાબશાહનું આ બોલવું પુરૂં થયા પછી ગુલચેહરે ડૉ૦ તેહમુરસ્પના ચેહરા તરફ નજર ફેરવી. જ્યારે પણ તેણી પોતાના ધણીનું મત કે વિચાર જાણવા માગતી ત્યારે એવી તો એક ચોકસ ઢબથી પોતાની માયાળુ આંખોથી પોતાનો ચેહરો તેની તરફ ફેરવીને એક મુંગી 'અપીલ' કરતી કે ડૉ૦ તેહમુરસ્પ તુરત સમજી જતા કે અમુક બીકટ સવાલના બાબમાં તેણી પોતાના ધણીની સલ્લાહની ઉમેદવાર હતી અને તે સલાહ તેઓ તુરત આપતા. "ગુલચેહર ડીયર, ડૉ૦ દારાબશાહનાં મત સાથે હું તદન મલતો થાઉંચ. ગુસીને એની ઉમરના છોકરાઓની સંગતની જરૂર છે, ને આપણે એને સ્કુલમાં મોકલવો જોઇએ."

"પણ તેહમુરસ્પ એને તો હજુર હમણાંજ નવમું વરસ બેઠું ને એ બાર તેર વરસનો થાય ત્યાંસુધી તમે ને હું એને સઘળી ઘટતી કેળવણી આપવાને સામર્થવાન છઇએ."

"તે તો ખરૂં ગુલચેહર, પણ એને સ્કુલમાં તો મોકલવોજ જોઇએ. ત્યાં કદાચને એનો માસ્તર એને લેશનના બે બોલ ઓછા શીખવશે, પણ તેના બદલામાં એની ઉમરના છોકરાઓ એને માટીડો કેમ થવું તે શીખવશે. તુંને યાદ છે કે ચોથે વરસે આપણે જે આંબાના છોડવા રોપાવ્યા હતા તે બે ત્રણ વરસમાં એવા તો ખીલી નીકલ્યા કે તેપર મોહોર આયા. તું તો ખુશખુશ થઇ ગેઇ. પણ માલીએ તે બધા મોહોરો કાઢી નાખીને રોપાઓને કોઇતાંથી છાંટી નાખ્યા તારે તાહરી ખુશાલી દીલગીરીમાં ને કાંઇક ગુસ્સામાં બદલાઇ ગેઇ. તે વખતે માલીએ હાથ જોડીને આપેલો ખુલાસો તુને યાદ હોશે કે 'બાઇ-સાહેબ કવખતનાં ફળો જો આય ઝાડ ઉપર આવવા દઇએ તો તે તેઓને આપસમાન થઇ પડે અને ટુંક વખતમાં ઝાડો ફળ આપતાં અટકી પડે. જો એ ઝાડોને તમે સદા સોહાસન રાખવા માંગતા હો તો તેઓને ઘટતે વખતે સોહાસન બનવા દો.' ગુસીના માથાંમાં આપણે ભંડોળ ઘણું ઠસાવતા જઇએચ અને તેથી આપણે એનાં મગજ ઉપર જોઇએ તે કરતાં વધુ બોજો લાધીએચ."

આ તકરારનાં પરીણામમાં આ નાનકડી કમીટીએ બે ઠરાવો પસાર કીધા. ઠરાવ ૧ લો—દાસી વીલરની દરખાસ્ત પ્રમાણે બેહસ્તીની બાજ ઉપર કાંઇપણ ખોટી ધામધુમ અથવા દોડધામ વગર માત્ર દીનઆઇન-નનાં ફરમાન મુજબ ગુસીને સુદ્રેહકુસ્તી પહેરાવવો. ઠરાવ ૨ જો—તે બનાવની આઠ દીવસ પછી તેને સ્કુલમાં મોકળવો. કમિટી આ પછી વીસર્જન થઇ.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### બેવકુફો હોય નહિ તો ધુતારાઓ ભુખે મરે—બેહદીન તરફ મોબેદ અને મોબેદ તરફ બેહદીનની ફરજ.

---

"પઢસે ક્યા હોતા હય ?
બિન મુરશદ બહિસ્ત ન હોવે—ટેક.
પઢ કીતાબ શરીયત સમજાવે, ફાઝીલ આપ કહાવે;
આપ શરાસે હરદમ બાહેર, જુદાં ગ્યાન બતાવે.
પાંચ વખ્તકી નિમાઝ ગુઝારે, હાજી—મુલ્લાં—કાઝી;
મુર્ગ ઝબાંહ કર રોઝા ખોલે, કયું કર સાહેબ રોઝી ?"

કેટલોક વખત થયો આપણે આપણા ઇસ્ટ મિત્ર મી૦ બહમનશાહ બેજનજી બખ્તાવર ઉર્ફે બકરાકાપુ ઉર્ફે "ઓ ડીયર આઇ સી" ઉર્ફે બમન બટક અને તેવણનાં સગાંસ્નેહીઓ તરફ નજર પુગાડી નથી. આટલાબધા "ઇલકાબો" ધરાવનારા અને વગવસીલાવાળા એક પુરૂષને આમ વીસારી દેવામાં આ અદના કલમ તકસીરવાર થઇ છે ! પણ તે તકસીરનો બદલો હવે આ કલમ વ્યાજસીકે વાલી આપશે. છેલ્લાં જ્યારે આપણે મી૦ બહમનશાહને દીઠા હતા ત્યારે તેઓનાં અતીશે આબરૂદાર અને પહેલી પંકતીનાં કુટુંબમાં બિનઆબરૂવાળા અને હલકી પંકતીના લોકોમાં બને છે તેવો એક ગંભીર પ્રકારનો ઝગડો ઉઠેલો જોયો હતો. પોલિસ વચમાં પડી હતી, અને મામલો કોર્ટની દેવડીએ ચઢવાની

અણી ઉપર હતો. બહમનશાહ શેઠ અને બાનુ સુના ખરશેદબાઇના ત્યાંથી ગયા પછી ખુબ ગભરાયાં. માંડવાલની દોડધામ પહોંચી, પોલિસ પાહરા ઉપર દબાણ ચાલ્યું, કાંકરાની પેઠે પૈસા ઉડયા, પણ ખરશેદબાઇ એકનાં બે થયાં નહિ. તેવણે તો હુજત લીધી કે ચોકસ શરતોએજ તેવણ માંડવાલ કરશે. હૉસ્પીટલના હાઉસ સરજયન પાસેથી તેવણે સર્ટીફીકેટ મેળવી હતી, જેમાં એવું જણાવવામાં આવ્યું હતું કે ખરશેદબાઇને થયલો જખમ કોઇ જણાયલા અથવા નહિ જણાયલા શખ્સે મનની ઉસ્કેરાયલી હાલતમાં એક નાની ચાકુ અથવા તેવાજ કોઇ ઓજારવટી કીધેલો હોવો જોઇયે. ખરશેદબાઇ જોકે ગરીબ હતી અને બહમનશાહ શેઠનાં ઉદાર દીલ ઉપર તેણીનાં ગુજરાનનો આધાર મોટે ભાગે લટકેલો હતો; જોકે હાલ તેણી ગુજરાનનું આ સાધન ખોઇ દેવાની અણી ઉપર હતી, અને તેણીનાં ગરીબડાં ખભાં ઉપર બહમનશાહ શેઠની બે બેટીઓ મેરી અને મોલીને પાળવાની જોખમદારી તેણીએ ખેંચી લીધી હતી, છતાં તેણી એક આપઅખત્યાર સ્વભાવ અને દ્રઢ મનની સ્ત્રી હતી. તેણીએ કરવા ધારેલી શરતો ઘણી સખ્ત હતી તે વીશે મી૦ બહમનશાહ અને બાનુ સુના વચ્ચે ગરમાગરમ ટપાટપી ચાલી. સામસામા તોહમતો મુકાયાં, ઠપકા અપાયા, એકબીજાં સાથે રીસાણું થયું, પણ પરીણામમાં તેઓએ વિચારી લીધું કે એ શરતોને આધીન થવામાંજ તેઓનો લાભ સમાયલો હતો.

બહમનશાહ શેઠના પંથકી કુકાદારૂએ તેવણના ફરમાવ્યાથી તેવણ અને બાનુ સુનાની તનદુરસ્તી ભણવાનું રોજ ચાલુ કીધું. મી૦ બહમનશાહે જો આ સકંજામાંથી પોતાનો છુટકો થાય તો ઉદવાડાના આતશબેહરામ પાદશાહને સુખડની ગંજાવર માચી ચઢાવવાનો કુકાદારૂ સાથે ઠરાવ કીધો. આ મોબેદજાદા બખ્તાવર કુટુંબમાં સાંજને છેડે નીયમીત ભણતર કરવા આવતા હતા. તેઓની જીભલી ભણતર કરતી વેળા કલાકના વીશ માઇલની ઝડપે દોડતી હતી. તેઓ એવું તો ગાડું ગબડાવતા હતા, અને એવાં તો ધરખમ ગાપચાં મારતા હતા, કે તેવણને ગાપચાંમારૂની ઉપમા બાનુ સુનાએ આપી હતી. મી૦ કુકાદારૂ આગળા હૉલમાંજ ભણવા બેસતા અને તેવણની મુખ્ય ખુબી એ હતી કે ગમે તેવા ગડબડાટ વચ્ચે અથવા આસપાસ થતી વાતચીતની

દરકાર કર્યા વગર પોતાનાં ભણતરની ગાલ્લી તેવણ આગળ હાંકયા જતા હતા અને વળી તેજ વેળા આસપાસનાઓની વાતચીત કસારી જેવા કાને સાંભળતા હતા. જે દીવસે બહમનશાહને ત્યાં પેલું તેલખું પડયું, અને બહમનશાહ શેઠે પોતાની બેહન ખરશેદને છુરી વટી જખ્મ કીધો ત્યારે બહમનશાહ શેઠનાં માનમાં અને તેઓને ખુશી કરવા માટે કુકાદારૂ સહવારના ભણવા આવ્યા હતા તે વખતના સઘળા ધડક-ધુજારા, ગભરાટ, પોલિસની દોડધામ વચ્ચે આ બાદશાહબાહદુરે કાંઇ દમકયા વગર અથવા ભલા ધનેતરની દરકાર કર્યા વગર મરદાંનગીથી પાક કેબલા સનમુખ પોતાની પવીત્ર ફરજ છેવટ સુધી અદા કીધી. માચી ચઢાવવાના બાબમાં આ મોબેદજાદાની નેમ બહમનશાહ શેઠને તેઓનાં પાપમાંથી મુકતી અપાવવાનાં કરતાં પોતાનો અંગત લાભ સાચવવાની વધુ હતી. "દાતે નામ હમે, પાતે નામ હમે, થરાતે નામ હમે" ના નીયમ આપણા મોબેદ બાદશાહ સદા પોતાની નજર સામે રાખે છે અને એજ નીયમપર આ વેળા કુકાદારૂ અમલ કરતા હતા. અલબતાં માચી ખરીદવાનું, તેને ઉદવાડે લઇ જવાનું, અને આતશ-બેહરામમાં ચઢાવવાનું કામ મી૦ બહમનશાહે કુકાદારૂનેજ સોંપ્યું હતું. આ માંહેથી પાંચપૈસા કુટી કાઢવા ઉપરાંત કુકાદારૂ ઉદવાડા સધે બે ત્રણ દીવસ બહમનશાહ શેઠને ખર્ચે તાડી અને ઉંબરીઆંની મોજ ચાખી આવનાર હતા. સાથે સાથે વળી જીલાઇ ગોરાણી, નજી કસ્તી વણનારી, હોરમઝદારૂ, સોહરાબદારૂ વગેરેને ત્યાં કલાક કલાકનો ધામો નાખવાનો હતો. કેઠે નાસ્તો, કેઠે બપોરનું ભાણું, તો કેઠે રાતનું ભોજન મુફતમાં હજમ કરવાનું હતું, અને ભાતાંના પૈસા ખાસા ગાંઠે બાંધવાના હતા. "કોઇની દાઢી બળે ને કોઇને તાપણું થાય." કુકાદારૂએ ઘેર જતાં વાર પોતાની કુરાઇને કહયું કે "ઝોની કુરાઇ, એ બહમનશાહ તો એવો શીવત સુડીનો શે કે એને એવી વખતે નઇ શીગીએ તો કારે શીરીએ. પેલી કમબખત સુધરેલી બઇરી લાયોશ તારનાં આપરી રોઝીનાં બાન્નાં બંન થાઇ ગીયાંશ અને બધી આશોદાદભી ઘટી ગેઇશ. એં ડાકણ તો કેઝે રોઝ રોઝ તંદુરસ્તી ભણવાનું શું કામ શે ? બહમ-નશાહ તમે તો બકરા ઝેવા શેવ ને ભારૂતી તંદુરસ્તી ભણાવીને શું હજુર તમારી શરબીમાં હંબેરો કરવા માંગોશ કે ? ખરૂં કેઉંશ કુરાઇ, એ તો ઝરા મેં બાઝી તપાશી લીધી નઇ હોતે તો આંય આપરી

રોઝીના બાન્ના સબરદબાર બંન થઇ ઝાતે. વરી આંની ગમ મોબેદ બસ્શો પરીયો તે કાંઇ ખાંદીયો ઝાય? શેવકે ઝબાંદરાઝી એવી તો શલાવી ને બાઇની આગર એવી તો પુરતાઝી કીધી કે બાઇઝી, 'તમારા બપાવાના બાપને તાંહ મારા બપાવા ઝીણાદારૂ ભણવા ઝાતાતા ને તમારા બપાવા શાતે તો ઝીણાદારૂને એટલી દોશતી, એટલી દોશતી, કે રોઝ રાતના એક ભાણે ઝમતા ને મારો ઝીણો મારો ઝીણો કરે. તમારા બાવાભી બેહસ્તી ગનાં ભલાં મનીખ ઉતા. એવણની લાયકી તો અમે રોઝ યાદ કરીએચ. બાઇઝી ખદાના બંદા હોવ તો માનઝો કે જેવું બહમનશાહ શેઠથી મેં ઝાણ્યું કે તમારી શાતે એનાનાની શાદી નકી થાઇ શુકીઝ તેવીઝ મેંઙ એનાનાને દીલોઝાનથી મબારકબાદી આપીને કયું ઝે શાએબ તમારાં ધનભાએગ હોય કે એ બાનુના પનોતાં પગલાં તમારી ઓશલીએ શરે. એમઝ સમઝઝો કે ખદાયઝીએ હવે તમારૂં ભાએગ ખોલ્યું ને શંદરોઝમાં તમારે તાં બુશાઝીની વરધી થાશે. પેલા કેશ તેમ વર વગરની ઝાન નહી, બાન્ના વગરતુ ગેર નહી, બંદોબશ વગરનું શહેર નહી, અશર વગરની દવા નહી, ને બેટા વગરનો બાપ નઇ. શાલો બાઇ ઝટ હવે શંદરોઝમાં બેટો ઝણો ને શંધાનાં મોરાં હસ્તાં કરો.' ખદાની બંદી હોય તો માનઝે કુરાઇ, કે બાઇઝી તો બંદાની ઝબાંનદરાઝીથી એવાં તો અંઝાઇ ગીયાં કે આઝની ઘડી સુધી તંદુરસ્તી બંન કરવાનું નામઝ નથી લીધું ને વરી પેલો બમનુ બોકરો તો એવો ખુશ થાયો કે બાઇ નઇ ઝોય તેમ બે રૂપઝી મારા હાથમાં શેરવી દીધા. એ બેધીનો તો બધા એવાઝ. એ લોકની સાથે સીધા પાધરા શાલીયા તો એક ફુટયુંબી ઝટે નહિ. એ લોકને તો તઝવીઝથી આરા ને ઉભા શીરવા ઝોઇએ. બાકી તું ઝાંણે કુરાઇ, કે અશટમમાંથી ને તંદુરસ્તીમાંથી ને ઉડીયાણું પાયદસ્ત કીધાથી આપરૂં પેટ ભરાય તો સુઝમાં રોઝા ખોલશે. ઝોની વરી આએ માંશી લેઇ ઝાવશ તે બનશે તો તેમાંથી બે શાર કટકા તારી આગર રાખી ઝાવશ ને બે શાર કોઇ દીનદાર બેધીન ઇસ્ટીશનપર મલશે તો તેને ફુંકી દઇશું. એ બહમનશાહ તો કરતુકનો ભરેલો શે. આખી માંશી શહરાવશું તેથી કંઇ એને ખદાયઝી માફ કરવાના નથી. એ તો ઝે કરશે તે ભરશે. એ બેધીનો આપરૂં ગુઝરાન કરવા આપરા પાક મઝબની રૂએ બંધાએલા શે ને એ લોકો

એમ નહિ કરે તો પછી એ લોકોથી બેહશમાં કેમ આવાવાનું શે ? કેમ બોલી નઇ મારી ફુરાઇ ?"

"ઓ હાંરે મરૂં ફુફાઝી, ઘણું ઝીવો ને ઘણાં શુખ ઝોવો. તમારી ઉપરથી આખીનેઆખી ઓવારાઇ ઝાંઉ. તે તમે કેદારે ખોટું બોલોશ. તમે ઝે કીધું તે ઠીકઝ કીધુંઝ, પણ ધીરે શાશતે બહમનશાહને આતમાં લઇ એકુ ધુરધાણીનો કે મુશ્કેલ આશાનનો રોઝો ભરાવો નો તેમાંથી આપુંને પાંશ પૈશા ખાતવાનું મલે."

"એ ધુરધાંનીના રોઝા કરતાં તો ફુરાઇ વેલાની રોઝો ઠીક થાઇ પરે. કારણ એમાં ખરશબી વધારે બેશે ને એપર બેધીનોનું એકીનબી વધારે શે. તું ઝો તો ખરી કે આઝે ફુફાદારૂ બશ્શો કેવું શોકતું બેશારેશ તે!"

પ્રિય વાંચનાર. ફુફાદારૂનાં ઉપલાં ભાષણમાં સચ્ચાઇનો કેટલોબધો અંશ સમાયલો છે ? સઘળાજ બેહદીનો સારા છે. અને સઘળાજ મોબેદો નઠારા છે અથવા તેથી ઉલટું બોલવું બેહુંદું ગણાય. પણ આ તો સિધ્ધ થયલી બીના છે કે આપણા મોબેદ બાદશાહોની હાલત સુધારવાની તેઓ પોતે તથા તેઓના કુલો જેટલી જલદી કોશેશ કરે તેટલું સારૂં. મોબેદોને આબરૂદરકારથી ગુજરાન કરવાનાં સાધનો જો બેહદીનો સાંધી નહિ આપે તો તેઓને યા તો મોબેદી છોડી દેવી પડે યા તો બેહદી-નોને આડકત્રી રીતે લુંટવા પડે. ફુફાદારૂએ માચી ચઢાવવાના બાબમાં બહમનશાહ વીશે જે ટીકા કીધા તેમાં પણ ઘણે દરજ્જે સચ્ચાઇ સમાયલી છે. આ અદના લખનારે અનુભવ્યું અને વાંચ્યું છે તેમ કેટલાક બેહદીનો માત્ર પોતાની ઇચ્છાઓના પહાડના શીખર ઉપર પહોંચવા માટે માચીઓ ચઢાવે છે. દર વરસે હજારો જરતોશ્તીઓ ઉદવાડાના પવિત્ર કેબલાને સેજદો કરવાને અને માચી ચઢાવવાને જાય છે. જેમ કેટલાક ઇંગ્રેજો દેવળમાં દર રવિવારે ફક્ત વાતચીત કરવા જાય છે, કેટલાકો ફરવાહરવાને મસે જાય છે, કેટલાકો પ્યાર કરવા જાય છે, જ્યારે થોડાકજ બંદગી કરવાની નેમથી ત્યાં જાય છે: તેજ માફક ઉદવાડે પણ કેટલાક જરતોશ્તીઓ ફરવાહરવાને માટે, કેટ-લાકો તનદુરસ્તીના સુધારાને અર્થે, કેટલાકો સેજદો કરવાને માટે, કેટલાકો પોતાની મુરાદો માગવા માટે, જ્યારે ઘણાજ થોડા ખાલેસ મનથી ખરી

બંદગી કરવા જાય છે. આપણા ઘણાક ધાર્મિક પુરૂષો ઇશ્વર પાસેથી કાંઇપણ બદલો મેળવ્યાની આશા વગર બંદગી કરતા નથી. તેઓની જુદી જુદી ઇચ્છાઓના જો ઢગ કીધા હોય તો તેનો એક નાનકડો પાહડ થાય. કેટલાકો ડર્બીની સોરટીની ટિકીટ લીધા પછી બંદગી કરી નાક ઘસીને સોગંદ ખાય છે કે જો મને સોરટી આવે તો આટલા આટલા રૂપિયા ધર્મમાં આપી દેઉં. કેટલાકો છોકરાં નહિ હોવાને સબબે જો ખદાયજી છોકરાં આપે તો વરસોવરસ આતશબેહરામ બાદશાહને માચી ચઢાવવાના સોગંદ ખાય છે, જ્યારે બીજાઓ તેવાજ સોગંદ દોલત મળવાના સંબંધમાં ખાય છે. એક વેળા છોકરાં થયાં અથવા તો સોરટી કે દૌલત મળી કે લીધેલા સોગંદ સઘળા અભડાઇ ઉપર મુકી છંડાય છે. માનેલી માચીઓનો એકતૃત્યાંશ ભાગ ચઢાવ્યો નહિ ચઢાવ્યો કે તે ઉપર પણ પાણી ફરે છે! હવે આદર મહિનો તો ચાલી ગયો, હું તો ઘણો કામમાં હતો, રતાઇ સીક પડી ગઇ, માસીજી ગુજરી ગયાં, વગેરે બાહનાંઓની હારમાળા રજુ થાય છે. વળી કેટલાકો એમ પણ કહે છે કે નસીબમાં પૈસા હતા તે મળ્યા, નહિ હતે તો નહિ મળતે. ઘણાક જુવાન્યાઓ પોતાની મનંપતીજનાં ધણીધણિયાણી મળવાની આશાથી અથવા પરીક્ષામાં ફતેહમંદ ઉતરવાની ધારણાથી તરેહવાર માનતાઓ લે છે. અને જો પોતાની મુરાદ પાર પડે તો વધારે મોટી મુરાદો હાંસલ કરવા ખોદાયજીને વધારે મોટી લાલચ આપવાને અચકાતા નથી! હવે આ બીના ઉપર આપણે પરદો પાડીશું, પણ તે અગાઉ મારે વાંચનારને જણાવવું જોઇયે કે બાયડી કરવાના બાબમાં આ ફુકાદારૂ પંથકી બહમનશાહ સાથે સરબસર હરીફાઇ કરતા હતા. પીરોજ તેવણની ચોથી બાયડી હતી. આપણે આગળ ચાલતાં જોઇશું કે આ મોબેદ બાદશાહે પોતાના કુલને હરાવી પાંચમી બાયડી 'નજઇ' કીધી હતી, જેણીએ આગળી બેહસ્તનોતું વેર લેવા બાદશાહને તોબાહની તાળી પડાવી હતી.



# પ્રકરણ ૨૬ મું.

## વાણ્યા મુછ નીચી તો નીચી—નાક કત્તા પણ ઘી તો ચત્તા.

"મુળ કુસંપ છે કમબખ્ત હાલજો રે:
તજી કુસંપ કુટુંબમાં મહાલજો રે.
જાત પરજાત સર્વ પ્રિતે પાળજો રે.
સંપ મેલથી સર્વ સંગ ચાલજો રે."

સુધારાની જેહન અને વાંદરનકલ કરવાની આપણી ખાસીયતે પારસી ખુલુ લોહીમાં એક નવી ભુકી આમેજ કરી છે. આ ભુકી 'એક-સાઇટમેન્ટ પાઉડર' નાં નામથી જણાયલી છે. આ નવી મેળવણી તેઓનાં લોહીમાં આમેજ થવાથી તે લોહી ઘણુંજ નજીવાં કારણે એવું તો સહેલાઇથી ઉસ્કેરાઇ આવે છે, અને તેઓના સુગાત્રા જીવ હરબહાને એવા તો સુગાઇ ઉઠે છે કે જે પ્રાકરમો તેઓ આગળ કરતા ન હતા તે તેઓ હાલ કરી બતાવે છે અને તેનાં પરીણામો શું આવશે તેનો સહેજ પણ વિચાર તેઓ કરતા નથી. પણ ઘણીક વેળા લેહનીદેણી ચુકતી કરવાનો વખત આવે છે ત્યારે પશ્ચિમ તરફના એજ પ્રકારના પ્રાકરમીઓ કોર્ટ દરબાર અને તુરંગમાં પોતાની કરણીનાં ફળ જે હિંમતથી ચાખે છે તેનાથી કાંઇ ઉલટોજ દેખાવ પારસીભાઇઓ રજુ કરે છે. અવિચારી પ્રાકરમો કર્યા પછી તેઓનું શૂરાતન થંડું થઇ જાય છે. ગાળ દેવાનાં અને અરસપરસ હાથચાલાકી કરવાના દાખલાઓ આજકાલ આપણામાં કેટલાબધા બને છે. સોમવારનું એક વર્ત્તમાનપત્ર જાહેર કરે છે કે મી૦ ફલાણા ફલાણા ઉપર બાઇ ફલાણી ફલાણીએ પોતા ઉપર ગાળ દેવાનો અને પોતાની ઉપર હુમલો કરવાનો આરોપ મેળ્યો હતો, જેની સુનાવણી મૅજીસ્ટ્રેટ મી૦— આગળ નીકળતાં ફલાણા વકીલે જાહેર કીધું કે બન્ને પક્ષો સમજુતી ઉપર આવી છે ને મુકદમો ખેંચી લેવામાં આવ્યો છે. વળી બુધવારનું ગુરૂવારનું વર્ત્તમાનપત્ર જાહેર કરે છે કે ફલાણી અગ્યારીમાં

ફલાણાચીના મોબેદ મોબેદ રૂસ્તમદારૂ ઉપર ક્રિયાકામના સંબંધમાં કાંઇ ખટપટ ઉઠવે છુરી વડે હુમલો કર્યો હતો. આ હુમલો કરનાર મોબેદ અસ્થીર મનનો લાગે છે. વળી શનીવારનું વર્ત્તમાનપત્ર જાહેર કરે છે કે બાઇ ફલાણી ફલાણીએ પોતાના ધણી મી૦— ઉપર પોતાને ઇજા કરવાનો અને પોતાની સાથે ખરાબ વર્તણુંક ચલાવવાનો આરોપ મેજીસ્ટ્રેટ મી૦— ની કોર્ટમાં મુકયો છે. મુકદમો નીકળતાં ધણીએ દિલગીરી દેખાડયાથી, અને પોતાની બાયડીને પોતાને ઘર પાછી લઇ જવાને કબુલ થવાથી, મેજીસ્ટ્રેટે મુકદમો કાઢી નાખ્યો હતો. મી૦ બહમનશાહનાં કુટુંબમાં બનેલો કેસ્તો ઉપલાજ અનુક્રમમાં આવી જાય છે. ખરશેદબાઇએ બહમનશાહ શેઠને ચોકસ શરતે જતા મુકવાની ઇચ્છા દેખાડી હતી, તે શરત તેણીએ કેમ અમલમાં મેલી તે નીચલાં પત્ર ઉપરથી જણાશેઃ–

વીલા સુના,

નેપીઅન સી રોડ,

તા૦—

બાઇ ખરશેદબાઇ,

તે મરહુમ કેખુશરો કાવસજી કાવરાણાનાં વીધવા

જોગઃ—

બાઇજી સાહેબ,

"હમો નીચે સહી કરનારાંઓ આ પત્ર લખી તમોને જાહેર કરીએ છીએ કે ગયા મહીનાની તા૦—મીએ હમો ધણીધણીયાણી સહવારે કલાક દશને શુમારે અમારા 'વીલા સુના' બંગલા મધે શ્રી ઉદવાડાની સફરેથી પાછાં ફર્યાં તે વેળા ચોકસ કારણોને લીધે હમો બન્નેને તમારી સાથે એક ઘણીજ નાખુશ ખટપટ થઇ. આ ખટપટ થઇ તે વેળા હમો બન્ને ધણી-ધણીયાણી મનની બહુ ઉશ્કેરાયલી હાલતમાં હતાં, અને પરીણામમાં તમો તરફ હમોએ ઘણીજ અસભ્યતાભરેલી અને નાલાયક વર્તણુંક ચલાવી, એટલુંજ નહિ પણ અમારાં બેમાંનાં એક હું મી૦ બહમનશાહએ વધુ ઉશ્કેરાઇ જઇ મારાં મનપરનો કાબુ ખોઇ દઇને તમો બેહન ઉપર છુરી વટી હોથ-ચાલાકી કીધી. સઘળું સમાધાન થયા પછી શાંતપણે વિચાર કરતાં હમે બન્ને નકકી માનીએ છીએ કે ખટપટ જગાડવાનાં મુળ કારણો હમો પોતે હતાં, એટલુંજ નહિ પણ બાનુ સુનાએ જે ગાળોનો વરસાદ તમે

ઉપર વરસાવ્યો તે, તથા મેં તમો ઉપર કીધેલો હુમલો બહુજ હીચકારો હતો અને હમારી બન્નેની ચાલ તમારા તથા સઘળા વિચારવંત લોકોના ઠપકા તથા ધીક્કારને પાત્ર થાય છે. આ પત્ર લખી હમો બન્ને તમો બેહનજી પાસે બીનબાધની અને ખુલ્લેખુલ્લી માફી ચાહીએ છીએ અને જે બન્યું છે તે માટે હમો હમારી પુરેપુરી દિલગીરી જાહેર કરીએ છીએ. વધુ હમો તમો સાથ બંધાઇએ છીએ કે રૂ. ૫૦૦૦) અંકે પાચ હજારની રકમ તમો બેહનજી ફરમાવો તે કોઇપણ પારસી ધર્મખાતાં મધે આજથી દીન પંદર સુધીની મુદતમાં કાંઇપણ શરત વગર તે ધર્મખાતાંના લાભ અર્થે હમારે આપી દેવી. આ પત્ર હમો બન્નેએ હમારી રાજીખુશીથી લખ્યો છે, અને તે કોઇને પણ બતાવવાની તમો બેહનજીને પુરતી છુટ છે.

લી૦ અમો છીએ, તમારાં માફી ચાહતાં દુવાગીરો,

**બહમનશાહ બેજનજી બખ્તાવર.**

**સુનાબાનુ બહમનશાહ બખ્તાવર."**

ઉપલો પત્ર લખતાં મી૦ બહમનશાહને તથા બાનુ સુનાને ગળે કેવી છુરી ફરી હશે તે આ સતરો ઉપર નજર કરનાર સહેલાઇથી સમજી શકશે. દિલગીરી ખરેખરી હોય યા ન હોય, પશ્ચાતાપ ખરો હોય કે ખોટો, પણ જયાં છટકાંમાં હાથ આવ્યો એટલે ફલેવલે કાઢવો તો જોઇયે. સુધરેલી બાયડી લાવવી, સુધારાવાળામાં ખપવું અને સાથે સાથે ખરા સુધારાવાળાનાં નામને નછાજતાં કર્તવ્યો કરવાં; એટલે કાંઇકાંટાનું કટેસર થઇ ગયું, કાંઇ આટો બફાઇ ગયો, અથવા આદાની સુંઠ થઇ ગઇ તો પછી ઉનુ લોહી માંહેલો 'એકસાઇટમેન્ટ પાઉડર' હવામાં ઉડી જાય અને વાણ્યા મુછ નીચી કરવી પડે તેમાં નવાઇ શી? બાનુ સુના એક મગરૂર સ્ત્રી હતી. પારસી ધર્મખાતાંઓને તેણીનો પૈસાદાર ધણી મદદ કરે તે તેણીને નાપસંદ હતું, છતાં આ વેળા તેણી પોતાના ધણીને તેમ કરતાં અટકાવી શકી નહિ, એ તેણીની મગરૂરીને કેવો સખ્ત ફટકો લગાડનારૂં હતું?

વાંચનાર પુછશે કે જયારે આ ધણીધણિયાણીની મુંડી ખરશેદબાઇના હાથમાં હતી, જયારે તેણી મોંમાગ્યું કબુલાવવાને શક્તીવાન

થઇ હતી ત્યારે તેણીએ કોઇ ધર્મખાતાંનાં લાભાર્થે બહમનશાહ શેઠનું ખીસું ખાલી કરાવવાને બદલે પોતાનોજ લાભ તેણીએ સાચવ્યો કેમ-નહિ અથવા જે નજીવો મુસારો બહમનશાહ શેઠ તેણીને આપતા હતા તેમાંથી તેઓ છટકી નહિ જાય તે વીશેનો બંદોબસ્ત તેણીએ કીધો કાં નહિ અથવા મીલી અને નાની મેરી જેઓએ હવે તેણીની સાથે વસવાટ કીધો હતો તેઓનાં પોશણ માટે જોઇતી રકમની જામીનગીરી તેણીએ મેળવી કાંય નહિ લીધી ? અલબતાં આ સઘળું થઇ શકતે અને તેમ કરવાનું ખરશેદબાઇને તેણીનાં કેટલાંક દોસ્તઆસ્નાઓએ સુચવ્યું પણ ખરૂં, પણ તેણી જોકે થોડું શીખેલી છતાં ઉંચ મનોવૃતીની સ્ત્રી હતી અને પોતાનું કામ આડકતરી રીતે કાઢી લેવાને અથવા કોઇ આંગળી દેખાડી શકે તેવી રીતે પોતાનો લાભ સાંધવાને તેણી ધીકકારતી હતી. વળી સાથે લાગી બહમનશાહની બેટી મીલીના વિચારો પણ પોતાની ફુઇના વિચારોને મળતા આવતા હતા. તેણી પોતાની ફુઇ કરતાં વધારે કેળ-વાયલી અને ગુણવાન હોવા છતાં ઇશ્વરે તેણીને આ દુનિયાંમાં પોતાને હાથે પોતાનું ગુજરાન કરવાને સરજી નથી એ વિચાર જે ઘણાંકોનાં મનમાં વસેલો જણાય છે તે આ પ્રસંગે મીલીનાં મનમાંથી ગેરહાજર હતો. તેણી એકલપેટી તક સાંધનારી હતી નહિ, કારણકે એક ચીજ ગમે એવી ઉપયોગી અને લાભકારક હોવા છતાં તે વાજબી હોવીજ જોઇયે એમ તેના નીતિના વિચારો કબુલ કરી શકતા ન હતા. પણ આ ફુઇ ભત્રીજાંને જો માલુમ હોત કે ખરી કે ખોટી રીતે પોતાના લાભો સાચવી લેનારી આ તેવણની બેદરકારીનો ભવિષ્યમાં મી૦ બહ-મનશાહ અને બાનુ સુના કેવો ગેરલાભ લેશે અને તે બેદરકારીને પોતાનું વેર લેવાનું કેવું તીક્ષ્ણ હથિયાર બનાવશે તો કદાપી તે બન્ને જણા પોતાના વિચાર ફેરવવાને લલચાત. પણ આ તો ભવિષ્યનાં ભીતરમાં કુદકો મારવાસમાન વાત હતી, જે શક્તી આદમજાતે હજીસુધી મેળવી નથી. બહમનશાહ શેઠે અને બાનુ સુનાએ માફીપત્ર લખી આપ્યાથી વાત કોર્ટની દેવડીએ ચઢતાં અટકી, પણ ગામની જીભલીએ ચઢતાં તે અટકી નહિ. ઘરેઘર અને ઓફીસેઓફીસ, દરિયે કીનારે, બેન્ડસ્ટેંડ ઉપર અને સ્કેન્ડલ પોઇન્ટ ઉપર આનેઆજ વાત થતી. લગભગ બે ત્રણ મહિના સુધી બાનુ સુનાએ અને બહમનશાહ શેઠે હવા-ખાવાનાં સ્થળો ઉપર અને જાહેર મેળાવડામાં જવાનું બંધ કીધું. માફીપત્રમાં

જોકે ખરશેદબાઇએ અને મીલીએ પોતાના લાભો સાચવ્યા હતા નહિ, છતાં ખરશેદબાઇ તો એક સ્ત્રીજ હતી અને તે માફીપત્રનો જો તેણી છુટથી ઉપયોગ કરત નહિ તો તેણી ફીરેસ્તા સમાન થઇ પડત. કાનાસોરીવાળાં, તારી-મારી કરવાવાળાં, આખાંનો આટો કરવાવાળાં, ભાગાંનો ભુકો કરવાવાળાં, નજીઆઇ, કુકીઆઇ અને પીલીબાઇ અને વહાણ ભાંજીને પાટલો ઘડવા વાળાં અને 'મળે તો વાટમાં નહિ તો ઘેરબેઠાં' એવા બેહરામશાહ અને દારાબશાહઓની કાંઇ કાંઇ બહાને બે ત્રણ અઠવાડિયાં સુધી ખરશેદબાઇ-ને ત્યાં ધમાલ પડી. વાતપરથી વાત કહાડી તેઓ માફીપત્રની વાત ઉપર આવતાં અને તે જોઇ લીધાં પછી તેમાં પચીશ પચાશ ટકા વધારી તેના બહુજ રસકસભરેલા હેવાલો બાહેર પાડતાં. એક નાલેસી મોંઢેથી જેટલી પ્રસરે છે, તેની ૦ાં પણ ઝડપથી કોઇપણ ખબરનો ફેલાવો હેંડબીલથી અથવા પત્રોદ્વારે થઇ શકતો નથી. માફીપત્ર ગયા પછી બહમનશાહ શેઠે માનેલી માચી કુકાદાર મારફતે ચઢાવી એટલુંજ નહિ પણ રોજો ભરવાનાં પૈસા કુકાદારને આપી તેની ઘટતી બ્યવસ્થા કુકાદારૂનેજ ઘર કરવાનું તેવણને ફરમાવ્યું. બાનુ સુના જો જાણે તો બહમનશાહ શેઠને ભોંય ભારી પડે માટે રોજા માંહેલી સઘળી જણસો કુકાદારૂને પચી ગઇ. દાતે નામ હસે, પાતે નામ હમેનો ધર્માનુ કાનુન આ મોબેદજાદાને આ બાબતમાં બરાબર ફળ્યો.

---

## પ્રકરણ ૨૭ મું.

### ભવિષ્યના પડઘા—વટલાવવાની શરૂઆત—જોખમદાર કોણ—માબાપ કે 'કૉન્વેન્ટ'?

"અરે બાપ, ખાઇ કદર અમારી,
અટકાવો 'કૉનવેન્ટ' ને કરતાં બોહારી;
થઇ ખેરખાહ ખુદ, ખાનાખરાબી,
થવા ના દેવો બાપ તમો એવી ભારી."

ગયાં પ્રકરણમાં દર્શાવેલા બનાવોનું એક બીજું પરીણામ એ આવ્યું કે બહમનશાહ શેઠને ત્યાંથી ખરશેદબાઇનો પગદંડો સબરદબર ગયો. મી૦ બહમનશાહે અને બાનુ સુનાએ આજ ને કાલ શેતાન ડાબો કર્યો હતો, પણ હવે ખરશેદબાઇ અને પોતાની બે બેટીઓ ઉપર પોતાને મનભાવતું વેર લેવાને તેઓને અટકાવનાર કોણ હતું? આ વેર તો જન્મ સુધીનું વસ્યું હતું. બહમનશાહ શેઠે સોગંદ લીધા કે મરતાં પણ ખરશેદબાઇનું અને મીલીનું તેવણ મ્હોં જોશે નહિ. બાનુ સુનાએ માત્ર બાહેરના દેખાવને ખાતર બહમનશાહ શેઠને આ વિચારથી પાછા હઠવાને અને આવા સોગંદ નહિ લેવાને સુચવ્યું. પણ ખરૂં જોતાં તો જેવું દર્દીને જોઇતું હતું તેવુંજ વૈદે ફરમાવ્યું. અંદરખાનેથી તેણી ખુશી થઇ કે પંચાત થઇ તો થઇ, લોકમોંઢે ચઢયાં તો ચઢયાં, પાંચ હજાર રૂપીયાની ધાર ધધરાવી તો ધધરાવી, પણ ત્રણ જણની કાશળ તો સદાની પતી. હવે બાકી રહ્યાં બે જણ તે વચલી બેટીઓ રોલી અને પોલી હતાં. આજ ને કાલ તો એ બે જણની પણ કાશળ અધીં તો પતી ચુકી હતી. તેઓ તો હાલ 'કૉનવેન્ટ' માં હતાં. કોઇ કોઇ વાર તેઓ સ્કુલના નીયમ પ્રમાણે બહમનશાહ શેઠ અને બાનુ સુના ઉપર કાગળો લખતાં હતાં. આ કાગળો અલબતાં છોકરીઓના લખ્યા પછી 'કૉ નવેન્ટ સ્કુલ' ની વડી શીક્ષકના વાંચ્યા પછી પોસ્ટ કરવામ આવતાં હતાં. એટલે દેખઇતી રીતે તો એ કાગળો ખુશીભર્યાં અને સંતોષકારક હતાં. 'કૉનવેન્ટ' માં ગયા પછી રોલીની તબિયતમાં બહુ બીગાડો થયો હતો, અને પોલી ઘણાક દિવસ સુધી શોકાતુર અને અનમની રહી પણ રફતેરફતે તેઓ પોતાની સજતને તાબે થયાં હોય એમ તેઓનાં કાગળ ઉપરથી દીસતું હતું. આ કાગળો સાદી અને સરલ ઇંગ્રેજી ભાષામાં છોકરીઓ લખતી હતી. કોઇપણ ચતુર વાંચનાર કહી શકે કે તેની લખાણબાજી માંહે 'કૉનવેન્ટ' ની હેડ–મીસ્ત્રેસનો હાથ હોવો જોઇયે. છોકરીઓનાં કાગળનો જવાબ બાનુ સુના ઇંગ્રેજીમાં જયારે પોતાનાં ધ્યાનમાં આવે ત્યારે અને તેવી રીતે વાલતાં. પહેલો કાગળ જે 'કૉનવેન્ટ'ની હેડ–મીસ્ત્રેસ તરફથી આવ્યો તે નીચે પ્રમાણે હતો:–

'ધી કૉનવેન્ટ.'

કૉનવેન્ટ સ્ટ્રીટ, પુણા,

તા૦ ————

વહાલા સાહેબ તથા બાનુ,

"ઇસુ પ્રભુના આશીશ તમો ઉપર હોજો! તમારાં બન્ને વહાલાં બાળકો જેઓ અમારી સંભાળમાં આવ્યા પછી અમારાં પોતાનાં બાળક સમાન અમને વહાલાં થયાં છે તેઓ અત્રે આવ્યા પછી અલબતાં આ ફાની દુનિયાંની મોહ જાળમાંથી વીખુટાં પડયાને લીધે થોડા દિવસ શોકાતુર અને બેચેન રહયાં હતાં, પણ તે તારણહારની સર્વેથી અદભુત શકતી, જેણે બીજાંઓનાં સુખને માટે પોતાનો વહાલો પ્રાણ અર્પણ કર્યો હતો, તેની કૃપાથી એ વહાલાં બચ્ચાંઓ હાલ તનની અને મગજની પુર શાંતી ભોગવે છે. એઓ પોતાનો અભ્યાસ પુર ઉત્સાહથી કરવા લાગ્યાં છે. એઓ વખ્તોવખ્તની બંદગીમાં અમારી સાથે જોડાતાં નહિ હોવાથી ધર્મ સંબંધી એઓનાં દીલમાં વ્યાપી રહેલો અંધકાર દુર કરવાને અમો હાલ તો અશકત છીએ. પણ જેમ જેમ ઇસુ ક્રાઇસ્ટના ઉપદેશનાં કીરણોની રોશની એઓનાં મગજ ઉપર પડતી જશે તેમ તેમ એ અંધકાર દુર થતો જશે. પ્રભુ! એઓને ખરૂં ખોટું શું છે તે સમજવાની શકતી જલદીથી બક્ષે અને બેહસ્તનો જે એકલોજ માર્ગ છે તે તરફ ઇસુ ક્રાઇસ્ટ એઓને જલદીથી દોરવે. 'હોલી બાઇબલ' નું શીક્ષણ બચ્ચાંઓની કેળવણી માંહે ઘણોજ ઉમદા ભાગ ભજવે છે, અને ભવિષ્યમાં તેઓને સાચાં, પ્રમાણીક અને ઉમદા નીતિરીતિવાળાં બનાવે છે. એ બચ્ચાંઓ 'બાઇબલ' નું શીક્ષણ લેવાને તમારી પરવાનગી વગર ના પાડે છે. અલબતાં આવાં એક સ્તુતીપાત્ર શીક્ષણ માટે તમોને કાંઇ વાંધો તો હોયજ નહિ, માટે મેહરબાની કરી વળતા પોસ્ટથી તમારો 'હા' નો જવાબ અમોને લખી મોકળજો.

હું છું, તમારી અતિ વિશ્વાસુ,

અર્સલા."

બીજો કાગળ મી૦ બહમનશાહની બન્ને પુત્રીઓ તરફથી નીચે પ્રમાણે આવ્યો હતો:—

'ધી કૉનવેન્ટ.'

કૉનવેન્ટ સ્ટ્રીટ, પુણા,

તા૦———

વહાલાં માતાજી તથા પીતાજી,

"અમો બન્ને અત્રે આવ્યા પછી થોડા દીવસ લગાર બેચેન અને અસુખી રહ્યાં હતાં, પણ હાલ ઇશ્વરકૃપાથી તદન સંતોશી અને સુખી છીએ. મધર અર્સલા અને સીસ્ટર બૅપટીસ્ટા અમારાં સુખસગવડને વાસ્તે અને અમારાં મનની ખીલવણીને માટે પોતાથી બનતું કરે છે. ખરેખર, હવે અમો પોતાને ઘણાં ભાગ્યશાળી સમજીએ છીએ કે જે ધણીએ મનુષ્યજાતીનાં સુખને વાસ્તે પોતાની દેહનો ત્યાગ કર્યો હતો તેણે અમારાં પગલાં અત્રે દોરવ્યાં. મધર અર્સલાએ ગયા ક્રીસ્ટમાસ ડે ઉપર અમોને એકેક બહુજ રોનકદાર અને સુંદર ડાયરીની ભેટ કરી છે. આ ડાયરીમાં નવાં વરસનું એક કેલેન્ડર સમાવેલું છે; તે માંહે વળી પવિત્ર 'બાઇબલ' માંહેલા ઉપદેશોના ટુકા પણ અસરકારક ઉતારાઓ કરેલા છે. મોહરીઆં ઉપર ક્રાઇસ્ટની સબી બેસાડેલી છે. મધર અર્સલા અમોને 'બાઇબલ' નું શીક્ષણ લેવા કહે છે. એના ફાયદા વીશે અમોએ અમારી ખાતરી કીધી છે, અને માત્ર હવે તમારી પરવાનગીની ખોટી છે. તે તારણહાર તમો માતપીતાજીને પોતાની પનાહમાં રાખો અને ખોટાંમાંથી ખરાંને જુદું પાડવાનું શીખવીને તમોને બેહસ્તના માર્ગ તરફ દોરવો.

લી૦ તમારી વહાલી બેટીઓ,

રોલી અને પોલી.

"તા૦ ૬૦—મધર અર્સલા અને સીસ્ટર બૅપટીસ્ટા આ કાગજ વાંચ્યા પછી અમોને ઓરડામાં એકલાં મુકી ગયાં તેટલાંમાં અમે આ તાજે કલમ તેઓની ગેરહાજરીમાં લખી કાઢી છે. અમો અત્રે આવ્યા પછી બીજે દીવસે અમારા ઓરડામાં કુસ્તી કરતાં હતાં તેવામાં સીસ્ટર બૅપટીસ્ટા ત્યાં આવી લાગી અને અમુને પુછ્યું કે 'તમે લોક એ શું બબડોચ? અને આ તમારા હાથમાં રસી જેવું શું છે?' અમોએ કહયું કે 'અમો બંદગી કરીએચ અને અમારા હાથમાં તો કુસ્તી છે.' તેણીએ અમુને પુછ્યું કે 'એ બંદગીનો ભાવાર્થ તમો મને ઇંગ્રેજીમાં કહી સંભળાવશો?' અમોએ ના પાડવાથી તેણી ઘણી અજબ થઇ અને પછી કુસ્તી બાંધવાની

મતલબ પુછી. તે પણ જ્યારે અમો સમજાવી શક્યાં નહિ, ત્યારે તેણી હસી અને પછી ખ્રીસ્ટી ધર્મની બુલંદી વીશે અમોને કેટલીક વાતો કહી સંભળાવી. બરયું એ સીસ્ટર બૅપટીસ્ટા તો જ્યારે અમો કુસ્તી કરીએચ યારેજ અમોને આવીને હાથ લગાડેચ. તમો બાવાજી તો કહેતા હતા કે કુસ્તી કરતી વખ્તે દુરવંદને અડકવું નહિ જોઇએ, પણ હવે તો દુરંવંદનાંજ ઘરમાં અમોને મોકલ્યાં એટલે અલબતાં એ બાબતમાં તમારો વિચાર અત્યાર અગાઉનો બદલાયલો હોવો જોઇયે.

"ચાલો, હવે સીસ્ટર બૅપટીસ્ટાનાં પગલાં સંભળાયચ તેથી આ કાગજ બીડી દઇએ છીએ. એ તાજેકલમને વીશે તમારાં ભવિષ્યનાં કાગજમાં કાંઇપણ ઇશારો કરશો નહિજી, નહિ તો અમોને સખ્ત 'પેનન્સ' કરવી પડશે."

ઉપલાં બે કાગળો એક સાંજે જ્યારે મી૦ બહમનશાહ પોતાનાં કુશાદે મકાનના આગળા હૉલમાં પોતાની ઘરશોભિત બાયડી સાથે બેઠા હતા ત્યારે ટપાળના એક સિપાઇએ તેઓના હાથમાં લાવી મેલ્યાં.

આ વેળા ધણીધણિયાણી વચ્ચે તુરતનું સળગેલું હતું, અને તેનું ભડકું હજી તો પુરૂં હોલવાઇ પણ ચુક્યું ન હતું, તેટલામાટે મી૦ બહમનશાહે તુરતવેળા તો તે કાગળોને ટેબલ ઉપર પટક્યાં. હવડાં હવડાં જ્યારે તેવણનો પીત્તો ઉછલી આવતો હતો, ત્યારે તેવણ બાનુ સુનાને "સુના" અને કોઇ વેળા તો વળી "સુનઇ" નાં તોછડાં નામથી બોલાવતા હતા. આ સમય પણ તેવોજ હતો. "જો સુનઇ, હું તુંને સાફ કેહેઉંચ" મી૦ બહમનશાહ પુર જોશથી બોલ્યા. "જો તું એમ ધરી ધરી મારી ધારણાની વચ્ચે આવશે તો તાહરૂં કીધું તું જાણે. માહરી છેલ્લી બેહસ્તન ગુજરી તહારે મેં બાધા લીધીતી કે તેની બીજાં વરસની બાજ ઉપર હું કોઇ ગરીબનાં બચ્ચાંને મફ્ત સદરો પેહરાવી આપશ અને તેમ હું કરવાનો ને ફ્રર કરવાનો."

"ઓ વાય બહમનશાહ, તમે તો છેક હવે ફાસ્ટ જાવોચ. તમે તો મારી બધી શરતો ઉપર પાણી ફેરવવા માગોચ. તમે જ્યારે મને પરણવાના કાલાવાલા કરતા'તા ત્યારે તમારૂં એજ મોનું ઉતું કે? ત્યારે તો 'ડીયર' ને 'ડારલીંગ' સુના વગર બોલતા'તા નહિ ને હવે તો સુનઇપર વાત આવીચ. પણ જો તમે સીધાપાધરા ચાલશો નહિ તો એજ સુનઇ તમોને તમારી ફરજ શીખવશે, સમજ્યા ?"

બહમનશાહ શેઠ આથી લગાર થંડા પડયા. એ થંડા પડવાનાં બીજાં પણ બે મુસ્તકીમ કારણો હતાં. એક તો એ કે બાનુ સુના ટુંક વખ્તમાં તેઓને એક કીમતી ભેટ આપવાનાં હતાં. એ ભેટથી કદાપી બહમનશાહ શેઠની બહુ લાંબા વખ્તની મુરાદ બર આવે. એ ભેટ શું હતી તે આપણે આગળ ચાલતાં જોઇશું. બીજું કારણ એ હતું કે થોડા દીવસ થયા મી૦ બહમનશાહે પોતાનાજ જેવા પ્રવીણ અને લાયક ગૃહસ્થોની સાથે આપણી શેહર સમાજમાં બેઠક લીધી હતી. એ બેઠક માટે તેઓની લાયકાત કેવા પ્રકારની હતી તે તો આપણે જોઇ ચુકયા છીએ. પણ જયારે બીજા ઘણાક એવી લાયકાતવાળા ગૃહસ્થો એ શેહરી સમાજમાં ઘુસી જાય ત્યારે મી૦ બહમનશાહ તેમ કરે તેમાં નવાઇ શી? સવાલ તો માત્ર રૂપજીનો અને આંખે પરદા ફરી વળેલા કર ભરનારાઓની ઉંચી મનશકતીનો હતો. શેહર સમાજમાં એકવાર બીરાજ્યા કે બાનુ સુનાની અને તેણીના પીત્રાઇ રતન રૂસ્તમફ્રામની મદદની તેવણને ઘણી જરૂર થઇ પડી. આજ કારણને લીધે બાનુ સુનાની પતાવટથી તેવણે રતનને પોતાનાં ઘરમાં આવતો જતો કીધો હતો. બહમનશાહ કાંઇપણ લાંબી ટેંટું કરે કે રતન બાનુ સુનાની મદદે ઓસ્તવાર ખડો રહેતો અને મી૦ બહમનશાહને ખખડાવી કાઢતો. આથી બાનુ સુનાને નવું લોહી આવ્યું હતું.

"પણ બહમનશાહ," બાનુ સુનાએ બોલવાનું ચાલુ કીધું. "એ સદરો પહેરાવવાની સલ્લાહ તમુને કોણે આપી? પેલા 'ઇડીઅટ' ફુકાદારૂએ કે? ને એ કામને વાસ્તે અલબતાં એને કોઇ પોતાના મામા કાકાના છોકરાને ઉભો કીધો હોશે. આજે તો ધરમનાં ઓડાં હેઠલ એવા ઢોંગ-સોંગ ઘણા ચાલી રહયાચ. આપરા ધનજીની નજી મને તે દહારે કેહતી'તી કે કેટલાક લફંગા પારસીઓ પોતાનાં બચ્ચાંને કોઇ ધર્માંતુ બેહદીનને પૈસે સદરો પેહરાવેચ ને બીજે દહારે તેજ બચ્ચાંનો સદરો કસ્તી કારી નાખીને તેને પાછું ઝભલું પેહરાવી દેચ, ને વરી પાછાં સદઅવસરે બીજાં ધર્માંતુ બેહદીનો આગળ તેજ બચ્ચાંને સદરો પહેરાવવા હાજર કરેચ, સમજ્યા? જરા અક્કલ નહિ હોય તો બીજાંની લઇએ. અક્કલની જ્યારે ખોદાયજીએ વહેંચણી કીધી ત્યારે તમે કીયાં સુપરાં તલે ઢંકાઇ રહયા'તા? એવકુફો હોય નહિ તો ધુતારાઓ ભુખે મરે."

"ઓ ડીયર આઇ સી, સુના, પણ એ કુકાદારૂ તો મને કહેતો'તો કે એનો ભત્રીજો તો ઘણો આબરૂદાર માણસ છે, પણ ગરીબીમાં આવી પડયોય ને એનાં બચ્ચાંને સદરો પેહરાવવા જેટલી એની જોગવાઇ નથી."

જે બિના મી૦ બહમનશાહ ઢાંકવા માગતા હતા તેજ બિના તેવણનાં ચંચળ બાનુએ એક લહેજામાં આ 'મ્યુનિસિપલ કાઉન્સીલર' નાં નાદર ભેજામાંથી સફાઇથી ખેંચી કાઢી.

"ત્યારે હું ધારતી'તી તેમજ એ વાત છે. એ કુકાદારૂનુંજ કારસ્તાન છે. ને વરી બહમનશાહ, કેટલી મેહનતે મેં તમારી 'ઓ ડીયર આઇ સી' બોલવાની ટેવ છોરાવેલી તેજ બોલો આજે તમે પાછા બોલ્યા. જો તમોને સદરો પેહરાવવોજ હોય તો હું ખબર કાઢીને કોઇ ખરેખર હાજતમંદ ને આબરૂદાર માણસનું બચ્ચું મારા રતન પાસે તમુંને શોધાવી આપશ."

"ઓ ડીયર આઇ સી, અરે 'એકસક્યુઝ મી' બાનુ સુના, વરી માહરાથી એ બોલો બોલાઇ ગીયા." અત્રે રતન જે ધણીધણિયાણીના જોયા વગર ઓરડામાં દાખલ થયો હતો અને આ ટપાટપી સાંભળતો હતો, તે પોતાનાં મનસે 'ઑલ્ડ ફુલ' બબડતો હવે તેઓની નજર આગળ જાહેર થયો.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### કેળવાયલી બતરાઇના સુધરેલા પ્રપંચ-આપસી તે લાપશી પરાઇ તે ખુસકી.

---

"દુઃખે હું તમારાં દુઃખી છું બેટીઓ,
દુઃખી છું 'કૉનવેન્ટ' ની એ ચાલથી નઠારી;
નથી અમને અફ્સોસ તમો બન્નેના ગયાનો,
જો દેવો ના તમો દીનને વીસારી."

રતન બાનુ સુનાને 'સુના' કરીનેજ બોલાવતો હતો અને કોઇ કોઇ વેળા તેને લાડથી 'કાઝી' કેહતો. તેની નજર પેલાં કાગળ ઉપર

જતાં તે બોલી ઉઠયો કે આ તો પુણાનો છાપ છે. એ રોલીનાં ને પોલીનાં કાગળો હોવાં જોઇયે. તે કાગળો ખોલવામાં આવ્યાં, અને રતને તે મોટેથી વાંચ્યાં. તકરારનાં બજારમાં આ ઉપરથી પાછી તેજી થઇ. મી૦ બહમનશાહના ઘણા અણગમા વચ્ચે અને બાનુ સુનાની હોજાતોજીથી રોલી અને પોલીને 'કૉનવેન્ટ'માં મોકળવામાં આવ્યાં હતાં. બહમનશાહ શેઠને તે વિચાર પેહલાંથીજ પસંદ હતો નહિ. પણ બાનુ સુનાને પરણવાની પહેલી ઝુમમાં તેવણ કાંઇપણ કરવાને તત્પર હતા. એકવાર છોકરીઓ 'કૉનવેન્ટ' માં ગયા પછી તેઓ જોઇયે તો ખ્રીસ્ટી થઇ જાય અને ખ્રીસ્ટી ભરથારોને પરણી જાય તેની બાનુ સુનાને થોડીજ દરકાર હતી. કદાચ તેણી તેમ ઇચ્છતી પણ હોય, કારણ તેમ થાય તો આ બે પીડાઓ તેણીના માર્ગમાંથી સદાની દુર થાય.

"કેમ બહમનશાહ, વરી કાગજ વાંચીને તમુને શું ભુત ભરાયો? બરયું એવું ઘુવડ જેવું કોડું કરવાનું હજુર તમે છોરતા નહિ? તમારે બદલે કોઇ હોય તો આય કાગજો વાંચીને કેવું ખુશી થાય." બાનુ સુના બોલ્યાં.

"આય કાગજોમાં તુંને ખુશી થવા જેવું શું લાગેચ સુના? એ કૉનવેન્ટ ફૉનવેન્ટપર મને તો પેહલેથીજ ભરોસો ઉતો નહિ. એ લોકો તો બસ વટલાવવાની ધુંઇમાંજ સદા લીન થયલાં હોયચ. જોની, એ લોકોનાં કાગજો એ બાબદની કેવી ગવાહી પુરેચ."

"ઑલ હમ્બગ, મી૦ બહમનશાહ," રતન રૂસ્તમફરામ અત્રે વચમાં પુરાયો. "એ તો એ લોકની કાગજ લખવાની એવીજ ઢબ હોય. એપરથી એમ માની લેવું કે આપરી છોકરીઓને એ લોકો વટલાવશે. એવો ખ્યાલ તો કોહેલાં ભેજામાંથી નીકરે."

"એ બધું ત્હારૂં ડહાપણ રેહવા દે રતન. આય કસ્તીની બાબદમાં છોકરીઓ શું લખેચ તે વાંચ્યું કેની? તમે લોકો ગમે તે કરો, પણ હું તો મારી છોકરીઓને મારી પાસે પાછી બોલાવી લેવશ."

"ઇમપૉસીબલ, બહમનશાહ," બાનુ સુના બોલ્યાં. "એ છોકરીઓને તો તમે નસીબવંત સમજવી જોઇએ કે એ લોકોને આવી સરસ સ્કુલમાં કેળવણી લેવાની આવી ઉમદા તક મલીચ. તમે જો એ લોકોને

તેરાવી લેશો તો એ લોકનાં દુશ્મેનની ગરજ તમે સારશો. ને માહરેથી હમણાં પોરયાંતોરયાંની જંજાળ થાય નહિ."

"હું ધારૂંચ, મી૦ બહમનશાહ, મારી 'કાઝી'નું કેહવું તદન 'રીઝનેબલ' છે."

"પણ તાહરે શું હું છતાં છોકરાંએ છોકરાં વગરનો થાઉં કે? મારી બે છોકરીઓને તમે લોકોએ 'કૉનવેન્ટ'માં મોકલાવી દીધી ને એને તેની ફુઇને ત્યાં મોકલાવી દીધી, ને પોતાની છોકરીને પોતાની પીત્રાઇને ત્યાં મોકલાવી દીધી. એ કેઇ રીતનો ઇનસાફ? દીનુનેબી 'કૉનવેન્ટ' માં કાંય નહિ મોકલાવી? તેમ કરતે તો હું તમો લોકને ખરાં માનતે."

"મારી જરે દીનુની સંભાલ લેવાનું માથે લીધું તે શું ગુનેહગારી કીધી કે? જર ગમે તેવી મેહનતુ હોય તેથી શું પારકાં પોરીયાંની વેઠબી એ માથે લે કે? જો જર નહિ હોતે તો હું દીનુનેબી 'કૉનવેન્ટ' માં મોકલતે."

"પણ તાહરે તમે લોકો શું એમ કેહવા માગોચ કે મધર અર્સલા જેમ માંગેચ તેમ એ લોકોને 'બાઇબલ' શીખવવાની આપણે છુટ આપીએ?" મી૦ બહમનશાહે સવાલ કીધો.

"અલબત આપો." બાનુ સુના બોલ્યાં.

"બાઇ ઑલ મીન્સ ડુ ઇટ." રતન વચમાં પુરાયો. "તમે 'બાઇબલ' વાંચી નથી તેથી તમે એ વાંચવાના ફાયદા શું જાણો? (સ્વગત) ગંધા કીયા બુજે જાફરાનકી બાત? (મોટેથી) 'બાઇબલ' વાંચવાથી એ છોકરીઓનાં જ્ઞાનમાં ઘણો વધારો થશે, અને એ લોકો છટાદાર ઇંગ્લીશ બોલતાં શીખશે."

આ સઘળી તકરાર ઉપરથી, અને મુખ્ય કરીને રતને વચમાં માથું મારવાથી, વાત વધારે રસપર ચઢી અને બહમનશાહ શેઠ વધુ ગરમ થયા 'તેટલાં રતને તેવણને યાદ આપી કે બાનુ સુનાની તે વખ્તની ચોક્સ નાજુક સ્થીતીમાં આવી જાતની ઉસ્કેરણી તેણીની તનદુરસ્તી ઉપર ઘણી માઠી અસર કરશે. બહમનશાહ શેઠ આ ઉપરથી ચૂપ થઇ ગયા. રતનના આ ચમત્કારીક શબ્દોએ તેઓ ઉપર વીજળી પેઠે અસર કીધી.

રખેને તેઓની લાંબા વખ્તની ધારેલી મુરાદ બર ન આવે, રખેને તેઓનાંજ કાંઇ અવિચારી કામથી તે સંભવીત બનાવ કાંઇ અસંભવીત રૂપ પકડે, એ ધાસ્તીજ તેઓને ચૂપ કરવાને બસ હતી. આ તકનો લાભ લઇ રતને તુરત બાનુ સુનાના ફરમાવ્યાથી છોકરીઓ ઉપર અને મધર અર્સલા ઉપર તેઓના પત્રોના જવાબ લખી વાળ્યા; જે જવાબો એવા કળેવળે લખાયલા હતા કે તે અત્રે તપકાવી લેવાની લાલચ અટકાવી શકાતી નથી.

વીલા સુના, નેપીઅન સી રોડ,

મુંબઇ, તા૦——

**વહાલાં મધર અર્સલા,**

"મને તથા મારા ભરથારને તમારાં ચાલુ માસની તા૦—— નાં કાગળની પહોંચ સ્વીકારતાં ઘણી ખુશાલી ઉપજે છે. વહાલી બેટીઓ રોલી અને પોલી તમો તરફ આવ્યા પછી લગાર બેચેન હતાં, પણ હાલ પુર તનદુરસ્તી અને ખુશીમાં છે તે જાણી અમો બન્ને ઘણાં આનંદ પામ્યાં છીએ. એ લોકોનાં તનની અને મનની કેળવણીને માટે તમો જે કાળજી બતલાવો છો, તે માટે અમો બન્ને તમારાં ઘણાં આભારી થયાં છીએ, અને આશા રાખીએ છીએ કે જે નેક નેમ અને ઉલટથી તમો એ કામ હાલ બજાવો છો તેજ નેમ અને ઉલટ શેવટ સુધી જાળવી રાખશો.

"બાઇબલ અને બંદગી વીશે તમો જે ઇશારા કરો છો તે વીશે જાણવું એ જે મારા ધણી ધર્મની બાબતમાં લગાર ચીવટ લાગણી ધરાવે છે. તેઓ એવું વિચારે છે કે બાઇબલ વાંચ્યાથી, અને તમારી સાથે બંદગીમાં જોડાયાથી, એ બચ્ચાંઓની પોતાના ધર્મ-પરની આસ્થા ડામાડોળ થશે; પણ મેં એવણને સમજાવ્યું છે કે એઓની એ ચીંતા બિનપાયાદાર છે, કારણ બાઇબલ તો ખ્રીસ્તી ધર્મનું જ્ઞાન સંપાદન કરવા માટેજ કાંઇ શીખાડવામાં આવતી નથી, પણ તે શીખ્યાથી તેના અભ્યાસીઓનાં ઇંગ્રેજી જ્ઞાનમાં સંગીન વધારો થાય છે. અને ઇંગ્રેજી બંદગી તો ખુદાની બંદગીનું માત્ર એક બીજું સ્વરૂપ છે. કોઇ-પણ ભાષામાં બંદગી કરો તો તે ઇશ્વર સાંભળે છે. મારા ભરથારના એવા વિચાર જાણ્યા પછી તમો બનતાં સુધી કોઇપણ રીતે એ અમારાં

વહાલાં બચ્ચાંઓની સ્વધર્મની લાગણીને અલવલ આવવા દેશો નહિ, એવી સમજાવતથી મારા ધણીએ પોતાનો વાંધો ખેંચી લીધો છે, અને તમોને તેમ જણાવવાની મને ફરમાશ કરી છે. અમો બન્નેની ઘણી ઘણી દુવા સલામ અમારાં બચ્ચાંઓને કહી: તમો ભલાં બાનુ પણ કબુલ કરજો."

હું છું,

તમારી અતિ વિશ્વાસુ,

**બાનુ સુના બહમનશાહ બખ્તાવર.**

---

**વીલા સુના, નેપીઅન સી રોડ,**

મુંબઇ, તા૦——

**વહાલી બેટીઓ રોલી અને પોલી,**

"તમારા પપાને તથા મને તમારો કાગળ ચાલુ મહિનાની તા૦—નો પહોંતો છે. તેજ તારીખનો મધર અર્સલા તરફનો એક કાગળ પણ મને મળ્યો છે. એ કાગળ વાંચી અમો બન્ને ઘણાં ખુશી થયાં છીએ. ભલાં મધર અર્સલા જેવાં એક બાનુના હાથ હેઠલ તમો બન્નેને જે ઉમદા કેળવણીનાં ફળ ચાખવાની તક મળી છે તે માટે તમો બન્નેએ પોતાને ભાગ્યવંત સમજવાં જોઇયે. આટલી ટુંક મુદતમાં જે રવેશે તમે ઇંગ્રેજીમાં કાગળ લખ્યો છે તે માટે તમારી 'ટીચર્સો'ને તથા તમુને ઘણી શાબાશી ઘટે છે. તમારા પપા લખાવે છે કે, બાઇબલ શીખવાની બાબતમાં અને 'ટીચર્સો' ની સાથે બંદગી કરવાની બાબતમાં તમોએ કાંઇપણ વાંધો લેવો નહિ; પણ ખુશીથી એ લોકો કહે તેમ કરવું. અલબતાં તમો તમારા ઓરડામાં હો ત્યારે બેલાશક આપણી રીત પ્રમાણે ભણીને કુસ્તી કરજો. પપાની અને મારી તેમજ મ્હારા કઝીન રતનની ઘણી ઘણી દુવા કબુલ કરજો."

હું છું, તમારી માતાજી,

**બાનુ સુના."**

ઉપલાં બન્ને કાગળો બાનુ સુનાએ મી૦ બહમનશાહના હાથમાં આપ્યાં, જે તેઓએ વાંચી તેણીને પાછાં આપ્યાં. બહમનશાહ શેઠ તો એમજ સમજ્યા કે આ કાગળો લખાઇ ચુક્યાં છે, એટલે જેમ લખાયાં હતાં

તેમજ પોસ્ટ થશે. તેઓના આ વિચારમાં તેઓએ ગોતું ખાધું હતું. બીજે દીને સહવાર સુધી તે કાગળો પોસ્ટ થયાં નહિ, અને જ્યારે થયાં ત્યારે તે માંહે બે તાજે કલમો પેહલી મેડમ અર્સલાનાં કાગળમાં અને બીજી છોકરીઓના કાગળમાં ઉમેરાઇ હતી તે નીચે પ્રમાણે હતી:—

"**તા૦ ક૦ નંબર ૧**—હું તથા મારા ધણી આશા રાખીએ છીએ કે અમારી બેટીઓનાં સઘળાં કાગળો તમારી માયાળુ દેખરેખ હેઠલજ લખાશે, અને લખાયા પછી તુરતાતુરત પોસ્ટ કરવામાં આવશે. આમ જો ન થાય તો કાગળો ધાર્યા મેલે નખાય નહિ અને ગેરવલે જાય એ બની શકવાજોગ છે."

તાજે કલમ નંબર ૨ બાનુ સુનાએ છોકરીઓ ઉપર લખેલાં ઇંગ્રેજી કાગળમાં લખી હતી, પણ તફાવટ એટલોજ હતો કે જ્યારે તે કાગળ ઇંગ્રેજીમાં લખ્યો હતો ત્યારે આ તાજે કલમ ગુજરાતીમાં હતી.

"**તા૦ ક૦**—તમારા બાવાજી લખાવે છે કે મધર અર્સલાની જાણ વગર તમોએ ગુજરાતીમાં તાજે કલમ લખી છે તે એ ભલાં બાનુને ગેર-ઇનસાફ કરવા સમાન છે, એટલુંજ નહિ પણ તે એક હીચકારી અને ખાનગી ફરિયાદ છે. આ પહેલીજ વાર તમોએ એવું કીધેલું હોવાથી મધર અર્સલા ઉપર એ વીશે અમોએ કાંઇ લખ્યું નથી, પણ તમારા પપા લખાવે છે કે ફરીથી તમોએ એ પ્રમાણે કરવું નહિ. એમ ચીબાં થવાનું કંઇ કારણ નથી; એવાં કાંગળાંકુંગળાં કરવાનું છોડી દેવો તો સારૂં."

ઉપલી બે તાજેકલમોની મતબલ એટલી તો ખુલ્લી છે કે વાંચ-નારને તે વીશે સમજાવવાની કોશેશ કરવી એ ન્યુકાસ્ટલ શેહરમાં કોલસા લઇ જવાસમાન ગણાય.

---

# પ્રકરણ ૨૯ મું.

## મોટે ઘેરની ધામધુમ—બુચો કે બુચી?

"સખીઓ સ્તુતી ગાવો સોહરાબની સંગીતથી,
પુત્ર પહેલવાન પરમ પ્રિય પ્રીતથી.
સુંદર સીકલ બાનુ સુના ને બહમનશાહ તણી,
નર્યો અવતર્યો રૂસ્તમ બીજો શીર–મણી;
જુઓ મસ્ત અંગ હસતું મુખ ચીતથી."

વાંચક વર્ગ પોનાના અનુભવ ઉપરથી સમજી શકશે કે એક વાર્તા-નવેશને ચોકસ પાત્રોના બાબમાં બનતા અમુક બનાવો દર્શાવવાને જેટલો વખ્ત લાગે છે તેટલો વખ્ત તે બનાવો બનતાં લાગતો નથી–બલકે બહુ ઓછો લાગે છે. ભમતાં ભેજાંમાં હું કહી ગયો છું કે એક વાર્તાનવેશની સ્થીતી એક સફર કરતી ટ્રેનના સુકાનીઓ સમાન છે. આ સુકાનીઓ જેમ ટ્રેનને ચોકસ સ્ટેશનો ઉપર ઉભી રાખી જુના પેસેનજરોને ઉતારી પાડી, નવા પેસેનજરોને ઉપાડી લે છે; તેજ પ્રમાણે એક વાર્તાનવેશને પોતાની વાર્તા શેવટ સુધી તબકકે તબકકે દોરવી લઇ જવા અગાઉ ચોકસ પાત્રો કે જે ટ્રેનના પેસેનજરો સમાન હોય છે તેઓને પડતાં મેલી બીજાંને હાથમાં લઇ તે ક્રિયા શેવટ સુધી તેને ચાલુ રાખવી પડે છે. ગયાં પ્રકરણમાં દર્શાવેલા બનાવો મી૦ બહમનશાહનાં કુટુંબમાં ડૉ૦ તેહમુરસ્પના દીકરા ગુસીના જન્મ આગમજ બન્યા હતા. એ સઘળા બનાવોના કરતાં એક વધુ અગત્યનો બનાવ ગુસીના જન્મના દીવસેજ બનવા પામ્યો હતો. આ બનાવ વિશે આગળાં પ્રકરણોમાં હું ઇશારો કરી ગયો છું. વાંચનાર જાણે છે તેમ મી૦ બહમનશાહની એક સૌથી મોટી મુરાદ એક વારસ બેટો મેળવવાની હતી. વળી આ મુરાદ બર આવવાનો વખ્ત હવે આવી પહોંચ્યો હતો. સાદા બોલોમાં બોલીએ તો બાનુ સુના નાજુક સ્થીતીમાં હતાં, અને એજ કારણને લીધે જયારે પણ મી૦ બહમનશાહ અને તેણીની વચ્ચે ઝગડો ઉઠતો ત્યારે રખે કાંઇ "નવતું દોઢ" થાય કરી મી૦ બહમનશાહ કજીઆનું મ્હોં કાળું કરતા હતા અને બાનુ સુનાને

શરણે જતા હતા. જે દિવસે બાનુ ગુલચેહરે ગુસીનો જન્મ આપ્યો તેજ દિવસની રાત્રે એટલે ગુસીના જન્મની પાંચ છ કલાક પછી બાનુ સુનાએ પણ 'વીલા સુના'માં એક બેટાનો જન્મ આપ્યો. 'વીલા સુના' માંહેની આ વેળાની ગડબડ અને દોડધામ તાલેવંત મિનારમાં બનેલા તેવાજ બનાવથી કાંઇ જુદોજ ચીતાર રજુ કરતી હતી. બાનુ સુના આ વેળા હતાં તે કરતાં વધુ નાજુક દેખાવાની કોશેશ કરતાં અને પોતાની આસપાસ થતી ખોટી ધામધુમ અને ધમચકરી અને આતુર પરોણાની ગીરદી ઉપર નજરચૂક કરતાં હતાં. જાણે ખોદાયજીએ ઉપરથી નાખી દીધાં હોય તેમ અથવા ભોંયમાંથી ફુટી નિકળ્યાં હોય તેમ બાનુ સુના અને બહમનશાહ શેઠ તથા તેવણની ત્રણે બેહસ્તનો તરફની મામીસાસુની દીકરી, ફુવણસાસુની બહેન, મામાની નજી, માસીની જાઇ વગેરે વગેરે પરોણાઓથી બંગલો ભરાઇ ગયો હતો. ઘરના કારોબારની કામચલાઉ લગામ બાનુ સુનાના માનીતા પીત્રાઇ તરીકેના પોતાના અધીકારની રૂએ રતન રૂસ્તમફરામે પોતાના હાથમાં લીધી હતી. બહમનશાહ શેઠ તે આતુરતા અને ખુશીના વમળમાં એવા તો વીંટલાઇ ગયા હતા કે તેઓ કાંઇપણ ચોકસ નેમ વગર આમથીતેમ ખાલી દોડધામ કરતા હતા. વખ્ત કસાકસીનો હતો. જો બેટો અવતરે તો કુટુંબમંડળમાં નધારેલો મોટો ફેરફાર થઇ જાય. ભાઇના બેટા જાંગુની જગા નવા બુચાજી લે. જો બેટી અવતરે તો મામલો વળી કાંઇ નવુંજ રૂપ પકડે; પણ બેટાના જન્મ જેટલી ઉથલપાથલ તે મામલો કરી શકે નહિ; બહમનશાહ શેઠ તેને કાંઇ મોજેજાસમાન ગણે નહિ. પણ માત્ર બીજી બેહસ્તનોની માફક બાનુ સુનાએ કરી બતાવ્યું છે, એટલેકે જીવતી બલાઓની પાછવાડે એક નવી બલા તેણી ઘસડી લાવી છે, એમ તેવણ સમજે. દૈવજોગે આ તો એક બેટો હતો તેથી તે રાત્રીની ધુમચકરીનું બ્યાન કરવું મુશ્કેલ છે.

રાતનાં સઘળાં મોડેથી ખાણા ઉપર બેઠાં ત્યારે બાટલીઓના બુચ ઉપર બુચ ઉડવા માંડયા. બહમનશાહ શેઠ, બાનુ સુના, અને બુચાજીની સલામતી ઉપર સલામતી લેવાઇ. જાંગુ અને તેનો બાપ એટલે મી૦ બહમનશાહના ભાઇ હોરમજશાહ જેઓ ત્યાં હાજર હતા તેઓને પરોણાઓ "નો કોઠાં" કરતાં હતાં. તેઓ તો ડઘાઇ એક ખુણામાંજ બેસી રહયા હતા. રતન રૂસ્તમફરામ પણ તેઓની કાંઇપણ નોટિસ લેતો

હતો નહિ. બાનુ સુનાના પોતાના ઓરડામાં પણ ધમચકરી કમતી હતી નહિ. જન્યા પછી તેણી પુર તનદુરસ્તીમાં હતી, અને પોતાનાં બાળકને ધવાડવાને શક્તીવાન હતી, છતાં તેણીએ નાજુકાઇનો દેખાવ કરી, ડૉકટરની સખ્ત ભલામણની વીરૂધ જઇ, તેમ કરવાની ના પાડી. કોલાઇપુઇઓ અને સોલીપુઇઓ તેણીનાં મતને મળતી થઇ અને પરીણામમાં સહવાર પડે તે અગાઉ ધવાડનારી આયાની સ્થાપના કરવામાં આવી. ઉભાઇ જતાં કુદરતી દુધ જળને માર્ગ તો આપવો જોઇયે તેથી બાટલીરૂપી કાચનાં બાળકોની મદદથી તે પ્રવાહીનો ઘર માંહેલી કોલાઇપુઇઓએ રસ્તો કીધો. કુદરતી પરીણામ આથી કાંઇ અટકયું નહિ. બાનુ સુનાને તાવનું જોર થયું, જેણે ગંભાર રૂપ પકડયું, અને એક વેળા તો મોતનાં બારણા નજદીક આ તાવે તેણીને લઇ જઇ મેળી, પણ તેણીનો બાંધો મજબુત હતો તેથી તાવ સામે ટકકર ઝીલીને તેણીએ તેને મારી હઠાવી.

પ્રિય વાંચનાર, આ નવા બુચાજીને સોહરાબ નામ આપવામાં આવ્યું. તેનું જન્મચરીત્ર ગુસીના જન્મચરીત્રની લગોલગ શરૂ થાય છે. જેમ ગુસીને તેમ આ નવાં પાત્રને આપણે આવતાં પ્રકરણોમાં ઇનસાફ આપવો પડશે. સોહરાબના જન્મવાથી જાંહગીરનાં ભવિષ્યમાં પણ અસાધારણ ફેરફાર થઇ ગયો હતો, તે પણ આપણે આવતાં પ્રકરણોમાં જોઇશું.

---

## પ્રકરણ ૩૦ સું.

એકપુરા બેટાની બાળકેળવણી—જુઓ આ નસુના તરફ અને જુઓ પેલા તરફ.

આબાપ એકપુરૂં બાળક સમજી ઉગાવી મુકવાને બદલે તેને ઉત્તમ પ્રકારની કેળવણી આપવામાં રોકાયલાં હતાં, ત્યારે બીજા હાથ ઉપર નાનો સોહરાબ પણ મોટો થવા લાગ્યો, પણ તેને કાંઇ બીજાજ પ્રકારની કેળવણી મળવા માંડી. જેમ નાની દીનુની સંભાળનો મુખ્ય બોજો શરૂઆતમાં આયાનાં ખભાં ઉપર આવી પડયો હતો, તેમ સોહરાબની સંભાળનું કામ તે બે ત્રણ વરસનો થયો ત્યાંસુધી તેને માટે રોકેલી એક ખાસ પોર્ટુગીઝ નર્સને માથે આવી પડયો હતો. આ નર્સના હાથ હેઠલ એક મોટી અને એક નાની એમ બે આયાઓ રોકવામાં આવી હતી. આ નર્સ બહુ હુશિયાર હતી, પણ તેણીનું નાક તેણીની જ્ઞાતવાળા બીજા આસામીઓનાં નાકની પેઠે અવાર ને અવાર સુકાતું હતું, જેને ભીંજવેલું રાખવા તેણી 'સ્ટ્રોંગ' પાણીનો છુપો ઉપયોગ કરતી હતી. બાનુ સુના આ બીના જાણતી હતી, પણ પોતે બચ્ચાંની સંભાળ લેવાનાં કામથી કંટાળતી હોવાથી તે નર્સને તેનું સુઝ્યું કરવા દેતી હતી. આથી જ્યારે સોહરાબ એક વરસનો થયો ત્યારે તે સુકાતો ચાલ્યો અને ઘણો લાંબો વિચાર કર્યા પછી ડાકટરો એવાં અનુમાનપર આવ્યા કે કાંઇપણ કેફી વસ્તુ આ નર્સ પોતાની સગવડ માટે તે બાળકને આપતી હશે. આથી નર્સને દુર કરવામાં આવી.

બાનુ સુના દીનપ્રતીદીન મોજશોખમાં વધારે રોકાવા લાગી. બહમનશાહ શેઠની ઝાઝી પરવા તેણી કરતી નહિ, અને નાટકોમાં અને પાર્ટીઓમાં જ્યારે પણ પુરૂષની સોબતમાં જવું પડે ત્યારે રતન રૂસ્તમફરામ તેણીને 'એસ્કોર્ટ' કરતો. સોહરાબને લાડ લડાવવામાં મી૦ બહમનશાહ કાંઇ કચાસ રાખતા નહિ. ચાર પાંચ વરસનો થયો ત્યારે ઘરમાં આવતા એકાદ બે ઓલ્યા પરોણાઓને પુછડાં બાંધવામાં, ટપલા મારવામાં, ટાંચણી ભોકવામાં અને તેઓની ઠેકડી કરવામાં તે ઘણો કુશળ થયો. આમ જયારે તે કરતો ત્યારે બહમનશાહ શેઠ ઘણા ખુશ થતા, દીકરાની હુશિયારીપર હસ્તા એટલુંજ નહિ પણ આમ કરવામાં તેને છુપું ઉત્તેજન આપતા. ૭ વરસની ઉમરે તેને શીખવાનું શરૂ કરાવવામાં આવ્યું. તે માટે એક ખાસ શિક્ષક રોકવામાં આવ્યો. પણ કોઇવાર પેટમાં દુ:ખવાનું, કોઇવાર માથું દુખવાનું, તો કોઇવાર બાહેર જવાનું બહાનુ કાઢી સોહરાબ આ શિક્ષકને થાપ આપતો. સાંજને છેડે બહમનશાહ તેને પોતા સાથે ફરવા લઇ જતા, અને મોરીનસની દુકાન, પૅસ્ટ્રીની

દુકાન વગેરેની મુલાકાત લઇ, મીઠાં મીષ્ટાંનો તેને જમાડી, ખર્ચાલુ ચળકતી ચાઇચાઇઓ અપાવી ઘરે પાછા ફરતા. નવ દહાડાની નવાઇ પુરી થયા પછી એટલેકે બાનુ સુના સાથનાં નવાં લગ્ન જુનાં થયા પછી બહમનશાહ શેઠ અગાઉની માફક બાલને વખ્તોવખ્ત 'કલર' કરવા તરફ બેદરકાર રહેતા. આથી જયારે વચમાં વચમાં સફેદ બાલો દેખાવ દેતા ત્યારે સોહરાબને તે બાલો ટુંપી કાઢવાનાં કામમાં તેઓ લગાડતા. દરેક આવા ટુંપી કાઢેલા બાલનો તેઓ તેને પાવલો, આઠ આના ને કોઇ વખત તો રૂપીયો પણ આપતા. બહમનશાહ શેઠના પગ દાબે તો રૂપીયો એક, કોઇ વેળા બરડો દાબે તો રૂપીયો એક, ગીત ગાય તો બે, ગીલી લગાડે તો એક. આ પ્રમાણે નાનો સોહરાબ બચપણથીજ તવંગરીનાં પહેલાં મીઠાં પણ પાછલથી કડવાં ફળ ચાખવા લાગ્યો. બહમનશાહ શેઠ સમજતા હતા કે આ સઘળા પૈસા તે એક બૉકસમાં એકઠા કરતો હતો. પણ તેવણને થોડીજ ખબર હતી કે તે તો આયા અને નોકરો તેની પાસેથી ફુસલાવીને કાઢી લેતાં. સોહરાબને વળી બચપણથી ફાંકડો બનાવવાની ટેવ પાડવામાં આવી હતી. ઘણોખરો તેને રંગબેરંગી મખમલના 'સુટ' માં સજ કરવામાં આવતો. બાલ કાપવા માટે તેને સદા સેલુનમાં લઇ જવામાં આવતો. કોઇ જો તેને 'શેકહેન્ડ' કરવા આવે તો તેની તરફ તે પોતાની પીઠ ફેરવતો. એકાદ સાંજે જો આઇસ્ક્રીમ ખવાડવામાં ન આવે તો તે તુફાન જગાડતો. બાનુ સુના જો ચહાત તો આ સઘળું અટકાવી શકત, પણ તેણી તેમ કરવાની ઝાઝી દરકાર કરતી નહિ. સોહરાબને બેસી ફરવા માટે એક ટટુ અને એક ખાસ નાની ગાડી આપવામાં આવી હતી. આ સઘળાંથી આ બાળકનું મન શીખવા ભણવાનાં કરતાં શરૂઆતથીજ મોજશોખ ઉડાવવામાં રોકાયું. તે પૈસાને કાંકરા ગણતો અને તેમજ વરતતો. આઠ વરસની ઉમરે તેને સ્કુલમાં મુકવામાં આવ્યો, જ્યાં તેના પોતાના વર્ગના નાના સોબતીઓ ઉપરાંત ઉપલા વર્ગના કેટલાક મતલબિયા નિશાળિયાઓ તેને છુટથી પૈસા ઉડાવતો જોઇ તેની સાથ દોસ્તી બાંધતા. નાના છોકરાઓ મોટી ઉમરના છોકરાઓની દોસ્તી માનસમાન માની લે છે, અને તેઓ કહે તેમ કરવાને સદા તૈયાર થાય છે. આ માંહેલા કેટલાકો ઘરેથી પૈસા માંગી લાવવા તેને ઉસ્કેરતા અને પારકે પૈસે ઉજાણી કરતા. સોહરાબના કલાસના માસ્ટરને ખાસ લવાજમ આપી

'પ્રાઇવેટ ટયુશન' આપવાને રોકવામાં આવ્યો હતો. પણ રખે 'ટયુશન' છુટી જાય તેની બીકથી તે સોહરાબને શીખવવાને બદલે તેને પંપાલવાની વધુ સંભાળ રાખતો. જયારે સોહરાબ નવ વરસની ઉમરે પહોંચ્યો, ત્યારે તેને અસાધારણ ધામધુમથી આપણી પાક દીનમાં લેવામાં આવ્યો. તે વેળા બહમનશાહ શેઠે ખર્ચાલુ ખાણીપીણીમાં છુટથી પૈસાનો ધુમાડો કર્યો. અત્યારસુધી બાનુ સુનાએ યુરોપ તરફની મુસાફરી મુલતવી રાખી હતી તેનાં કારણો માંહે સોહરાબનો જન્મ, તેની અને પોતાની માંદગી અને રતન રૂસ્તમફરામ તરફનું ખેંચાણ વગેરે હતાં. બહમનશાહ શેઠ જીદ લઇ બેઠા હતા કે રતનને જો તેણી સાથે લેવા માંગશે તો વિલાયત જવાને તેવણ સાફ ના પાડશે. પણ જયારે સોહરાબ નવ વર્ષનો થયો ત્યારે તેને વિલાયતની કેળવણી આપ્યાથી તે કેવો સરસ છોકરો નિવડશે, અને રતન રૂસ્તમફરામ આગળ બે વાર વિલાયત જઇ આવેલો હોવાથી ત્યાંની મુસાફરીમાં તે તેઓનો કેવો ઉપયોગી રાહબર થઇ પડશે, એવા એવા ખ્યાલો બહમનશાહ શેઠનાં મનમાં ઠસાવી બાનુ સુનાએ બહમનશાહ શેઠને સમજાવ્યા કે રતન રૂસ્તમફરામને તેઓએ પોતા સાથ વિલાયત લઇ જવો. આખરે આ નાનકડું કુટુંબમંડળ એક રળીયામણે દીવસે દોસ્તઆસનાવોની ધમાલ અને ભલી દુવા વચ્ચે વિલાયત ઉપડી ગયું.

નાનો જાંહગીર આ સઘળા અરસામાં તેના બાપ સાથેજ વસતો હતો. તે હવે વધુ વાર નાનો રહયો હતો નહિ. તે હવે ઉમરે પહોંચ્યો હતો. જાંહગીર જેમ ઉમરે વધતો ગયો તેમ તે પોતાના અભ્યાસ ઉપર વધુ ધ્યાન રાખવા લાગ્યો. બાનુ સુનાએ પોતાને ત્યાં બેટાનો જન્મ થયા પછી એક બે વેળા બહમનશાહ શેઠને નાની દીનુ સાથે થયલું તેનું કારજ તોડી નાખવાની સુચના કીધી. પણ બહમનશાહ શેઠ તેથી એવા તો છેડાઇ પડયા કે બાનુ સુનાએ ફરી એ સુચના કરવાની હિમત કરી નહિ. વળી તેણી વિચારતી હતી કે વખતનું કામ વખ્ત કર્યો જશે. કદાપી દીનુ પોતે પોતાની મરજીથી તે કારજ તોડી નાખે, અને તેમ ન થાય તો જાંહગીર કાંઇ તદન નાખી દેવા જેવો છોકરો હતો નહિ. તેથી ઉલટું તે એક કુળદીપક જવાન નિકળવાની સર્વ આશાઓ આપતો હતો. તેણે યુનિવર્સિટિનો ઉંચો અભ્યાસ કીધો હતો અને એક ધીકતી 'પ્રેકટીસ' વાળો પ્લીડર તે બન્યો હતો. આ પદવીએ તે

પહોંચ્યો તેટલા વાસ્તે તે કાંઇ પોતાનું નાનપણમાં થયલું દીનબાનુ સાથનું વસ્તાળું ભુલી ગયો હતો નહિ. તે તેણીને વારંવાર મળવા જતો. પહેલાં પહેલાં તો તેને જરબાનુ ને દીનબાનુ ઠીક આવકાર દેતાં, પણ પાછલથી તે આવકાર રફતેરફતે થંડો થતો ચાલ્યો. આનું કારણ જરબાનુ તરફથી દીનુને મળેલી કેળવણીને મોટે ભાગે આભારી હતું, તે આપણે આગળ ચાલતાં જોઇશું.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### શું આપણા માંહે 'મર્દાની' ઓરત હસ્તી ધરાવતી નથી?– 'મર્દાની' જરબાનુની 'મર્દાની' ચેલી.

---

"હે, પુરૂષ હઠીલા બેફામ અહંકારી,
હે! હે! હે! દે છોડી ગુમાની ભારી;
છાલકાં મનને છાજે ભૂષણ તકોબરી તારી."

આપણા આ વાર્તારૂપી અગ્નીરથે આપણા ઘણાક પાત્ર-પેસન-જરોને ઠેકાણે ઠેકાણેથી ઉપાડી લઇ તેઓનાં ધારેલાં સ્ટેશનપર તેઓને ઉતારી પાડયાં છે, જયાં હાલતુરત તેઓને રહેવા દઇ બે અગત્યનાં પાત્ર દીનબાનુ અને તેણીની વાલી જરબાનુ જાલેજર જાલનેવાળાને આપણી ત્રેનમાં આપણે ઉપાડી લઇશું. આ જરબાનુ એક અજબ પ્રકારની સ્ત્રી હતી. તેણી ઉંચી, ઘઉં વરણની પણ ઘટમદાર અને તીખા સ્વભાવની હતી. અઢાર વરસની ઉમરે તેણીનાં લગ્ન તેણીના ફુઇના દીકરા જાલેજર જાલનેવાળા સાથે થયાં હતાં. આ જાલેજર શાંત સ્વભાવનો, શરમાલ અને એકાંતવાસ શોધવાવાળો આસામી હતો. જર તેને બીલકુલ ચહાતી હતી નહિ. તેણી મુળમાં તો કોઇપણ પુરૂષ સાથે પરણવાને ધીકારતી હતી, અને તેના બાપની જીદથીજ જાલેજર સાથે પરણી હતી. આવી રીતનાં હોજાતોજીથી થયલાં લગ્નથી જાલેજર ગમે તેવો શાંત સ્વભાવનો હોવા છતાં આ તેમનો પરણેલો સંસાર સુખી નિવડયો નહિ, અને જેમ

જેમ દીવસો લંબાતા ગયા તેમ તેમ આ વરવહુ વચ્ચેનો અંતર વધતો ગયો. આનો છેડો એ આવ્યો કે એક સહવારે જાલેજર પોતાની અંગત મતા પોતા સાથે લઇ કોઇને પણ ચેતાવ્યા વીના બરમા જતી એક સ્ટીમર ઉપર ચઢી બેઠો. તે દીવસ પછી તેનું શું થયું તેની જરને કાંઇપણ ખબર પડી નહિ. કોઇ કહેતા કે તે ઓસ્ટ્રેલ્યા ગયો હતો, તો કોઇ અમેરિકા અને જર્મનીનું નામ લેતા અને એટલા સુધી ઉમેરતા હતા કે જાલેજર તો ત્યાં પરણીને કુટુંબ કબીલાવાળો થઇ ગયો હતો. પણ જરને તેની થોડીજ દરકાર હતી. તેણી તો તેવું ઇચ્છતીજ હતી. તેણી એક એવા પ્રકારની સ્ત્રી હતી કે જે ઓરતને 'મર્દાની' ઓરત કહી શકાય અને જેનો એક નવોજ વર્ગ હાલ વિલાયતમાં ઉભો થયો છે અને આપણાં માંહે ધીમે પણ મજબુતાઇથી ઉભો થતો જાય છે.

લંડનમાં પ્રગટ થતાં 'બ્લૅક એન્ડ વાહીટ' નામનાં પત્રમાં લેડી વાયોલેટ ગ્રેવીલ નામે જાણીતી લેખક કહેછે તેમ "આજકાલ મર્દ અને ઓરત જોડે એક ત્રીજી જાતીનો જીવડો ઉત્પન્ન થયો છે જેને પુરૂષ બનેલી સ્ત્રી અથવા બરાબર બોલ્યે તો મર્દાની ઓરત કહી શકાય. આ એક નવીનવાઇ છે. સ્ત્રીની નાજુકીનો ગુણ હવે મરતો ચાલ્યો છે અને ઓરતજાતની એક નવી પ્રજા ઉભી થતી જાય છે જે આ નાજુકીને ધીકારતી જાય છે અને ખરાબમાં ખરાબ જાતના મર્દની નકલ કરતી ચાલી છે. આ નવી કીસમનો જીવડો મર્દ અને લગન એ બન્નેનો તીરસ્કાર કરનારો છે. આ એક લડવૈયો જીવડો છે, જે પોતાની કેળવણી ઉપર મુસ્તાક છે, પોતાનાં જ્ઞાન માટે મગરૂર છે, અને જે કહે છે કે અમને અમારૂં છુટાપણું જોઇયે છે. અત્યારસુધી ઓરતજાત સુલેહશાંતીની પુતળી ગણાતી હતી. દુનિયાંથી કંટાળેલો બેજાર થયલો મર્દ મોહબત અને આશાયસને માટે જેના તરફ નજર કરતો હતો તે આજતલક ઓરત હતી. પણ આજે જમાનો એવો આવ્યો છે કે જ્યારે દુનિયાંથી કંટાળો ખાનાર ઓરત થઇ પડી છે.

"એક ઓરતનું દીલ જે એકવાર માન, મોહબત અને મજહબનું મંદીર લેખાતું હતું, જ્યાં એક નાસ્તીક વટીક દોરવાતો અને ખેંચાતો હતો, તે હવે સખ્ત અને ખરતલ બનતું ચાલ્યું છે. આજે નાજુક,

નમ્ર, નીતિમાન સ્ત્રી કેજે એક ફેરેસ્તો છે તેને ઉપર મિસાલનાં મંદીરમાં પૂજાવા ગમતું નથી. તેને તો પોતાનો હક જોઇયે છે. તે તો હરીફાઇમાં ખડી ઉભી થવા નિકળી છે, તે તો મર્દની બાજુમાં નહિ, પણ તે મર્દની સામે તેના મદદગાર નહિ પણ તેના શત્રુ દાખલ, તેના રક્ષક ફેરેસ્તા તરીકે નહિ પણ તેના કાતેલ હમનબર્દ તરીકે આવી ઉભી છે! આ મોટામાં મોટો ગજબ છે. આ કાંઇ હાસ્યજનક નાટક નથી તો જોકે હાવભાવ તો સઘળા નાટકીજ જણાય છે. જયારે સ્ત્રી ચાલી ચલાવીને કેદમાં જવા જેવાં કામો કરે, સુલેહ જાળવવાની કબૂલાત આપવા ના પાડે, સંસારસુખ લેવાદેવાનું જાણે નહિ, બાપ બેટા કે ભાઇ ભર્થારની દરકાર વિના બેધડક મર્દોની ભચડાકચડીમાં ઘુસવામાં બેમલાહજો સમજે નહિ, બાળકના જન્મ કે વહાલની દરકાર કરે નહિ, મોહબતની જાળ કે જંજાળને હસી કહાડે અને બસ 'વેર અને કીનો' એજ મુદ્રાલેખ પોતાના વાવટા ઉપર કોતરીને મર્દની મુકાબેલ ઉભી રહેવામાં હક સમજે, ત્યારે કળિયુગની આખરી આવેલી કેમ કહી શકાય?"

જરબાનુને ઉપર દર્શાવેલા ઉભા થયલા સ્ત્રીઓના નવા વર્ગમાં આપણે કાંઇપણ આંચકી વગર મેલી શકીએ. તેણીને એકપણ બચ્ચું થયું હતું નહિ. ઘણાઓ એમ વિચારે છે કે આવા પ્રકારની સ્ત્રીને પેટે બચ્ચું અવતરે તો તેણીનો મર્દાની ખવાસ દુર થઇ જાય: સ્ત્રીજાતીના હાવભાવ અને નમ્રતા તેણીનામાં ઉત્પન્ન થાય. જયારે બીજા કેટલાકો એમ કહે છે કે આવી સ્ત્રી તો વાંજણી રહેલીજ સારી; કારણ જો તેણી માતા થાય તો તેણી પોતાનાં બચ્ચાંને તેમાં મુખ્ય કરીને જો બાળકી અવતરે તો તેને રખડાવી મારે અથવા પોતાના જેવીજ બેદરકાર અને કડવાસવાળી બનાવે. જરબાનુ પાસે પોતાની બાપીકી દોલત હતી જે બીનાએ તેણીના ધણી તરફની તેણીની બેદરકારીમાં વધારો કર્યો હતો. ધણીના નાસી જવાથી દુનિયાંને તેણી એમ સમજાવતી હતી કે સઘળા પુરૂષોને અને તેમાં સાથે લાગા પોતાના ધણીને ધીકારવામાં તેણી વાજબી હતી. ધણીના નાસી જવા પછી તેણી એકલી વૉર્ડન રોડ ઉપર આવેલો પોતાનો બંગલો, જેનું નામ તેણીએ 'ફ્રીડમ વીલા' આપ્યું હતું, તેમાં તેણી રહેતી હતી. વાંચનાર પુછશે કે આવી એક સ્ત્રીએ દીનુને ઉછેરવાની જંજાળ પોતાને માથે શું કરવા ઉપાડી

લીધી ? આનો ખુલાસો સહેલ છે. એક તો એ કે જરબાનુ પુરૂષ મંડળમાં તો શું પણ સ્ત્રી મંડળમાં વટીક ઝાઝી મેળાતી હતી નહિ. સારો દીવસ તેણી વિલાયત, અમૅરિકા જેવા દેશોમાં સ્ત્રીઓએ પોતાનું છુટાપણું મેળવવાને શું શું પ્રયત્નો કર્યા હતા અને કરતાં રહયાં છે તેનાં ચોપડી ચોપાનિયાં વાંચતી; પણ આ સઘળું છતાં 'ફ્રીડમ વીલા'માં એકલી હોવાથી તેણીને ભારે કંટાળો લાગતો. આથી તેણીએ વિચાર કીધો કે નાની દીનુને જો પોતાની પાસે રાખે તો તેની સંગતમાં તેણીને સોહવાઇ જાય, એટલુંજ નહિ પણ પોતાના વિચિત્ર પ્રકારનાં સ્ત્રીનાં છુટાંપણાને લગતા વિચારો તેણીનાં મનમાં તેણી પેવશ કરી શકે. વળી જાંહગીરની સાથે પરણુતાં તેણીને તેણી અટકાવી શકે, અને જ્યારે પોતે મરણ પામે ત્યારે તેણીને પોતાની માલમિલકતની જાળવણીનું સાધન બનાવે. આ તેણીની મનસબમાં ધાર્યા કરતાં તેણીએ વધુ ફત્તેહ મેળવી અને જાંહગીરને જે થંડો આવકાર મળવા લાગ્યો તેનું કારણ પણ આજ હતું. જાંહગીર તો વખ્તના વહેવા સાથે દીનુની તરફ વધુ ખેંચાતો રહયો, કારણ તેણી હવે એક નવજુવાન અને શોભીતી સુંદરીમાં બદલાઇ ગઇ હતી. જ્યારે પણ તેણી જરબાનુ સાથે ખુલ્લી ગાડીમાં ફરવા જતી ત્યારે જુવાનિયાઓની નજર પોતા તરફ ખેંચતી. દીનુની સબી જાંહગીરે કોઇ પ્રકારથી મેળવી હતી તે તે સદા પોતાની ઘડિયાળની સાંકળીમાં લઇ ફરતો હતો. હવે તે કમાતો થયો હતો, અને પોતાના કાકાની મદદ વગર તે પોતાનું ગુજરાન કરવાને એટલુંજ નહિ પણ જો તે પરણે તો પોતાની સ્ત્રી અને બચ્ચાંનું ગુજરાન કરવાને પુરતો શકતીવાન થયો હતો. તેણે ઘણીવાર વિચાર કર્યો કે તે હવે દીનુને તેણીની અદરાયલી હાલતની યાદ આપે અને તેણીને જલદી પરણી જાય. જ્યારે પણ તેણીની આગળ તે આ વાત છેડતો ત્યારે તેણી તે સફાઇથી ઉડાવી દેતી. મી૦ બહમનશાહ ને બાનુ સુના તો વિલાયત હતાં ને જરબાનુ તો તેને બીલકુલ કોઠું આપતી હતી નહિ, એટલુંજ નહિ પણ એક બે વખ્ત તો તેણી ઇશારો પણ કરી ચુકી હતી કે હવે તેણે વધુ વાર તે મકાનમાં તકલીફ લેવી નહિ. આથી તે ઘણો મુઝાયો. પણ તે હિમતવાળો હતો અને તેણે પોતાનાં મનમાં ઠરાવ કીધો કે તે મકાન તે સદાનું તજી જાય તે અગાઉ એકવાર તે દીનુને તેણીની કબુલાતની યાદ આપી પોતા સાથે પરણવાને સમજાવશે.

---

# પ્રકરણ ૩૨ મું.

## કુંવારી જીંદગીની સ્ત્રી હિમાયતી—અદરાયલા ભરથાર ઉપર અણગમો.

"વાત ન વળે તારી તાણ ને તુંદીથી;
માગ નમનતાઇથી, ચાહી મારી, અભીમાન ઉતારી."

જાંહગીર એકવાર એક ચોકસ ઠરાવ ઉપર આવતો કે તેને અમલમાં મુકવામાં ઢીલ કરતો નહિ. તેણે એકવાર વિચાર કીધો કે દીનુ સાથે તડ ને ફડ કરી દેવું એટલે બીજે દિને તે દીનુને મળવા 'ફ્રીડમ વીલા' મધે ગયો. આજે રવિવાર હતો એટલે તેને અવકાશ હતો, અને વળી સારે નસીબે મેડમ જરબાનુ શોપીંગે સીધારેલાં હતાં. એક નોકરે ખબર કીધી કે મિસ દીનબાનુ લાયબ્રેરીમાં હતાં અને તેણીએ કેહવાડયું હતું કે તેણી મી૦ જાંહગીરને માત્ર ૦૧ કલાકજ મળી શકશે અને એજ શરતે તેવણે અંદર આવવું. જાંહગીર આ સંદેશાની કાંઇપણ દરકાર કર્યા વગર અને પોતે દીનુનો હકદાર અદરાયલો ધણી હતો તે બીના ધ્યાનમાં રાખી લાયબ્રેરી તરફ ધસ્યો. મિસ દીનબાનુ એક 'રીકલાઇનીંગ ચૅર' માં અઢેલી પડયાં હતાં. તેણીએ એક ફકકડ આઇગ્લાસ લગાડયો હતો અને એક ચોપડી વાંચવામાં રોકાયલાં હતાં. જાંહગીરને જોતાં વાર તેણી સહેજ ઉઠી ખડી બેઠી ચોપડી પાસેનાં સ્ટેંડપર મેળી જાંહગીરને "કમ ઇન મી૦ જાંહગીર" કરી આવકાર દીધો, અને તેણે 'શેકહેન્ડ' કરવા માટે લંબાવેલો હાથ જાણે પોતે જોયો નહિ હોય તેમ પાસેની એક ખુરશી ઉપર બેસવાની નીશાની કીધી. જાંહગીર છેલ્લો દીનુને ચાર પાંચ મહિના ઉપર મળ્યો હતો. તેણી સીધી સરોવર જેવી ઉંચી અને આગળ કરતાં વધુ ટેકાવદાર દીસતી હતી. એક બાળક તરીકે આપણે જ્યારે આ દીનબાનુને ગ્રાંટરોડ ઉપરની કંટ્રાકટર બીલ્ડીંગમાં જોઇ હતી તે વેળાના તેણીના સ્વભાવનું કાંઇક વર્ણન હું આપી ગયો છું. હાલની છોકરીવન વયનો તેણીનો સ્વભાવ તેણીની અને જાંહગીરની વચ્ચેની વાતચીત ઉપરથીજ અચુક રીતે માલુમ પડી આવશે.

"વેલ મી૦ જાંહગીર" તેણી બોલી. "આજે 'સનડે' જેવે દહાડે 'અર્લી મૉર્નીંગ'માં તમે હયાં આયાચ તેનું કંઇ ખાસ કારણ હોશે. સહવારના તો હું હંમેશાં લાયબ્રેરીમાં રોકાયલી રેહુંચ ને દીલગીર છું કે તમોને ઘણો વખ્ત આપી શકશ નહિ."

જાંહગીર જરા તડખાયો. તેણે પોતાનાં નામ આગળનો "મી૦" બોલ બીલકુલ ગમ્યો નહિ. તેણે પોતાની 'સનહેટ' કાઢી થંડે પેટે પાસેની ખુરશીપર મેલી, પોતાના હાથમાંની લાકડી પણ ત્યાં ગોઠવી અને પછી પગ ઉપર પગ ટેકવી બોલ્યો.

"રીઅલી દીનબાનુ, હું તમો જેવાં એક રોકાણવાલાં બાનુને એમ રોકવા માટે ઘણોજ દલગીર છેઉં. ઘણા દહાડા થયા મેં તમને 'વીઝીટ' આપી'તી નહિ તેથી મેં ધાર્યું કે ચાલો આજે જાઉં. વલી મને એમબી લાગું કે મને જોઇને તમે નાખુશ તો થશોજ નહિ. કેમ, જરબાનુ કેમ છે? ઘેરમાં છે કે? અને તમારી પોતાની તબીયત કેમ છે?"

"થેંક યુ, મી૦ જાંહગીર, હું તો તદન વેલ છેઉં. જરબાનુ શોપીંગે ગીયાંચ. કાંઇ ન્યુઝ?" દીનુએ પુછ્યું.

"ન્યુઝ તમેજ નથી સાંભળી દીનબાનુ? હમણા તો બધી કલબે કલબ ને ઘેરેઘેર પેલી હોમાવરનની હમલીની વાત ચાલી રેહીચ. એને ધનજીશાહ ધનાપટેલના ભીખુ સાથનું એનું 'એનગેજમેન્ટ' તોડી નાખ્યું તેથી બધાં એને ટુંપી ખાયચ." જાંહગીર બોલ્યો.

"એમ કે તારે? આપ સાહેબબી તેમાં ભાગ લેવોચ કે? તમે એ બીચારીને મ્હોંને આયું બોલતા હોશો."

"નહિ દીનુ, હું કાંઇ તેમ કરતો નથી, પણ એટલું તો હું જાણુંચ કે કોઇબી મુસ્તકીમ કારણ જણાવ્યા વગર હમલીએ પોતાની પ્રોમીસને ભંગ કરવો નહિ હતો."

"પણ તમે કેમ જાણ્યું કે એની પાસે કંઇ મુસ્તકીમ કારણ નહિ હોશે? એની પાસે જે કારણ હોય તે કાંઇ 'પબ્લીક પ્રોપરટી' નહિ કહેવાય, ને તે જાહેરમાં મુકવાને એ કાંઇ બંધાયલી નથી."

" તે ગમે તે હોય દીનબાનુ, પણ એક વખતે પરણવાનો કોલ આપીને એ પ્રમાણે ફરી જવું એ એક વેલ બીહેવ્ડ ગર્લને વાસતે સારૂં કહેવાય નહિ. આજકાલ તો આપરી છોકરીઓમાં એ પવન ફાટી નીકરીયોચ. ગીયા છ મહીનામાં નહિ તોબી એવા તરન દાખલા બન્યા હોશે. આપરી છોકરીઓ તો બસ એમજ સમજવા લાગીચ કે અમને માટીડાઓની દરકાર શું છે. "

"અરે વાહ રે લાલાજી," દીનબાનુ બોલી. "ત્યારે તમે માટીડાજીઓ બધા સતનો કાંટો પહેરીનેજ ફરતા દેખું. તમારા લોકોનું સત તો કલબમાં પાંચશો ખરચવા ને બૈરીને કહેવું કે પચાશ રૂપરડીમાં ઘેર ચલાવ! માટીડાજીઓ ગમે તેમ કરે, પણ બૈરાંએ તો સદા નીમકહલાલ, બીનસ્વાર્થી અને ધીરજવંતાં રહેવું. તેઓએ સદા પોતાની સૂજતને તાબે થવું અને પેટમાં આગના સોહલા ઉડતા હોય તોબી વરજી ઘરમાં આવે ત્યારે હસતો મુખડો રાખવો અને કોઇપણ રીતે તેવણને નારાજ કરવા નહિ. ગરીબ બીચારા વરજી બે ઘડી કલબમાં થાકેલા જીવને આરામ આપી આવે ને રાતના બે વાગતે બારણું ઠોકે ત્યારે બૈરી થતીએ વરી ફફડવાનું કેવું! જરા ઉઠીને બારણું ઉઘાડયું તો શું કંઇ તબીયતનું નખ્ખોદ વરી જાયચ કે? ને વરી રાતને વખ્તે ફફડાત તે કેવો કરવો? બૈરી થતીની દાઢ દુખતી હોય કે માથું પકરયું હોય તો તેમાં મુન્જાકો શું છે? તેની તો ફરજ છે કે હંમેશાં હસતું રહેવું ને ધણીને હસતો રાખવો. 'હસતાં ઘેર વસતાં.' આય વીશમી સદીની શરૂઆતમાં તમે માટીડાજીઓ હજુર બૈરાંઓને પાલેલાં જનાવર સરખાં સમજોચ. જો છોકરીઓ બધી એકમતે ઉચ્ચારે કે માટીડાજીઓ બધા વાંદર કે પક્ષીઓથી વધુ નથી તો હું કેવી ખુશી થાઉં. વાંદરા વાંદરીઓ એકસરખાજ કાયદાઓને આધીન છે અને પક્ષીઓમાં નરો પોતાની માદાઓને માળા બાંધવાના અને બચ્ચાંને દાણો ખવાડવાનાં કામમાં મદદ કરેચ એટલુંજ નહિ પણ જ્યારે માદા કામમાં રોકાયલી હોય ત્યારે નર તેણીને ખુશ રાખવા ગાનતાન કરેચ, સમજ્યા મારા માનસઇ નરજી? જ્યાંસુધી માટીડાઓ એમ વિચારશે કે નીમકહલાલી, બીનસ્વાર્થીપણુ, સ્વભોગ, પતિવ્રતાપણું, સત્યતા, કરકસર વગેરે ગુણો સ્ત્રીઓમાંજ જોઇએ ને માટીડામાં નહિ, ત્યાંસુધી લગ્નનું બંધારણ નિષ્ફળ

નિવરશે. લગ્નની એકમાં વરબૈરીના ગુણદોષની થાપણ એકસરખી નહિ હોય તો તે એક સહેજમાં કરરરભૂસ થઇ જાય. ટુકમાં બોલું તો એક પુરૂષમાં એક સ્ત્રી કરતાં દ્રઢતાનો અંશ વધારે હોવો જોઇએ; જયારે એક સ્ત્રીની સઘળી ચાલચલણમાં મધુરતા વધારે જોઇએ. ચોકસ ગુણો સ્ત્રીઓ કરતાં મરદોમાં અને બીજા ચોકસ ગુણો મરદો કરતાં સ્ત્રીઓમાં વધારે ખીલેલા હોવા જોઇએ. પણ કરકસર, ધીરજ, નીમકહલાલી, સ્વભોગ, પતિવ્રતાપણું, સત્યતા એવા એવા ગુણો તો બન્નેમાં સરખાજ હોવા જોઇએ. અરે તમે ડાહ્યા કાગરાઓ, તમે બૈરાંઓને નબલાં સમજોચ અને તમારી માલમિલકતની સંભાળને ખાતર કાયદાઓ બાંધોચ, પણ તમારી સ્ત્રી-જાતીનાં મનની ખીલવણી વાસ્તે ને ઇજતના બચાવને માટે તમોએ શું કીધુંચ ને કરોચ ? હું હિંમતથી કેહુંચ કે કાંઇજ નહિ. તમે માટીડાજીઓ અમો બૈરાંઓને નબલાં કેહોચ અને હમે જયારે સીધે મારગેથી આડાં ફાટીએચ ત્યારે તમે હમારી ઉપર ઠપકાનો વરસાદ વરસાવોચ. પણ જયારે તમે પોતે તેવીજ રીતે આડા ફાટોચ ત્યારે વાત સહેજમાં પટાવી દેવોચ કે એમાં શું છે. ગમે તેમ હોય હું તો માટીડો છેઉં, માણસ સદા ભૂલ કરતું આવેલું છે, વગેરે વગેરે. પતિવ્ર-તાપણાનો ગુણ તમે સ્ત્રીમાં વખાણતા આવ્યા છો પણ તમારામાંનો એકાદ પુરૂપ જયારે બલજબરીથી એક સ્ત્રીને આડે મારગે દોરવેચ ત્યારે તમે તેને ન્યાતબહાર મુકતા નથી. પણ તેથી ઉલટું જાણે કાંઇ બન્યુંજ નહિ હોય તેમ તેને આબરૂઇજત આપો છો ને તેને તમારી મંડળીમાં છુટથી ભેલાવા દો છો અને કોઇ કોઇ વેળા તો તેનાં સારાં નસીબ માટે તમે તેને મુબારકબાદી આપો છો. વારંવાર તમે ફરીઆદ કરો છો કે અમે બઇરાંઓ ઘણાં ખરચાલુ છીએ, પોશાકનાં ઘણાં શોખીન છીએ, મોજીઆં મારવામાં જીવ ઘાલી રાખીએ છીએ, અનેસદા તમારા પસીનાનો પૈસો ઉડાવવાને તત્પર રહીએ છીએ. જે છોકરીઓને તેઓની માતાઓએ શ્યાણી, સાદી, નમાની, ઘેરરાખુ, કરકસરવાલી અને ઉદ્યોગી બનાવી હોય તેઓને તમે પસંદ કરતા નથી. તમે તો ધપ ધ-પીઓને પસંદ કરોચ ને જે સૌથી સુંદર વસ્ત્રાલંકાર સજતી હોય તેને નમોચ. તમે ગુલાબની સુગંધ લેવોચ અને ચંબેલીના સુગંધને ધીકકારોચ. 'ઉલટો ચોર કોટવાલને દંડે' એ કેહેતી તમારા બાબમાં સદા ખરી પડે છે. માટીડાઓ ગમે તે કરે તે સ્ત્રીઓએ શાંતપણે

સહન કરવું એ તમારા કાયદા અને રીવાજનું સાદું અને સુતરૂં તાત્પર્ય છે. તે કાયદાઓ સૌથી શ્રેષ્ટ ગણાય કે જે લગ્નની બાબદમાં બૈરાં અને માટીડાઓનાં શીરપર એકસરખી જોખમદારી નાખે. જ્યાંસુધી એમ થાય નહિ ત્યાંસુધી મારા વિચાર પ્રમાણે છોકરીઓએ કદીબી પરણવું જોઇએ નહિ."

આ લાંબુલચ જેવું ને ઝમકદાર ભાષણ સાંભળી જાંહગીર તો દંગ થઇ ગયો. તે વિચારવા લાગ્યો કે શું આજ પેલી નાની દીનુ જે જ્યારે બાળક હતી ત્યારે તેની પોતાની ઉપર હદ વિનાનું વહાલ દેખાડતી હતી અને તેની સાથે ભારે ઉત્સાહથી અને મમતાથી રમતગમતમાં જોડાતી હતી. દશ બાર વરસના અરસામાં આ કેટલો અજબ જેવો ફેરફાર! એ ફેરફાર શું ચોપડીઓએ તેણીની માંહે કર્યો હશે? અથવા શું હાલની પારસી સ્ત્રીકેળવણીની કસુરને એ આભારી હશે? ગમે તે હો, પણ દીનબાનુના સ્વભાવમાં હવે મોટો ફેરફાર તો થયો હતો અને તેણીને સમજાવી લેવાનું કામ હવે તેના ધારવા કરતાં વધુ મુશ્કેલ થઇ પડ્યું. આ સઘળા વિચારો તેનાં મનમાંથી વીજળીવેગે પસાર થઇ ગયા.

"દીનબાનુ, દીનુ, એ હું આય શું સાંભરૂંચ? તમે તો મારી આગળ હમે માટીડાઓની ખામીઓનું એટલું તો લંબાણ ટીપણું રજુ કીધુંચ કે તમારી દરેકે દરેક પોઇન્ટનો હું જો જવાબ વાલવા બેસું તો સાંજ પડતાંબી તેનો છેડો નહિ આવે. પણ દીનુ તમે ભુલી જાવોચ કે જે ધણી આગળ તમે આ લંબાણ ભાશણ કીધુંચ તે ધણી આજકાલના શોખીન અને રંગીલા કુંવારાઓની ઉપમા હેઠે આવી જતો નથી. તેઓની સફમાં બીરાજવાને તે રાજી નથી અને તે જન્મ સુધી કુંવારો રહેવા ઇચ્છતો નથી; પણ પરણ્યા પછી તે એક નમુનેદાર ભરથાર થઇ પડવાની આશા રાખેચ. મેં તમોને હમણા દીનુ કરીને બોલાવ્યાં ત્યારે મેં જોઇ લીધું કે તમે તમારાં નેણ ગુસ્સાથી ફેરવ્યાં. તમે વીસરી જાઓચ કે તમુને દીનુ કરીને બોલાવવાનો મને પુરતો હક છે. તે હક મેં આજે નહિ પણ વરસો અગાઉ મેળવેલો છે. તમે આ પણ ભુલી જાવોચ કે જે ભાશણ મારી આગળ તમે આજે કીધું તેની વરસો અગાઉ તમારાં માબાપે મને આપેલી કબુલાતમાંથી તમે કાંઇ મુક્ત થઇ શકવાનાં નથી. તમે તો

મારાં અદરાયલાં મોહરદાર છો, અને આજે અત્રે આવવાની મારી મતલબ માટીડાઓની રેહણીકરણી વીશે ભાશણ સાંભળવાની નહિ, પણ આપણાં લગ્નનો દીવસ નક્કી કરવાની છે."

ઉપલા બોલોએ દીનબાનુના ચહેરામાં ચિત્રવિચિત્ર ફેરફારો કીધા. એક પળ જેટલા સમયમાં તે ચહેરો ઘડીમાં લાલ તો ઘડીમાં ફીકોફચ જેવો થઇ જતો. તેણી બહુ ઉશ્કેરાયલી હાલતમાં બોલી:–

"ખરેખર, મી૦ જાંહગીર, તમારૂં આય બોલવું જેટલું અજબ જેવું તેટલુંજ રમુજી છે. હા–હા–હા. હવે કાંહ જાઉં ? તમે તો મને જબરી થથરાવી નાખી ! 'ડીઅર મી' ! તમે માટીડાઓ આટલાબધા ચપળ હોવોચ ને અમે બઇરાંઓને દંગ કરી નાખવાને આટલીબધી શક્તી ધરાવોચ એ તો કેથું આજેજ મેં જાણ્યું. ખરેખર, જો હું તમારી 'વીઝીટ'નું ખરૂં કારણ જાણતે તો હું તમને લખી વાલતે કે મેહરબાની કરી તમે અત્રે પધારવાની તકલીફ લેવીજ નહિ. હેં–હેં–હેં." વળી તેણી પાછી હસી. "હાઉ 'ફની.' મને તો જાણે એમ લાગેચ કે હું આજે એક 'એકસાઇટીંગ દ્રામા' જોવા આવીચ. શું તમે મારા અદરાયલા ભરથાર છેઓ? મી૦ જાંહગીર, તમોને પ્લીડર કોણે બનાવ્યા? તમો જેવા એક કાયદાશાસ્ત્રી આ વીશમી સદીની શરૂઆતમાં શું એમ કેહેવા માગોચ કે જેને તમે અદરાવાનું કેહોચ તેવીજ કંઇક 'સેરીમની' આપણા બેઉ વચ્ચે દશ બાર વરસ અગાઉ થઇ હોય, જે આપણે પોતે નહિ પણ આપણાં માબાપોએ કીધી હોય, અને જે 'સેરીમની' થઇ ત્યારે મારી ઉમર આંઠ અને તમારી અગીઆરની હતી; તે 'સેરી-મની' નાં બંધારણથી આપણી સમજમાં આવ્યા પછી આપણે બન્ને ચાલવાને બંધાએલાં છીએ ? તમારી સાદી સમજ તમુંને શું કેહેચ ? રીવાજ, ધર્મ કે કાયદો એ સઘળાં આ બાબદમાં મારી વીરૂધ જતાં હોય અને મને જો શુળીપર ચઢાવવામાં આવે તો તે ઉપરથી પણ તમારી સાથે પરણવાને હું ના પાડું ! આવી બેહુદી 'પ્રોપોઝલ' મારી આગળ લાયા તે અગાઉ તમારે બે વાર વિચાર કરવો હતો. એ 'પ્રોપોઝલ'થી તમો માટીડાઓ વીશે જે વિચારો હું બાંધી ચુકીચ તે વિચારો વધુ મજબુત થયાચ. ચાલો, હવે મહેરબાની કરી આપણી આય 'ઇનટરવ્યુ'નો અંત લાવો તો સારૂં."

"દીનુ, દીનુ, તું ભુલ કરેચ. મને જે બધું કહેવાનું છે તેમાંનું અરધુંબી હું બોલી રહયો નથી; જોકે આપણને અદરાયાને આટલો લાંબો વીલંબ થઇ ગયોચ છતાં તાહરી તરફનું બચપણનું માહરૂં વહાલ જરાપણ ઓછું થયું નથી. તું જો એમ ધારતી હોય કે આય તહારાં લાંબાં ભાશણથી તહારી ઉપરથી હું સદાનો હાથ ઉઠાવશ તો તેમાં તહારી મોટી ભુલ છે. પણ મને એટલું પુછવાની રજા આપશે દીનુ, કે તું શું જીવતાં સુધી કુંવારી રહેવા માંગેચ? અલબતાં તહારી હમણાંની હાલતમાં તો તું તેમ કરી શકે; પણ ધાર કે તું પૈસાટકાની જે સગવર હાલ ભોગવેચ અને ગુજરાનનાં જે જે સાધનો હાલમાં તહારી પાસ છે તે તહારી કને મોજુદ નહિ હોતે તો તું કુંવારી રેહેવાનું પસંદ કરતે કે?"

"અલબત! એક નહિ ને લાખ વખત. ગરીબીમાં પણ હું કુંવારી રેહતે અને હાલ માતબરીમાં પણ જો માહરૂં ચાલી શકતું હોય તો માહરી બધી બેહેનપણીઓને તેમ કરવાને હું ફરજ પાડું. માહરી પાસે જો પુરતા પઇસા હોય તો હું કુંવારી છોકરીઓનું એક સંસ્થાન વસાઉં, ત્યાં તે લોકોને વાસ્તે એક જુદીજ કોલેજ· સ્ત્રીશિક્ષકોના હાથ હેઠલ સ્થાપું અને ખેતીવાડી અને ઉદ્યોગહુન્નરનાં સઘળાં સાધનો સ્ત્રીઓની બાંહેધરી અને સહાયતા હેઠલ પુરાં પાડું. તે લોકોને ત્રણ વરસ સુધી કોલેજમાંથી બહાર પગ મુકવાને, કોઇપણ પુરૂષ સાથે વાત કરવાનો અને તેઓનાં કોઇપણ સગાંવહાલાંઓ સાથે કોઇ-પણ રીતનો સંદેશો ચલાવવા દેઉં નહિ. કોલેજમાંથી બહાર નીક-ળ્યા પછી વસાવેલાં સંસ્થાનમાંજ રહી ધંધો ચલાવવાના તેઓને સપત આપું. તે લોકની એક વોલંટીઅર કોર ઉભી કરૂં, તેની સરદારી હું લેઉં ને જરૂરીઆતને વખતે સ્વરક્ષણ કરવાનો હુન્નર તેઓને શીખવું. બૈરાં દરજીઓ, બૈરાં ગાંધી, બૈરાં ડૉકટર, બૈરાં દુકાનદાર, બૈરાં મોચી, અને ટુકમાં જયાં જુવો ત્યાં બૈરાં અને બૈરાંઓનીજ બલીહારી! ઠેકાણે ઠેકાણે 'વૉરનીંગ બોર્ડ' ઉભાં કરૂં કે કોઇપણ પુરૂશે જીવને જોખમે અમારાં સંસ્થાનમાં પગ મુકવો. 'નોવેલ આઇડયા!' કેમ ખરૂં કેની? શું ધાર્યું મી૦ જાંહગીર?"

"'નોવેલ આઇડયા' તો ખરો દીનુ, પણ મને લાગેચ કે સ્ત્રી સંસ્થાનને વાસ્તે તમે જે બધાં જોઇતાં સાધનો માહરી આગળ વીસ્તારીને કેહી ગીયાં તેમાં જે એક મુખ્ય સાધન જોઇએ તેજ તમે વીસરી ગીયાંચ. તમારી જો રજા હોય બાનુ, તો હું તે સાધન તમુંને કેહું."

"થેંક યુ. વલી તે સાધન શું છે?"

"તે સાધન સ્ત્રીઓને પુરવાની અને સ્ત્રીઓનાજ હાથ તલે ચાલતી એક દીવાનશાળા છે. મને તો લાગેચ કે આ સાધનનું પ્રમાણ તમારે ઘણું મોટું રાખવું પડશે; કારણ સંસ્થાન ઉંઘાડતાં વાર ઘણે મોટે દરજજે નાજુક પંથનીઓને એ સાધનનો લાભ તમારે આપવો પડશે. દીનબાનુ, આ સાધનનું વડપણ તમે પોતેજ લેવો તો સારૂં. ને વળી જો કબસની વખતે તમુંને તે માંહે પુરાવું પડે તો તમારી બદલી તેની સરદારી તમારાં વાલી જરબાનુના કરતાં કોઇબી વધારે લાયક હાથમાં જઇ શકે નહિ. બેઅદબી થતી હોય તો સેવક માફ માગેચ."

જાંહગીરના આ બોલોથી દીનબાનુને ચટકો તો ઘણો લાગ્યો, પણ તેણીએ મોહું ઠાવકું રાખ્યું અને બોલી "થેંક યુ. મી૦ જાંહગીર, તમારી આ ઉપયોગી દરખાસ્ત માટે હું ખચીત તમારી ઘણી આભારી થઇચ. પણ સારાં નસીબે હમારાં નવાં સંસ્થાનમાં તમે વીનવેલાં સાધનની કાંઇબી જરૂર પડશે નહિ; કારણ દીવાના પુરૂષોની ભુમીથી અને તેઓના ચેનચાલાઓથી સ્ત્રીઓ જો હજારો માઇલ દુર જઇ અળગ રહે તેર પછી દીવાનાપણાનો પવન તેઓમાં ફુંકેજ કયાંથી અને દીવાનશાળાની જરૂરજ કયાંથી રહે?"

"દીનુ" આ બોલીને જાંહગીર જરા અચકયો. તેણીની ઢબ એવી હતી કે તેણીને વહાલથી અથવા 'તું તાં' થી બોલાવવાનો વખત હજી આવી પહોંચ્યો હતો કે નહિ તે જાંહગીર સમજી શકયો નહિ. તેણે હજી તેણીની સાથે દીનબાનુના બેલકાબથી અને 'તમે હમે'થી વાતચીત કરવામાંજ સલામતી જોઇ. વાત હમણાં પુર રસ ઉપર ચઢી હતી, અને એક ચપળ કાયદાશાસ્ત્રીની નજરે તેણે જોઇ લીધું કે સ્ત્રી તરીકેની તેણીની કોમળતાને બાહેર આણવાનો અને તેણીનાં નાજુક મનને 'ફાઇનલ અપીલ' અથવા 'એડ્રેસ' કરવાનો વખત હજી દુર હતો; ખરૂં જોતાં તો તેની પોતાની

હાલની ઉશ્કેરાયલી હાલતમાં તેવી ‘અપીલ’ કરવાને તે પોતેજ અશક્ત હતો તેથી તેણે આગળ ચલાવ્યું.

“દીનબાનુ, માફ કરજે, પણ મને તો લાગેચ કે આવા વાહીઆત વિચારો તમારાં ભેજાંમાં જો લાંબો વખત રમી રેહશે તો સંસ્થાન વસાવ્યા અગાઉ કોલાબાની અથવા નવપાડાની મુલાકાત તમારે લેવી પરશે. મરદોને વાસ્તે તમારાં નાકમાં એટલી સુગ કેમ બેસી ગેઇચ તે હું સમજી શકતો નથી. પાંચ આંગલાં કાંઇ સરખાં હોતાં નથી. ગામ ત્યાં ઢેરવારો તો હોય. જેમ બધાં બૈરાં સારાં હોતાં નથી તેમ બધા પુરૂષો નઠારા હોતા નથી. હું તો એક પ્રમાણીક લાગણીનો, પ્રમાણીક નીષ્ટાવાલો, અને સાચો ગ્રહસ્થ છું. એકજ સ્ત્રીને મારો હાથ સપુરદ કરવાનો અને તેને જીંદગી સુધી સુખદુ:ખમાં વલગી રેહવાનો મેં નીશ્ચય કીધો છે. દશ બાર વરસ અગાઉ આપણાં માબાપોએ આપણને અદરાવ્યાં હતાં અને હાલ આપણે પરણવાની વયે પહોંચ્યાં છીએ ત્યારે આપણાં માબાપે લીધેલાં પગલાંથી મને જરાપણ શરમાવાનું અથવા પસ્તાવાનું કારણ મલ્યું નથી. હું કાંઇ એક ભમતો ભમરો નથી. જો તમે પરણવાને ના પાડશો તો બીજે ઠેકાણે મારી નજર દોડાવવાને બદલે તમારા એ તુંડીભર્યા તોરને કેમ તોરવો તેનો અભ્યાસ હું તે તોર તુટતાં તલક કરતો રહીશ”

“ભમતા ભમરા! જન્મ સુધી વલગી રહેવું! હા-હા-હા! એ બધું કેવું ‘ફની’ લાગેચ. આબાદ નાટકમાં સાંભળીએચ તેવું! મને તો તમારા એ બોલવાથી પેલી રોઝ, લીલી, અને વાયોલેટની વાત યાદ આવેચ. વલી તમે બધા માટીડાજીઓ ભમતા ભમરા નહિ તો શું છો? એક નહિ ને લાખ વખત, બાપેદાદે, સાત પાણીએ ધોયેલા પહેલા નંબરના ભમાતુ. જે જુદી જુદી કડીઓથી સંસાર બંધારણની સાંકલ બનેલી છે તે સાંકલ માંહેલી સૌથી ભયભીત કડી તે મરદ છે. તમારામાંના ઘણાઓ સોહામણા, મલતાવડા, પતામણા, અને હાજરજવાબી હોયચ. તેઓમાંના કેટલાક ખુશાલ અને દીલ બેહલાવનારી અથવા દીલ ઉશ્કેરનારી વાતો કરવાવાલા હોયચ, તો કેટલાકો વલી કવીરાજ અથવા ગ્રંથકર્ત્તા થવાનું ડોળ ધાલેચ. એવો એકાદ રમતાપંચી રૂમી ગુલાબનાં ફુલ આગળ જ્યારે જાયચ ત્યારે તેને કેહેચ કે ‘અરે

ગુલ, તું સોહામણું છે અને હું તુંને અતી વહાલથી ચાહું છું. મને લાગેચ કે તારી સેવામાં હું મારી આખી જીંદગી અર્પણ કરી શકું. જો તું મને વલતાં વહાલથી ચહાય તો એક આખી સદીના સત્યવાદી અને પ્રમાણીક વહાલથી હું તને ચાહીને અને વળગી રહીને તહારાં તે વહાલનો બદલો વાલી આપું !' ગુલે શકમંદ રીતે જવાબ દીધો કે 'તહારા જેવા રમતાપંચીની લભાંસ ઉપર કેટલો ભરૂસો મેલવો તે હું સારી રવેશે જાણું છું.' રમતાપંચીએ જવાબ વાલ્યો કે 'અમે પંચી પંચીઓમાંભી ઘણો ફેર રેહેચ. હું જાણુંચ કે અમારામાંના ઘણાએએ તહારા જેવી સુંદરીઓને થાપ આપીચ, પણ તે માંહેલો હું નથી. ખરૂં છે કે મને એક ભમાતુ ભમરા તરીકે પાંખો છે; પણ તે પાંખો તો મને સદા તહારી કને ખેંચી લાવશે. હું તો એકજ 'ગુલ'ને પસંદ કરવાવાલો છુ. બીજા પંચીઓ જેવો થાપબાજ હું નથી. હું કસમ લેઉં છું કે જો તું મહારૂં બોલવું સાંભળશે નહિ તો હું મરી જઇશ અને તેવાં મૃત્યમાં પણ સંતોષ માની લઇશ.' તે ગુલાબનું ગુલ આથી ખુશ થઇ ગીયું. તેણે વિચાર્યું કે આ પંચી મને કેટલોબધો ચાહેચ. બીજા પંચીઓની થાપબાજીનો દોશ એને શીર મેલવો વાજબી ગણાય નહિ. આમ કહી તે ગુલાબનાં ગુલે પોતાનો સૌથી ખુશબોદાર સોહડમ કાઢવા માંડયો, અને પોતાનું તનમન પંચી રૂમીને અર્પણ કીધું. પંચીએ લેવાય તેટલી સુગંધ પોતાના શ્વાસમાં લીધી, ચુસાય તેટલો રસ ચુસ્યો અને પછી ગુલને તજી દઇ ચાલવા માંડયું. ગુલેગુલાબે સવાલ કીધો કે 'તું કયાં જાયચ?' પંચીએ જવાબ દીધો કે 'કયાં જાયચ પુછોચ? ભાઇબંધ ગુલો જેઓ તહારા હરીફ છે તેઓને મળવા હું જાઉંચ.'

"'પણ તેં સોગંદ લીધા હતા કે તું મને સત્યવાદી નીવડશે' ગુલેગુલાબે કહયું.

"'તે તો હું જાણુંચ મહારાં વહાલાં ગુલાબ' પંચીએ કહયું. 'તે તો માત્ર ભમાતુ ભમરાના રમતાપંચી કસમ હતા. તેની ઉપર તેં કેટલો આધાર રાખવો તે તહારે જાણવું હતું.' ત્યારપછી તે એક સુંદર લીલીનાં ફુલ આગલ ગયો. આ અરસામાં એક કદરૂપા તીડે આવી ગુલાબને ડંખ માર્યો. તેણે મદદને માટે

પંચીને હાંક મારી, પણ આ હાંકનો કાંઇપણ જવાબ વાલવાના તેણે મગરૂરીથી અખાડા કર્યા; કારણ તેને મનસે ગુલાબ ભુતકાળનું અને લીલી વર્ત્તમાનકાળનું ફુલ હતું. તેનામાં જેટલી સત્યતાની લાગણીનો તેટલોજ આભારી લાગણીનો ટોટો હતો.

"રમતાપંચી રૂમી સારી રવેશે જાણતો હતો કે લીલીની સાથે તેને જુદીજ રીતે વર્તવું પડશે, અને તેમ કરતાં ખુશામતખોરી ભાશાનો મોટો જથ્થો તેને ખાલી કરવો પડશે. તેણીની આગળ પહોંચતાં વાર તે બોલ્યો 'અરે સુંદર લીલી, પેલું ગુલેગુલાબ તો એમજ ધારે છે કે સઘલાં ફુલોમાં તેની પોતાની સુંદરતા શ્રેષ્ટ છે. તે બેવકુફ એમ વિચારે છે કે તે ફુલોની રાણી છે. તે ખુબસૂરત છે તે ખરી વાત છે, પણ તહારી ખુબસૂરતી આગળ તેણીની ખુબસૂરતી પાણી ભરે છે. તેણીનામાં સુગંધ છે, પણ તે સુગંધ તહારાં બદનમાંથી નીકળતા ખુશનુમા અને દીલપઝીર ખુશબો આગળ સદંતર બેમાલુમ થઇ જાય છે. તહારાં સુંદર સરોવર જેવાં શરીર આગળ તેણીની આકૃતી શું બીસાદમાં છે? એ આકૃતી તો માત્ર એક ફીકા કોબીના દડા જેવી છે. તહારી દુધ જેવી ચોખ્ખી સફેદ ચામડીની સાથે શું કોઇપણ ફુલની ચામડી હરીફાઇ કરી શકશે? હું ખરૂં કેહુંચ વહાલાં લીલીબાનુ કે તમારી જોડી આખી દુનીયાંમાં મળવી મુશ્કેલ છે.' તે બેવકુફ લીલી રમતાપંચીની વાત કાંઇક ખુશાલીથી અને ધ્યાનથી સાંભળે છે. રમતાપંચીએ તે જોયું અને આગલ પગલાં ભરવા માંડીયાં. ખરડાયલા પગ તે ગાલીચા વેર લાવીયો અને લીલી સાથે પ્યારની વાતો કરવા લાગ્યો. લીલીએ એક નીસાસો નાખ્યો અને બોલી:–

"'અરે રમતાપંચી, તું જો એક ભમતો ભમરો નહિ હોતે તો તું જે કેહેચ તે સઘલું નહિ તો તે માહેલું અરધું પણ હું ખરૂં માનતે.' ભમરો લગાર જુસ્સાથી બોલ્યો 'ત્યારે તો તમે મને ઓલખતાંજ નથી. હું આકારમાં ભમરો છું, પણ એક ભમરાનાં હૈયાં જેવું માહરૂં હૈયું નથી. હું તુંને અંતઃકરણથી ચાહું છું. તું જો તહારો પ્યાર મને આપે તો હું તને નીમકહરામ કેમ થાઉં? તું શું સઘળાં ફુલોમાં સૌથી વધુ સુંદર નથી? ત્યારે બીજાં કોઇ-પણ ફુલને હું તહારાં કરતાં વધારે પસંદ કેમ કરી શકું? ખચીત

નહિ. મ્હારી આખી જીંદગી સુધી લીલી અને લીલી વગર બીજું કોઇ-પણ મને ભાવવાનું નથી.' લીલી આથી ફુલણજી બની. અને તેણીએ રમતાપંચીને ગલે લગાડયો. 'અરે મ્હારા વહાલા, શું તું મને સર્વ કાળ ચહાશે નહિ? હું તો હવે સદાકાળ તહારી થઇ ચુકી છું, કે જેમ તું મ્હારા વહાલા પંચી મ્હારો પોતાનો થઇ રહયો છે.' 'ખરૂં કેહું તો મ્હારી વહાલી લીલી' પંચી બોલ્યો. 'તું સુંદર તો છે, પણ તાહરો સુગંધ એટલો તો જોરમંદ છે કે તે કોઇ કોઇ વેળા કંટાળાસમાન થઇ પડે છે અને ઘણાકોને તેથી ફરજયાત દુર નહાસવું પડે છે. જયારે હું એ બાબદનો વિચાર કરૂં છું ત્યારે મ્હારૂં મગજ ભ્રમીત થાય છે, પણ હું વિચારૂં છું કે આખર કરે પણ ગુલેગુલાબ તહારા કરતાં વધુ ખેંચાણકારક છે. ચાલ, હવે વેક, ડાહી થા, ને મને જવા દે. હું તો આખર કરે પણ ભમતો ભમરો છું. તહારી કને સઘળો વખત પડી રહેવાનું મને પાલવે નહિ. મ્હારે બીજાં ફુલોની મુલાકાત લેવી જોઇએ. જેવો ઇશ્વરે મને પેદા કર્યો તેવો મ્હારે નીવડવું જોઇએ. મ્હારા કુદરતી સ્વભાવની સામે હું કેમ થઇ શકું? છેલ્લી સલામ.'

"આમ કહીને રમતાપંચી બીકણ વાયોલેટ જે વેલાઓની માંહે શરમાળપણે ભરાઇને બેઠું હતું તેની આગળ ઉડી ગયો. તેના મીઠા ખુશબો ઉપરથી તે કયાં છુપાયું હતું તે તેણે પારખી કાઢયું. 'મીઠાં સર્વોપરી વાયોલેટ! હું તુંને કેટલુંબધું ચાહુંચ. બીજાં ફુલો સુંદર હશે, પણ તેટલાંમાંજ તેઓની ખુબીનો અંત આવે છે. તું તો વલી નમ્ર અને શરમાલ છે, અને તહારા સુગંધની હરીફાઇ કોઇપણ ફુલ કરી શકે નહિ. હું ગુલે-ગુલાબની અને લીલીની ઘણું તો વખાણ કરૂં, તેઓની સુંદરતાનો કોઇ કોઇ વેળા વિચાર કરૂં, પણ મ્હારૂં જીગર કેમે કરી તેઓને અર્પણ કરી શકું નહિં. માત્ર તેં અને તેંજ મ્હારા જીગરમાં હંમેશગીનું ઘર કીધું છે. જો તું મને તહારો પ્યાર આપે અને મ્હારી સાથે પરણે, કારણ પરણ્યા વગરના પ્યારમાં હું માનતો નથી તો આપણે બન્ને જણ સાથે આ સુંદર વેલાઓની શીતળ છાંયા તળે સુખી અને નિર્મળ જીંદગી ગુજારીએ. નવ નવાલામાં પડીએ નહિ ને નવ ધીક ખાઇએ નહિં.' વાયોલેટ બાપડાંએ જવાબ દીધો કે 'ખચીત, તમો કેહોચ તેમ થાય તો મને તે ઘણું પસંદ પડે. પણ હું તો એક શરમાલ અને નમ્ર ચીજ છું;

અને તમે તો ભપકાદાર ચકચકીત રોનક ધરાવો છો. મને ઘણાઓએ ચેડવી છે. મેં સાંભરીયું છે કે ભમતા ભમરાઓ સદા બિન-ભરોસેદાર હોય છે.'

"'શીવ, શીવ,' રમતાપંચી બોલ્યો. 'આ કેવું દુઃખભર્યું છે! મહારી આવી ગીબત કોણે કરી હશે? એ સાંભળીને માહરૂં તો હૈયડુંજ ફાટી જાય છે. તમારૂં શરમાલપણું જેને તમે આટલુંબધું ઉતારી પાડો છો તેનેથીજ મહારૂં દીલ તમારી તરફ દોરવાયું છે. બાગમાંનાં કોઇબી ફુલ તરફ સેહજ પણ નજર ફેંક્યા વગર એકાગ્રચીતે સેવક તમારી હજુરમાં હાજર થયો છે. મને જે જોઇએ છે તે તમારાં જીગર જેવું નાજુક પ્રમાણીક જીગર છે કે જે સર્વકાળ મહારૂં થઇ રહે.' ત્યારપછી તેણે વાયોલેટને સદાકાળ ચહાવાના કસમ લીધા, અને કહયું કે કેટલીક મુશ્કેલીઓ જે તેને નડતી હતી તે દુર થવે તે તેણીની સાથે લગ્નના ગાંઠથી જોડાશે. ગરીબ બીચારૂં વાયોલેટ! તે ભમતા ભમરાની વાતથી ભમાઇ ગયું. તેણીએ તેને ચહાવાની અને તેની થઇ રહેવાની કબુલાત આપી. લાંબો વખત ગયો નહિ કે રમતા-પંચી વાયોલેટને પણ તજી ગયો. જ્યારે તે જવા નીકરીયો ત્યારે તેણીની આંખો આંસુથી ભરાઇ આવી અને તે બોલી. 'શું ખરેખર તમે મને તજી જશો? મને શું લ્યાં આ બીજાં સઘળાં ફુલફળાદીની તાનાજાની અને ઠઠ્ઠામશ્કરીનાં બાણુની સામે એકલે હાથે લડવાને તમે મને મુકી જશો? ખચીત તમે તેમ નહિ કરશો. મહારૂં નમ્ર પણ પ્રમાણીક હૈયું મેં તમોને સદાનું અર્પણ કીધું છે, અને હવે તમારા વગર મને ચાલે તેમ પણ નથી. મહારી સર્વથી કીમતીમાં કીમતી ચીજ મેં તમોને આપી દીધી છે. શું તે લઇને તમો ચાલતા થશો અને ફરી તમે આવશોજ નહિ? તમે શું એટલાબધા ઘાતકી છો? ઘાતકીપણાની એ તો હદ થઇ! હું નથી ધારતી કે દુનીયાં એટલી-બધી દયાહીન હોય. મને કહોની કે તમે પાછા આવશો?'

"'ખચીત, મહારી વહાલી, હું ઘણોજ દીલગીર છું ને મને તહારૂં બહુ લાગે છે. પણ પાછું તો મહારાથી ફરાયજ નહિ. તું જાણે છે વહાલી કે હું એક ગ્રહસ્થ આસામી છું અને દુનીયાંમાં મહારો ટેક જાળવીને મહારા દરજાને છાજતી રીતે રહેવું જોઇએ. ખચીત એ

સઘળું તું સમજતી તો હોવીજ જોઇએ. તું કહે છે કે તું મહારી ઉપર ઘેલીદીવાની બની ગઇચ. એ સઘળું તો ખરૂં, પણ તું જો મહારી હાલતમાં પોતાને મુકાયલી જોય તો આજે હું જેમ વર્તુ છું તેમજ તું પણ વર્તે. ચાલ, હવે છેલ્લી સલામ. હું હવે જાઉં છું. જેમ બને તેમ જલદી મને વીસરી જજે.' ગરીબ બાપડાં વાયોલેટે આથી આપઘાત કર્યો. તે આપઘાતનો હેવાલ બીજે દીવસના છાપામાં ભમતા ભમરાજીએ વાંચ્યો. પણ તેણે એકપણ નીસાસો નાખ્યો નહિ, એક નાની જેવી હાય પણ મારી નહિ અથવા એક જીણું મછ જેવું આંસુ પણ પાડ્યું નહિ.' "

ઉપલું દ્રષ્ટાંત પુરૂં કર્યા પછી દીનબાનુ બોલ્યાં:—

"સાંભરીયું મહારા જાંહગીર શેઠ? તમે રંગીલા—છબીલા માટીડાજીઓ ને પેલા ભમતા ભમરા વચ્ચે શું ફેર છે? તમે બધા સ્ત્રીજાતીઓના સામાન્ય દુશ્મનસમાન છો, છતાં જે ધીરજથી તમે રોઝ, લીલી, ને વાયોલેટની વાત સાંભરીચ તે ધીરજને વાસ્તે હું તમને 'કોમ્પ્લીમેંટ' આપુંચ. એ 'કોમ્પ્લીમેંટ' તમે લોકો પેલા ભમતા ભમરાઓ જેઓ સ્ત્રીજાતીનો શીકાર કરવાને સદા ભમતા રહે છે તેઓને આપો છો તેના કરતાં તદન જુદીજ છે. ખરૂં કેની? એ ભમતા ભમરાઓને વાસ્તે તો તમે લોકો કહેવોચ કે જયાંજયાં તેઓ પગ મુકેચ ત્યાં ફતેહ ને ફતેહજ થાયચ. ગરીબ બાપડીઓને ઠગવામાં તેઓ મોટા ઠગબહાદુર ગણાય છે. મોટી મોટી મંડળીઓમાં પણ તેઓ પોતાની ખુનરેજીનાં બી આમતેમ વાવે છે; પણ મેં કદીબી સાંભરીયું નથી કે એવા ભમતા ભમરાઓને તમો શેઠીઆબાહદુરો તમારી કલબમાંથી અથવા મંડળીમાંથી દુર કરો છો."

"પણ, દીનબાનુ, તમે હમણાં મને કેહી ગીયાં કે સ્ત્રીઓનું સંસ્થાન જ્યારે તમે વસાવો ત્યારે ત્યાં કોઇપણ પુરૂશને તેના જીવના જોખમે દાખલ થવું એવાં 'નોટીસ બોર્ડો' મારશો. ત્યારે ખરેખર કોઇ પુરૂશ ત્યાં દાખલ થાય તો તમે તેને શું કરો? ધારો કે હુંજ તમારો હકદાર અદરાયલો ધણી ત્યાં મહારા પોતાના લેબાશમાં અથવા ઠગાઇથી સ્ત્રીવેશે દાખલ થાઉં અને તેમ કરતાં પકડાઇ જાઉં તો પછી તમે તેવા કેસમાં કેવી રીતે વર્તો?" જાંહગીરે પુછ્યું:

"ઇનડીડ મી૦ જાંહગીર, તમે આવો સાદો સવાલ મને પુછોચ તેથી મહારાથી હસ્યા વિના રેહેવાતું નથી. એ સવાલજ દેખાડેચ કે તમારા લોકોની સમજશકતીનો રખશ કેટલી હદસુધી દોડી શકેચ. વલી જ્યારે સ્ત્રીજાતીનું એક ખાસ સંસ્થાનજ સ્થાપીએ, અને તેનો કારોબાર અને બંધારણ સંગીન અને નવીજ ઢબ ઉપર રચીએ, ત્યારે કોઇપણ બાબદમાં જો કોઇપણ સ્ત્રી કે પુરૂશ, કહો કે સંસ્થાનનું કે તેની હદબહારનું હોય, તેની સાથે એકસરખી રીતે અમારે વર્તવું પડે. તમે જો અમારે કાયદો તોડીને અમારાં સંસ્થાનમાં દાખલ થાવો તો તેવા બીજા ગુન્હેગારોની માફક તમને ત્રણ લાકરે લટકવું પડે અથવા તમારૂં માથું અમારી સ્ત્રી જલ્લાદને સ્વાધીન કરવું પડે." આ સાંભળીને જાંહગીરથી એક નાનો જેવો પુકાર માર્યા વગર રહેવાયું નહિ.

"બાપરે, દીનબાનુ, શું ખરેખર તમે દીનબાનુ છો કે હું તમારા ઓળા સાથે વાત કરૂં છું? શું જરબાનુની કેળવણી અને ચોપડીઓનાં વાંચણે તમારાંમાં આટલોબધો ફેરફાર કીધો છે? શું સ્ત્રીકેળવણીમાં આવી રીતનું અતેરૂં થાય છે? જો એમજ હોય તો ધુળ પડજો એવી કેળવણી ઉપર! સ્ત્રીઓને શું ખોદાએજીએ મરદોનાં જેવાંજ પેદા કર્યાં છે? શું આ દુનીયાંમાં તેઓની ફરજો અને રહેણીકરણી એક પુરૂશની ફરજ અને રહેણીકરણી કરતાં જુદીજ રીતનાં નીમી આપેલાં નથી? મને તો લાગેચ દીનબાનુ કે તમે શું કેહેવોચ તેનું તમોને મુદલ ભાન નથી."

"જાંહગીરજી શેઠ, તમે એટલા તપી ના જાવો. તમે જ્યારે અહિંયાં પેહેલા આવ્યા ત્યારે આપણી મુલાકાત આટલી લંબાશે એમ મેં સ્વપ્ને પણ ધાર્યું હતું નહિ અને તેને હું લંબાવા દેતે પણ નહિ. હાલની તકરાર મને એટલી તો 'ઇનટરેસ્ટીંગ' લાગેચ કે મને તેનો છેડો લાવ્યા વગર છોડી દેવા ગમતી નથી. તમારા છેલ્લા બોલો ઉપરથી તમે એમ ધારતા દીસો છો કે ખોદાતાલાએ તમુ લોકને અમારા કરતાં વધારે ઉંચ પ્રકારના પેદા કીધા છે. પણ એમ જો તમે સમજતા હોવ તો તેમાં તમારી મોટી ભુલ છે. જ્યારે તે દાવરે દાદગરે આ દુનીયા પેહેલી પેદા કીધી ત્યારે તે માત્ર પ્રવાહી રોશણીના ઝળકાટસમાન હતી. રફ્તેરફ્તે તેનાં મધ્યબીંદુમાં મોજારૂપી આકારમાં તારાઓ પેદા થયા. આ તારા-

ઓએ સૂર્યની આસપાસ ફરીને ગ્રહો પેદા કીધા. ત્યારપછી રાક્ષસની પેદાયશ થઇ, અને રાક્ષસની પુઠે મનુષ્યજાતીની વૃધી થઇ. આ માણસાઇ પેદાયશ પોતાનાં બદન ઉપર પેહેલાં તો લાજ ઢાંકવા કાજે ડીબાં વટી છુદણાં પાડતાં હતાં, અને પછી ચામડાં ઓઢવા લાગાં. શરૂઆતમાં તેઓ જંગલી હતાં અને નબળાં ઉપર જોરેમંદ સદા ફાવી જતા હતા. સાદા બોલમાં કેહું તો 'મારે તેની તલવાર' સરખો જમાનો હતો. હાલ પણ હલકી વરણનાં અને જંગલી લોકોમાં એવોજ મામલો જોવામાં આવેચ. જે સ્ત્રીઓ હવે પછી રીવાજના ઘાતકી દેવની સત્તાનો અનાદર કરી, તેની બેડીને તોડી નાખી, સ્ત્રીઓની સામેના પુરૂશજાતીના અભાવને અને દાબદબાણને તથા તેઓ ઉપરના અઘટીત અંકોશને કચડી નાખશે તે સ્ત્રીઓ ખરેજ પોતાની બેહનપણીઓના મોટામાં મોટા આભારને પાત્ર થશે. જે સ્ત્રીઓ એવું દેખારશે કે મરદ અને ઓરતને બનાવનાર એક ખોદા સીવાય તેઓનાં કરતાં બીજું કોઇ સર્વોપરી નથી તેઓ પોતાની બેહનપણીઓનો અખુટ ચાહ ખેંચી લેશે. અંકોશનાં બંધારણને તોડી નાખવાનાં કામનો પાયો નખાઇ ચુકયા પછી પોતાની ચડતીની ઇમારત બાંધવાનાં કામનો જોખમ તે પાયો નાખનાર બેહનપણીઓનાં શીર ઉપર રહેશે. કેટલાકો કહે છે કે સ્ત્રીઓનાં ભેજાંમાં મરદોનાં ભેજાં જેટલું ભુસું સમાયલું હોતું નથી. પાઘડીની અકકલ કયાં અને શીરબાનાની અકકલ કયાં? પણ એમ તો જાંહગીર હું ઘણા માટીડાઓને ઓલખુંચ કે જેઓનાં માથાં ઘણાં નાનાં હોયચ અને તેમાંનાં ભુસાંની કોટાઇ, તેઓનાં હરીમધરીમ જેવાં બદનોથી વલી રેહે છે. ભેજું એક એવી ચીજ છે કે જે વાપર્યાથી અને કસિયાથી આપણાં બદનની માફક તે ખીલે છે. હું તો એમ કેહું છું કે બૈરાંઓના તથા માટીડાઓનાં ભેજાંની શકતી એકસરખી હોય છે. તફાવત એટલોજ છે કે મરદો પહેલાં મેદાન પડયા. તેઓએ પોતાનું તન અને મન સ્ત્રીઓનાં કરતાં વેહેલું કસવા માંડયું તેથી તનની તેમજ મનની લડાઇમાં તેઓએ સ્ત્રીઓ કરતાં અસાર અગાઉ ઘણો સારો દેખાવ રજુ કર્યો. આ પ્રમાણે સ્ત્રીઓએ મરદોની બરોબરી કરવામાં ઘણો વખત ખોઇ દીધો, પણ તેથી કાંઇ એમ ઠરતું નથી કે તેઓ તેવી હરીફાઇ કરવાને અને તેઓનાં બરોબરીયાં થવાને નાલાયક છે. તનમનની ખીલવણીમાં સ્ત્રીઓ પછાત પડી તે છતાં આગળા જમા-

નાની સ્ત્રીઓનાં બદનો મરદો કરતાં વધુ સેહેલાઇથી ઉછરી આવતાં અને તેઓ વધુ લાંબી જીંદગી ગુજારતાં. મહાન પુરૂશો વખતોવખત આ દુનિયાંની સપાટી ઉપર મોટી સંખ્યામાં ઉગી નીકરીયા. પણ તેથી કાંઇ એમ ઠરતું નથી કે મહાન સ્ત્રીઓ દુનિયાંમાં પેદા પડીજ નથી. નહિ, તેથી ઉલટું વખતોવખત સ્ત્રી લડવઇયાઓ, સ્ત્રી રાજકર્તાઓ, સ્ત્રી ડૉકટરો, સ્ત્રી વકતાઓ, સ્ત્રી મુસાફરો, સ્ત્રી ગ્રંથકર્તાઓ, સ્ત્રી વાર્તાનવેશો, સ્ત્રી સુધારકો કેટલીક એવી થઇ ગઇ છે કે જેઓએ પોતાના જમાનાના મરદોને હરીફાઇમાં ટક્કર મારી હતી. હવે જમાનો એવો આવતો જાયચ કે દુનિયાંની દરેક ખાનગી તથા જાહેર બાબદોમાં સ્ત્રી માથું મરદ માથાંની સફમાં ઉભું રહીને બાથોબાથ અને ખભેખભું કામ કરશે. રાજદ્વારી મંડળોમાં એક સ્ત્રી માથું તો એક મરદ માથું, ઘરસંસારમાં એક સ્ત્રી અને એક મરદ, દુનિયાંનાં ગુચવાડાભરેલાં કામકાજોમાં મરદ તથા સ્ત્રી, પરોપકારી કામોમાં સ્ત્રી તથા પુરૂશ, વીદ્યાહુન્નરો અને ગુપ્ત બાબદોની શોધ કરવામાં સ્ત્રી મરદોનો કીમતી મદદગાર થઇ પરવાની. ગાયનવીદ્યાનો હુન્નર, ચીતારાનો હુન્નર, ટીકાકારોનો હુન્નર, કોતરકામનો હુન્નર, એ સઘળા હુન્નરોને ખીલવવામાં મરદના જેટલોજ ઉપયોગી ભાગ સ્ત્રીજાતી ભજવશે." ઉપલું ભાપણ કરતી વેળા દીનબાનુનો ચહેરો ઉસ્કેરાઇને લાલ થઇ આવ્યો હતો. જાંહગીરે જોયું કે વખ્ત વહેતો ચાલ્યો હતો અને જે ઘડી જાય છે તેમાં જરબાનુ આવી પહોંચશે, માટે હવે 'ફાઇનલ અપીલ' નો વખ્ત આવી પહોંચ્યો હતો તેથી તે બોલ્યો.

"દીનુ, દીનુ, જે વખતે આજ લગભગ બાર વરસ અગાઉ આપણે સાથે રમતાં હતાં, બાગમાં સાથે ફુલ તોડતાં હતાં, જમીનપર દડા ફેંકતાં હતાં, હવામાં પતંગ છોડતાં હતાં, એકએકનાં ગલાંમાં દોરી નાખીને અથવા ઝભલાંની કોર પકડીને ઘોડાદાવ રમતાં હતાં, માયદીકરાં અને વરબઇરીનો ફારસ ભજવતાં હતાં, તે શું તું ભુલી ગેઇ? એક વખતે જ્યારે પેલી નાપાક 'તાઇફાઇડ ફીવરે' મારી ઉપર ગલબો કીધો હતો અને હું સાજો થવા આવ્યો ત્યારે તું મારી આગળ બેસીને મારાં ગલાંમાં હાથ નાખી મને પાના, દામ, અને શેતરંજ ખેલવાને લલચાવતી હતી. મારી પાસે નાનાં નાનાં મધુર ગીતો ગાતી અને રમુજ

વાર્તાઓ તું વાંચતી હતી તેઓ શું તું ભુલી ગઇ? બાવાજી અને બહમનકાકા અને ડૉકટર તે વખતે તુંને મારી પાસેથી ખીસાડી મુકવાની ફેકટમાં કોશેશ કરતા હતા ત્યારે તું તે ઉડતા તાવની જરાપણ દરકાર કરતી'તી નહિ. બગદાદનો ખલીફ, અલાદીનનું ચમત્કારીક ફાણુસ, શાહનામાની સુંદરીઓ, એ બધી વાર્તાઓ કલાકો સુધી થાક ચઢવા છતાં મારી આગળ કોણ વાંચતુ હતું? તુંજ કેની દીનુ? જે દીનુ ઉડતા રોગથી ડરી નહિ તેજ દીનુનાં નાકમાં પોતાના જાંહગીરને માટે આજે કેવી ગંધ ગઇચ; જોકે તે જાંહગીર તો કોઇબી રીતે તહારે માટે નાલાયક થયો નથી, પણ દરેક પ્રકારે તુંને સુખી કરવાને શકતીવાન થયોચ. તે વખતે તું મેરીને કે બીજી કોઇબી છોકરીને મારી સાથે રમવા દેતી'તી નહિ, અને જો હું તેમ કરૂં તો તું રીસાઇ જતી'તી, અને હવે કેટલો ફેરફાર? હવે તો તેજ દીનુ મને પોતાની હાજરીમાંથી કઇ પળે સદાનો હાંકી કાઢશે તે પણ હું ખાતરીથી કેહી શકતો નથી. આ દુનીયામાં મરદ અને ઓરતને પોતાનો સંસાર સુખી કરવાને માટે એકેકની મદદની, સલ્લાહની તથા આધારની મોટી જરૂર છે. એમ છતાં દીનુ તું જો મહારી સાથે પરણશે તો તું કાંઇ મહારા ઉપર આભાર કરનાર નથી. તેમ કીધાથી તું માત્ર તહારો આપેલો કોલ પાલશે, તહારાં માબાપની નોક જાળવશે, અને તહારી ફરજ અદા કરશે." દીનુએ અગાઉની માફક હસવાની કોશેશ કીધી, પણ તે હસવાનું જેવું પેદા થયું તેવુંજ તે તેણીના હોઠો ઉપર મરી ગયું પણ તેથી કાંઇ તેણી બોલતાં અચકાઇ નહિ.

"જાંહગીર, જાંહગીર, એ તમે બધું બોલ્યા તે ખરૂં, પણ તમે ભુલી જાવોચ કે બાળવસ્થામાંથી નીકલીને હું સ્ત્રી અવતારે પહોંચી છું. હવે તો હું મોટી બઇરી થઇચ, માહરી સમજમાં આવીચ, ઉમરની અને દહારેવારેની થઇચ અને મારી મનશક્તીનો ને અકલનો મારી મરજી પ્રમાણે ઉપયોગ કરવાને હું મુંખત્યાર થઇચ. દીનબાનુ કાંઇ બુચી દીનુ નથી, અને બુચી દીનુનાં કાર્યોની તે જવાબદાર નથી. માયદીકરાં રમવાના, ઘોડાદાવ રમવાના અને એવાં બીજાં છાનપુતરાંના નાચ કેરવાના દહારા હવે વહી ગયા છે. મી૦ જાંહગીર, હું તમુને તો શું પણ બીજો કોઇપણ મરદને ચહાવું શું તે સમજતીજ નથી. લગ્નની ઝુસરીમાં હું

કોઇપણ દીન જોડાનાર નથી. મરદની તોક મહારે ગલે હું ઓલવનાર નથી. હું તો કુંવારી રહી આ જીંદગીની લડત એકલે હાથે છેલ્લે સુધી લડીશ. હવે એ બધી ગેઇગુજરી તમે ભુલી જાવો તો સારૂં, નહિ તો જે દીવાનશાળામાં તમે મને પુરવા માગતા હતા તેમાં તમેજ પુરાવો તો હું અજબ થઇશ નહિ. ચાલો, હવે સાહેબજી. પેલાં જરબાનુ આવતાં હોશે ને આય 'વાઇસી વરસા' હું વાંચતી'તી ને તેમાંથી જે રમુજ હું મેળવતી'તી અને તમે માટીડાજીઓની અક્કલ ઉપર હું આફ્રીન કરતી'તી તેમાં તમે ભંગાણ પાડયું. એ બધાનો હવે છેડો આવવો જોઇએ. 'એક્સક્યુઝ મી, પ્લીઝ આઇ એમ સો તાયર્ડ" એમ કહી તેણીએ પાસે પડેલો 'કૉલ બેલ' વજાડયો અને બોલી "બોય, મી૦ જાંહગીરની સાઇકલ સલામત છે કે? તે કાંહ છે તે એવણને દેખાડ."

જાંહગીર તો એવો ખસિયાણો પડયો કે ગુપચુપ પોતાની હેટ ને લાકડી લઇ સાહેબજી કરી બોયની પછવાડે ચાલુ મુકયું.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### જીંદગીની જીકકર અને તેનો ડંખ—સ્ત્રીઓ શું તે શહનશીળતાથી ખમતી નથી?

---

"ખુદાવંદ, ખાવીંદ, પરવરદીગાર,
અરજ સુણ અમારી, ઓ રહમાન યાર.
મુસીબત અમારાં, તું સરપરથી ટાલ,
જફાથી બચાવી, કર અમને નીહાલ."

પ્રિય વાંચનાર, આપણા વાર્તારૂપી અગ્નીરથે વધુ દુરનાં સ્ટેશન ઉપર જઇ જાંહગીરને, જરબાનુને, અને દીનુને હાલ તો પોતાના 'કંપાર્ટ-મેંટ'માંથી રૂખસદ આપી છે. તેઓને હાલ ત્યાંજ મેળી આપણે

ખરશેદબાઇ, મેરી અને મીલી, જેઓને આપણે લાંબો વખ્ત થયો આપણી ટ્રેનમાંથી ઉતારી પાડયાં છે તેઓને પાછાં એ ટ્રેનમાં ઉપાડી લઇશું. રેલવે ટ્રેનના 'પેસનજરો' પોતપોતાનાં ગજવાં મુઆફેક પહેલા, બીજા કે ત્રીજા વર્ગમાં મુસાફરી કરે છે. જ્યારે ફુટીઆંનું જોર વીશેષ હોય ત્યારે પહેલો વર્ગ, તેઓ ઓછાં થવે બીજો, અને વધુ ઘટયાં કે ત્રીજા વર્ગમાં મુસાફરી કરે છે. આપણી વાર્તારૂપી ટ્રેન અને તેના 'પેસનજરો' અથવા પાત્રોના બાબમાં એજ પ્રમાણે બનતું આવે છે. આપણે જ્યારે ખરશેદબાઇ, મેરી અને મીલીને આગળ દીઠાં હતાં ત્યારે તેઓ 'સેકન્ડ કલાસ પેસનજર' હતાં. ત્યારપછી તેઓની હાલતમાં મોટો ફેરફાર થઇ ગયો છે. તેઓનાં ફુટીઆં હવે ખુટી ગયાં છે. બાનુ સુનાની ફુલવણીથી બહમનશાહ શેઠે ખરશેદબાઇનો લવાજમ બંધ કરી નાખ્યો છે, એટલુંજ નહિ પણ બાનુ સુનાના સમજાવ્યાથી છોકરીઓની શુધ ઠેકાણે લાવવાને બહાને મેરી અને મીલીને તેઓનાં ગુજરાણ અર્થે કાંઇપણ આપવાનું બહમનશાહ શેઠે સબરદબર અખાડા કીધું છે. એક વેળા ગ્રાંટરોડવાળા સુખવાસી લત્તા ઉપર આવેલા એક કુશાદે બંગલામાં વસ્તી આ બે બાળકીઓ હાલ ખરશેદબાઇ સાથ ચીરાબજારમાં આવેલાં ગંધીલાં મકાનમાં રૂ૧૦) નાં માસીક ભાડાંવાળા એક માળ ઉપર વસ્તી હતી. મરકી,. તાવ અને બીજા ઉપદ્રવવાળા આ જમાનામાં આ બાપડી બાળકીઓની હાલત કેવી દયાજનક થઇ પડી હતી તે વિચારી લેવું સહેલ છે. શરૂઆતમા મેરી અને મીલીને તાવની બીમારી લાગુ પડી અને આ બન્ને બાળકીઓને સાજી કરવામાં અને તેઓને હવા ફેરફાર કરવાને અર્થે ચોકસ હવાખાવાનાં સ્થળ ઉપર લઇ જવામાં ખરશેદબાઇએ પોતાની જીવ વગરની નાની પુંજીની ઘણી ખરાબી કરી. આ વેળા તેણીને પોતાની વાજબી મગરૂરી ખીસાંમાં મેળવી પડી, અને દોસ્તઆસ્નાઓની સારી સમજાવતથી તેણીએ બહમનશાહ શેઠને એક બે વાર પોતાનું લવાજમ પાછું ચાલુ કરવાની અરજ કરી. આ અરજીનાં શીરનામા ઉપર ખરશેદબાઇના અક્ષર હોવાથી અને તે ટપાળ મારફતે મોકળેલી હોવાથી તે બહમનશાહ શેઠના હાથમાં જવ પામીજ નહિ. બાનુ સુનાએ તે વાંચી તેનાં ચીરીએચીરીયાં કરી કચરાની ટોપળીને સ્વાધીન કર્યાં; તેટલુંજ નહિ પણ ખરશેદબાઇ તો કોણ જાણે કયાંથી પૈસા લાવે છે, છોકરીઓ સાથે નાટકોમાં જાય છે, માથે-

રાન ને મહાબળેશ્વર હવાખાવા જાય છે, અનેએવી એવી બીજી ગલત વાતો બહમનશાહ શેઠને સમજાવી તેવણની કોઇ કોઇ વાર ઉભરાઇ આવતી દયાળુ લાગણીને જન્મ લેતાં વાર તેણી કચડી નાખતી. વાત એટલેસુધી વધી કે ખરશેદબાઇની પુંજીમાંથી ઉપજતું રૂપિયા પચ્ચીશ ત્રીશનું વ્યાજ હવે જોતાંજોતાં હવામાં ઉડી જતું હતું અને જો વખતસર મદદ નહિ મળે તો ભુખમરાનો ડરામણો દેવ જે તેઓની સામે ડોળા ઘુરકી જોતો હતો તેના તેઓ ભોગ થઇ પડે. મીલી તો બીચારી રોગીષ્ટ હોવાથી કોઇપણ જાતનું ભારે મહેનતનું કામ તેણી કરી શકે એવી હતીજ નહિ. બહમનશાહ શેઠની સઘળી નબળાઇઓ અને તેવણની કેળવણી જોતાં તેવણે મીલીને કાંઇ અભણ રાખી હતી નહિ, પણ તેથી ઉલટું પોતાને ભણેલામાં ખપાવવાની તેવણની હોંશ એટલી તો મોટી હતી કે તે હોંશ બર લાવવાના એક જરૂરના ભાગ તરીકે તેવણે મીલીને ઠીક કેળવણી આપી હતી. તે ભરીગુંહી અને વેતરીકાતરી જાણતી હતી, અને ઇંગ્રેજી છઠાં ધોરણ સુધી શીખી હતી. નાની મેરીની કેળવણી મીલીએ બાપીકું ઘર છોડયા પછી પોતાના હાથમાં રાખી હતી. હાલ મેરી એક સ્કુલમાં ઇંગ્રેજી અભ્યાસ કરતી હતી. મીલીને મળેલી કેળવણીને ઉપયોગમાં આણવાનો અને તેનાં સારાં ફળો ચાખવાનો તેણીને માટે આજ પ્રસંગ હતો, અને તેણીએ તેમ કરવાને પોતાનાં મનસે નીશ્ચય કીધો; પણ આ તેણીનો નીશ્ચય અમલમાં કેમ મેલવો તેનાં વમાસણમાં તેણી હતી તેવામાં એકાદ બે તેણીની સહીઓએ તેણીનું ધ્યાન ગિરગામ ધનજી સ્ત્રીટ મધે આવેલા ગરીબ પારસી બાઇઓના 'વર્ક—કલાસ' તરફ ખેંચ્યું. આ 'વર્ક—કલાસ' માં ખરશેદબાઇ અને મીલી કેમ દાખલ થયાં, અને તેઓએ લીધેલાં એ પગલાંથી તેઓને આડકતરા કેટલાબધા ફાયદાઓ હાંસલ થયા, તે આપણે આગળ ચાલતાં દર્શાવીશું. મારી ઘણીક બેહનપણીઓ જેઓ આ બહુજ ઉપયોગી ખાતાંની ઉત્પત્તી, તવારીખ અને તેણે ગરીબ પારસી બાળકી અને બાઇઓને કીધેલા અગણીત ફાયદાઓ જાણવાથી બેનસીબ રહી હોય તેઓને મીલી અને ખરશેદબાઇના અનુભવ ઉપરથી ઘણું જાણવાનું અને શીખવાનું મળશે, એટલુંજ નહિ પણ તે પુણ્યવાન કામમાં જો બને તો સહાય થવાને ઘણી નહિ તો થોડીક લલચાશે.

## પારસી સ્ત્રીઓના વર્ક-કલાસોના સ્થાપકોને અર્પણ.

રચનાર—આ કીતાબનો અદના કર્તા.

(લાવણી.)

બહુ કીર્તી મેળવી સારી, પ્હેલ વર્ક-કલાસની કહાડી,
કેળવણી પ્રસાદ પંથરાવે, સ્તુતી ખરેજ તેની થાયે.
ગુજરાણ સાધન સધાવે, રે પ્રીતી પાત્ર ગણાયે.—બહુ૦
જે ગરીબ દુઃખે દાઝે, કન્યા કેરી, સહાયે ધાયે, કોમરક્ષી
તેજ ગણાયે;
બાળક માબાપ, વ્હાઇ અમાપ, દુવા દઇ આપ, વધાવી
લે છે.—પ્હેલ૦
વેતરવું ત્યાં શીખાડે, ગુંદણ કળા દેખાડે, જ્ઞાન યંત્ર
તણુંજ અપાવે;
કન્યા સર્વ ત્યાં ધાઇ, ઉદ્યમે કમાઇ, સુખે રોટી ખાઇ,
આળસ તજી દે છે, વર્ક-કલાસની જય પોકારી.—બહુ૦

---

## પ્રકરણ ૩૪ મું.

---

### ખરશેદબાઇ અને મીલીનો ઉત્સાહ—જે પોતાને સહાય થાય છે તેને ઇશ્વર સહાય થાય છે.

---

"ઘડી છે બુરી આય, તેથી બચાવ,
દુઃખીને પરવર, તું દુઃખથી ન દુખાવ.
સુણી અર્જ અમારી, તું હીંમત આપ,
વિપતી અમારી, તું આસાન કાપ."

આપણે આગળ જોઇ ગયા કે ખરશેદબાઇને તથા મીલીને ગિરગામ મધે આવેલા 'વર્ક-કલાસ' માં જોડાવાને તેણીની ચોકસ સ્નેહીઓએ આગ્રહ કર્યો તે ઉપરથી વાંચનારે એમ સમજી લેવું નહિ કે આ આગ્રહ થતાં વારજ આ બાઇઓએ આ ઉપયોગી ખાતાંનો લાભ લીધો. જેમ ઘણાંક એવાં પ્રજા ઉપયોગી, કોમ ઉપયોગી, અને કાર્યોં સાધક ખાતાંઓમાં બને છે તેમ આ પુણ્યવાન ખાતાંને પણ નાહક

વગોવનારાંઓનો કાંઇ ટોટો નથી. કેટલાંકો બીનવાકેફગારીથી, કેટલાંકો માત્ર વગોવવાની મતલબથી, ત્યારે વળી કેટલાંક આળસુઓ અને હરામ-હાડકાંવાળાંઓ જેઓ હાડકાં રગડીને રોટલો પેદા કરવાને ધીક્કારતાં હોય તેઓ પોતાની મતલબ સાચવવા માટે આ ખાતાંનો લાભ લેવા ઇચ્છનારી બાઇઓનાં મન તરેહવાર રીતે આકુળવ્યાકુળ કરી મુકે છે. ઘણાંકો એમ સમજે છે કે આ 'વર્ક કલાસ' એક ધર્મશાળા અથવા સદાવ્રત કે પંચાયતને હસ્તક ચાલતું મુફતમાં રોટલા જમાડનારૂં અથવા મુફત સાલ્યાણું આપનારૂં ખાતું છે; ત્યારે વળી કેટલાકો એમ ધારે છે કે શીવવા, ગુંથવા, ભરવા અથવા વેતરવા કાતરવાનું અથવા એવોજ બીજો કોઇ હુન્નર જાણ્યા વગર માત્ર ત્યાં પગ મેલતાં વારજ અને કાંઇપણ ઉદ્યોગ કર્યા વિના તેઓના ખોલામાં ધરએલાં અથવા માગતાં વાર પંદર અથવા વીશ રૂપિયાનું માસીક લવાજમ ચાલ્યું આવશે. નાની શરૂઆત કરવાને બીજાંઓ જે કામ કરતાં હોય તે ચપળ આંખે જોઇ લઇને રફતેરફતે પાયરી દર પાયરી આગળ વધવાને ઘણીક બાઇઓ નાપસંદ કરે છે. કેટલીકો 'વર્ક–કલાસ' માં હાજર થવાને વખત ફાજલ પાડી શકતી હોવા છતાં પોતાને ઘરે બેસીને કામ કરવાને ઇચ્છે છે, અને જ્યારે તેઓની માગણી મુજબ 'વર્ક–કલાસ' ના કરતાંકારવતાંઓ વર્તતાં નથી ત્યારે તેની ધીંગ કાઢવામાં તેઓ કાંઇપણ કચાસ રાખતાં નથી. આવી આવી બીનપાયાદાર અફવાઓની ખરશેદબાઇ અને મીલીએ તેઓનાં સારાં નસીબે દરકાર કરી નહિ. તેઓએ જાતી અનુભવથી આ 'વર્ક–કલાસ' ના ગુણદોષ વીશે પોતાની ખાતરી કરી લેવા ચાહી. મીલીની બીમાર હાલત વીશે ત્યાંના કારોબારીઓએ પોતાની ખાતરી કીધા પછી તેણીને 'વર્ક-કલાસ'માં નિયમીત હાજરી આપવાની ફરજમાંથી ખુશીથી મુક્ત કીધી. જ્યારે તેણીથી 'વર્ક–કલાસ' માં નહિ જવાય ત્યારે તેણીને બરનું શીવવા ભરવાનું કામ તે પોતાને ઘરે લઇ જઇને કરતી. મીલી બરાબર નીમી આપેલા વખ્તે 'વર્ક–કલાસ' માં હાજર થતી, અને પોતે જાતે ચપળ હોવાથી ત્યાંનું રકમ રકમનું અને કીસમ કીસમનું કામ ૭ મહીનાની ટુંક મુદતમાં તેણી શીખી ગઇ. મહીને દહાડે તેણી સહેલાઇથી ઓછામાં ઓછા રૂપિયા પચીશનું લવાજમ પાડવા લાગી. જો આ બન્ને બાઇઓને વેળાસર આ 'વર્ક–કલાસ' ની હૈયાતી વીશે ખબર મળી ન હતે અથવા ખબર મલ્યા પછી ભમાતુઓના ભમાવ્યાથી તેઓએ તેનો લાભ લેવાને અખાડા

કીધા હતે તો તેઓની કેવી માઠી દશા થતે તે આપણે સહેલાઇથી કલ્પી શકીએ. તેથી ઉલટું આ 'વર્ક–કલાસ' માં જોડાયાથી તેઓ જે આવક કરતાં હતાં તે તથા ખરશેદબાઇની નાનકડી અંગત આવકમાંથી તેઓ પોતાનું ગુજરાન આબરૂદરકારે કરવા લાગ્યાં અને તક મળવે પોતાના જેવી મુશ્કેલીમાં આવી પડેલી બીજી બાઇઓને આ પુણ્યવાન ખાતાંથી થતા ફાયદાઓ તેઓ સમજાવવા લાગ્યાં.

---

## પ્રકરણ ૩૫ મું.

### માસ્ટર ગુસી ઉપર એક ઉડતી નજર–તેની કેળવણી આગળ કેમ વધે છે?

"ખીલી ગુલાબી કળી, નવરંગ સાથે મળી,
ખુશબો બહેકે ભલી;
ખુબ ડોલે–ખુશ બોલે–મુખ ખોલે.
બસ, શીરીન જબાને સહી–સુકન કૈ કહી,
રમતમાં રહી, રીઝાવે માળી!"

ખરશેદબાઇને અને મીલીને અત્રે થોડો વખ્ત પડતાં મેળી આપણને આપણી નજર પાછી ડૉ૦ તેહમુરસ્પના તાલેવંત મિનાર તરફ ફેરવવી પડે છે. છેલ્લાં આપણે જયારે તેવણને દીઠા હતા ત્યારે નાના ગુસીને સુદ્રેહ પહેરાવી તેને 'સ્કુલ' માં મોકળવાનો ઠરાવ થઇ ચુકયો હતો. તે ઠરાવ ડૉ૦ તેહમુરસ્પના હંમેશના નીયમ મુજબ અમલમાં પણ મેલાઇ ચુકયો હતો. ગુસીનાં મનને ખીલવવામાંજ ડૉ૦ તેહમુરસ્પ કાંઇ સંતોષ માની લેતા નહિ અથવા બીજા બોલોમાં બોલીએ તો તેના તનની કેળવણીના ભોગે તેનું મન તેઓ ખીલવતા નહિ. તેઓ ગુસીને વારંવાર કહેતા કે તું ચોપડીઓ ઉપર હકુમત મેળવ, પણ તેઓને તહારી ઉપર તેમ કરવા દેતો ના. તું જીવવાને વાસ્તે અભ્યાસ કરજે, પણ માત્ર અભ્યાસ કરવાને માટે જીવતો ના. વળી તેવણ તેને યાદ આપતા કે એક કુટુંબમાં રાત્રીનો દીવો બાળવાવાળો એકજ અભ્યાસી કીડો પુરતો છે. આવા કીડાઓ જો એકજ કુટુંબમાં એક કરતાં વધુ

જન્મ પામે તો તે કુટુંબોનો સદંતર નાશ થાય. વીદ્યાલયનાં મંદીરમાં સરસ્વતી માતાના એક પૂજારી તરીકે જે ગુલામી ખતથી હું બંધાઇ ચુકયો છું તેવાં ખતથી હું તુંને કદીપણ બંધાવા દઇશ નહિ. આવો બોધ દઇ તેઓ બેસી રહયા નહિ, પણ ગુસીને સદા 'સ્વીમીંગ બાથ' માં, 'જીમનેશ્યમ' માં અને 'ક્રિકેટ' નાં મેદાનમાં જવાને તેઓ ઉસ્કેરતા. ગુસીએ પોતાની નિશાળ્યા તરીકેની જીંદગી કોટ મધેની 'જૉન કોનન્ટ હાઇ સ્કુલ' માં શરૂ કરી હતી. હાલ તેના પુર બહારમાં મુંબઇ 'યુનિવર્સિટિ' ના એક એલએલ. બી. તરીકે તે આપણી સામે રજુ થાય છે. તે એક સાદો, નમાનો, અને સમજુ જવાન હતો. બાપીકી દોલતથી તે ફુલ્યો બન્યો હતો નહિ. આઇતાંપર કોઇનું મારવાની તેને ટેવ પડી હતી નહિ. ફાશીન અને ફીશ્યારીમાં અને શકમંદ કલબ અને 'બીલીયર્ડ' નાં વ્યસનમાં તે ફસેલો હતો નહિ. તેને તેનાં કામમાં રોકાયલો રહેવા દઇ આપણે હવે બીજાં પાત્રો તરફ નજર ફેંકીશું.

---

## પ્રકરણ ૩૬ મું.

---

### બે ખોહવાયલાં ઘેટાં—વિનાશ કાળે વિપ્રિત બુદ્ધી.

---

"કળજુગની બાજી—ના દેખી; થા રાજી—મુજ દીલ
ગયું દાઝી,
આંધાધુંધી કોટવાલ ને કાણો છે કાઝી,
ખાઇ ગધેડો મસ્ત બને ને દુબળો છે ગાજી;
રાસ્ત કહે તે રવડે—મતલબ પાર કરે પાજી,
આંખ છતે અંધા થઇ કહેશે જુઠાંને હાજી."

મી૦ બહેમનશાહ બેજનજી બખ્તાવર અને તેવણનાં બખ્તાવર બાનુ તથા જવાંમર્દ રતન રૂસ્તમફરામ અને માસ્ટર સોહરાબ બખ્તાવર યુરોપ વગેરેની સફરે સીધાર્યાં તેને આજ લાંબી મુદત થઇ ગઇ છે. તેઓનાં આ પરદેશગમતમાં તેઓએ માત્ર વિલાયતનીજ નહિ પણ ઘણાંક જાણીતાં

શહેરો જેવાંકે ઇટલી, પૅરિસ, જર્મની, રોમ, વગેરેની મુલાકાત લીધી. આ મુસાફરી દરમિયાન ઘણાંકો રતન રૂસ્તમફરામને બાનુ સુનાના ધણી તરીકે, સોહરાબ બખ્તાવરને તેણીના ભાઇ તરીકે, અને મી૦ બહમનશાહને તેણીના બાપ તરીકે માની લેતાં હતાં. એનું કારણ એ હતું કે બાનુ સુના પુખ્ત વયે પહોંચ્યા છતાં ઉપર દર્શાવેલાં શેહરોની આસુદગી આપનારી હવાના પ્રતાપથી દીનપ્રતીદીન નવજુવાન બનતાં જતાં. તેણીના ગાળો ઉપર રતાશ દીસતો હતો અને તેણી હંમેશના કરતાં વધુ ખેંચાણકારક બની હતી. રતન રૂસ્તમફરામ જે આપણે આગળ જોઇ ગયા તેમ બાનુ સુનાથી ઉમરે નાનો હતો તે પણ ઉપલાં કારણોને લીધે અને પારકે પૈસે મોજ ઉડાવતો હોવાથી ફરએ બન્યો હતો. માસ્ટર સોહરાબ વહી ગયલાં વરસોના અરસામાં ખાસ્સો વધીને વછેરા સરખો બન્યો હતો. તેનાં બે મુખ્ય કામોમાં પહેલું બીનકમાણીના પૈસા છુટથી રસ્તે લગાડવાનું, અને બીજું મુફ્તનું ખાઇને મસ્તાન બનવાનું હતું. વિલાયત પહોંચ્યા પછી બાનુ સુનાએ અને રતને તેને ત્યાંની એક પાઠશાળામાં મુકયો. પણ ટુંક મુદતમાં તરેહવાર બહાનાઓથી તેણે તે તજી દીધી. જયારે હાલીમવાલી શેહરમાં ફરવા નીકળતી ત્યારે હરોલમાં રતન રૂસ્તમફરામ અને બાનુ સુના અને તેઓની પછવાડે બહમનશાહ શેઠ અને સોહરાબ નજરે પડતા. બહમનશાહ શેઠ એવું કહેતા હતા કે "મુસાફરી જેટલું માણસને શીખવે છે, અને અનુભવી બનાવે છે, તેટલું પાઠશાળા કરી શકે નહિ. મારો સોહરાબ તો મુસાફરીથી એવો કદેલ થશે કે તેહમુરસ્પના ગુસીને તો શું પણ ભલાભલાઓને ટક્કર મારશે. એ તો મારો દીકરો હીરો છે, હીરો!" આણી ગમ આ ઝળકતો હીરો પોતાની ટોળકીને વારંવાર થાપ આપી ખાનગી જુગારખાનાં, શરતોનાં મેદાનો, ડૅન્સીંગ રૂમો અને સ્મોકીંગ રૂમોમાં વખ્ત ગુજારતો. ઘણીક વેળા બળતું ઘર માથે લેતાં અને ટંટો કરતાં લોકોને છોડવવા જતાં તે પોતે ફસી પડતો. એક બે વાર જોઇએ તે કરતાં વધુ નીશા કરવાથી તેને આખી રાત ચાવડીમાં ચાંચડ મારવા પડયા હતા. એક બે વાર હૉટેલમાં જમી રહીને પૈસા આપ્યા વીના ચાલી જવાથી તેમે સારી જેવી રકમનો દંડ ભરવો પડયો હતો. એક વેળા રેલવેમાં, એક વેળા 'ઑપેરામાં' અને એક વેળા ત્રામમાં ધાંધલ કરવાના વાંક માટે તેને નાના દંડોની શીક્ષા થઇ હતી. પૅરીસમાં તે એક શકમંદ આબરૂની

જુવાન અબળા સાથે પ્યારમાં પડયો, અને તેણીની સાથ છુપાછુપ પરણી જવાની અણીપર હતો, જેમ કરતાં તેને એક વગવાળા પારસી ગૃહસ્થે બાનુ સુનાને વેળાસરની ચેતવણી આપી બચાવી લીધો.

વાંચનારને યાદ આપવાની જરૂર નથી કે મી૦ ગુસ્તાસ્પ તેહમુરસ્પ તાલેવંત અને મી૦ સોહરાબ બખ્તાવર એકજ ઉમરના હતા અને જ્યારે સોહરાબ વિલાયતમાં ધુમ મચાવતો હતો ત્યારે ગુસ્તાસ્પ ઉર્ફે ગુસી મુંબઇ 'યુનિવર્સિટિનો' 'ગ્રેજયુએટ' થઇ ચુકયો હતો. જ્યારે એક હાથ ઉપર બીનવિલાયતી ગુસી ઘરને આંગણે રહી છતે પૈસે પણ થોડે ખર્ચે સોહરાબના જેવો એકપુરો હોવા છતાં શીખીભણીને સ્યાણો ને સમજુ થયો હતો, ત્યારે બીજા હાથ ઉપર મોટા પૈસાના ભોગે દુરદરાજ મુલકમાં શીખવા અને અનુભવ મેળવવા ગયલો વિલાયતી સોહરાબ ખુદ પોતાનાં માબાપની નજર આગળ એક મસ્ત સાંઢ સરીખો ને તેઓને માથે પડેલો, મંડળીને નકામો અને નજદીકનાં ભવિષ્યમાં ખાનદાનને કલંક લગાડવાનાં ચીન્હ દેખાડનારો માતેલો સાંઢ નિવડયો. બાનુ સુના વિલાયતમાં પોતાનાં મનની મુરાદ બર લાવ્યાં. તેવણે રૂપિયા ચાર લાખની નાદર રકમ એકતડાકે 'સેંટ બારથોલોમ્યો હૉસ્પીટલ' નાં 'નરસીંગ' ફંડને માટે કાઢી આપી. 'ક્રીસ્ટલ પેલેસ' માં તેવણે શહેનશાહબાનુની મુલાકાત લીધી ત્યારે ખરાં મોતીથી મઢી લીધેલી પોતાના હાથથી બનાવેલી અને પોતાનાં કુટુંબની છબીઓ જડેલી હીંદી બનાવટની એક ટોપી શહેનશાહબાનુને તેણીએ ભેટ આપી. આ ટોપીની સઘળી ખુબી તેનાં મોતીની કીમતમાં સમાઇ ગઇ હતી. તેની કારીગીરીમાં કાંઇ નવાઇ જેવું હતું નહિ. બહમનશાહ શેઠની સુર્તીએ તેના ખેંચાણનું નખ્ખોદ વાલ્યું હતું. આમ છતાં બાનુ સુનાએ મુબઇના ઘણાંક દેશી વર્ત્તમાનપત્રોમાં આ ટોપીની જાબજા તારીફનાં બાર્કો ફુંકાવવાની તાકીદભરેલી સંભાળ રાખી હતી. શહેનશાહબાનુની હાજરીમાં બાનુ સુનાએ અને રતન રૂસ્તમફરામે 'કાર્ટ કર્ટસી' કરી. વાંચનાર જાણે છે તેમ આ 'કાર્ટ કર્ટસી' બજાવવાનું કામ સાધારણ લોકો—તેમાં મુખ્યકરી દેશીઓ—માટે કાંઇ સહેલ હોતું નથી. તેમાં ચોકસ તફાવતે બન્ને પગોને આગળ પાછલ રાખી, તેઓને ચોકસ વળાણ આપી, ચોકસ હદે વાલી પોતાના હાથો વટી ચોકસ ઢપે એક બહુજ શુશોભીત

નમન કરવું પડે છે. આ 'કોર્ટ કર્ટસી' ની બાનુ સુના અને રતન રૂસ્તમફરામે ઘણાક દીવસો સુધી 'પ્રેકટીસ' કરી હતી, અને તેમાં તેઓએ શહેનશાહબાનુની હાજરીમાં સારો દેખાવ કીધો. બહમનશાહ શેઠને ઘણા દીવસની તાલીમ આપ્યા છતાં શહેનશાહબાનુની હાજરીમાં જ્યારે સિક્રો બજાવી દેખાડવાની વેળા આવી ત્યારે તેવણે પોતાનો એક પગ બહુજ કઢંગી રીતે વાલી લેવાથી બાનુ સુનાએ તેવણને પોતાના જમણા હાથની ઠેસ મારી ચેતવણી આપતાં તેવણ પોતાનું માનીતું વાક્ય "ઓ ડીયર આઇ સી" એટલાં તો જોરથી બોલી પડયા કે શહેનશાહબાનુને પોતાનું હસવું દાબવા માટે પોતાના રૂમાલની પનાહ શોધવી પડી. કમનસીબે 'કર્ટસી' પુરી થયા કેડે પોતાના પગપર ખડા થતાં વાર મી૦ બહમનશાહનો ડાબો પગ કઢંગી રીતે મોરચાયલો માલુમ પડયો, અને તેવણે તરેહવાર વાંકાંટીકાં ડાચાં કરી પોતાના દાંતો વટી હોઠ કરડયા જે દેખાવ રાજવંશી નજર આગળ છુપ્યો રહયો નહિ, અને ફરી એકવાર રાજવંશી મુખ ઉપર પ્રસંગોપાત હસવાનું ફરી વળ્યું. બહમનશાહ શેઠને આ અકસ્માતથી કેટલાક દીવસ બીછાનું સહેવું પડયું. તેવણને એક 'પેઇંગ હૉસ્પીટલ' માં રાખવામાં આવ્યા અને ભાડુતી 'નર્સો' ની દયા ઉપર તેમને રહેવું પડયું. બહમનશાહનો આ પગ સાજો થયા પછી બહમનશાહ એન્ડ કુંપની રોમ સીધારી. 'વૅટીકન પૅલેસ' માં લાગેવગે પવિત્ર પોપની મુલાકાતનું તેમને માન મળ્યું. 'કોર્ટ કર્ટસી' ની ત્યાં જરૂર ન હોવાથી માત્ર ગુંટણમંડયે પડી આ પવિત્ર ગુરૂ મહારાજના આશીશ તેઓએ મેળવ્યા. આ મહાન ધર્મગુરૂની મુલાકાતના બહુ રસીલા હેવાલો ટુંક મુદતમાં મુંબઇનાં વર્ત્તમાનપત્રોમાં ઘણાક મરીમસાલા સાથે પ્રગટ થયા. તેથી કુટુંબી મગરૂરી મોટાઇની ટોંચ ઉપર બે પગથીયાં વધુ ચઢી. પૅરિસનાં એક પ્રદર્શનમાં આ પ્રખ્યાત કુટુંબે હાજરી આપ્યા પછી તેઓ મુંબઇ આવવાને નિકળ્યાં.

બંદર ઉપર ઉતરતાં, છાપાની ભાષામાં બોલ્યે તો, તેઓને આવકાર દેવાને દોસ્તઆસ્નાવોની એક મોટી ઠઠ ત્યાં ભેગી મળી હતી, જેઓએ તેઓને ફુલોથી વધાવી લીધાં. આ ક્રિયા

ખતમ થતાં પાધરૂં ઘર જવાને બદલે બહમનશાહ શેઠ અને બાનુ સુના વિલાયતી કેળવણી પામેલા પોતાના સપુતને એકાદ બે ધપધપિયા મિત્રો અને એકાદ બે ચલેજાવબલેજાવ સગાંઓને ત્યાં મેલાપ કરાવા લઇ ગયાં. અલબતાં આ અગત્યના મેલાપમાંથી પડી ભાગેલી પાદશાહતોને અને રૂઠાંકુઠાંઓને ગમે એવા અતલગના ખેશી હોવા છતાં બાકાત રાખવામાં આવ્યાં હતાં. આ આમદની બીજે દીવસથી સપુત સોહલીબાને સંસારી સાંકળમાં જોડવાને મમા-પપાના પ્રતીનીધીઓની ધમાલ અને ધધુખરી પડી, પણ ન જણાયલાં કારણોને લીધે સપુતે તે સાંકળની જીકકડમાં જોડાવાની ના પાડી. ધપધપિયાંઓ સાથ મેળાપ કર્યા પછી ઘર પોંહચતાંને વાર તેઓ માટે શું સ્નાનાના સમાચાર ખોટી થતા હતા તેની તેઓને થોડીજ ખબર હતી. આ સમાચાર કાંઇજ નહિ પણ એક રોજીંદા પત્રમાં પ્રગટ થયલો નીચલો ફકરો હતો, જે બહમનશાહ શેઠે 'વીલા સુના' માં પહોંચ્યા પછી બીજે દીને વાંચ્યો.

['પુણા ઓબઝર્વર.']

પુણા, તા૦——

**પુણાના પારસીઓમાં મોટો ખલભલાટ—બે જુવાન પારસી બાનુઓનું ખ્રીસ્ટી ધર્મમાં વટલી જવું.**

**પારસી ખ્રીસ્ટી લગ્ન.**

"આજ રાત્રીએ અમો યંત્રમાં જતા હતા તેવામાં અગત્યના સમાચાર તરીકે અમોને નીચલી ખબર તાકીદે પહોંચાડવામાં આવી હતીઃ—

"અમારાં વાંચકોને ખબર છે કે લગભગ બે વરસની મુદત્ ઉપર અત્રેની 'કૉનવેન્ટ સ્કુલ' મધે મુંબઇનાં એક પારસી કુટુંબની બે જુવાન બાળકીઓ 'બોર્ડર્સ' તરીકે દાખલ થઇ હતી. આ જુવાન બાળકીઓ જેણીનાં નામ 'ફૅશન'ને ખાતર રોલી અને પોલી રાખવામાં આવ્યાં છે, પણ જેણીનાં ખરાં નામ રતનબાઇ અને પીરોજબાઇ છે, તેઓ મુંબઇના શેરદલાલ મી૦ બહમનશાહ બેજનજી બખ્તાવર ઉર્ફે બકરાકાપુનાં બેટી થાય છે. આ બાળકીઓને 'કૉનવેન્ટ સ્કુલ' માં મુકી મી૦ બહમનશાહ પોતાનાં મોહરદાર અને પોતાના એકપુરા બેટા તથા એક ઘણા જાંની મીત્ર સાથ પોતાના બેટાની કેળવણીના લાભાર્થે અને પોતાની તબીયતના સુધારા અર્થે વિલાયત

સીધારયા હતા જ્યાંથી તેઓ બે ચાર દીવસમાં મુંબઇ પાછા ફરે એવી વકી છે. મી૦ બહમનશાહના આ એકપુરા બેટા અમારા સાંભળવા મુજબ વિલાયતની એક નામાંકીત પાઠશાળામાં રહી 'કમરશીયલ' બાબતોમાં મોટો અનુભવ મેળવી મુંબઇમાં એક મોટી 'કમરશીયલ' પેઢી સ્થાપનાર છે. અમારાં વાંચકોને યાદ હશે કે મી૦ બહમનશાહની બેટીઓ રોલી અને પોલીએ બે વરસની વાત ઉપર 'કૉનવેન્ટ સ્કુલ' ના ઇનામના મેળાવડામાં 'બાઇબલ' ના અભ્યાસમાં સર્વથી સરસ દેખાવ કરવા માટે મોટાં ઇનામો મેળવ્યાં હતાં; જે બનાવે મી૦ બહમનશાહનાં કુટુંબમાં તેમજ અત્રેનાં બીજાં પારસી કુટુંબોમાં કાંઇક ખુશાલી ફેલાવી હતી, તેમજ વળી બીજા હાથ ઉપર એ બાબતે પારસી મંડળોમાં પારસી છોડીઓને 'કૉનવેન્ટ સ્કુલ' માં 'બોર્ડર' તરીકે રાખી તેઓ પાસે ફરજયાત 'બાઇબલ' નો અભ્યાસ કરાવવાની બાબત વીશે ભારે ચકચાર ઉત્પન્ન કરી હતી. પારસીભાઇઓની હમેશની રીતિ મુજબ આ બાબત જેટલી ઉતાવળે ચંચેરાઇ આવી તેટલી સહેજમાં તે થંડી પડી ગઇ. અમુને મળેલા તાકીદના સમાચાર મુજબ ઉપર વીસ્તારેલી બે બાળકીઓ રતનબાઇ અને પીરોજબાઇ ગઇ કાલે પુણાનાં 'રોમન કૅથોલીક ચર્ચ'માં 'બેપટીઝમ' લઇ ખ્રીસ્ટી ધર્મમાં વટલી ગઇ છે, અને અમો પાછા યંત્રમાં જઇએ તે અગાઉ બે ખ્રીસ્ટી જુવાનીયાઓ સાથે તેઓ એજ દેવળમાં લગ્નના ગાંઠથી સદાનાં જોડાવાનાં છે. આ જુવાનીયાઓનાં નામ આવતી કાલે અમારાં વાંચકો સનમુખ ધરવાને અમો શક્તીવાન થઇશું, અને અમારી કબુલાત મુજબ એ બાબતની વધુ વીગતો પ્રજા સનમુખ અમો રજુ કરીશું."

'પુણા ઓબઝર્વર' નો ઉપલો હેવાલ તુરતાતુરત મુંબઇના દેશી તથા ઇંગ્રેજી છાપાએ પ્રગટ કર્યો, અને બીજે દીવસના અંકોમાં એક અગત્યની બાબત તરીકે તે ઉપર નવીન નવીન આર્ટીકલો પાયાદાર તેમ નાપાયાદાર, વજનદાર તેમ બીનવજનદાર, તીખી તેમ થંડી, રસીલી તેમ રસ વગરની, લોકલાગણી થંડી પાડનારી તેમજ ઉસ્કેરનારી પ્રગટ થઇ. ઘરેઘર ચર્ચા ચાલી. કેટલાંકો બોલતાં કે હવે બસ, છોકરીઓને 'કૉનવેન્ટ સ્કુલ' માં મોકલ્યેજ નહિ; કેટલાંક કહેતાં કે 'પ્રીવિ કાઉન્સીલ' ને અપીલ કરી 'કૉનવેન્ટ સ્કુલો' જડમુળથી ઉખેડી નાખિયે;

બંધારણ અને ચોકસ કાયદાકાનુન ઉપર ચાલતી ખરેખરી 'સ્કુલ' તથા 'કૉલેજ' હતી જયાં બહમનશાહ શેઠ તો શું પણ તેઓથી ઘણે ચઢતે દરજ્જેના પુરૂષોને પણ રજા વગર દાખલ થવા દેવામાં આવતા નથી. બહમનશાહ શેઠ રડતાકુટતા ઘર આવ્યા. જે ઠેકાણેથી તેઓ દીલાસાની આશા રાખતા હતા ત્યાં છુપી ખુશાલી વ્યાપી રહી હતી. બાનુ સુના બાહેરથી દીલગીર દેખાતી હતી, અને ઘોલાયલાં દુધ ઉપર રડવામાં જે નીર્થક સાર સમાયલો છે તેનો ભાવાર્થ બહમનશાહ શેઠને સમજાવતી, પણ અંદરખાનેથી તો જે બન્યું તેને તેણીએ એક આવકારદાયક બનાવ માની લીધો. આ સઘળો વખ્ત માસ્ટર સોહલી તે આપણા રમતાપંખી રમી પોતાની ફુલફળાદી વચ્ચે ભમતા ભમરા પેઠે ખુશખુશાલ ભમ્યા કરતો હતો. બહેનો ખ્રીસ્ટી થઇ અને ખ્રીસ્ટી વરસે વરી તેને બદલે મુસલમીન કે હિંદુ સાથે હોત અથવા પારસીસે વરી હોત તો તેને મનસે સરખુંજ હતું. તેનો મુદ્રાલેખ તો "સબ સબકી સંભાળ્યો મેં મેરી ફોરતા હું" હતો.

---

## પ્રકરણ ૩૮ મું.

### બહમનશાહ શેઠનો "હીરો" દીકરો—ખોટા અને ખરા હીરાની કસોટી.

"ગણે છે સહુ મને જુઓ લખ્ખોપતી સમાન,
ગમે છે કુળ લોકને શીરીન મુજ જબાન !
જાણતાં નથીજ કે બંદો ધુપાવશે લોબાન,
એબી સાચ, એબી સાચ, એબી સાચ છે !"

"અલ્લો જાંહગીર, કેમ છે ? એ એવું વસણાયલી દાર જેવું મોંનું લઇને કાંહથી આયો ? 'અપોન માઇ વર્ડ !' હમણા જો મારી પાસે મારો 'કેમેરા' હોતે તો સેવક તહારો 'સ્નેપ-શૉટ' લઇ લેતે. વરી શું છે ? દીનુએ થાણેની ઝાહુનો કાંઇ સરપાવબરપાવ તો આપ્યો નથી ? એ બધી રાંડયાંઓની ખટપટ તું છોરી દે—મહારી કાંની નક્કરો થઇને ફરશે તો પેટ ભરીને જમશે. બાકી એમ રાત દહારો હાયઅફસોસ કરશે તો સીધ્ધો ચોપાટી પહોંચી જશે."

"રીઅલી, પણ જ્યારે તું પૅરિસ ઉતો ત્યારે પેલી કોઇ પોટ્ટી સાથે પ્યારમાં પરયો'તો તેનું કેમ? કેજે જો સર મનચેરજીએ તહારા બાવાને વખતસરની ચેતવણી આપી નહિ હોતે તો તું તો કેદારનો ગલે તોક ઓલવી દેતે."

"અરે યાર, તોક તે કેમ ઓલવતે? એ તો જ્યાંસુધી સીસામઃ ઉતારવાનું હોય ત્યાંસુધી પરણવાની વાત. સેવક કંઇ એવો કાચો નહિ ઉતો કે એક 'કોમન બેલેટ ડેનસર' સાથે પરણી જતે. વાત રસપર ચઢતે તો પૅરિસની પુતળી પૅરિસમાં ને તમારો આય સુંદર પુતળો મુંબઇમાં નવો જુનો થઇ જતે."

પ્રિય વાંચનાર, ઉપલી વાતચીત 'વીલા સુના' મધે બે યુવાન પુરૂષો વચ્ચે બહમનશાહ શેઠના પુણેથી પાછા ફર્યા પછીના એક દીવસે ચાલી રહી હતી. આ જવાનો કોઇજ નહિ પણ મી૦ જાંહગીર હોરમજશાહ પ્લીડર અને મી૦ સોહરાબ બહમનશાહ બખ્તાવર હતા.

"સોહલી, તાહરાં પપા-મમા કયાં છે? રતઇ ને પીરોજના સંબંધના પેલા બનાવથી એ બીચારાંઓને તો ઘણું લાગતું હોશે. 'આઇ એમ સો વેરી વેરી સોરી.' તહારા પપાનાં ઘડપણના વખતમાં એ ઘા એવણને વાસ્તે બહુ જબુન છે. ખોદાતાલા એવણને એ ખમવાની શક્તી આપો!"

"સોરી ને ખલીર! બેસી રેહની હવે. એવો શ્યાણો સીકંદર તું કેદારનો થઇ ગીયો? આપરે નાહ્લા ઉતા તાહરે પેલી ગઝલ ગાતા'તા તે વીસરી ગીયો કે?—

'અગર અમને દીલ શનમકુ દીયા, ફેર કીસીકુ કયા?
ઇસ્લામી છોરકે કુફ્ર લીયા, ફેર કીસીકુ કયા?'

"એ ઢાંખરાએ તો બધું 'ટી પૉટ'માં તોફાન કરી મેલ્યું. 'રેસ'નો ટાઇમ આયોચ ને સેવક ઢાંખરાને વેતરવાનો ઉતો તેટલાં આએ બધો ગડબડગોટો થઇ ગીયો. એ તો તાપે પડેલો છે ને બે તરન દહારા વેર લવતો'તો બકતો'તોખી, પણ હમણા તો જરા ઠીક છે. અરે, પણ એ તું નહાસેચ કાંહ? ઉભો તો રેહ. ઢાંખરો કાંઇ આજનો આજ તાકો ધરી કરતો નથી કે તું એટલો ઉતાવલમાં પરયોચ. તેમ હોતે તો હું તુંને કયારનો જામો પીછોરી લેવા પાછો મોકલતે. મહારો તો કંઇ તુંને આવે નહિ."

"સોહલી, સોહલી, એ શું તું તહારા પપાને વાસ્તે બોલેચ કે? જે પીતાજીએ તુંને પાળીપોશી લાડમાં મોટો કીધો તેને આવાં કુવચન ઉચરવા માટે તુંને શરમાવું જોઇએ. પણ તહારાં માયજી કેમ છે?"

"અરે વરી માયજીને શું કુતરાએ કરડયાં? એવણ તો ખાસાં ધોત્તાંધાત્તાં થઇ, ચેહલમેલ કરી, રતન રૂસ્તમફરામ સાથે નાટક, 'ઓપેરા,' 'પાર્ટી' વગેરે કરતાં ફરેચ. એ તે બૈરાં! 'રીઅલી!' ખરૂં કેહુંચ કે સેવક જો કોઇબી દહારો લગનની ઝુસરીમાં સદાનું જોરાવાનું મન કરે તો મમા સુના જેવી બૈરી ખચીત પસંદ કરે. રતઇ ને પીરોજ વટલી ને પરણી ગીયાં તે એ મહારી મમાને મનસે તો થંડા પાણીએ કાસલ ગેઇ. ખોદા ખેર કરે, કેવું 'લકી' કે હું એનો સાવકો દીકરો નથી, નહિ તો મહારોબી કંઇ એવોજ રસ્તો થતે."

"પણ સોહલી, મેરીને ને મીલીને તું કોઇ દહારો ખરશેદબાઇને તાંહ મળવા ગીયો'તો કે? આખર કરે તોપણ એ લોકો તહારી બેહન થાય."

"ખરૂં કેહુંચ દોસ્ત, જુઠું શું કામ બોલું, કે હું એ લોકોને મળવા તો નહિ જવાનો ઉતો, પણ ઢાંખરો સીક થઇ ગીયો ને ખીસાં ખાલી થઇ ગીયાં ને ઢાંખરીએ ફુટયાં આપવાની ના પારી ત્યારે એક કામ ને દો કાજ. સેવક ચીંગામીંગા થઇને મેરી ને મીલીને મળવા ગીયા. ઓ મારા ઢાંખરાના રૂહ! ખરકીમાં તો એવો વાસ એવો વાસ કે સેવકનાં ગરાંમાં આતરડાં આયાં. તહારી પેલી 'અબ્સર્ડ પ્રાઇમા ઇન ઇનડીઝ' શું ધોરેચ? એ ખરશેદ રેહેચ તે ઘેરમાં એક વરસમાં ચાર 'પ્લેગ'ના 'કેસ' થયા. એ લોકો 'પ્લેગ' નાં કારણો ખુણેખોચરે શોધવા નીકલેચ નેં જહાં તે ભરાઇ બેઠુંચ તહાંજ જોવાની દરકાર કરતા નથી. એ લોકોની જુની-પુરાણી બાવાઆદમના વખતની ગટરો નવેસરથી બાંધવાનું તો ઠેકાણે રહયું, પણ પુરેપુરી વખતસર તેને સાફબી કરાવી મરતા નથી. પણ હવે ધુર નાખ એ વાતપર! કરકાબાલુસ થયા કે ખરશેદબાઇને ઘેર સેવક ગીયા તો ખરા, પણ તાંહ જઇને ગભરાવા લાગા. જો મરકીબાઇ મહારાં આ સુંદર બદનપર મોહી પરે તો મુંબઇ નગરીને મહારા જેવા કીમતી નરનો શોક કરવો પરે. મીલી તો બીચારી ઇઝીચેરમાં લેટેલી ઉતી. મેરી તરતનીજ બહારથી આવી. સારૂં થયું કે ઢાંખરી

રાંધણીમાં રોકાયલી ઉતી. આપરે તો જરાક દેખાદેખીથી મેરીને ને મીલીને ગળે લગાડીયાં. રતન ને પીરોજની વાત નીકલતાં બે ચાર આંસુની ગરજ પરશે એમ સેવક જાણુતો'તો, એટલે ખરકીમાં સામેજ દોરાબદારૂ ફરસીઆમાં આવાં ઇજતનું પાણી લઇ છાંટતા'તા તેમાં તરત રોમાલ કહારી જરા બોરી દીધો ને પાટલુનનાં ગજવામાં સેરવી દીધો. મીલી બીચારી દરદર રડવા લાગી, ને 'મહારી રતન,' 'મહારી પીરોજ' કરવા લાગી કે સેવકે તક જોઇને આવાં ઇજતમાયની સાથે પેલો ગજવાંમાંથી રોમાલ કહારીને બગલગીરી કીધી ને પાછો રોમાલ સેરવી દીધો. મીલી બીચારી ભોલવાઇને બોલી 'તું શું કરવા રરેચ ભાઇ, તું અમારો માય જણ્યો નથી તે છતાં તુંને એ સાવકી બેહનોનું એટલુંબધું લાગેચ તેથી મહારૂં હૈયું કેવું ભરાઇ આવેચ. જીવતો રેહજે ને ઘણું સુખ જોજે. પણ બાવા ટીટચાર તરકાંની વખતે ઘેરમાંથી બહાર પરયો હોસે તે ભુખો થયો હોસે' એમ કહી પીંજરાંમાંથી પાસેથી આવેલી મેજ બીસકીટ, જેલી વગેરેનું સંગ્રહસ્થાન કાહરી મેલ્યું ને ગરમાગરમ ચાહે લાવી મેલી. તરીયાંનું તહારૂં કરી સેવક જવા ઉઠયા ને જતાં જતાં જાણે પાકીટની યાદ આવી ગેઇ હોય તેમ ગજવાંમાં હાથ નાખ્યો. 'અરે તહારી! પાકીટ કાંહ ગુમ થઇ ગેઇ? જોઉં, અંદરનાં ગજવાંમાં તો નથી? હલ્લો, ત્યાંબી નથી! ટ્રામવેમાં મહારી પાસે એક મીયાંભઇ બેઠેલા ઉતા તેવણે મને ટિકીટના પૈસા આપતાં જોયોતો ને પાકીટ ગજવાંમાં મુકતાંબી જોયોતો. તેજ 'દાસકલે' એ સેરવી લીધી હોસે. પણ હવે શું કરૂં? પપાના જરૂરનાં કામને વાસ્તે ઝવેરચંદને તાંહ મને આજે રૂપીયા ભરવાના ઉતા. ઓછામાં ઓછા પંદર વીશ રૂપ્યાબી હોતે તો હમણાં ચલાવી લેતે.'

"'પણ, લેની ભઇ, હમણાજ હું વર્ક–કલાસમાંથી મહારા વર્કના રૂપીયા વીશ લાવીચ. તું હમણા તે લે ને પછી તહારે ગમે તાહરે મને પાછા આપી જજે.' સેવકને તો એવુંજ જોઇતુંતું એટલે જરા ખેંચતાંણ કરી નોટ ગજવાંમાં ઠેસવી ધાપધુપમાં ચાલતા થયા. સારૂં થયું કે ઢાંખરી આવી પોહોંચી નહિ, નહિ તો બધો તરાપો ડુબી જતે. પણ 'જીસ મુલસે આયા ઇસ મુલસે ગયા.' સાંજના કલબમાં ગીયો, તે પેલા માપલાના હીરજીએ એક બે 'નેપ' ના દાવમાં નોટ ચાવી લીધી!"

"પણ તાહરે સોહલી, બીચારી મીલીના સકમાઇના પૈસા તું પાછા વાલસે કે? એ બીચારીને તે વગર કેવી અગવર પરતી હોસે?" જાંહગીરે પુછ્યું.

"પણ પાછા વાલું કીયા સુહલામાંથી? કમાઇનો કોથલોખી તેવોજ પરયો કેની! એ તો અવારનવાર વરી બેહન બાઇને વેતરીએ નહિ તો પછી અમારા જેવાઓનું કામ કેમ ચાલે? માટીડા થયા તે જરા કઠણ જીવ રાખવો જોઇએ. એવું મીન જેવું દીલ રાખીએ તો પીઘલી જઇએ. પેલી કેહવત છે તે તું જાણતો નથી, કે 'બૈરૂં, કુતરૂં ને અખરોટનું ઝાડ જેમ વધુ ઝટકે તેમ કારજ થાય.'"

પ્રિય વાંચનાર, જાંહગીર ઇંચેઇંચ એક ગૃહસ્થ હતો. તેને આ અક્કલહીણ પીત્રાઇનાં દયાહીણ કૃત્યથી ઘણું લાગી આવ્યું. તેણે જોઇ લીધું કે બીચારી મીલી પોતાના સકમાઇના પૈસા કદીપણ પાછા મેળવનાર નથી. આ વીશ રૂપીયા તો તેણીને મનસે ત્રણ આંકડાની રકમ-સમાન હોવા જોઇયે. તેણે પેલી ફારસી કેહવત યાદ કરી કે "સુલેહભર્યું જુઠું ફીતનો જગાડનારાં સાચ્યાં કરતાં બહેતર છે" તેથી ઘરે જઇને તેણે વીશ રૂપીયાની એક નોટ નીચલી લાઇનો લખી એક વિશ્વાસુ માણસ સાથે મીલી ઉપર રવાના કરી:—

**વહાલી બેહન મીલી,**

"આ સાથે ભાઇ સોહલીએ તમો ઉપર મોકલવા આપેલી રૂપીયા વીશની નોટ બીડું છું તે તપાસી લેજો ને પહોંચ લખી આપજો.

લી૦ દુવાગીર, ભાઇ,

**જાંહગીર હોરમજશાહ.**"

---

## પ્રકરણ ૩૯ મું.

### સોહલીઆની કેળવણીના સંગીન પુરાવા—જેને જોઇતું હતું સીંગ અને પુછ, તેને આપ્યું દાઢી ને મુછ.

"ખાઇ પી આ જંજાળમાંથી આખર પરવારો,
મજા જોઇ લેવો, અંતે રડશે રૂવારો!
રે હાથ છુટે ચાલુ રાખો ગજવાંપર મારો,
એબી સાચું, એબી સાચું, સાચું છે યારો!"

આઠ દશ દિવસ પછી મી૦ બહમનશાહનું કુટુંબ નાસ્તા ઉપરથી તુરતનું ફારેગ થયું હતું ત્યારે નોકરે આવી બહમનશાહના હાથમાં એક કાર્ડ મુક્યો. આ કાર્ડ ઉપર "ગુસ્તાસ્પ તેહમુરસ્પ તાલેવંત" કરી લખેલું હતું. આ નામ વાંચી બાનુ સુના જરા ચોંકી. આ તો તેણીના આગળા દેરનો દીકરો ગુસી હતો. લાંબો વખ્ત થયો તેણીએ તેને અથવા તેના બાપને જોયા હતા નહિ. ગુસીની તારીફમાં તેણીએ ઘણું સાંભળ્યું હતું. જયારે તેણી એકલી પડતી ત્યારે તેણી વિચાર કરતી હતી કે એકવાર તેણી ડૉ૦ તેહમુરસ્પને ખરાં દીલથી પસંદ કરતી હતી, અને તેને બદલે તેના ભાઇ સાથ પરણવામાં તેણીએ મોટી ભૂલ કરી હતી. આમ વીચારવામાં તેણી કેવળ ખરી હતી, કારણ પૈસાનું મોં ન જોતાં અંતઃકરણની લાગણીપુર્વક તેણી તેહમુરસ્પને વરી હોત તો તેણીની પાછલી જીંદગીમાં જે શોકાતુર બનાવો બન્યા તે બનવા પામતજ નહિ. ડૉ૦ તેહમુરસ્પનાં ભાઇનાં મરણ પછી જયારે બાનુ સુના રંડાઇ અને તેણીના બાપે તેણીનો હાથ ડૉ૦ તેહમુરસ્પને આપવા માગ્યો ત્યારે તેવણે તે લેવા ના પાડી. બાનુ સુનાને આ વીશે ઘણો કેહેર હતો, છતાં તેણી અંતઃકરણથી માનતી હતી કે ડૉ૦ તેહમુરસ્પે તેણીનો હાથ ના પાડવામાં પોતાનું ખરૂં સુખ સાચવ્યું હતું. તેણી આ પણ જોઇ શકી કે જે સ્ત્રી સાથે તેઓ પરણ્યા હતા તે સ્ત્રી જોકે તેણીના પોતાના જેવી સંસારી બાબતોમાં આગળ વધેલી, ધામધુમવાળી અને ધપધપી હતી નહિ, તોપણ તેણી ઘરરાખુ, શ્યાણી, સમજુ અને દરેક રીતે ડૉ૦ તેહમુરસ્પ જેવા એક આસામીની બાયડી થવાને લાયક હતી. ગુસી અંદર આવ્યા. કેડે થોડોક વખ્ત અરસપરસ ખેરઆફીયત પુછવામાં અને સાધારણ વાદવિવાદમાં નીકળી ગયો. તે ઘરે જવાને ઉઠતો હતો તેવામાં માસ્ટર સોહરાબ ઓરડામાં દાખલ થયા. લાંબો વખ્ત થયો તેઓ ન મળેલા હોવા છતાં તેઓએ એકમેકને તુરતજ ઓળખ્યા અને સોહરાબે બુમ પાડી.

"અહ્લો ગુસી, 'ઓલ્ડ ફેલો' કેમ છે?" અને આમ બોલતાંજ તેણે ગુસીના બરડા ઉપર, કાંઇપણ વધુ 'સેરીમની' વગર, જોરથી એક છાપટ મારી જેથી ગુસી લગાર હેરત રહયો. બાનુ સુનાએ છાપટનો અવાજ સાંભળી ઉંહુંહુંહું ના ત્રણ હુંકારા પુર્યા અને બોલ્યાં કે "સોહલી, એ

"મેન્સર્' કે ? ઘણે દહાડે મલ્યા તેથી મી૰ ગુસીને એવો આવકાર આપેચ કે ?" બહમનશાહ શેઠ અત્રે વચમાં પુરાયા. "સુના, એ લોકો ફ્રેન્ડસ છે ને ઘણે વખતે મળ્યા તેથી જરા મહારો 'ડીયર બોય' એની સાથે લાર કરેચ. હું ને મહારો 'ઓલ્ડ ફ્રેન્ડ' દોલીબા નાહ્લા ઉતા તાહરે એમજ કરતા'તા. એમાં હું કાંઇ ખોટું જોતો નથી."

ગુસી કાંઇ બોલવા જતો હતો તેવામાં સોહરાબે પોતાની વેલાતી "મેનર્સ"ના વધુ પુરાવા તરીકે પોતાનો રાકોડી 'સાઇક્લ' અને 'મોટર સોઇલ્ડ' હાથ તેના મોં ઉપર દાબ્યો. "અરે, મરવા દેની! એ ઢાંખરા ઢાંખરી સાથે તું પીંજવા બેસશે તો સહવારની સાંજ પરશે તોબી છુટકો થશે નહિ" અને પછી શેઠ બાવા તરફ ફરી શ્યાણુ સલુકાઇથી બોલ્યો. "અરે, મરી રેહવોની! તમારા દોલીબાને ઘરીઘરી દાર દોધીમાં કાંહ નાંખોચ! 'અવાસ બરી ગીયા ને કોયલા રહી ગીયા.' જરા જરામાં 'હું ને મહારો હીજો, ને વચમાં નહિ કોઇ તીજો' તેમાંની તમે વાત કરોચ."

બહમનશાહ શેઠે એકવાર પાછો પોતાનાં "ઓ ડીયર આઇ સી"માં આશ્રો લીધો ને સોહરાબે ચલાવ્યું. "ગુસી, 'ઓલ્ડ બોય' તું હમણાં કાંહથી ભુલો પરયો ? તહારી 'મોટર' કાંહ છે ? જોઉં 'શોફર' બાસ્તાઉં છે કે 'વાહીટ વોશ ?' વૉટસ ધી 'પે' ? મહારા જૉનને તો હું છેક બરમીંગહામથી મારી સાથે લાયોચ. તદન "અપ–ટુ–ડેટ સ્માર્ટ લીટલ ફૅલો' છે. એ એના 'નાઇસ કટ કોટ' અને 'ટ્રીમ હૅટ'માં સજ થાયચ તહારે તહારા કરતાંબી વધારે 'બ્રાઇટ' લાગેચ. તાહરા બાપના સમ! આવતી કાલે પુણે આવવાનો છે કે ? સેવક તો આજની 'એકસપ્રેસ'માં જશે. મહારા 'જૉન બુલ" ને મેં આય વખતે ઉતાર્યોચ; ૨–૧૦ નો ભાવ રાખ્યોચ. તું એનીપર થોડીક લેશે કેની ? કેટલા હજારની લેશે ? તહારો ઢાંખરો તો ગબ્બર છે. 'બ્રાઇટ સાઇડ' મહારા 'જૉન બુલ' આગળ પાણી ભરેચ. એના મેં પાંચ હજાર રૂપીયા આપ્યાતા. 'બાઇ ધ બાઇ,' તું જાય તેની અગાઉ મહારી નવી 'બાઇક' જોતો જજે. તદન 'સ્પેશીયલ બ્રાન્ડ'ની છે ને 'લાઇટ એઝ એ ફેધર' છે. બપોર પછી તું આપરે તાંહ આવશે તો આપરે સાથે જમીને પછી 'એકસપ્રેસ'માં જશું. કેમ આવશે

કેની 'ઓલ્ડ બોય' ?" આમ બોલી સોહરાબે વળી એક વધુ છાપટનો છાપ ગુસીની પીઠ ઉપર બેસાડયો. ગુસીએ આ વેળા પોતાના ડોળા લગાર ફેરવ્યા અને પછી બોલ્યો.

"મી૦ સોહરાબ, વાત કરવાનો બધો હક તમે 'રીઝર્વ' કરી લીધોચ અને મને બોલવાનો તમે ટાઇમ આપતાજ નથી ત્યારે હું બોલું કેમ? તમે હમણા મહારા પપાના સંબંધમાં જે બોલો વાપર્યા તે ઘણા વાંધાભર્યા છે અને તેની સામે હું 'પ્રોટેસ્ટ' ઉઠાવુંચ. મહારા પપાના સંબંધમાં એવા બોલો બોલવાની અથવા સાંભલવાની મને બીલકુલ 'હેબીટ' નથી. બીજું કોઇ બોલ્યું હોતે તો હું તેનો સ્વાદ તેને ચખાડતે."

"'ઓ ઇઝ ઇટ!' તેમ જો હોય 'ઓલ્ડ બોય' તો પેલા કેહેચ તેમ તમે તમારી દુકાન ભુલ્યાચ. સેવકબી એક 'ઑફસર' છે, ને કુસ્તી-માંબી કાંઇ ખાંડયો જાય એવો નથી. જરા જોવની આય મહારૂં ગોટલું." આમ બોલી સોહરાબે પોતાના જમણા હાથનાં ખમીસની બાંહે ચહડાવી પોતાની બાજુ ખુલ્લી કીધી. બાનુ સુનાએ વાત વધી પડે કરીને ફેરવી તોલવાની કોશેશ કીધી. "મી૦ ગુસી, તમે એનું બોલવાનું 'માઇન્ડ' ના કરો. એ તો વેલાત જઇ આયોચ તે એમજ સમજેચ કે અહીંયાંબી તેવાંજ 'ફ્રીડમ'થી એ લોકો સાથે વર્તી શકશે."

"બાનુ સુના" ગુસી બોલ્યો. "જોકે હું પોતે વેલાત ગીયો નથી, પણ અહીંયાંના ઘણાક ઇંગ્રેજો સાથે હું ભેળાયોચ અને તેઓની રીતભાત કાંઇ ઉલટીજ રીતની મેં જોઇચ. તમારા દીકરાની 'મેનર્સ' ને તમે 'ગુડ સોસાયટિ મેનર્સ' ની ઉપમા તો આપી શકોજ નહિ એમ મને દલગીરી સાથે કેહવું પરેચ."

"ચાલ, હવે માંડીવારની! એ બધી 'મેનર્સ' ને ફેનર્સની વાત ચુહલામાં નાખ! તું હવે પુણે આવશે કે નહિ તે મને કેહની?" સોહ-રાબે પુછ્યું.

"નહિ, મી૦ સોહરાબ, 'રેસીંગ' ના ચેપી રોગની રસી મેં મહારાં બદનમાં દાખલ કરાવી નથી, ને કોઇ દહાડે કરાવીશબી નહિ. મહારી 'લૉ ટર્મસ' મને ભરવાની છે અને મજાહને ખાતરબી હું પુણે આવી શકું નહિ."

"પણ તાહરે તુંખી શું 'લૉયર' થવા નીકરીયોચ કે? તહારા ઢાંખરા, અરે! 'બૅગ ટેન થાઉઝન્ડ પારડન્સ' પપા પાસે શું ખોટ છે કે વરી એ મોતનાં ફાંફાં મારેચ? મહારા ઢાંખરા જેવા દશને તો વેચાતા લે તેટલા એની પાસે પૈસા છે. તહારી જગાપર હું હોઉં તો ખાઇ-પીને અમનચમન કર્યા કરૂં."

"ને સાથે કેહની સોહલી, કે પપા–મમાને નહાન નહવરાંઉ." બાનુ સુના બોલ્યાં. "તહારૂં જો ચાલતું હોતે તો તું તો કે'દહારનો તેમ કરતે."

"પણ તારે મહારાં 'વૅરી ડીયર મમા,' તમે આપરા 'ઓલ્ડ ગવરનર' ને ચાર લાખ રૂપીયાની રૂમડી પેલી વેલાતી ઇસ્પીટાલનાં ફંડમાં આપવા મુકાવી તે એ 'ડીયર ઓલ્ડ બોય' ને નહાન નહવરાવવા જેવુંજ થયું, કેમ ખરૂં કેની?" સોહરાબે પુછ્યું.

બહમનશાહ શેઠને પોતાનું ગયલું નાણું હૈડે ધાઇ આવ્યું તેથી તેવણ બોલ્યા—"ઘુચો ખરૂંજ કેહચ સુના, એ ચાર લાખ રૂપીયા તો ચાર કરોડને ઠેકાણે આપુને કામ આવતે. મહારૂં તો હજીબી મત છે કે એ રકમ આપરે પાણીમાં નાખી દીધી. જો સખાવત કરવી ઉતી તો તે ઘેરને આંગણેજ થવી ઉતી."

"વરી તમે તમારૂં ડહાપણ ચલાવ્યું કે બહમનશાહ, એ રૂપીયા તમને હમણા તો ખખરેચ, પણ જ્યારે ખાનબહાદુર ગોરબહાદુર બનશો તાહરે કેહેવું હસઇ હસઇ જવાશે."

"ઓ ડીયર આઇ સી સુના," કરી બહમનશાહે ફરી એકવાર શેતાન ડાબો કીધો. અત્રે ગુસીએ પુછ્યું—"મી૦ સોહરાબ, તમે વેલાત ઉતા ત્યારે અમે બધાં તો એમજ સમજતાં'તાં કે તમે ત્યાંથી ઉંચી ડીગ્રી મેળવી આવશો. તમે અહીંયાં શું કરવા માંગોચ? કોઇ 'લાઇન' તો તમે લીધી હોશેજ."

"અરે યાર, 'લાઇન લાઇન' શું કરેચ? લાઇન તો સેવક એવી લેતે એવી લેતે કે તું જોયાજ કરતે! પણ શું કરૂં નસીબદેવીએ યારી આપી નહિ. તમે 'લોયર્ઝો' જે પૈસા છપન વરસે નહિ ઉભા કરો તે હમે છપન કલાકમાં ઉભા કરીએ. પણ તું 'લોયર' થઇને કરવા શું માગેચ ગુસી? તુંખી શું મહારા ઢાંખરાની કાંની કાંઇ 'કોરપોરેશન'

કૉરપોરેશનમાં ઘુસવા માંગેચ કે? ને એ નખ્ખોદ ગીયા બોંતેર ડાહ્યા ઓમાં તોંતેરમો ઉમેરાઇ કાંટાનું કટેસર કરવા માંગેચ કે?"

"કદાચ જાઉંબી તેમાં મોટી નવાઇ શું છે? તમે જો તેમ કરવા માગો સોહલી તો તે સમાજમાં બીરાજી ઘણાં પ્રજાઉપયોગી કામ તમેબી બજાવી શકો."

"અરે યાર," સોહલી બોલ્યો. "હું તો ઘણુંબી કરવા માગુંચ; પણ તે મહારાથી થાયચજ કાંહ? જો આપણી ઇચ્છાઓપર આપરે સ્વારી કરી શકતા હોતે તો બધા પારેસ્વારો પણ ઘોરેસ્વાર થઇ જતે. એબી આપરી કમબખ્તીની વાત છે કેની યાર કે નસીબદેવીને આપરે દોરવી શકતા નથી! નહિ તો સેવક તો કંઇ કંઇ નવું જુનું કરી નાખતે."

"ખચીત! તે વરી કેમ?"

"કેમ પુછેચ? સાંભળ, અયે દોસ્તે અઝીઝ. તાહરે નસીબદેવીની યારીથી વીસ ને તીસની વચ્ચે હું એક ઘણીજ ખુબસૂરત નાઝનીન થતે. તીસ ને ચાલીસની વચ્ચે હું એક નામચીન ચીતારો બનતે. ચાલીસ ને પચાસની વચ્ચે એક વિદ્વાન ગ્રંથકર્ત્તા થતે. ત્યારપછીના એક દાયકામાં ઇંગ્લંડનો વડો પ્રધાન અથવા યુનાઇટેડ સ્ટેટસનો પ્રેસીડંટ થતે. સહાઠ ને સીત્તેરની વચ્ચે સેવક પરદુ:ખભંજન, સખીવજુદ, અન્નદાતા બનતે. સીત્તેર ને હેંસીની વચ્ચે અને ત્યારપછી મરતાં સુધી 'કાર્ડીનલ' કે 'પોપ' થઇ રહેતે! કેમ કંઇ ઉતરેચ ધ્યાનમાં?"

સપુતના આ બોલોથી ગુસી તથા તેનાં માબાપ બેઅખત્યાર હસ્યાં અને થોડીક મિનિટ ઉપર તેના બાંહે ચહડાવ્યાથી મામલાએ જે ગંભીર રૂપ પકડવાનો ભાસ દેખાડયો હતો તે હવે તદન ફેરવાઇ ગયો.



# પ્રકરણ ૪૦ મું.

## કાયદાનાં મેદાનમાં સ્ત્રી તથા પુરૂષ હુમનબર્દ—શું મર્દો જ કાયદો જાણે છે અને સ્ત્રીઓ જાણતી નથી?

"બખ્તાબાજીએ યારી આ વખતે નહિ દીધી,
તો તેનો શું મુન્જકો છે ભાઇ.
કાલે ઇચ્છા સૌ મારી આપોઆપે સીધી,
પુરી પાડું ઇલાજેથી કાંઇ."

આગળાં પ્રકરણમાં દર્શાવેલી વાતચીત ચાલતી હતી ત્યારે માસ્ટર ગુસી જે તે દિવસનાં "જામે જમશેદ"ની નકલ પોતાના હાથમાં લઇ તેનાં પાના ફેરવી તે ઉપર નજર ફેંકતો હતો તે પોકારી ઉઠયો—"અલ્લો, આય શું? આય તો ઘણું 'ઇનટરેસ્ટીંગ' છે." સઘળાંઓએ કાન ઉંચા કરતાં ગુસીએ તે વાંચ્યું—

### એક પારસી બાઇને સાઇકલનો ગંભિર અકસ્માત.
### તેમાંથી તેણીનું સેહેજ બચી જવું.
### એક પારસી જવાને દેખાડેલી બહાદુરી.

"ગઇ કાલે સાંજે વૅાર્ડન રોડ ઉપર 'સ્કૅનડલ પોઇન્ટ' નજદીક પાંચ વાગતાંને શુમારે ભારે ગભરાટ મચી રહયો હતો. એક જુવાન પારસી બાઇ નામે દીનબાનુ, જેવણ આપણા જાણીતા શેરદલાલ મી૦ બહમનશાહ બેજનજી બખ્તાવરનાં બેટી થાય છે, તેવણ પોતાની સાઇકલ ઉપર સ્વાર થઇ 'સ્કૅનડલ પોઇન્ટ' નજદીકથી પોતાના 'ફ્રીડમ વીલા' બંગલામાં વળવા જતાં હતાં ત્યારે તેવણ એક ખોજા ગૃહસ્થની 'મોટર'ની અડફટમાં આવી ગયાં હતાં અને 'મોટર'-નાં ચાક તેઓ ઉપર ફરી જાય તે આગમજ એક પારસી જવાન જેઓ નજદીકમાંથી પસાર થતા હતા તેઓએ જો સમયસુચકતા વાપરી દીન-બાનુને ઝડપમાં ખેંચી લીધાં ન હતે તો એક ઘણો ગંભિર અકસ્માત થવા પામતે. આ જવાન ગૃહસ્થ કોઇજ નહિ પણ મી૦ બહમનશાહના

ભાઇના બેટા મી૦ જાંહગીર હોરમજશાહ પ્લીડર હતા; જેઓની મદદથી બાઇ દીનબાનુને તેઓના નજદીકના બંગલામાં ખસેડવામાં આવ્યાં જયાં અમારા સાંભળવા મેલે તેઓ હાલ સારી સ્થીતીમાં છે. અમો આ જુવાન બાઇને અને તેણીના બહાદુર બચાવનારને અંતઃકરણથી મુબારકબાદી આપીએ છીયે.''

"ડીયર મી, ડીયર મી,'' બહમનશાહ શેઠ બોલી ઉઠયા. "સુના, આપરે તો કંઇ એ વીશે જાણતાંબી નથી. એ દુકતીએ આપુનેં કાંઇ કેહવરાવ્યુંબી નહિ. હમણા હમણા એને આપુને તદન ઓવારનીવાર કરી મુકયાંચ. મહારી તો બીલકુલ 'નોટીસ' જ લેતી નથી.''

"બહમનશાહ,'' બાનુ સુનાએ તકાજો કીધો. "સુન્નાં જેવી છોકરી સેહેજમાં બચી ગેઇ તેથી ખુશી થવાને બદલે તમે તમારા પેટનાં બળત્રા કહારવા બેઠાચ. તમારી કોઇ આગલી બેહસ્તનને પેટની છોકરી હોતે તો તમુને કેવું ચચરી આવતે? ને તમારા પેલા સપેહસાલારને તેરી તેની પાસે ફરેસ્તા કરાવવા નીકલતે ને કંઇ કંઇ ધુતમધાતમ કરાવતે.''

અત્રે સોહરાબે ગુસીને ઠેસ મારીને તેનાં કાનમાં કહયું. "વરી પાછી એ ડાંખરી મહારા 'ઓલ્ડ ગવરનર' પર 'ગનફાયર' કરેચ. જયારેબી એને તક મળેચ ત્યારે એ એમ કરવાને ચુકતી નથી.'' અને પછી મોટેથી બોલ્યો. "જાંહગીરે રાસકલેબી ઠીક બજાવી. આજે કેટલા કેટલા મહીના થયા એને મહારી દીનુની પુઠ પકડીચ. ઢાંખરા ઢાંખરીએ નાનપણમાં છાંનપુતલાંનો નાચ કરી એ લોકોને અદરાવી દીધાંતાં તે તું જાણેચ કે ગુસી? જાંહગીર તો દીનુને કેહેચ કે માયબાપે કીધું તે તેંજ કીધું ને તુંને હવે મહારી સાથે પરણવુંજ જોઇએ. પણ દીનુ જેતું નામ! તે કંઇ એને દાદ આપે? એ રાસકલ જાંહગીરે પેલા ખોજા સાથે મલી જઇ ખામખા તો કંઇ તાગરો રચ્યો નહિ હોય? હવે તો એ 'હીરો' થયો, એટલે કદાચને દીનુ એને પસંદ કરેબી.''

સોહરાબનું આ ભાષણ હજી તો પુરૂં થયું નહિ તેવામાં જે ધણી વીશે આ વાતચીત ચાલતી હતી તેજ ત્યાં આવી ચઢયો. આવતાં વાર તેણે ગઇ કાલના અકસ્માતનો હેવાલ લંબાણથી કહી સંભળાવ્યો અને જણાવ્યું કે દીનબાનુ જોકે તે અકસ્માતથી બહુ બીધાં હતાં, છતાં હાલ

ખુશાલ હતાં. કુદરતી રીતે આવો સરસ સંજોગ જોઇ જાંહગીરે વાત છેડી. "મી૦ બહમનશાહ, આપરા સગા અને દોસ્ત મી૦ ગુસી આજે અહીંયાં છે તેટલાંજ આપરે એ બોલ દીતુ સાથે થએલાં મહારાં બચપણનાં ફરજ વીશે બોલીએ તો સારૂં. એ બાબદમાં હવે આપરે કંઇબી નકી ઠરાવ ઉપર આવવું જોઇએ."

જાંહગીરનું આ બોલવું પુરૂં થવે મી૦ બહમનશાહે જ્યારે હમેશની માફક "ઓ ડીયર આઇ સી"માં સંતોષ માની લીધો ત્યારે બાનુ સુના તો છંછણી પડયાં. "જાંહગીર, તું તો હંમેશની માફક વરી પાછો એજ રૂદનપાતલો કહારી બેઠો. બરયું પીંજઇ પીજઇને રૂ થયો તોબી હજુર પીજીયાજ કરેચ. તહારા જેવાને દીતુ જેવી એક છોકરીને સમજાવી લેતાં વાર શું? પાનપર ચુનો લગારતાં તું તેમ કરી શકે. કદાચને આય આપરા મી૦ ગુસી તુંને એ કામમાં મદદ આપશે. કેમ ખરૂં કેની મી૦ ગુસી?"

"ગુસીએ તો પોતાની કીમતી મદદ એ બાબદમાં મને આપવા અત્યાર અગાઉનું કબુલ કીધુંચ. એ વીશે હું બોલું તે અગાઉ મને કહ્યા વગર ચાલતું નથી, બાનુ સુના, કે તમો પોતે ચાહવો તો એ બાબદમાં દીતુની સુધ ઠેકાણે લાવી શકો. તમારી ને કાકાજીની તો એ ફરજ છે. જોકે કાકાજી તો પોતાની સઘળી મરજી છતાં મને મદદ કરવા અશક્ત છે. દીતુ જો સહલેસુજે સમજશે નહિ તો મને નાચારીએ કોર્ટનો આશરો શોધવો પરશે અને તમુને તેથી નાહકની હેરાનગતીમાં ઉતરવું પરશે."

"અરે વહારે જાંહગીર શેઠ," બાનુ સુના બોલ્યાં. "વાત તો ખરી, પણ મનમાં નહિ ઠરી. પેલી કેહવત છે કે 'વાર તહારા હરામીને, નહિ તો ખાઉં તાહરા ગરીબને.' તેમાંની તમે વાત કરોચ. દીતુ જેવી એક પોરીને તમે સમજાવી લઇ શકતા નથી તો ભવિષમાં તમે તેને પરણીને સુખના શું ગાંસરા બાંધશો? તમુને અદરાવ્યાં ત્યારે હમુને થોડીજ ખબર હતી કે એ છોકરી પાછલથી ફરી બેસશે. પણ હવે તમે આય સોલીસીટર સાહેબને વચમાં નાખ્યાચ તે એવણ પોતાની વકીલાત ચલાવી એ બાબદનો હું ધારૂંચ કે તમારા લાભમાં ચુકાદો લાવશે."

બાનુ મુનાના ઉપલાં બોલવામાં, ગુસીને અને જાંહગીરને લાગ્યું કે, કાંઇક થેકડીનો અંશ સમાયલો હતો. પણ તે વીશે તેઓએ કાંઇપણ ટીકા કરવાનું દરૂસ્ત ધાર્યું નહિ.

"બાનુ મુના," ગુસીએ ચલાવ્યું. "તમારી તરફનાં મારાં સઘળાં માન છતાં આ બાબદમાં મને લાગેચ કે બીચારા જાંહગીર તરફ જેવી લાગણી તમારે ધરાવવી જોઇએ તેવી તમો ધરાવતાં નથી. હું કબુલ કરૂંચ કે જ્યારે બચપણમાં તમોએ એ લોકને અદરાવ્યાં ત્યારે દીનુ પાછલથી આવી હઠીલી થશે તેની તમોને ખબર હતી નહિ. પણ એ હઠીલાઇ, કે જે દીનબાનુની કેળવણીનું પરીણામ છે, તે કેળવણીને માટે તેણી કોણને આભારી છે અને તે કેળવણીનો પાયો કોણે નાખ્યો હતો? બચપણથીજ તમે તેણીને મરદો તરફ તીરસ્કાર ધરાવનાર, સંસારી રાહરસમને ધીકકારનાર, લગનના ઉંચ 'આઇડયા'ને હસી કાઢનાર, બઇરાંઓને પુરૂશ સમાન લેખવનાર અને માની લેનાર, સ્ત્રીજાતીની પવીત્ર ફરજોને પગનલે કચડી નાખનાર, ટુંકમાં કહું તો સંસારસુખના કટ્ટા મુદઇ તે તમારી નામાંકીત પીત્રાઇ જરબાનુ જાલેજર જાલનેવાલાંને તમે તેને સોંપી દીધી. જે ફરજ તમોએ પોતે અદા કરવી હતી તેનો જુમ્મો તમે બીજાંને શીર ઓળવી દીધો. એમ કરીને જે ડાળી ઉપર આ કુમલું ફળ ઉગતું હતું તે ડાળીને તમે એકતડાકે તમારે હાથે કાપી નાખી. પરીણામમાં ફળ તેના ઉમદા ગુણો સાથ તેના પુર બહારમાં ખીલી શકયું નહિ. તે માંહેલો મીઠાસદાર માવો કરમાઇ ગયો—તેમાંનો વહેતો રસનો ઝરો સુકાઇ ગયો."

"હીઅર, હીઅર," સોહરાબે પાસે પડેલો એક કીમતી પંખાનો કચકરાંનો હાથો સંગેમરમરની મેજ ઉપર થોકતાં કહયું. "વેલડન મીં૰ લેકચરર, ઠીક બજાવી. એકજ 'પોઇંટ' હું સમજી શકતો નથી. તમે આટલીબધી જબાનદરાજી ચલાવોચ તો તમો પોતેજ એ મહારી બહેનને સમજાવી કાંય નથી લેતા? એને તો બા મને ખાતરી આપીચ કે સચ્ચાઇ એની તરફ છે, અને એનો 'કેસ' તદન મજબુત છે, ને વલી મને સોગંદ આપીયાચ કે માહરે એનીજ તરફેણમાં રહેવું. ખરૂં ખોટું અલ્લાને ખબર ! તે તપાસવાનું કામ કંઇ સેવકનું નથી. સેવક તો એટલુંજ જાણેચ કે આય બે 'ઓલ્ડ ફોગીસો'ને બીચારી મહારી બહેનને

અફારી નાખવાનો કંઇ હક ઉતો નહિ, અને જાંહગીર હવે ગમે તેવો હોય, છતાં જે કોલ દીનુએ પોતે આપેલો નહિ તે કોલ પાલવાને એ તેને કેમ ફરજ પાડી શકે? જો વાત અહીં અટકશે નહિ તો લડાઇ જાગશે અને દીનુના 'કમાન્ડર ઇન ચીફ' તરીકે સેવક તેણીની તરફથી મેદાન પડશે. સંભાળજો! જાંહગીર શેઠ, તમારી હુશીયારીમાં રહેજો. તમારાં હાડકાંની સલામતી જો તમે ચહાતા હોવ તો તેમ કરજો. કોરટફોરટનો ઇનસાફ ચુકવે તે અગાઉ સેવક તમારાં હાડકાંનો ઇનસાફ કરશે. પછી પાંચ પચીસનો દંડ થાય તો ગવરનરની પાકીટને કાંહ તલયું છે?" આમ બોલતાંજ સોહરાબે વળી પેલો કચકરાંનો પંખો કાંઇ વીશેપ જોરથી તે સંગેમરમરની મેજ ઉપર ઠોકયો જેથી તેના ટુકડેટુકડા થઇ ગયા, અને પછી એવા વીકાળ ચહેરે તેણે જાંહગીર તરફ જોયું કે જાણે હમણાંજ તે તેના પણ ટુકડેટુકડા કરી નાખવા ઇચ્છતો હોય. શેઠ બાવા અત્રે વચ્ચે પુરાયા.

"ડીયર મી, ડીયર મી, સોહલી, તું જ્યારે ગુસ્સે થાયેચ ત્યારે નરો જાણે મહારો દોલી. એવી વખતે તું એવો 'હેન્ડસમ' લાગેચ કે જાણે બે ઘરી તહારા ચહેરા સાંબે જોયાજ કરીયે. પણ બીરાદર ગુસી, તમે દીનુની મુલાકાત તો લીધી હોશેજ. તમારી સાથે એને શું વાતચીત થઇ?"

"જી, દીનબાનુને હું ગીયે બુધવારે મલ્યો હતો. સત માનજો, કે જબાંનદરાજીની બાબદમાં એવણનાં જેવાં બાઇ મેં આજસુધી કોઇબી જોયાં નથી. જુદા જુદી બાબદો ઉપર જે છટાદાર રીતે એવણ વીવેચન કરે છે તે ખુલ્લું દેખાડી આપેચ કે એવણે તે બાબદોનો ઉંડો અભ્યાસ કરેલો હોવો જોઇએ. એ વીવેચન કરતી વેળા તેવણ એક સ્ત્રી છે તે વાત તેવણ બીલકુલ ભુલી જતાં જણાય છે. ખરૂં બોલું તો તેવણ તે વાત ભુલી જવાની મીનીટે મીનીટ ગોયા પોતે પોતાનેજ ફરજ પાડેચ. હું ઇચ્છું છું, બાનુ સુના, કે તમે દીનબાનુને બદલે સોહલીભાઇને બાઇ જરબાનુના હાથમાં સોંપ્યા હતે. જે બીના દીનબાનુના બાબમાં તેણીનાં ભવિષ્યનાં સુખનો નાશ કરનાર મુળસમાન થઇ પડીચ, તે બીના સોહરાબના બાબમાં તેની કીર્તીનું બી વાવી એને

હમણાના કરતાં કંઇ ઉલતીજ રીતનો આસામી બનાવી દેતે. માફ કરજે, બીરાદર સોહરાબ, કંઇ બેઅદબી થતી હોય તો."

"અરે હવે મરી રહેની ગુસી! તું ઘણો શ્યાણો છે તે જાણ્યું. જે વાત કરવાની છે તેજ ભોંસની! જાંહગીરને પરણવાને દીનબાનુને સમજાવવામાં તું ફતેહ પામ્યો કે? તેમ જો નહિ થયું હોય તો તહારી વકીલાતી લતરાજ શું કામની?'" સોહરાબે તાહુકો પુર્યો અને પછી ગુસીએ ચલાવ્યું.

"હમારી મુલાકાતની શરૂઆતમાંજ દીનબાનુની જીભલીનો ઘોડો તેની લગામના બંધ તોડી નાઠો તે કલાકના ખાસા વીસ માઇલની ઝડપે દોડવા લાગો, ને ઘણો વખત સુધી કાબુમાં આવી શકયો નહિ. આ વેળા તેણીને કોઇ એક સુભાષીત વકતા તરીકે માની લે. રાજદારી બાબદો, રશિયન બખેડા, બ્રીટીશ પ્રધાન મંડળ, માણસાઇ મનશકતી, પુરાણું સાહીત્ય, માણસના બદનનું બંધારણ, પશુ, પક્ષી, જમીન, ઝાડો-થી નદી, નાળાં ને પહાડો, નીતીરીતી, રહેણીકરણી, રસાયનવિદ્યા, યાંત્રીક અને વીજળીક બળ, વહાડકાપ, ફુલફળાદી, વગેરે બાબદોનાં મેદાનમાં જીભલીના ઘોડાની પુઠે હું એકાગ્રહ ચીતથી દોડયો. છેલ્લે એક વીશાળ ખેતરમાં આખી રાત નીરાંતે ચરેલો ઘોડો જેમ મસ્ત થઇને સહવારના માણસના ભયથી ખેતરની વાડ કુદાવી નહાસવા માગે તેમ હું નહાસવાનો યત્ન કરતો હતો તેવામાં દીનબાનુ પોતેજ, જાંહગીર, તહારી વાત ઉપર આવ્યાં. ભેજાં ઉપરનો એ બધો ભાર જો એ બાઇનું માથું કોઇ દીન ચસકાવી મુકે તો હું અજબ થવશ નહિ. બઇરાંઓ ગમે એટલી પટપટ કરે ને ગમે એટલું ભાહુતી ભંડોળ પોતાનાં ભેજાંમાં ભરે, પણ તેઓ પોતાની તર્કશકતી કોઇપણ દીવસે ખીલવી શકવાનાં નથી અને 'શોધક'નાં લીસ્ટમાં પોતાનું નામ નોંધાવી શકનાર નથી. શોધક તો સદા પુરૂષોમાંથીજ પેદા થવાનો."

"ગુસી, તેં મ્હારે સારૂં એટલીબધી તકલીફ ઉઠાવી તે વાસ્તે હું તહારો ઘણો ઉપકારી થયોચ. હું માહરી દીનુના સંબંધમાં કોઇ કોઇ વાર કારનો મારીયો લગાર સખત ભાશા વાપરૂંચ, પણ કોઇ બીજું તેમ કરેચ તો મને જરાબી તે ગમતું નથી. એક બગલું બગલાંનીજ ભાશા

બડબડશે—એક કબુતર કબુતરી બોલીમાં પોતાના ગોઠીયાને પોતાનાં દીલના ઉભરા કેહી સંભળાવશે. પણ હું એક ગરૂડ પક્ષીની માફક એક ગરૂડ પક્ષીનેજ આ ધરતી ઉપર વળગી રહીશ. માહરી દીનબાનુને તું મહારી આંખો લઈને જોશે તો તેનામાં જે ઉમદા ગુણો છુપીયા છે તે તું સહેલાઈથી પીછાણી શકશે. ખુદ તેણીની ખામીઓ જે ગુસી તેં દરશાવી છે, તેમાં પણ એક શાહજાદીના ગુણદોશની માફક ઉમદા ખુબીઓ સમાયલી છે. ઘણાક બહુબોલા બાયલાઓના કરતાં દીનુ વધારે ઉદાર લાગણીઓ ધરાવેચ. તેણી એવું વિચારેચ કે દરેક સ્ત્રી માત્ર તેણીનો પોતાનો પડછાયો છે; અને તેટલા વાસ્તે પોતાની ખામીઓ છુપાવવાને બદલે તેણી એક તાજના આકારમાં પોતાનાં શીર ઉપર તે ખામીઓને લઇ ફરે છે. પણ ચાલ, હવે તહારી વાત મેહેરબાની કરીને આગળ ચલાવ."

"હું કહેતોતો" ગુસીએ ચલાવ્યું. "કે દીનબાનુએ તાહરી વાત છેડી. મને કહેજે 'કેમ તમારા પેલા 'હાર્ટફ્રેન્ડ' આજકાલ તમુને મલ્યાતા કે?' મેં જરાક અજાણપણાંનું ડોળ કીધાથી તેવણ બોલ્યાં કે 'બેહેલા શું થાઓચ. હું તમારા દોસ્ત જાંહગીર વીશે બોલુંચ. એનું કાતર્યું દીનપરદીન ઘસ્તું જાએચ. એને એકજ જાતનો ધખારો બેસી ગીઓચ. એ તો કેહચ કેહચ ને એમજ કેહચ કે હું એને નાનપણથી બંધાયલી છેઉં ને તેટલા વાસ્તે એ મહારી ઉપરથી હાથ ઉઠાવી શકતો નથી. મેં એને કહયું કે આપરા વચ્ચે કાંઇ સાતાંખત થયું હોય તો તે મને બતાવ. બાકી કોઇપણ માટીડો માત્ર પોતાની આંગળીના ઇશારાથી મને કે બીજી કોઇપણ બાઇને દોરવી શકશે નહિ. એ બીચારાની મને ઘણી દયા આવેચ. મેં તો મહારી જીંદગાનીનો નીયમ નકકી કીધોચ. તે નીયમ ટુંકમાં એટલોજ છે કે મહારે કોઇપણ મરદને હાથ વેચાવું નહિ પણ સદા આપઅખત્યાર રહેવું અને મહારી બેહનપણીઓને તે પ્રમાણે ચાલતાં શીખવવું. મહારા આ વિચાર તરફ અત્યારસુધીમાં મહારી ઘણી સહીમોતીઓને મેં દોરવીચ, ને ખોદા કરશે તો અમારી સંખ્યામાં રોજબરોજ ઉમરો થતો જશે.'

"પણ, દીનબાનુ,' મેં કહયું. 'ધારો કે પાંચ પચ્ચીસ તમારા જેવા વિચારની સ્ત્રીઓની એક ટોળકી થયા પછી ખોદા ન કરે ને તમારામાંની બે ચાર મુખ્ય બાઇઓની કજા થઇ તો પછી જુના વિચારવાલી બાઇઓ આગલી હરોલમાં ધસી

આવે અને પોતાનાં અસલી વિચારો ફતેહમંદીથી તમારી ટોળકીમાંની બાળકીઓનાં મનપર ઠસાવી તમારાં નીર્જીવ કાર્યો ઉપર સદાનું પાણી ફેરવે તો પછી તમારી ફતેહ કયાં તકી રહેવાની ?' આથી બાઇસાહેબનો મિજાસ બરખેલાફ થયો. તેવણ બોલ્યાં. 'તમે તો કંઇ જાંહગીર તરફથી 'બ્રીફ' લઇ આવેલા દીસોચ. એક ડોળધાલુ કરતાં તેનો હીમાયતી ચાર-ચાસની વધુ ડોળધાલુ હોય છે, ને તે પોતાને બહુ કઢંગા આકારમાં પોતાના સાંભલનારાંઓ આગળ રજુ કરે છે, તે વાત તમે ભુલી જતા દીસો છો.'

"મેં કહયું કે 'દીનબાનુ, સુધારાના પવને તમારાં માથાંમાંથી તમારી બચગીના વખતની યાદ તદન ભુસાવી દીધી છે. જાંહગીર તમારી બચગીનો અને તમારી મનપતીજનો સાથી ઉતો. હમોને બધાંને બાજુ કરી તમો સદા તેની સોડ સાંધતાં હતાં. જાંગુનાં વહાલાં નામથી તમો તેને સદા બોલાવતાં. 'ઇસપ ફેબલ' માંની વાતો એ તમારી આગળ હમેશાં વાંચતો હતો. પાનાના દાવમાં અને બીજી રમતમાં એને તમારો હમેશાં તમે બીહલુ બનાવતા'તાં. તમે સીક પરતા'તાં તો જાંગુને હાથે દવાપાણી લેતાં, એક દહાડો તેને નહિ જોતાં તો બીજાંઓ સાથે ચીથરાં ફારતાં. તમારી એ પસંદગી કોઇબી રીતે અણઘટતી હતી નહિ અને જે ધણી ઉપર તે ઉતરી હતી તે તે વેળા તે પસંદગીને ઇંચેઇંચ લાયક હતો, તેટલુંજ નહિ, પણ હજી જેવોને તેવો લાયક રહ્યો છે. તમારી પસંદગી તેવીજ ઓસ્તવાર રેહી નથી તેનું કારણ શું ? કારણ એજ કે જાંહગીરની કમનસીબી કહો કે તમારી, પણ એકાદ કમનંસીબ ચોઘડીએ તમારાં માતાજીએ તમુને જરબાનુની સંભાળમાં સોંપ્યાં. જરબાનુ કે જેવણે પોતાની નાલાયક ચાલથી પોતાના ધણીને પોતાથી સદાનો દુર કીધો, અને જેણે તમુને તમારાં માથાંમાં બધાજ માટીડાઓ સ્ત્રીજાતીનાં માન અને ચાહને પાત્ર હોતા નથી, એવો ધખારો બેસાડી દીધોચ. આથી તમારી મતી બદલાઇચ. તમારા ખાલેસ અને ઉદાર જુસ્સાઓ જે તમારા તેવાજ ખાલેસ બચગીના મીત્ર તરફ દોરતા હતા તેઓએ હવે બીજીજ ગમ હેરયું લીધુંચ. જરબાનુએ તેઓની દાનચોરી કીધીચ. રફતેરફતે તમારી સઘળી જુસ્સાદાર અને ઉદાર માણસાઇ લાગણીઓને જરબાનુના ઝેરી

પ્રતાપે મંદ કરી નાખી તેથી તમોએ જાંહગીરને ચાહવાનું બંધ કરી નાખ્યું. હવે બીજા હાથ ઉપર જાંહગીરને આવી કોઇ ફનાકારી સોબત નહિ મળ્યાથી તેના બચગીના જુસ્સાઓ અને લાગણીઓ અને તમારી તરફનો તેનો ચાહ જેવાંને તેવાં રહ્યાં હોય—બલ્કે વધારે જુસ્સાદાર બન્યાં હોય, અને તેવી અખંડ લાગણીઓ સાથે તે તમારાં જેવાં એક ભુલાં પડેલાં ઘેટાંને તેની અસલી શીતળ છાંયા તલે તેનાં અસલ વતનમાં પાછું દોરવી જવા ઇચ્છતો હોય તો તેમાં તેનો વાંક કોણ કાઢી શકશે? તમારાં આ કાર્યથી તમારાં અમર સુખની વચ્ચે તમે પોતે આડાં આવે છો, એટલુંજ નહિ, પણ બીજાનાં ઉત્તમ સુખનો તમો ભંગ કરો છો.' આ ઉપરથી દીનબાનુ લગાર છેરાયાં અને તણકામાંને તણકામાં બોલ્યાં. 'મી○ ગુસી, તમે એક 'જેન્ટલમેન' છેવો અને તમારા દોસ્તદાર તરફની તમારી લડત તમોને ઘણી માનભરી છે. પણ તમારા જેવા એક શીખેલા ભણેલા માણસ ચાલીચલાવીને અહીં વેર મને અપમાન કરવા આવ્યા હો તો ખચીત તે તમારી કેળવણીને ઘણું ઝાંખ લગાડનારૂં છે. તમારી સખત ભાશાથી તમે જો એમ ધારતા હો કે તમારા ફ્રેંડનો કેસ તમે કોઇબી રીતે સુધાર્યો હોય તો તેમાં તમારી ભુલ છે. મી○ જાંહગીરને તમે ખુલ્લેખુલ્લું કેહેવો કે તેવણ કે બીજા કોઇપણ પુરૂષ ગ્નાતીનો આસામી મહારા ઉપર જે જાતની સત્તા તેવણ મેળવવા માગે છે તેવી સર્વોપરી સત્તા કોઇપણ દીવસ મેળવી શકશે નહિ. આ મહારો ઠેરાવ એક કીલ્લાસમાન તમે જાણવો, અને કોઇપણ આસામી તે કીલ્લાનો એક પથ્થર પણ ખીસાડી શકનાર નથી. મી○ જાંહગીરને ગમે તો કોર્ટનાં બારણાં તેવણને વાસ્તે ઉઘાડાં છે. કોર્ટ પણ મને શું કરવાની છે? એકબારગી જો હું એવણને નાની વયમાં પરણી પણ ચુકી હતે તો ચાલતા આવેલા રીવાજ મુજબ કોર્ટ મને એને ઘેર જવાની ફરજ પાડતે અને તેમ કરવાની જો હું ના પાડતે તો કદાચને મને એકાદ અડવાડિયાંનું સાદું કેદખાનું ભોગવવું પડતે. પણ મને તો વરસો અગાઉ જ્યારે હું સ્ત્રીવેશમાં આવેલી ન હતી, એટલુંજ નહિ, પણ મહારા લાભનું અને ગેરલાભનું શું છે તે સમજવાને પણ અશકય હતી ત્યારે મહારાં એક અણસમજુ માતાએ અને એક કહેવાતા ધનધનધોરી પીતાજીએ મને તમારા વહાલા અને પ્યારા દોસ્ત

સાથે અદરાવી દીધી હતી. જાંહગીર તમારા કહેવા પ્રમાણે ઉમરે પહોં-ચવા સાથ એક લાયક આસામી નીવડયોય તે તો માત્ર એક સંજોગ છે. એ સંજોગ કોઇપણ રીતે મને જાંહગીર સાથે પરણવાને મહારી મરજી વીરૂધ ફરજ પાડી શકે નહિ. અત્યારસુધી તમે માટીડાઓ અમો બૈરાં-ઓને તમારા પગનાં ખાસડાં મીસાલ સમજતા હતા, અને તમારી મરજીમાં આવે તેમ જુનું થતાં તેને ફેંકી દેતા હતા. ઘાતકી ચીનાઓ પોતાની સ્ત્રીઓની સુંદરતા શોભાવવાને બહાને તેઓના નાજુક પગોને લોખંડી બુટરૂપી બેડીમાં જકડી નાખે છે, કેટલાક જંગલી મુલકોમાં હેવાન્યત ખાસીયતવાલા ભરથારોને, પરણતી વેલા, રીતમાં તેઓની ગરીબ બાયડીઓ અકેકી ચામડાંની ઝાપટની ભેટ કરે છે, જે પાછલથી તે બાપડીઓના પોતાનાજ બરડાની ખબર લેવાને માટે તેઓના ક્રુર ભરથારો વાપરે છે. બીજા કેટલાક મુલકોમાં બહાદુર ઈંગ્રેજ સરકારની નજરચૂક કરી ઘાતકી સતીનો રીવાજ હજી ચાલુ છે. સુધરેલા દેશોમાં વટીક તરેહવાર આકારમાં સ્ત્રી ઉપર ઘાતકી-પણું ગુજરે છે, અને ઘણી બાબદોમાં—તેમાં મુખ્ય કરી રાજદ્વારી-બાબદોમાં—તેઓના વાજબી હકો મરદોને હાથ લુંટાય છે. સ્ત્રીઓને મત આપવાનો હક મળતો નથી. જુવો, એ વાસ્તે હમારી વીલાયતી બેહનપણીઓ કેવી બાઢોબાઢ લડે છે. તમે મુંબઇના મરઘાજીઓ નહિ હમોને તમારી શેહર સમાજમાં સમાજીઓ બનાવતા, નહિ વીદ્યાલયનાં મહાન મંદીરની સભાઓમાં કે અદાલતની દેવડીઓમાં ખડે પગે ઉભાં રહી પુરૂશો સાથે અમને લડવા દેતાં, કે નહિ પેલી તમારી ખખડીવખડી ગયલી બુઢ્યા પારસી પંચાયતમાં હમોને દાખલ કરી તેમાં નવું લો ! આમેજ કરતા. તમારી મેટ્રીમોન્યલ કોર્ટોમાં તમો હમોને 'ડૅલી-ગેટો' બનાવતા નથી તેમાં તમો મોટી થાપ ખાવો છો, કારણ સ્ત્રી 'ડૅલી-ગેટો' એવા ચુકાદા આપે કે જેથી જોડાં બંધાએજ નહિ અને મેટ્રી-મોન્યલ કોર્ટની જરૂર રફતેરફતે બીનજરૂરી થઇ પડે. ખરૂં જોતાં તો હમે તમારાં શરની કોલાહસમાન છીએ. મહારા મહે-રબાન વકીલ સાહેબ, તમે કાયદાકાનુનમાં ઘણા લાહેરમાહેર હોસો તો તમારી કમીની તે બાબદમાં તમારી આગળ નહિ તો તમારી હરોલમાં તો ઓસ્તવાર ઉભી રહી શકશે. 'બાઇ ધ બાઇ.' જો તમુને અડચણ નહિ હોય તો જરા તમારી સેવકીની 'લૉ લાઇબ્રેરી' પર આ ઘેર છોડી જવા અગાઉ નજર ફેંકવાની કૃપા કરશો ? પણ બેઅદબી માફ છે, મીં૦

ગુસી, ગુસી ને ગુસ્સો ઘણાં મળતા આવેચ. વાસ્તે તમે ગુસ્સો ના કરતા, પણ તમારા જાંહગીર તમુને આટલાબધા ગમેચ તો એકાદ બે કાયદાની કલમોને તમારી બાહોશીનું પાણી પાઇ મરડીમચડીને તમેજ એવણને પરણી જઇ નહિ શકો?' સત માનજો, બહમનશાહ શેઠ, ખરૂં કેહુંચ બાનુ સુના, 'બીલીવ મી' જાંહગીર એન્ડ સોહલી, ગુસીએ વધાર્યું. "આય તમારી દીનબાનુની જબાંદરાજીથી મને તો ગોયા ભોંયજ ભારી પરી ગેઇ. એક પળ મેં ઇચ્છયું કે ધરતીમાતા પોતાનું પેટ પહોલું કરી મહારો તેમાં સમાવેશ કરી દેય. હવે તો ત્યાંથી વંજો માપી જવા સીવાય બીજો કંઇ ઇલાજ હતો નહિ. પણ દીનબાનુના તાનાજાનીભરેલા સખુનોનો જો કંઇપણ જવાબ વાલ્યા વગર હું ત્યાંથી ચાલી જાઉં તો હું મહારાં વહાલાં અને સજાત માતપીતાજીએ આપેલી અને મેં લીધેલી કેળવણીને કલંક લગાડું, એટલુંજ નહિ પણ તહારા જેવા એક જાની દોસ્તને બેવફા થયેલો ગણાઉં. હજુર તો શું જવાબ વાળવો તેનાં વમાસણમાં હું ઉતો તેટલાં જરબાનુ ભારી ઠાઠમાઠ સાથે ઓરડામાં દાખલ થયાં. હું તો જાણે એક 'પોસ્ટમેન' કે 'બટલર' હોઉં તેમ તેવણે માહરી કંઇપણ 'નોટીસ' લીધી નહિ અને સીધાં ને સીધાં દીનબાનુ આગળ જઇ તે દીવસની રૂતુ, 'ટાઇમ્સ ઑવ ઇન્ડીયા'ની 'લીડર,' 'ગ્રૅફીક' માં આવેલાં ચોકસ લખાણો વગેરે બાબદો ઉપર પુછપરછ કરવા માડી. જાણે મને હજી કાંઇ વધુ શીક્ષા કરવા માગતાં હોય તેમ દીનબાનુ આખી પાંચ મીનીટ સુધી માહરી હાજરી ભુલી ગીયાં. એ પાંચ મીનીટને છેટે તેવણે મહારી સામે જોઇ સવાલ કીધો. 'અલ્લો મી૦ ગુસી, 'એક્સક્યુઝ મી' હું તો સમજી કે તમો ગુસ્સામાં ને ગુસ્સામાં ગુમ થઇ ગીયા હોસો.' મેં કહયું 'હા મીસ દીનબાનુ, હું ત્યારનો ગયો હોત પણ હું જોવા ઇચ્છતોતો કે જે ઘરમાં કહેવાતાં કેળવાયલાં બઇરાંઓ વસે છે તે ઘરમાં વટીક તુંદઇ, તોછડાઇ, ગેરસલુકાઇ, વગેરે વગેરેના દૈત્યોનું પ્રબળ કેટલું પસરી રહેલું હોય છે. અમો માટીડાઓ ઉપર જો તમો આજ તમારાં ઓજારોની મદદથી શ્રેષ્ટાઇ મેળવવા માંગતાં હો તો જેટલાં જલદી તમે એ ઓજારોને તમારાં ઘરમાંની સૌથી ઉંચી અભડાઇ ઉપર મેલી છાંડો તેટલું તમારા બાબમાં વધારે લાભકારક થશે. મહારા દોસ્ત જાંહગીરને પરણવાની ના પાડી આડકતરી રીતે તમે તેનો સૌથી ઉત્તમમાં ઉત્તમ લાભ સાચવો છો. એમ મેં આપની મુલાકાત

દરમિયાન એક આઇના મીસાલ ખુલ્લું જોઇ લીધું છે. જ્યારે એક ધણીનું વજન તેની ધણિયાણી કરતાં કમતી હોયચ, એટલે જ્યારે ધણી સોરટયાં જેવો હોયચ, ત્યારે માંટેલી ધણિયાણી પોતાનાં માસના લોચાંથી તેનો ખંગ વાલી આપેચ અને ધણી ધણિયાણીના બહારના તોલમાપને સમતોલ કરેચ. પણ આ બીના તો સીધ થયેલી છે દીનબાનુ કે—

'મરદ લડે તલવારસે, સ્ત્રી લડે સુઇ સુઇયાસે;
મરદ કસે કમ્મર, જ્યાં સ્ત્રી ખાય તમ્મર.
મરદ લડે અક્કલસે, સ્ત્રી લડે છરી ચુલ્યાસે;
મરદ કરે સરદારી, સ્ત્રી કરે તાબેદારી;
ઉલટું સુલતું એમાં કરો, મ્હોંડે માથે ધુલ ભરો.'

(રચનાર—**મે. મ. બ.**)

"એટલું કહી બીજા કાંઇપણ જવાબની રાહ જોયા વગર હું ત્યાંથી બહાર નીકલી પડયો."

આ સાંભળી બહેમનશાહ શેઠ બોલ્યા. "'ડીયર મી, ડીયર મી,' સુના, એ પોરી તો તુંનેબી વીસરાવે તેવી નીકલી દેખું; પણ પેલી કહેતી છેની કે 'ઝાડ તેવાં ફળ,' 'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા.' જો હું એમ જાણતે કે તાહરી આય દુકતી તુંને વીસરાવે તેવી નીકરશે તો મહારા રાંક દીકરા જાંહગીર સાથે હું એને અદરાવતેજ નહ. બાપરે! સારૂં છે કે એ દુકતી આય ઘેરમાં નથી, નહિ તો તમે બે જણ વચ્ચે હું કેદારનો પહોંતો થઇ જતે. ડીયર મી! ડીયર મી!"

"કેમ બહમનશાહ વરી છેક ફાતા કે?" બાનુ સુના બોલ્યાં. "કોઇ બહારનાની સામે તમુને અપમાન થાય કરી હું બોલતી નથી ત્યારે તમે તો વરી છેકજ 'ફાસ્ટ' જાવોચ. કહેવત બધી તમુંનેજ આવડેચ કે? દુકતી ને પોરી બોલનારા તમે કોણ? તમારી પેલી દુકતીઓની કાંની મહારી દીકરી કંઇ અમસો ધરમ છોરીને વટલી ગેઇ નથી ને પરજાતવાલા સાથે પરણી તો નથી ગેઇ સમજયા. ફરીથી જયારે બીજાંપર પથરા ફેંકો ત્યારે તમે કાચનાં ઘેરમાં રહેવોચ તેની યાદ રાખજો."

"'વેલડન ઓલ્ડ લેડી,' અરે મમા." સપુતે કહ્યું. "ગુસી, તુંને કંઇ ખબર કે?" વાંકો વલી આસ્તેથી તેણે ગુસીના કાનમાં ફુંક મારી "'એ મહારી ઢાંખરીને 'ઓલ્ડ લેડી' કેહુંચ ત્યારે એ ઘણી છેરાયચ તેથી મેં ફેરવી તોલ્યું.' એ 'ઓલ્ડ દેડ' ને મમા તમે અવાર ને અવાર થોંસોચ તે ઘણું સારૂં કરોચ. વલી જાંહગીરને દીકરા કહેવાવાલા એવણુ કોણુ? એવણુનો દીકરો બોંતેર હાથ અને બત્રીસ દાંતવાળો હું પોતે જંગી સોહરાબ બીન બહમન બીન બેજન બખ્તાવર એવણુની સાંમે જીવતોજાગતો ઉભેલો છેઉં ને એવણુની જનાબમાં સદા પોતાને રજુ કરૂં છું" એમ કહી તેણે બહમનશાહ શેઠનાં બુઢાં હાડ ઉપર જાણે પોતાના બોલોને કાંઇ સંગીન રૂપ આપવા માંગતો હોય તેમ પોતાના રાઠોડી હાથવટી એક છાપટ મારી તેથી તેવણુ બેવડ વલી ગયા. કેવો 'ડ્યુટીફુલ' દીકરો! આજના સુધરેલા જમાનાની એ કેવી સુંદર અને શોભાયમાન પેદાયશ! બેંહેકેલાં વાજાંના એ કેવા પડઘા! સડેલા પારસી સંસારનું એ કેવું સ્વરૂપ! પણ જ્યાં બહમનશાહ શેઠના પોતાનાજ તાંકા અવલમાં ઢીલા, જ્યાં તેવણુનાંજ પાણી મુવેલાં, ત્યાં તેવણુ બાપડા ગળે ગાંઠ ને મોંહડે ડુચો કરવા સીવાય બીજું શું કરી શકે? ગુસીએ અત્રે જોયું કે કામ બગડતું હતું, અને હવે જવાનો વખ્ત થયો હતો, વાસ્તે તેણે સઘળાંઓ સાથે સલામ આલેકુમ કરી જાંહગીરનો હાથ પોતાના હાથમાં સૈરવી બાહેર ચાલવા માડયું. બાહેર પુગા પછી તે બોલ્યો "હું જોઉંચ દોસ્ત કે તું ઘણો નાસીપાસ થઇ ગયલો લાગેચ. પણુ હીંમત રાખ, કદીબી હારી ખાતો ના. મહારી જો સલ્લાહ માને તો કોર્ટ દરબારનો વિચાર કરતોજ ના. આખર કરે પણ બઇરાં તે બઇરાંજ. કોઇબી દહાડો તેઓ માટીડાની બરોબરી કરી શકવાનાં નથી. મહારા વહાલા પપાના બોલોમાં બોલું તો 'મરદ શીકારી છે, ઓરત તેનો શીકાર છે. આપણે પુરૂશો તેઓની સુંદર સુશોભીત કાન્તી અને તેઓના હાવભાવને લીધે તેઓનો શીકાર કર્યે છીએ. આપણા હાથપર હારી ખાતાં તેઓ આપણને ધીક્કારવાને બદલે ઉલટાં ચહાવા શીખે છે, અને આપણે તેઓપર સર્વોપરી થઇએ છીએ. જે કાર્યો સ્ત્રીઓ કદીપણ કરવાની હીંમત કરી શકે નહિ તે કાર્યોમાં આપણે ઝીપલાવ્યે ત્યારે તેઓના સૌથી

માનીતાં ગુલના પમરાત કરતાં આપણા તે કાર્યોનો પમરાત તેઓને વધુ મોહ પમાડે છે. જે પુરૂશ શેહાદીના ગાંઠથી સદાનો જોડાવા માંગતો હોય તેણે કદખુદાઇનો પવિત્ર ઝુંડો પોતાના હાથમાં ઉઠાવી લઇ લગ્નના બજારમાં શરણાઇના શરોદ સાથે તુટી પડી સઉથી ઉત્તમ સ્ત્રી તેના હાથમાં આવે ત્યાંસુધી તેઓની ફોજ ઉપર તેણે હલ્લો કરવો અને પછી મનમાનતી સ્ત્રીને જીતવી. આથી જે ચહેરાને તમો પાછલથી માયાથી પસવારવા ઇચ્છતા હો તે તમારા હલ્લાથી કાંઇક વાર ચમચમી આવશે! પણ તે ચમચમાત પાછલથી ખુશબખ્તીનો રંગ પકડશે."

"વહાલા ગુસી, કોર્ટે તો મ્હારે ચઢવુંજ નથી. તહારા વહાલા પપાના બોલોને હું સદા ધ્યાનમાં રાખશ. લોહી રેડીને નહિ પણ વહાલ અને પતાવટથી હું મ્હારી દીનુને જીતવાની કોશેશ કરશ. તેણીની કુંબાલે હું સદા દોડતો રહીશ, અને શબ્દરૂપી જંગ હંમેશ મચાવી આખરે હું તેની ઉપર ફતેહ મેળવીશ."

---

## પ્રકરણ ૪૧ મું.

---

### દુખીનાં દુખની મોટાંને સુગ—સુધરેલાં બૈરાંઓ શું ધભરા ઉતારતાં નથી?

---

" શીર દુખા બીબીકા,
તો શેર સારે શેહેર.
કલેજા પકા હાસીકા,
તો કબ કીસીકો મહેર ? "

કહેતી છે કે દુનિયાંનો અર્ધોઅર્ધ ભાગ તેનો બીજો અર્ધો ભાગ કેવી રીતે જીંદગી ગુજારે છે તેથી કેવળ બીનવાકેફ છે. માલેતુજાર, સુખની શોધમાં ફરનારા, દુખનો પડછાયો પોતાની નજરેથી સદા દુર રાખવા ઇચ્છનારા, ગરીબીમાંથી તવંગીરી ખેલનારા, લક્ષ્મીના ભોગ

ભોગવનારા બહમનશાહ શેઠ અને બાનુ સુના પોતાના અતલગના ખેશીઓ ખરશેદબાઇ, મેરી અને મીલી જેઓ ગરીબાઇના ગારમાં ડુબીને કંગાળ્યતનાં કડવાં ફળ હમણાં ચાખતાં હતાં તેઓની તરફ કદીપણ નજર ફેંકતાં હતાં નહિ. બાનુ સુનાની હાજરીમાં બહમનશાહ શેઠ તેઓનું નામ ઉચ્ચારવાને પણ હિમત કરતા હતા નહિ તેઓનો એકનો એક સાહુકાર સપુત બીચારી મીલી પાસે વેશધારી કારણો બતાવી જે દીવસે રૂપીયા વીસની નોટ ઓકાવી આવ્યો હતો તે દીવસ પછી ત્યાં પગ મેળવાની તેણે હિમત કરી હતી નહિ. ખરશેદબાઇ હમણાં હમણાં રૂમેટીઝમના મરજથી અવાર ને અવાર પટકાઇ પડતાં હતાં, અને મીલીની તબીયત દીનપ્રતીદીન વધુ લડડતી ચાલતી હતી. જયારે મેરી સ્કુલમાં જતી ત્યારે આ બન્ને ફુઇ ભત્રીજી સામસામી ખીચાંને પડી પોતાના ચીરા બજારના અંધારા ઓરડામાં એકમેકને રીઝવવાને અને વખ્ત ગાળવાને નબળી કોશેશો કરતાં. કોઇ વાર મીલી તો કોઇ વાર ખરશેદબાઇ વાંચણ કરતાં. આ કંગાળ મકાનમાંથી સદાનું નીકળવાને અને તેમ નહિ બને તો થોડા દીવસ પણ તબીયતના સુધારાને અર્થે હવા ફેરફાર કરવા જવાને તેઓના તબીબે તેઓને સખ્ત ભલામણ કરી હતી, પણ તેમ થાયજ ક્યાંથી ? બાહેરગામ તો તેઓથી જવાયજ નહિ, અને જે ગણત્રીનાં બે હવાખાવાનાં સ્થળો પારસીઓ માટે મુંબઇમાં હસ્તી ભોગવે છે, તેઓનો લાભ લેનારાંઓ ઉપર પણ ભાડાંનો કર વેરો પડયાથી, અને જે ભાગ ઉપર એ કર લાગુ નહિ પડતો હોય તેઓ ઉપર વીશેપ દરોડો પડતો હોવાથી, આવાં બીચારાં ગરીબોની દાદ તો કયાંથીજ લાગે ? જયાં પચ્ચીસ પચાસ અરજીઓ સદાની પડેલી ત્યાં એકાદ આવી ગરીબ બાઇ-બાવરીની અરજીની, માટીડા માણસની હાજરી વગર, દાદજ કોણ લેય ? વળી ચીરા બજારનું ઘર સદાનું ખાલી તે કેમ થાય ? કંઇક ગરીબો આવાં કંગાળ મકાનોમાં વસે છે, અને તેઓને સુખવાસી મકાનોની જરૂર છે, પણ તેઓની દાદ લેનાર છેજ કોણ ? પારસી શેઠિયાઓ અને તવંગરો હેડે હાથ દઇ માની લે છે કે મી૦ મરઝબાન અને ધી ઝોરાસ્ત્રીયન એસોસીયેશન હસ્તક બંધાયલી અને હવે પછી બંધાનારી ચાલીઓએ પારસી ગરીબોની આ અગત્યની હાજત ટાળી છે અને હવે

પછી ટાળશે. આમ વિચારવામાં તેઓ કેવી મોટી ભૂલ કરે છે, તે દર્શાવવાની આ જગા નથી.

એક કકડતી થંડીની મરયાંમાર સહવારે દશ વાગતાંને શુમારે આપણે ખરશેદબાઇના ચીરા બજારપર આવેલા ગરીબડા ઓરડામાં નજર કર્યે. આ ઓરડો ગરીબડો પણ કંગાળ તો નજ હતો. તેની ઉમંગી, નાનકડી, ગરીબ પણ ભણેલી, કામના બોજા તલે કચડાઇ ગયલી પણ કરતીકારવતી શેઠાણી અને 'ચીફ' અધીકારી માણેક ઉર્ફે મીલી પોતાની સઘળી રોકાણો છતાં તે ગરીબડા ઓરડાને સ્વચ્છ રાખવાને કોશેશ કરતી, પણ જ્યાં ઘર પુરાણું ખખડીવખડી ગયલું, જ્યાં બીજી ઇમારતોની વચ્ચે તે સંકોચાઇ ગયલું, જ્યાં સઘળી ગંધકી અને નજીસાત વરસો સુધી તેની પાછલની સાંકડી સેડીમાં પચીપચીને પેવસ થયલી, જ્યાં ઢગલાબંધ વસ્તુઓ અને નજીસ ચીજો આસપાસની આસીબાઇ ને કોલીબાઇઓને હાથે ગલીમાં અને દરશણમાં ફેંકાય, જ્યાં હવાઉજાસ આવજાવ કરવાને પુરતાં સાધનોની કોતાહ ત્યાં સ્વચ્છતા અને આરોગ્યતા તે કેવી રીતે જલવાય ? ખરશેદબાઇ અને મીલીની માંદગીને લીધે બીચારી મેરીને સ્કુલમાંથી ગેરહાજર રહેવું પડતું. જ્યારે મીલી વર્ક–કલાસમાંથી ગેરહાજર રહેતી ત્યારે પોતાનું કામ ઘેર લાવતી અને મોડી રાત સુધી ઉમંગી દીવો બાળતી. જ્યારે આમ તે રાતના પોતાનાં કામ સાથે એકલી પડતી ત્યારે તે મનમાં અંદેશો કરતી કે, એ બારે હકતાલા! જો આ વર્ક–કલાસમાં જવાનું ડહાપણ તેં મને સુજ પાડયું ન હતે તો આ મહારી નાની બહેન અને ફુઇનું શું થતે ! ખોદાતાલા! એ વર્ક–કલાસોના સ્થાપકોને તનદુરસ્તી બક્ષી પોતાનાં કામમાં સદા ઓસ્તવાર રાખો ! સ્ત્રી જરતોસ્તી મંડળના એકાદ બે સભાસદોએ આ નાનકડાં દુખી ઘરની મુલાકાત લઇ જોઇતી દવાદારૂ પુરી પાડી હતી. આવા કેટલાબધા વર્ક–કલાસોની પારસીઓને જરૂર છે તે આ દાખલા ઉપરથી સહેલાઇથી સમજાશે. સ્ત્રી જરતોસ્તી મંડળને દર સાલ પોતાનું કામ ચાલુ રાખવાને પૈસા માટે હાથ ઓરવા પડે છે. પણ તે હાજતોને કોણ પુગી વળે છે ? આજે જ્યારે આપણે તે ઓરડામાં નજર કર્યે છીએ ત્યારે બાપડી મીલી વધુ બીમારીને લીધે બીછાને પડી છે. તેણીને ઘણા દીવસ સુધી ભારે વેદના થઇ હતી, પણ હાલ તેણી એ વેદના-

માંથી તદ્દન મુક્ત થઇ હતી. ખરશેદબાઇ અને મેરી એને સારી નીશાણી ધારતાં હતાં. પણ ડૉ૦ દારાબશાહ, જેઓ તુરતના વીદાય થયા હતા અને જેઓ વધુ જાણકાર હતા, તેઓએ તેઓને ચેતાવ્યાં હતાં કે મીલીનો આ છુટકારો ઠગારો હતો. તે તો માત્ર આવતાં તુફાનની 'સીગનલ' હતી. મોતના ડરામણા પંજામાં તેણી સપડાઇ ચુકી હતી. આવાં બાળકો કદાચજ ત્રીસ વરસની ઉમર જોય છે. જે થોડી ઘણી શક્તી તેણીનામાં હતી તે આ કંગાળ ઘરની દળીદ્ર હાલતે છીનવી લીધી હતી. આપણે ઉપર જોઇ ગયા તેમ ડૉ૦ દારાબશાહ તુરતનાજ વીદાય થયા હતા. તેઓ સાંજના પાછા આવવા કહી ગયા હતા. આ ડૉ૦ દારાબશાહ કોઇજ નહિ પણ ડૉ૦ તેહમુરસ્પ તાલેવંતના પેલા અંગત મીત્ર અને સાથી હતા. તેઓ છેલ્લો એક મહીનો થયો ગરીબ મીલીની પોતાની દીકરી પેઠે સારવાર કરતા હતા. કાંઇપણ ફી લેવાને તેઓએ ધસીને ના પાડી હતી. કેટલાંક કીમતી 'ટોનીકસો' પછવાડેથી 'બીલ' કરવા કહી તેઓએ મુફ્ત પુરાં પાડયાં હતાં. આવા ભલા ડૉકટરોની મુખ્ય કરીને પારસીઓની હાલની સ્થીતીમાં તેઓને કેટલીબધી જરૂર છે. પણ અફ્સોસની વાત છે, કે એવા તબીબો પારસીઓમાં માત્ર આંગળીપર ગણાય તેટલા છે. ડૉ૦ દારાબશાહે મીલીને હવાખાવા લઇ જવાનો સઘળો બંદોબસ્ત કીધો હતો, પણ હવે ઘણું મોહું થયું હતું. તેવણના બોલોમાં બોલીએ તો આ નિર્દોષ પશુ અત્યારસુધીમાં તો તેણીના જેવાં અશો નિર્દોષોને પેલી જેહાનની ફુલવાડીમાં અર્ધે રસ્તે જઇ મળ્યું હતું.

ડૉ૦ દારાબશાહની અગાઉ મીલીની સારવાર મીસ આલીબાઇ આદરજી અવાસ્યા એલ. એમ. એન્ડ એસ. ઇત્યાદી ઇત્યાદી કરતાં હતાં. આ બાઇ મીલીનાં ઘરથી થોડેજ દુર રહેતાં હતાં. તેઓ તેણીનાં દુરનાં ખેશી થતાં હતાં, છતાં તેઓ ધરખમ ફી ચાર્જ કરતાં હતાં. ટ્રામ્વેમાં આવી 'વીકટોરિયા હાયર' નો મોટો કાપ મુકતાં હતાં. દર 'વીઝીટે' 'પ્રીસક્રીપશન' બદલતાં હતાં. સહવારની ગોળી, બપોરનું 'મીક્ષ્ચર' ને સાંજનો 'પાઉડર' આ ત્રણ વાણાની પહેરામણી દરફેરે તેઓ બીચારી મીલીને પેહેરાવતાં. આ 'પ્રીસક્રીપશનો' એક જાણીતા વીલાયતી 'કેમીસ્ટ' ને ત્યાંથી 'ડીસપેન્સ' કરવાનો મીસ

આલીબાઇનો ખાસ હુકમ હતો. તે ઉપરાંત શકતીને માટે એકાદ બે 'વાઇન', એકાદ બે 'પેટંટ ફુડસ', જેલી વગેરે તેઓ ફરમાવતાં. જે કીમતી જણસોમાં થોડી ખપી નહિ ખપી એટલામાં તેઓ દર બીજી 'વીઝીટે' ફેરફાર કરાવતાં. ડૉ૦ દારાબશાહની અને સ્ત્રી જરતોસ્તી મંડળની વેળાસરની મદદ જો નહિ મલી હતે તો બીચારી મીલી અને ખરશેદબાઇનું કેટલું વધારે ટાલકું ઘસાઇ જાત તે સહેલાઇથી સમજી શકાશે. વાંચનાર પુછશે કે શું તબીબો આવા પણ હોય છે અને તે પણ વળી બાનુ તબીબો? હા, ભાઇ, હોય છે. જેમ સઘળા માટીડાઓ ફીરેસ્તા હોતા નથી તેમ સઘળી બાનુઓ પણ હોતી નથી. અપવાદ તો જેમ સાધારણ સ્ત્રીપુરૂષોમાં હોય છે તેમ તબીબી સ્ત્રીપુરૂષોમાં પણ હોય છે. સ્ત્રી તબીબોને પુરૂષોની સાથે સાથે રહી પોતાનો ધંધો શીખવો પડે છે તેથી આ કુદરતી છે કે વખતના વહેવા સાથે તેઓમાંની ઘણી નહિ તો થોડી પોતાના કેટલાક પુરૂષ ધંધાદારી ભાઇ બંધોની માફક કઠણ હૈડાંની, દયાહીણ, કઠોર, અને લોભી થાય છે. આ બાબતમાં જો કાંઇ બેઅદબી અથવા અતિષયોકતી આ કથેર કલમડી કરતી હોય તો મહારી નાજુક બેહનપણીઓની તે ક્ષમા ચાહે છે. વાંચનાર પુછશે કે તેહમતન દીલના તેહમુરસ્પ તાલેવંત અને તેમનાં ઉદાર ધણિયાણી ગુલચેહર શું આ દુખી કુટુંબની વીપત્તીઓથી વાકેફ ન હતાં? ખરેજ તેઓ હતાં, એટલુંજ નહિ પણ દશ બાર વેળા મુલાકાતે પણ આવ્યાં હતાં અને લાયકીથી મદદનો હાથ લંબાવા ચાહયો હતો, પણ મીલીએ તેવીજ લાયકી પણ દ્રઢતાથી તે મદદ સ્વીકારવાની ના પાડી હતી. તે છતાં પણ જ્યારે ડૉ૦ મીસ આલીબાઇ આદરજી અવાસ્યાની કાતરે ગંભીર ગાપચાં મુકવા માંડયાં ત્યારે નાચારીએ મીલીએ ગુલચેહર પાસે થોડાક રૂપીયા ઉછીકા લીધા હતા. ડૉ૦ તેહમુરસ્પના સમજાવ્યાથી મેરીએ મીલીની માંદગીની ખબર મી૦ બહમનશાહને અને બાનુ સુનાને એક પત્ર મારફતે પહોંચાડી હતી; જે પત્ર નીચે પ્રમાણે હતોઃ—

---

ચાંદનચાઇનું ઘર,
ચીરાબજાર, તા૦—

**મેહરબાન વહાલા પીતાજી બહમનશાહ તથા**
**માતાજી સુનાબાનુ,**

"જત આશા છે કે તમો બન્ને જણા તથા વહાલા ભાઇ સોહ-
રાબ પુર તંદરોસ્તીમાં હશોજી.

"આ લખી તમો માતપીતાજીને જણાવવાની હું મહારી ફરજ સમજું છું કે મહારી અતી વહાલી બહેન મીલી, જેણી તમો પુરતાં વાકેફ છેઓ તેમ સદાની દુખી છે, તેણીની તબીયતમાં હાલ ઘણો બગાડો થયો છે, ને ડૉ૦ દારાબશાહે તેણીની જીવવાની આશા છોડી છે. એ બીચારી તમોને છેલ્લી વાર જોવાને ઘણી ઇંતેજાર છે, માટે આશા છે કે વગર ઢીલે તમો તેણીની એ મુરાદ પાર પાડશોજી.

લી૦ હું છું, તમારી દુવાગીર બેટી,
**મેરી.**"

ઉપલો કાગળ બહમનશાહ શેઠને ત્યાં હાથોહાથ પુગાડવામાં આવ્યો. બાનુ સુના સદા તપાસ રાખતાં હતાં કે મેરી, મીલી અથવા ખરશેદબાઇનો કોઇપણ કાગળ બનતાં સુધી બહમનશાહ શેઠના હાથમાં જવા પામે નહિ. કમનસીબે આ કાગળ પણ બાનુ સુનાના હાથમાંજ પહેલો ગયો અને બહમનશાહે મીલીનાં મરણ પછીજ તે જોયો. એ કાગળનો જવાબ મેરીને આજ રોજે જયારે આપણે તેણીના ઓરડામાં ડોકયું કર્યે છીએ ત્યારે મળ્યો તે આપણ હેઠલ ટાંકીશું:—

**વીલા સુના,**
નેપીઅન સી રોડ,
તા૦——

**બેહન મેહરબાઇ,**

"તમારૂં કાગજ અમોને મલ્યું છે. તમારી બહેન સીક છે તે હયાં અમે પણ કયાં પાધરાં છીએ ! મહારી તબીયત ઘણી નાદરૂસ્ત ચાલેચ ને જરાજરામાં જીવ ઝુમાઇ જાયચ. ડોકટરે ગોસનો ખોરાક

કમી કરવા કહયોચ ને વાઇન પણ ઓછો લેવા કહયોચ. 'એકસરસાઇઝ' ની પણ ઘણી ભલામણ કીધીચ તેથી કલબ વેર અવારનવાર ચાલતી જાઉંચ, પણ ગારી પછવાડેજ રાખુંચ ને જરાબી થાક લાગેચ કે બેસી જાઉંચ. મહારૂં લીલી પુડલબી બીચારૂં મહારી પુઠે દોડતાં થાકી જાયચ તેથી મહારો જીવ ઘણો બરી જાયચ, ને તેથીબી અવારનવારગાડીમાં બેસી જાઉંચ. તમારા બાવા હમણા સુતેલા છે, તેઓને છેડવાને હું કશું કારણ જોતી નથી; વાસ્તે જવાબ હું મહારે હાથે લખી આપુંચ. એવણની લખવાની ટેબલ ઉપર મેં તમારી ચીઠ્ઠી મુકીચ. તે એવણ ઉઠતાં વાર વાંચશે. જે રીતે અને જે સંજોગો વચ્ચે મરડાત સમેત તમો હમારૂં ઘર છોડી ગયાં છો તે જોતાં તમારા બાવા મહારા ધાર્યા કરતાં વધારે બેવકુફ હોય તોજ તમારી ઓસરીએ ચહડે. વળી તમારૂં બર્યું કંગાળ ઘેર ગીચ વસ્તીમાં આવેલું છે. પરમ દહાડે મેં મહારી ગાડીમાંથી 'બેન્ડ સ્ટેંડ' પર જતાં ડોકયું કરીને જોયું તો તમારાં બારણાંપર ઓછામાં ઓછા આઠ દશ 'પ્લેગ'નાં ચકરડાં પાડેલાં જોયાં. તમો શું એમ ધારોચ કે તમારા જીવ જેવોજ હમારો જીવબી સસ્તો છે કે હમે તેને ગજવામાં લઇને ફર્યેચ? વળી તમારા જેવાં વર્કફર્ક—કલાસમાં જનારાંઓનાં ઘેર આગળ ગાડી થોભાવતાં બરયું મહારૂં તો મોત થઇ જાય; ને પેલી તમારી ઢાંખરી ખરશેદનું તો મોહનું જોતાંજ મને કંપારી છુતેચ. એ કેવી છે? આગળ ઉતી તેવી વાંદરાની બહેન જેવીજ છે કે? હવે જયારે ગરજ પરી ત્યારે વહાલા માતાજી પીતાજીને યાદ કીધાં કે? આય ચીઠ્ઠી એ ઢાંખરીને કેહેજો કે આંખ ફેરીને વાંચે.

લા૦ **બાનુ સુના.**"

પ્રિય વાંચનાર, તમો આ કાગળ વાંચી કાંઇપણ અતિષયોકતી ચયલી સમજશો તો તેમાં તમે મોટી ભૂલ કરશો. એવીજ અથવા એ કરતાં ચાર ચાસની વધુ કડક ચીઠ્ઠીઓ પારસી બાઇબાવરીઓ અને આસીબાયલા પુરૂષો આજકાલ લખે છે અને લખાવે છે. જયારે એકાદ કુટુંબી વડાનાં મરણથી તેના અતલગના ખેશીઓ મુશ્કેલીમાં આવી પડે છે, અને જોકે બીજાંઓની મદદ મેળવવાની તેઓ કાંઇપણ આશા રાખતાં નથી; તેમ છતાં જેઓ તેવી મદદ આપવાને શકતીવાન હોય, અને જેઓની તે મદદ આપવાની ફર્જ હોય, તેઓની જયારે

મરજી નથી હોતી ત્યારે તેઓ વખ્તોવખ્ત છીતાંબહાના કાઢીને તે ફર્જમાંથી પોતાને મુકત કરે છે. આ છીતાંબહાના શું હોય છે? કાંઇજ નહિ પણ ગરીબ દુઃખીનો કહેવાતો કફોડો સ્વભાવ, તેની આગળી પાછલી વર્તણુક, તેની કહેવાતી બેઅદબી, તેનો અસંતોષ, તેની ખર્ચાલુ હાજતો, વગેરે, વગેરે, જે સઘળાંમાં સચ્ચાઇનો અંશ જવળેજ હોય છે. તેઓનાં છીતાંબહાના તેઓ મરનારનાં પાંથરણા ઉપર તુફાન કરીને, યા તો આપણે જોઇ ગયાં તેમ, પત્ર આકારે બાહેર પાડે છે. બાનુ સુનાએ મેરીનું કાગળ એવી રીતે બહમનશાહ શેઠની મેજ ઉપર એક પુરાણાં ચોપાનિયાંમાં ઠેસવી મુકયું હતું કે તે તેવણની નજરે પડયુંજ નહિ, અને જ્યારે પડયું ત્યારે ચોકસ કરવૈયા અને કારસાજી હાથોની મદદથીજ તેમ થયું.

---

## પ્રકરણ ૪૨ મું.

---

### એક નિર્દોષ ફુલનું કવખ્તનું કરમાવું–તેણે કીધેલી આગાહી.

---

"નાપેકાર, નાપેકાર, ધીક તહારો આ અવતાર,  
તહારાં ફંદ, પાપી છંદ, છુપ્યાં નહિ જીનહાર.  
ઓ બદકાર, રે મક્કાર, તેં દુઃખી કીધાં હકદાર,  
તે થવે, લે હવે, લ્યાંનતના પેજાર."

બાનુ સુનાનું કાગળ જ્યારે મેરીને તેણીના ઓરડામાં પહોંચાડવામાં આવ્યું ત્યારે તેણી એક નાના 'સ્ટેંડ' ઉપર મીલીના પલંગ આગળ બેઠેલી હતી. તેણીનો ડાબો હાથ મીલીનાં બદન આસપાસ લંબાયલો હતો અને તેણીનો જમણો હાથ મીલીના એક હાથમાં પકડાયલો હતો. તેણીએ પોતાના હાથો છુટા કરી તે કાગળ મનમાંજ વાંચ્યો, અને તેણીની ગમે એવી કોશેશ છતાં તેણીની આંખમાંથી જળવૃષ્ટીની ધારા ચાલી. મીલીને તેણીએ એટલુંજ કહયું કે તે કાગળ બાનુ સુનાનો હતો અને ધીરેથી તેણી તે વાંચશે. એમ કહી ખરશેદબાઇ જેઓ નજદીકમાંની એક ખુરસીપર બેસી મીલી

નું માથું પસવાડતાં ગુપચુપ આંખપાણી કરતાં હતાં તેવણને તે કાગળ પાસ કીધો. ખરશેદબાઇએ તે વાંચીને પોતાના પગ તળે કચડી નાખ્યો. મેરીનાં આંસુઓ મીલીની આંખોથી છુપ્યાં રહયાં નહિ. તે આંસુઓ નીરખી બાનુ સુનાની ચીઠ્ઠીનો ભાવાર્થ શું હતો તે આ ચંચળ બાળા તુરત સમજી ગઇ.

"મેરી ડીયર," તેણી બોલી. "હિમત રાખ; ભોંયના પરીયાં કાંઇ સદા તેમ પરી રહેતાં નથી. નસીબનું ચક્ર સદા ફરતું રેહેચ. 'આજે જેની ચઢતી, કાલે તેની પડતી.' વહાલી બેહેન, હું તો હવે જાઉંચ. જોકે તમો વહાલાંઓને છોડી જતાં મને ઘણું લાગેચ તે છતાં હું એક વાતે ખુશી છેઉં કે મહારા ગીયાથી તમારે માથેની એક નકામી જંજાળ ઓછી થશે. તું મને બોલતી અટકાવ ના બેહેન. જોકે થોડી મીનીટ અગાઉ હું તદન સુસ્ત પડેલી ઉતી અને એમ ધારતી'તી કે મહારી જીભલી હવે સદાની ખેંચઇ ગેઇચ. તે છતાં હું હમણાં બોલુંચ તે નક્કી નક્કી ખોદાયજીજ મને બોલાવેચ. વહાલી બેહેન, તહારાંમાં ખંત છે, કેળવણી છે અક્કલ ને હુશિયારી છે; તું સદાચરણમાં ચાલનારી છે, અને મુશ્કેલીઓ સામે ટક્કર ભીડનારી છે તો ખુદા તુંને સહાય થશે અને તહારો જય થશે. મને એમ લાગેચ કે એક દાહરો એવો આવવાનો છે કે જ્યારે તું અદરઇ પરણી ઘેરીતીબારીતી થઇ હીરા જેવો ભરથાર મેળવી ગાડી ઘોરે ફરશે અને ત્યારે જે લોકો તુંને હમણા ધીક્કારેચ તે લોકોજ તહારી સોર સાંધતાં આવશે. તેમ જ્યારે થાય ત્યારે તું હંકારી થતી ના, કારણ—

'હંકારની કરતી છે સદા ગીરફતાર,
બદીથી ચકચુર આકેબત ખોહાર.'

જ્યારે તું સુખીસુખ્યારી થાય ત્યારે હું એટલુંજ માગી લેઉંચ કે આપરાં આ વહાલાં ને કદરદાન ફુઇને સદા તહારી પનાહ તલે રાખજે ને એવણની આંગળીને પણ દુઃખ થવા દેતી ના. વલી તહારાં સુખમાં તહારી આ દુઃખી બેહેનના આજે કહેલા સખુનોને તું યાદ કરજે. જે 'વર્ક—કલાસે' આપુને આજકાલ આટલાંબધાં નીભાવી લીધાંચ તેને વલતી મદદ આપવાને તું તહારી ફરજ સમજજે. તહારી ચઢતીના વખતમાં તહારી ગરીબ બેહનપણીઓને તું જોય તહારે તહારી પોતાની હાલત

યાદ કરજે. તાલેવંત કુટુંબના આસામીઓ તરફ તું હમેશાં માન અને આભારની લાગણીથી જોજે. ગુસીની દોસ્તીને તું ધીક્કારતી ના. કોઇબી દહારો એ દોસ્તી સંગીન રૂપ પકરશે. વહાલી બેહેન, હું નહિ ધારતી કે બાવાજી મહારા મુવા અગાઉ મને મલવાં આવે, પણ તું તેવણનો વાંક કાઢતી નાં; કારણ, હું નહિ ધારતી કે બાનુ સુનાએ આપરી ચીઠ્ઠી તેવણના હાથમાં જવા દીધી હોય. તહારી લાગણીઓ ઉપૂર તું તેઓ આવે તારે મજબુત કાબુ રાખજે, અને મહારાં પાંથરણા ઉપર ગંભીર ચુપકીદી જાલવી રાખજે. મહારી પાયદસ્ત કાઢયા પછી આય કંગાળ ખરકીમાં તમે લોક ભોંય ઉપર બેસી રેહી તમારા કીમતી જીવોને જોખમમાં નાખતાં ના; પણ સાંજ પડતાં તમો સંધુ ઉંચકી નાખી માલ ઉપર જજો. બાનુ સુના આપરી કાંઇપણ દરકાર કરતાં નથી, છતાં લોકેલાજે એવણ મોંહ પરવા આવશે. એ બાઇ જેટલી પોતાના કાકાટઉઆ, મેના, ચકલી, મરઘાં, બટકાં અને કુતરાંની જતન કરેચ ને તેઓની તેવણને જેટલી દરકાર છે, તેનો એક સોમો ભાગબી તેવણને આપરા વાસ્તે કાલજી નથી; છતાં તું તેવણને અપમાન કરતી ના. હવે મને એજ બોલ કેહેવાય, વહાલી બેહન, કે તું ને વહાલાં ફુઇ ખરશેદ મહારાં મોત પછી મતલબી મોબેદોના ભોગ થઇ પડતાં ના, અને બીનઅર્થના ઠાલી ખર્ચમાં તણાઇ જતાં ના. માત્ર જોઇતા ચાર દીવસના દરાંનપાણી કરાવજો. જ્યારે બને તહારે નાહીધોઇ, સુખડ લોબાન મુકી, બંદગીન પાંચ બોલ બોલી મને યાદ કરશો તો હું ખુદાઇ દરઘાહમાંથી ખુશીથી તેનો જવાબ વાલીશ.”

અત્રે ખરશેદબાઇ અને મેરી હુસકેહુસકે રડતાં તેણીને ભેટી પડયાં. તેજ પળે બારણા ઉપર ગાડી થોભવાનો અવાજ આવ્યો ને ધીમા પગલાંએ ડૉ૦ તેહમુરસ્પ, ડૉ૦ દારાબશાહ, ગુલચેહર અને ગુસી ઓરડામાં દાખલ થયાં. કેવું સવખ્તનું આવવું ! ગમે એવી મુશ્કેલીમાં પણ જેઓ પોતાને સહાય થાય છે તેઓને ઇશ્વર સહાય થાય છે. ડૉ૦ દારાબશાહે દર્દી પાસે તુરત જઇ તેની નાડી પોતાના હાથમાં લીધી. પછી તેવણે બાજુ જઇ મેરીને અને ખરશેદબાઇને ચેતવણી આપી કે હવે તે નિર્દોષ જીવ આ ફાની જેહાનમાં માત્ર કલાક બે કલાકનો પરોણો હતો. તેણીની જીભ હવે ખેંચાઇ ગઇ હતી, પણ બીજી કોઇપણ જાતની વેદના તેણી ખમતી હતી નહિ, એમ ડૉ૦ દારાબશાહે

તેઓને ખાતરી આપી અને ઉમેર્યું કે વેદનાનો વખ્ત કેવારનો વહી ગયો છે. જેટલું વધુ તેણીએ ખમ્યું હતું તેટલી વધુ શાંતિથી તેણી આ જેહાનમાંથી કુચ કરી જશે. સાંજના પાંચ વાગતાંમાં તો સઘળું ખલાસ થયું.

---

## પ્રકરણ ૪૩ મું.

---

### આવ્યાં બેસવા ને રહયાં વઢવા—હેતાળુ માતપિતાનું ઉભાઇ ગયલું હેત.

---

"રાય મરોડે રંકની નરડી, ન્યાય તેનો નહિ હોય,
વાતો કરે જે દમમાંજ કરડી, તેને નમે સૌ તોય;
કરે શું કોઇ તે તાણે, અજાણ્યો શું તે પીછાણે?"

---

"તમે સાંભળોની સંત સુજાણ, કળજુગ આયો રે,
તમે દેખો પાંથરણાના ધંગ, કળજુગ આયો રે."

બીજી સહવારનાં વર્ત્તમાનપત્રોમાં માત્ર નીચલી ટુંક નોંધ લેવાઇ હતી:—

"માણેકબાઇ, તે બહમનશાહ બેજનજી
બખ્તાવરનાં બેટી ગઇ કાલે ગુજર્યાં છે; તેમની
પાયદસ્ત આજ રોજે સહવારના આઠ કલાકે
(મુંબઇ ટાઇમે) કહાડવામાં આવશે.
ઠેકાણું:—ચીરાબજાર, ચાંદનચાઇનાં ઘરમાં."

ખરેજ કેવી ઘટીત અને સાદી નોંધ! મૃત્યુકની નોંધ ચોકસ છાપાવાળાઓ કાંઇપણ દામ લીધા વીના છાપેછે તેનો આ દાખલામાં ગેર-લાભ લેવામાં આવ્યો ન હતો. ફલાણાની બેટી, ફલાણાની બેહેન, ફલાણાની ભોજાઇ, ચીનાની માસીની દીકરી, અમકાની વહુ, ધમકાની ભાણેજ, એવી એવી બિનજરૂરિયાતી વીગતોનો બોજો બાપડા છાપાવાળાઓની

કીમતી કટારો ઉપર નહિ નાખવાને આ દાખલામાં લાગતાંવળગતાંઓએ ખાસ સંભાળ રાખી હતી. વળી ઠાલી હુશ્યારીને આધીન થઇને મોટી મિજલસ મેળવવાની મતલબથી જેમ કેટલાંકો આજનાં ગુજરેલાંને બીજે દીને સાંજરે કાઢે છે તેમ નહિ કરતાં સહવારનાજ પાયદસ્ત કાઢવાનો ઠરાવ રાખ્યો હતો કે જેથી બાપડાં જીવતાંઓને ફોકટનું વેઠવું પડે નહિ. મીલીના ફરમાવ્યા મુજબ પાંથરણા ઉપર સહવારના પાંચ વાગતા સુધી ગંભીર ચુપકીદી રાખવામાં આવી, જે ચુપકીદી શેઠ બાવાજીની પધરામણીથી તુટી. પાંચ વાગતાને શુમારે તેવણ પોતાના સજાત સપુત સાથે આવી પહોંચ્યા. આવતાંને વાર તેવણે પોતાનાં મનનું સમતોળપણું વિચિત્ર રીતે ખોહી દીધું. જે બેટીને તેઓએ આજ લાંબો વખ્ત થયો ઓવારનીવાર કરી નાખેલી, જે મરે છે કે જીવે છે તેની મહિનાઓ સુધી તેઓએ દરકાર કીધેલી નહિ, જે નિર્દોષ બાળકીનું જીવતાંજીવત મોં જોવાને તેઓએ ના પાડેલી, તેનાં મરણ બાદ આ વૃધ વયના લખપતિ શેઠિયાએ ખોટીખરી અને ડોળધાલુ લાગણીથી ગોખ્યારૂં મચાવી મુકયું. ડૉ૦ તેહમુરસ્પે તેવણના કાનમાં કહયું કે મરનારની ખાસ ફરમાશ હતી કે તેણીનાં પાંથરણા ઉપર તુફાન કરવું નહિ અને બને એટલાં ઓછાં આંજુ ખેરવવાં; પણ આ ચેતવણીને તેઓએ મચક આપ્યું નહિ. આવતાં વાર તેવણ બાનુઓની એડક વચ્ચે લાંબા થઇ ફસડાઇ પડયા, પોતાનું શીરતાજ ભોંય ઉપર પટકી નાખ્યું, ડગલાનાં બટનો તોડી નાખ્યાં અને ભેળમભેળ ભાષામાં પોતાનો ઉભરો બાહેર પાડયો.

"ગજબ થયો! ગજબ થયો! સુના જેવું એમુળ બચ્ચું હાથથી ગીયું. દાહારાના દહારા માદું પડયું તો કોઇએ ખબર વટીક પુગાડી નહિ. દુકતી ને બેહેન થતી આરાં થયાં તાહરેજ કેની? હમુને કેહવારતે તો આય કંગાળ કોટરીમાં હું એને એક ઘરીબી રેહેવા દેતે નહિ. એ લોકને મનસે તો સાવકી માય મરી ગેઇતી, પણ હું બાપ થતોબી મરી ગીયોતો કે? એવી સજાત બેટી મને કયારે મલશે? દીકરી, તું મને લેતી કાંય નહિ ગેઇ" વગેરે, વગેરે.

આ પારસી શેઠિયાના બોલ ટાંકવાની મારી નેમ ઘણીક વેળા પારસી આસીબાયલાઓ પોતાનો વાંક છુપાવવાને અને પોતે દીલના કાળા હોવા છતાં બાહેરથી ધોળા દેખાવાને પાંથરણાં

ઉપર વટીક ઢોંગ કરવાને ચુકતા નથી તે દેખાડવાની છે. બે પ્રસંગે પારસી સ્ત્રી-પુરૂષો ઘણાજ જુદા જુદા સંજોગો વચ્ચે પોતાનાં મગજનું સમતોલપણું ખોહી દઇ એક ગંભીર પ્રસંગને હાસ્યરસ અને ફાર્સનું રૂપ આપે છે. આ બે પ્રસંગો લગ્નના આશીર્વાદનો અને પાયદસ્ત કાઢવાના હોય છે. એ બન્ને પ્રસંગો ઉપર જે ગંભીરતા અને ચૂપકીદી જાળવી રાખવી જોઇયે તેનું બહુજ ઘાતકીપણે ખૂન કરવામાં આવે છે.

આ પૈસાદાર પણ બેઅકલી, ઢોંગી, ચોઠીવાર પરણી ચુકેલા અને એક આપમતલબી ઓરતની ફુસલવણીથી પોતાની પેટની પુત્રીઓને દૂર કીધેલી તેવા પિતાને ડૉ૦ તેહમુરસ્પ અને ડૉ૦ દારાબશાહની ભેગી સમજાવતથી જેમ તેમ બાહેર કાઢી સજાત સપુતની પાસે આગળી હરોલમાં માનની ખુરસી ઉપર બીરાજમાન કરવામાં આવ્યા તેટલાંમાં વળી નવું તુફાન જાગ્યું. એક ભપકાદાર બે ઘોડાની લેંડો જે "ત્રીંગ ત્રીંગ" અને "બાજુ જાવો, બાજુ જાવો" ના અવાજે વચ્ચે ત્યાં આવી ઉભી તે થોભતાંવાર કાળા પોપાકમાં સજ્જ થયલી દેખઇતી મધ્યમ વયની એક દસ્સાદાર બાનુ પચ્ચીશ વર્ષની કુમારીકાની નાજોઅદાથી બાહેર કુદી પડી. તેણીની પછવાડે એક રંડાયલી સાઠી આવેલી, બોખી, પણ કદાવર બાઇ લગભગ તેવીજ ઝડપે ઉતરી. આ રંડાયલાં બાઇ સાથે આશરે ચાલીશ વર્ષની મરોડદાર દેખાવની કાળા સોહવાસણ પોશાકમાં સજ્જ થયલી એક બીજી બાઇ ઉતરી. આ નવાં આવનારાંઓમાં અલબતાં વાંચનારે જોઇ લીધું હશે કે નંબર એક બાનુ સુના, તે નામના ઉડાવનાર બહમનશાહ બેજનજી બખ્તાવરનાં કાયદાપુર્વક નેમાઇ ચુકેલાં ચોઠાં પણોતાં પરણેતર હતાં. આ પાંથરણાની ગંભીર મિજલસમાં ભંગાણ પાડવાના બહુજ વખાણવાલાયક અને ઉમદા હેતુથી તેવણે ત્યાં કદમબોસી ફરમાવી હતી! તેવણના પોતાના ધારવા મુજબ તેવણ ખુદ ચાલીચલાવીને ઉંધાડી આંખે દુશ્મનની છાવણીમાં તેલખું જગાડવા જતાં હતાં, માટે પોતાનાં સ્વમાન અને બચાવને ખાતર પોતાની બે અંગત સખીઓ પહેલી સાઠ વર્ષની બહમનબાઇ વિધવા અને બીજી ચાલીશ વર્ષની સોહવાસણ ચાંદનબાઇ ચહ્લાને તેવણ સાથે લેતાં આવ્યાં હતાં. વાહ, કેવી દુરઅંદેશી! આ બન્ને સખીઓ પડતીપર પચાસ, આખાંનો આટો ને ભાંગાંનો ભુકો કેમ કરવો, આગમાં તેલ કેમ નાખવું

કીમતી કટારો ઉપર નહિ નાખવાને આ દાખલામાં લાગતાંવળગતાંઓએ ખાસ સંભાળ રાખી હતી. વળી ઠાલી ફિશ્યારીને આધીન થઇને મોટી મિજલસ મેળવવાની મતલબથી જેમ કેટલાંકો આજનાં ગુજરેલાંને બીજે દીને સાંજરે કાઢે છે તેમ નહિ કરતાં સહવારનાજ પાયદસ્ત કાઢવાનો ઠરાવ રાખ્યો હતો કે જેથી બાપડાં જીવતાંઓને ફોકટનું વેઠવું પડે નહિ. મીલીના ફરમાવ્યા મુજબ પાંથરણા ઉપર સહવારના પાંચ વાગતા સુધી ગંભીર ચુપકીદી રાખવામાં આવી, જે ચુપકીદી શેઠ બાવાજીની પધરામણીથી તુટી. પાંચ વાગતાને શુમારે તેવણ પોતાના સજાત સપુત સાથે આવી પહોંચ્યા. આવતાંને વાર તેવણે પોતાનાં મનનું સમતોળપણું વિચિત્ર રીતે ખોહી દીધું. જે બેટીને તેઓએ આજ લાંબો વખ્ત થયો ઓવારનીવાર કરી નાખેલી, જે મરે છે કે જીવે છે તેની મહિનાઓ સુધી તેઓએ દરકાર કીધેલી નહિ, જે નિર્દોષ બાળકીનું જીવતાંજીવત મોં જોવાને તેઓએ ના પાડેલી, તેનાં મરણ બાદ આ વૃધ વયના લખપતિ શેઠિયાએ ખોટીખરી અને ડોળઘાલુ લાગણીથી ગોખ્યારૂં મચાવી મુકયું. ડૉ૦ તેહમુરસ્પે તેવણના કાનમાં કહયું કે મરનારની ખાસ ફરમાશ હતી કે તેણીનાં પાંથરણા ઉપર તુફાન કરવું નહિ અને બને એટલાં ઓછાં આંજુ ખેરવવાં; પણ આ ચેતવણીને તેઓએ મચક આપ્યું નહિ. આવતાં વાર તેવણ બાનુઓની બેઠક વચ્ચે લાંબા થઇ ફસડાઇ પડયા, પોતાનું શીરતાજ ભોંય ઉપર પટકી નાખ્યું, ડગલાનાં બટનો તોડી નાખ્યાં અને ભેળમભેળ ભાષામાં પોતાનો ઉભરો બાહેર પાડયો.

"ગજબ થયો! ગજબ થયો! સુન્ના જેવું બેમુલ બચ્ચું હાથથી ગીયું. દાહારાના દહારા માદું પડયું તો કોઇએ ખબર વટીક પુગાડી નહિ. દુકતી ને બેહેન થતી આરાં થયાં તાહરેજ કેની? હમુને કેહવારતે તો આય કંગાળ કોઠરીમાં હું એને એક ઘરીબી રેહેવા દેતે નહિ. એ લોકને મનસે તો સાવકી માય મરી ગેઇતી, પણ હું બાપ થતોબી મરી ગીયોતો કે? એવી સજાત બેટી મને કયારે મલશે? દીકરી, તું મને લેતી કાંય નહિ ગેઇ" વગેરે, વગેરે.

આ પારસી શેઠિયાના બોલ ટાંકવાની મારી નેમ ઘણીક વેળા પારસી આસીબાયલાઓ પોતાનો વાંક છુપાવવાને અને પોતે દીલના કાળા હોવા છતાં બાહેરથી ઘોળા દેખાવાને પાંથરણાં

ઉપર વટીક ઢોંગ કરવાને ચુકતા નથી તે દેખાડવાની છે. બે પ્રસંગે પારસી સ્ત્રી–પુરૂષો ઘણાજ જુદા જુદા સંજોગો વચ્ચે પોતાનાં મગજનું સમતોલપણું ખોહી દઇ એક ગંભીર પ્રસંગને હાસ્યરસ અને ફાર્સનું રૂપ આપે છે. આ બે પ્રસંગો લગ્નના આશીર્વાદનો અને પાયદસ્ત કાઢવાના હોય છે. એ બન્ને પ્રસંગો ઉપર જે ગંભીરતા અને ચૂપકીદી જાળવી રાખવી જોઇયે તેનું બહુજ ઘાતકીપણે ખૂન કરવામાં આવે છે.

આ પૈસાદાર પણ બેઅકલી, ઢોંગી, ચોઠીવાર પરણી ચુકેલા અને એક આપમતલબી ઓરતની ફુસલવણીથી પોતાની પેટની પુત્રીઓને દૂર કીધેલી તેવા પિતાને ડૉ૦ તેહમુરસ્પ અને ડૉ૦ દારાબશાહની ભેગી સમજાવતથી જેમ તેમ બાહેર કાઢી સજાત સપુતની પાસે આગળી હરોલમાં માનની ખુરસી ઉપર બીરાજમાન કરવામાં આવ્યા તેટલામાં વળી નવું તુફાન જાગ્યું. એક ભપકાદાર બે ઘોડાની લેંડો જે "ત્રીંગ ત્રીંગ" અને "બાજુ જાવો, બાજુ જાવો" ના અવાજો વચ્ચે ત્યાં આવી ઉભી તે થોભતાંવાર કાળા પોપાકમાં સજજ થયલી દેખાઇતી મધ્યમ વયની એક દસ્સાદાર બાનુ પચ્ચીશ વર્ષની કુમારીકાની નાજોઅદાથી બાહેર કુદી પડી. તેણીની પછવાડે એક રંડાયલી સાઠી આવેલી, બોખી, પણ કદાવર બાઇ લગભગ તેવીજ ઝડપે ઉતરી. આ રંડાયલાં બાઇ સાથે આશરે ચાલીશ વર્ષની મરોડદાર દેખાવની કાળા સોહવાસણ પોશાકમાં સજજ થયલી એક બીજી બાઇ ઉતરી. આ નવાં આવનારાંઓમાં અલબતાં વાંચનારે જોઇ લીધું હશે કે નંબર એક બાનુ સુના, તે નામના ઉડાવનાર બહમનશાહ બેજનજી બખ્તાવરનાં કાયદાપુર્વક નેમાઇ ચુકેલાં ચોઠાં પણેતાં પરણેતર હતાં. આ પાંથરણાની ગંભીર મિજલસમાં ભંગાણ પાડવાના બહુજ વખાણવાલાયક અને ઉમદા હેતુથી તેવણે ત્યાં કદમબોસી ફરમાવી હતી! તેવણુના પોતાના ધારવા મુજબ તેવણ ખુદ ચાલીચલાવીને ઉઘાડી આંખે દુશ્મનની છાવણીમાં તેલખું જગાડવા જતાં હતાં, માટે પોતાનાં સ્વમાન અને બચાવને ખાતર પોતાની બે અંગત સખીઓ પહેલી સાઠ વર્ષની બહમનબાઇ વિધવા અને બીજી ચાલીશ વર્ષની સોહવાસણ ચાંદનબાઇ ચટ્લાને તેવણ સાથે લેતાં આવ્યાં હતાં. વાહ, કેવી દુરઅંદેશી! આ બન્ને સખીઓ પડતીપર પચાસ, આખાંનો આટો ને ભાંગાંનો ભુકો કેમ કરવો, આગમાં તેલ કેમ નાખવું

અને સુલેહસંપજનો ભંગ કેમ કરવો તેની ખાસ તરબીયત ધરાવતી હતી. આ નવાં આવનારને જોઇ મેરી તો બીચારી ફીકફીક્ચ પડી ગઇ, પણ ખરશેદબાઇનાં તો ભીંગજ ફરી ગયાં. ગુલચેહર જેવણ આ બન્નેની વચમાં બેઠેલાં હતાં તેવણે ખરશેદબાઇને શાંત થવાની ચેતવણી આપી અને સોગંદ આપ્યા કે ગમે તે થાય પણ મરનારની લાગણી ધ્યાનમાં રાખી એક બોલ પણ બોલવો નહિ. મેરીનો હાથ વહાલથી તેણીએ પોતાના હાથમાં લીધો, અને તેણીને પોતાની નજદીક ખેંચી બહુ ધીરજ આપી. આ સઘળી યુકતીઓ છતાં, ઇંગ્રેજીમાં કહેતી છે તેમ, 'ધી ફ્રાયત હૅડ ગૅાન ફૅાર્થ' દુશ્મનનો ધસારો શરૂ થઇ ચુકયો હતો. બેઠક લેતાંવાર વડા અમલદારે 'રાઇટ મીલીટરી ફેશન'માં 'ગનફાયર' ખોલી.

"ઓ વાય રે વાય, મરેરે મરેરે, આયબી કંઇ કોતક જોયાં કે? જીવતાં સાથે તો મુવાં કોતક પારે, પણ મુવાં પાછલથી સંતાપ કરાવે. આખો ઉભો દહારો નીકરી ગીયો તહારે મુવાંએ અરધી રાતે ખબર કીધી. દુરના કરતાં મરે ને તે લોકનું સર સંદાસમાં જાય તે હીરા જેવી છોકરીને અમસાં માયબાપથી જુદી કીધી. બાપ બીચારો ધરપણની લાકરી થવા ને ધરપણ સાચવવા ખોદાય રાખે સ્યાણ સોગતની બૈયર લાયો તે શું કંઇ એ મુઇ બેહેન થતીનો બાપ માર્યો કે? સાવકી માય તે શું અમસી માય નહિ કેહેવાય કે?" હલ્લો આટલો આગળ વધ્યા પછી અમલદાર નંબર બે ચાંદનબાઇ તેમાં જોડાઇ. "ઓ, હા રે માય, તમે એક લાખ રૂપીયાની વાત બોલ્યાં. હીરા જેવી બૈયર ધાન ખાવા આવી તે ધાનમાં મુવાંઓએ ધુર ભેરી. બધા જીવતા જીવ દુકતીઓને કહારી આપીયા તોબી દુકતીઓને ઓછું પરયું. મુંઇ બોલતાંબી લાજ લાગેચ ને ભોંયમાં ઢંકઇ જવાનું મન થાયચ તે બે દુકતીઓ અમસો ધર્મ તજીને વટલી ગેઇ ને એક બાપનાં નામને એબ લગારીને ભારૂતી દરજન થઇ." અત્રે લડાઇખાતાંના વડા પ્રધાને મુખ્ય કમાન્ડ પોતાના હાથમાં લેવાનો વખ્ત આવેલો ધાર્યો તેથી તેવણ બોલ્યાં. "અરે, માય, આપરૂં તો બધું કીધેલું પાણીમાં ગીયું જો. બીચારાં મહારાં એકપુરાં બચ્ચાંને પારકે હાથ સોંપીયું ને મરઘીની માફક બટકનાં બચ્ચાંને પાંખમાં લીધાં તે કંઇ મરઘીના થાય? તે તો માય બટકનાજ. દુકતીઓ વેરનું વેર છોરી ગેઇ ને સુન્ના

જેવો માટીડો સાવજ બુતારો બની ગીયો. ઘેર બધું વેરાન થઇ ગીયું ને ખાવાપીવાનુંબી કોઇને સુજતું નહિ.''

"હા રે માય," અમલદાર નંબર 'વન' બોલી. "દહારો વાંકો આવે તાહરે બધુંજ વાંકું થાય. કોણ જાણે ઓસરીએ ચહરયાં તાહરે કોણ સુવું સાંબુ થયુંતું. લોકની જીભને કંઇ તારૂં છે? દીકરીની દીકરી ગેઇ ને મોંહને આયું મુવાં વગોવસે." અત્રે પાંથરણાપર આવેલી એક પડોશણ બાઇએ બોલવાની હિંમત કીધી કે–"માય સુનાબાઇ, મરી જાઉં હવે મોબેદો ઘેહે સારવા આવશે તે જરા અમસા જીવને તહારો પારો ને મુંગા બેસો." પણ બંદુકોનો ગણગણાત અને લડાઇનો આતશ ઘેહેસારણાની શરૂઆત સુધી ચાલુ રહયો. તે ક્રિયા બંધ થતાં ગર્જના પાછી ચાલુ થઇ. ખરશેદબાઇ પાયદસ્ત કાઢયા પછી બોલ્યાં કે–"આવી કમજાતો હોય નહિ તો લોકોનાં ઘેર ભાગે નહિ." આ બોલો તેવણ બહમનબાઇ અને ચાંદનબાઇ વિશે બોલ્યાં હતાં, પણ બાનુ સુના જેને છટકી જવાનું બહાનુ જોઇતું તેણે તે બોલો પોતાને લાગુ પડેલા જાહેર કીધા, અને ગાળોનો અને તાનાજાનીનો જોશબંધ વરસાદ તેણીએ વરસાવ્યો. ત્યારબાદ ઠસ્સામાં ને ઠસ્સામાં ઉઠીને જાણે કેવીએક નીશોસ થઇ ગઇ હોય તેમ પોતાના સજાત સપુત જે કાળા કોટમાં ખામુખા સજજ થઇ આવેલો હોવાથી પાયદસ્તે ન જતાં ઓટલે બેસી રહયો હતો તેની બગલમાં હાથ લઇ જેવાં આવ્યાં હતાં તેવાં ચાર્ટમાં સ્વાર થઇ બંગલે સીધાર્યાં. આ વીદાયગીરી પાયદસ્ત કાઢયા પછી અર્ધા કલાકમાં થઇ હતી. આ મહાન બાનુની પોતાની દીકરી પંડેની લાગણી કેવા ઉમદા પ્રકારની હતી તે એટલાં ઉપરથી જણાશે કે ગાડી ગોવીંદજી વસનજીની દુકાન આગળ પહોંચતાં વાર તેવણે મીઠાઇની એક ઘરખમ ટોપલી તેમાં મુકાવી દીધી, અને પછી ઘરે જઇ હાથમોહડું સફા કરી તે સ્વાદીષ્ટ મીષ્ટાંનોને સપુત અને સખીઓ ભેગો પુરતો ઇનસાફ આપ્યો. સખીઓએ આવો દાવ ફરી નહિ આવશે કરી ચાર દહાડા ત્યાંજ ધામો નાખ્યો. બહમનશાહ શેઠ પાયદસ્તેથી બહારોબાહેર બંગલે આવ્યા. તેવણ પાછલથી બે ચાર વાર મેરીને મળી આવ્યા અને બાનુ સુનાને તેમ કરવા સમજાવી, પણ તે એકની બે થઇ નહિ. 'કમજાત' બોલ જે તેણીએ પોતાને લાગુ પાડી દીધો હતો તેનાં ઓઠાં તળે તેણીએ આશ્રો લીધો. ચાર દીવસનો ઘટતો ખર્ચ ખરશેદબાઇએ પોતાની ગીરેથી

કીધો. મીલીની ઇચ્છા મુજબ તે ઘણો અંદાજાસરનો હતો. માસીસો વીતાં ડૉ૦ તેહમુરસ્પની ભારે ઓજારખાહીથી ખરશેદબાઇ અને મેરી તેવણને ત્યાં થોડો વખ્ત જઇ રહયાં. તેઓને હાલ પડતાં મેલી આ વાર્તારથને તેના કાગજી માર્ગ ઉપર આપણે આગળ વધવા દઇશું.

---

## પ્રકરણ ૪૪ મું.

---

### હૈડાંનો ડંખ—ધર્મના ધકેલાથી શું તે રૂજાય છે?

---

"સમજ મન સમજીને લાગે સુધરવા,
કુડાં કપટ કરે છે શું કરવા?
સમજ મન સમજીને લાગે સુધરવા."

આપણામાં સાધારણ રીતે બોલાય છે કે જે માણસપર પડે અને તે છતાં તે નહિ સુધરે તો તે પત્થર અથવા ગધેડાસમાન લેખાવો જોઇયે. જો આ કહેતી ખરી હોય તો બહમનશાહ શેઠને કયા વર્ગમાં મુકવા તે હું વાંચનારની મુનસફી ઉપર સોંપું છું. તેમ કરતાં મને કહેવું જોઇયે કે નવ દીવસની નવાઇ વહી ગયા પછી તેવણની આંખો ખુલવા માંડી હતી. ઉતાવળે પરણી તેઓ ફુરસુદે પસ્તાવા લાગ્યા હતા; જોકે કપાળે ચોંટેલા કાન કાપી નાખવાને તેઓ દેખઇતી રીતે અશક્ત હતા. હવડાં હવડાં તેવણને પોતાનાં દુર થયલાં છોકરાંઓની યાદ આવતાં તેઓ મનમાં ભારે સંતાપ કરતા. મીલીનાં મરણથી આ સંતાપ ઘણો વધ્યો હતો. તેવણ ગમે એવું મનમાંથી કાઢી નાખવા ઇચ્છતા હતા, છતાં તેવણનું હૈયું કહેતું હતું કે તેનાં મોતનું કારણ કોઇજ નહિ પણ તેઓ પોતે હતા. સોહરાબનાં ભવિષ્યનો તેવણ વિચાર કરતા ત્યારે તેઓનાં રૂવેરૂવાં કમકમતાં. તેઓના બાલ તેઓનાં માથા ઉપર ખડા થતા એમ કહીએ તો ચાલે. એ બાલને કાળો કલ્પ લગાડવાનું પણ હવે કોઇ કોઇ વેળા તેવણ પોતાની ગીરદેશીમાં ભુલી જતા. બાનુ સુના જબાનદરાઝીના ચાબૂક

લગાવતી ત્યારેજ તેવણુ ઘોળાંનું કાળું પાછું કરતા. વરવહુ વચ્ચે હવે વારંવાર કંકાશ થતો હતો. રતન રૂસ્તમફરામ આ આગમાં તેલ પુરતો હતો. આ ધણીની સંગતમાં અને તેનીજ સલ્લાહ અને બાંહેધરી હેઠલ બાનુ સુના પોતાનો ઘણોખરો વખ્ત પસાર કરતી. કેટલાંબધાં પારસી ઘરોમાં આજકાલ આ મામલો સાધારણ થઇ પડયો છે. એ મામલા તરફ જ્યારે કેટલાક બાયલા ધણીઓનું ધ્યાન બીજાઓ ખેંચે છે ત્યારે તે ધ્યાન ખેંચનારાઓના તેઓ કત્તાદુશ્મન થઇ પડે છે, અને નફ્ફેમે દો જુત્યાંની કેહતી પ્રમાણે તે બાપડાઓને પોતાનાં ઘરમાં આવતા અટકાવે છે. આવા ઘણાક મામલાઓમાં મુખ્ય દોષ ભરથારને પોતાને શીર ચોંટે છે. ઘણાક મામલાઓમાં તેની આંખો ઘણી મોડી ઉઘડે છે. કોઇ કોઇમાં તો ઉંઘડયા અગાઉ તે બાપડો તાકો ઘડી કરે છે! સુધારાના પવનમાં કેટલાક સાહેબો તો પોતાની વહાલી બાનુઓને ફરજયાત બાહેરગામ જતી વેળા પોતાના અંગત મિત્રોની ખાસ સંભાળ તલે સોંપી જાય છે જાણે સ્ત્રી ખેશીઓ સંભાળ લેવાને જડતીજ નહિ હોય! આવા વિશ્વાસમાં સોંપાયલી આ બાનુઓ પાછલથી તે વિશ્વાસનો ઘાત કરનારાઓની અંગત મતા થઇ પડે છે, તે આ બોડડ કલમડીએ ઘણાક દાખલાઓમાં અનુભવેલું છે.

આજે જ્યારે આપણે બહમનશાહ શેઠ તરફ નજર ફેંકીએ છીયે ત્યારે તેઓ પોતાનાં કુશાદે અયવાનમાં પોતાનાં નેકનામ મોહરદાર બાઇજી-સાહેબ બાનુ સુના, તેવણના મિત્ર રતન રૂસ્તમફરામ, સજાત સપુત સોહલીબા, અને પંથકી-કુકાદારૂ સાથે બીરાજેલા છે. મીલી, જેણીને હવેથી આપણ બેહસ્તનશીન માણેકનાં પારસી નામથી ઓળખીશું, તેણીનું આજે દશમું છે. જીવતાંઓ રઝલીરવડીને પોતાનાં પેટનો ખાડો પુરે, અન્નવસ્ત્ર વાસ્તે ત્હારે મ્હારે ઘેર હાથ ઓળે, પોતાનાં બચ્ચાંઓની કેળવણીને માટે વળખાં મારે અને જયારે અક્કડાઇ-જીકાઇને ઠેકાણે પડે ત્યારે ઘણાકો બાહેરથી મરનારનાં રૂહની શાંતિને વાસ્તે, પણ ખરી રીતે જોતાં મરનાર તરફ પોતે જે બેદરકારી બતાવી હોય તેના પશ્ચાતાપ તરીકે, ભાહુતી ભણતરગણતરના મોટા ખર્ચમાં ઉતરે છે. આ સઘળું રેહેલું ઘી ખીચડીમાંજ ઘોળાય છે, કારણ ગળ્યું ગળ્યું ઘરમાં ગળાય છે અને વધ્યુંસધ્યું પંથકીને ભરાય છે. આ સંસારી સભા એવાજ એક પારસી સંસારી નાટકની યોજના રચવા

આજ ભેગી મળી હતી. બહેમનશાહ શેઠનો મીજાજ આજે વીશેશ બર-ખેલાફ થયલો હતો. નામવર સોહરાબનાં મોં તરફ જોતાં ખુલ્લું દીસ્તું હતું કે આજ ભાઇના પણ મીજાજ ગયા છે. બાઇજીસાહેબ અને ઘરના હીતેચ્છુ રતન રૂસ્તમફરામ એકમેકના કાન કરડતાં હતાં. પંથકી કુકાદારૂ દશ દહાડાનાં ભણતરગણતરનો આંકડો લાવ્યા હતા. આ ભણ-તરને ખરશેદબાઇએ કરાવેલી ક્રિયાકામ સાથે કાંઇપણ લાગતુંવળગતું હતું નહિ.

"બાઇઝીનું કેહેવું એવું શે, શાએબ, કે આખાં ઉભાં વરશનું શંધું ક્રીયાકામ મારેઝ તાંહ કરાવવું. તમારી નેક નઝરમાં ઝો તેમ નહિ આવે તો અમારી પાશેઝ પારાખાઉની અગ્યારી શે તાંહ કરાવવું. મારી નઝાઇ શોખ્ખી થાઇને દરાંન કરશે ને ઝોઇતીઝાઇતી તકદુર રાખશે."

આ દરખાસ્ત રજુ કરવામાં કુકાદારૂની નજર સ્વલાભનાં શુભ કાર્ય તરફ ખેંચાયલી હતી. પારાખાઉની અગ્યારી અને કુકાદારૂનું ઘર શેઠજીનાં મકાનથી ત્રણ માઇલને છેટે આવેલાં હોવાથી કોઇ દેખે પણ નહિ ને દાઝે પણ નહિ, અને દાતે નામ હમે, પાતે નામ હમે, થરાતે નામ હમેનો કાયદો સખ્તાઇથી અમલમાં મુકી શકાય. પણ શેઠજી તો છછણી પડયા.

"અરે, જાંહન્નમમાં નાખ તહારી નજીને ને તહારી બાઇજી થતી નેબી! કંઇ મોંહનામાંથી બોલાસે. એને લીધે તો સુન્નાં જેવું બચ્ચું હાથમાંથી ગીયું."

"જોયું કે રતન, ઢાંખરો વરી આરો ફાટેચ તે. બચ્ચાંને હરકારી ક્હાડનાર તો પોતે. જયારે જોશમાં આયા ત્યારે તો ધર્યા ધરાયા નહિ. બેહેન-પર ધસિયા ને પોલિસ દરબાર થઇ, ને ઉલટો ચોર કોટવાલને દંડવ આવેચ." બાઇજીએ 'પ્રોટેસ્ટ' કીધો.

"એ દોહરડાહયા રતનને તું જરાજરામાં વચમાં કાંહ પુરેચ? છોકરીને ઘેરમાંથી મેં કાહરી કે તે પોતાની મેરે ગેઇ. મેં કાહરીબી હોય તો મેં કાંઇ તુંને એમ નહિ કેહ્યું'તું કે તું મહારી દીકરીઓનાં કાગજો આવે તે દાબી રાખજે. આય કાગજ દાબી રાખનાર કોણ તુંજ કેની?"

"પણ મેં તો ખુલ્લેખુલ્લું તમારી નજર પરે તેમ પેલી ટેબલપર એ કાગજ મુક્યું'તું. તમુને તે દેખાયું નહિ તેમાં મહારો શું વાંક? તમારા ભેસયાનો પાવર કમતી થયો હોસે; આજે સાંજે કોટમાં જાએ તાહરે ડૉ૰ દસ્તુરને દેખારતા આવજો. ને વરી આય તમે બધો ફીતને આખાં વરસનો મહારાં ઘેરમાં જગારવા માંગોચ તે હું કંઇ તેમ થવા દેવાની નથી. ફુકાદારૂ કેહેચ તે પ્રમાણેજ કરવું પરશે. મહારો જીવ જરાજરામાં જુમઇ જાયચ તેમાં વરી એવણના ખુલખુલી શરોદથી તો મને એવો કંટાલો આવેચ કે જાણે જીવપર કરૂં."

ધણીજીએ મોબેદ બાદશાહની બાયડીને જાહન્નમમાં મોકળવા માગી ત્યારે ધણિયાણીએ તેવણનાં પવિત્ર ભણતરને ખુલખુલી શરોદની ઉપમા આપી. સુધારાના શિખરે પોંહચેલી એક કોમમાં ધર્મ અને નીતિનું શિક્ષણ કેવા પ્રકારનું મળે છે તેનો આ કેવો ઉમદા નમુનો! ઘણેક ઠેકાણે મોબેદ બાદશાહો પવિત્ર જશનની ક્રિયામાંથી ફારેગ થતાં વાર તેઓના બેહદીન કુલોને જમતી વેળા હાથમાં બાટલી લઇ દારૂ પીરસવા મંડી જાય છે. ક્રિયાકામને ખાતર મોબેદ બાદશાહ ખેતવાડીથી કોટમાં જાય તો પાછા ફરવા અગાઉ કોટમાં રહેતી શેઠાણીની ભોંજાઇને ત્યાં ચીઠ્ઠી પુગાડતાં આવવાનું અથવા ખબર પુછતા આવવાનું કામ તેઓને સોંપવામાં આવે છે. જમી રહયા પછી મોબેદ બાદશાહોને કેરી અને બીજી ફ્રુટો કાપી થાળીઠોઇ કરી બેહદાનોના મોંહડાં મીઠાં કરતાં આ વૃદ્ધ આંખોએ નજરેનજર નિહાળ્યું છે. લગનનાં નોતરાં પહોંચાડવામાં મોબેદ, ગાહામ્બારની બેમહલાજા બાંગ પોકારવામાં મોબેદ, ઐરાંઓથી ભરેલી તેડાં કરવાની થીસોથીસ લેંડોના 'કોચ બોક્સ' ઉપર 'ડ્રાઇવર'ની પાસે ચઢી બેસનાર પણ મોબેદ, મોબેદ અને મોબેદજ. કોમની બેહતરીનો અને મોબેદોની હાલત સુધારવાનો આથી વધુ સરસ માર્ગ તે બીજો કયો હોય? જીમાઇ જતા ધર્મને સજીવન કરવાનો એથી વધુ અસરકારક અને એજમતી દારૂ બીજો કયો હોય?

"મી૰ બહમનશાહ, તમોને તમારાં 'વાઇફ'ની તબિયતનો વિચાર કરવોજ પરશે. તેમ કરવાની તમારી ફરજ છે. તમે જો તેમ નહિ કરશો ને હયાંજ બધું ભણવાગણવાનું કરશો તો બાનુ સુનાને તેટલો વખ્ત મહારે ત્યાં આવી રેહેવાની ફરજ

પરશે; ને તેમ કરવાને હું એવણુને બાઇજત અને ખુશી સાથે ઇજન કરૂંચ." ઘેરના વિશ્વાસુ અને પુરાણા મિત્ર રતન રૂરતમફ્રામ બહાદુરે ઘરના ધણીના પરમસુખનો તાણો પુર્યો.

"હું નહિ સમજી શકતી રતન કે તહારા વગર આય ઘેરમાં મહારૂં શું થતે ? તમે જો નહિ સમજશો બહમનશાહ તો હું જરૂર રતનને ઘેર જઇ રેહવશ." શેઠાણીએ સેસ ભરી.

સજાત સપુત જે આ સઘળો વખ્ત પોતાનાજ કાંઇ વિચારમાં મુછ મરડતો અને પોતાના હોઠ કરડતો એક કોરે બેઠો હતો અને જે પોતાની મતલબની કાંઇ વાત કરવાનો હતો તે અત્રે બોલી ઉઠયો.

"'કનફાઉંડ ઇટ.' આય બધું પીજન સાંભરતાં સાંભરતાં મહારૂં તો ભેજાંનું દહીં થઇ ગીયું. જયારે ઢાંખરો દરીયામાં નાખવા કેહેચ ત્યારે ઢાંખરી પહારપર ફેંકવા માગેચ. ને વરી આય દોહરડાહયો અંધ્યારડો પોતાનુંજ ખેંચેચ, ને રતન વરી તું તહારી મતલબ સારવા માંગેચ. 'હાઉ ફની!' એ તો પેલી બે બિલાડી ને વાંદરવાલી વાત થઇ. વાંદરો તો રોટલી ખાઇ ગીયો, પણ રતન તું તો આખી ને આખી મહારી મમાનેજ હાઉ કરવા માગેચ. ચાલો, ગવરનર, જો તમે એ 'કેસ' મહારી મુનસફી ઉપર છોરો તો તમોને 'ઓબલાઇજ' કરવા હું વાંદરાનો ભાગ ભજવવાને પાંચ મીનીટ તૈયાર થવશ."

બહમનશાહ શેઠ અત્રે કાંઇ બોલવા જતા હતા, પણ સપુતે તેમ કરતાં તેવણુને અટકાવ્યા. "જરા મુંગા મરી રેહવોની ! હું કેહુંચ તે સાંભલો. આય આપરા 'કંપાઉન્ડ' ને નાકે પેલી નાહ્લી બંગલી છે તેમાંના પેલા બાવાઆદમને વખતના ખખરીવખરી ગેયલા પેટીપેટારાઓ ખાલી કરીને ગોડાઉનમાં નાખો ને તાંહ આય અંધિયારડાને અને એની નજીને લાવી રાખો. એ લોકો તાંહ પોતાનું ઓગરમડોગરમ કર્યા કરશે. પણ તે એક શરતે કે નજી પોતાનાં નાહ્લાં ચ્યાંઉંમિયાંઉંને એટલા દહાડા આય બંગલામાં આવવા દેય નહિ, નહિ તો એ નખોદ ગીયું મહારૂં માથું ખાઇ જશે. ને જોરે ઝારૂસ, તહારાં ગરાંમાંથી કંઇ ભુચ મારજે, કે મેમસાબનુંબી માથું દુઃખી નહિ આવે. કેમ, કેવો ન્યાય કીધો ? ચાલો, ફરતાં ફરતાં થોડી દેવો." આ સુંદર ભાષણ પુરૂં થતાં તેણે બહમનશાહ શેઠના બરડા સાથે, અને પછી ડુકાદારની પીઠ સાથે,

પોતાની મજબુત હથેલીની ઓળખ કરાવી. બાવાજીના આ છકેલ છેલછબીલાના ભેજામાં અક્કલ અને હુશિયારીનાં તથા ધીમા હાસ્ય રસનાં બીજ તો રોપાયલાં હતાં. આ બીજને જો બરાબર પાણી પાઇને ઉછેરવામાં આવ્યાં હોત તો તેમાંથી એક ઘણાજ સ્વાદીષ્ટ ફળનો છોડવો ઉગી નિકળત. પણ કમનસીબે આ બીજોના ખેતીકારોએ તેની ખેતી કરવામાં ગફલતી કર્યાથી તે ખેતી નિષ્ફળ ગઇ હતી. ગમે તે હો, પણ આ છકેલ વાંદરના ચુકાદાથી તો ચોતરફ સંતોષ વ્યાપી રહયો. માત્ર રતનનેજ ગળે તે ઝાઝો ઉતર્યો નહિ. કુકાદારૂએ પોતાને થયલું અપમાન મતલબને ખાતર ખીસામાં સેરવી દીધું. બંગલી ખાલી કરવાનો ઠરાવ કરવામાં આવ્યો, અને એક બે દિવસમાં તો કુકાદારૂ અને તેની નામચીન ધણિયાણીએ આખાં ઉભાં વર્ષ સુધી પોતાનાં ચ્યાંઉમિયાંઉં સાથે ત્યાં પડાવ નાખ્યો.

---

## પ્રકરણ ૪૫ મું.

### મોબેદ બાદશાહની મુઝવણ—બાયડીને છેડી એટલે ભૂતજી છેડાયા.

“ કેવા રમતા પંખી આયા,
આ પણ છપન લખ્ખણ લાયા.
પતાઉં, સતાઉં, ફસાઉં, ફુસલાઉં, એ મારી વાત,
હું ધર પકડ અકડ કકડાવી મારૂં લાત.”

પંથકી કુકાદારૂ અને તેવણના મુરબીજી બહમનશાહ એકજ દીવસે જન્મેલા હતા તેથી જેમ મી૦ બહમનશાહ તેમ મી૦ કુકાદારૂ અર્ધી સદી વટાવી ગયા હતા. બૈરી પરણવાના બાબમાં તો મી૦ બહમનશાહને પણ કુકાદારૂએ મારી હઠાવ્યા હતા. એ પાંતીમાં તેવણે તો અવધીજ કરી હતી. તેવણે તો પંચક પસાર કીધું હતું. બૈરાંઓની કેહતી પ્રમાણે ચોઠીએ તેવણનાં ઘરમાં ચોક પુર્યા ન હતા. નવાજ ઉર્ફે નજઇ તેવણની પાંચમી કુરાઇ હતી. કુકાદારૂની ચાર કુરાઇઓ હક થયા

પછી તેઓએ પડોશણ કુંવરની વીશ વર્ષની સાવકી બેટી નજાઇ સાથે લગભગ પચાસ વર્ષની પાકટ ઉમરે લગ્ન કીધાં. નજી થોડુંક ગુજરાતી ભણેલી, સોહામણી, ચપળ અને સાવધ હતી. તેણીની સાવકી માતા કુંવરના જુલમ છતાં તેણી હમેશાં ખુશાલ રહેતી, અને કાંઇપણ તક મળતાં કુવરને તેણીના જુલમાતનો બદલો વ્યાજસીકે વાલી આપતી. તેણીની આંખો સદા ચળકતી અને ઠાવકી દીસતી. રમુજનું તત્વ તેઓ માંહે રમી રહ્યું હતું. કુંવરે કુકાદારૂને કાંઇપણ રીત આપવાને બદલે તેની પાસે સામા રૂપીયા પાંચસો રોકડ લઇને નજીને તેની સાથ વરાવી હતી. નજીને પરણીને ઘર લાવતાંજ કુકાદારૂએ જોઇ લીધું કે જે મરદ્યાઇ દોર તેવણ પોતાની પહેલી ચાર કુકડીઓ ઉપર ચલાવતા હતા તે દોર આ નવી કુરાઇ સેહલાઇથી સાંખી જાય એવી હતી નહિ. જેમ પોતાની સાવકી માતાને તેમ પોતાના ધણીને નજી તક મળતાં ખુમ મરાવતી હતી. બહમનશાહ શેઠની બંગલીમાં આ લોક આવી રહ્યાં ત્યારે નજીના હાથમાં આઠ મહિનાનો એક બચો હતો. બંગલીમાં કુકાદારૂ આવી વસ્યા પછી સપુત તેવણને ખુમ મરાવા કાંઇ ને કાંઇ યુકતી રચતો, અને તેનાં એ તુફાનમાં કુરાઇ નજી કુકાદારૂની જાણ વગર તેને મદદ કરતી. કોઇ વેળા કુકાદારૂ મોડેથી આવતા ત્યારે સપુત પોતાના કેળવાયલા ટૉમીને તેવણની પાછલ છોડી મેળતો, તો કોઇ વેળા નજી સુઇ ગયા પછી બંગલીનાં બારણાને તે બાહેરથી તાળું મારી આવતો. ઠાવકી નજી જાણે કશાંમાં હોય નહિ તેમ પોતાનું અંજાણપણું દેખાડતી, અને સપુત પોતાની સાથે ચાવી લઇ ગયલો હોવાથી બાપડા કુકાદારૂને બારી કુદાવી બંગલીમાં પેસવું પડતું. પાછલી રાતના સપુત કોઇ ન જાણે તેમ તાળું પાછું કાઢી લઇ બારણાનો અડગરો ધીમેથી ઉંઘાડી નાખતો. અને ચાર વાગતે નજાઇ ચોકચાંદન કરવા ઉઠતી ત્યારે કાંઇપણ હરકત વગર તે ઉંઘડી જતું! કુકાદારૂ સોગંદ ઉપર કહેતા કે "હું મંભઇના દશ વાગે બંગલીમાં આયો તારે બાન્નાંને તારૂં ઉતું," પણ કુરાઇ તેવણને કહેતી કે તેવણે છાંટાની બાહારમાં તાળું દીઠું હશે, અને તેની શાહદતમાં ટૉમીના પ્રતાપે ચીરાઇ ગયલી ડગલી અને પાયજામા તેણી કુકાદારૂને દેખાડતી. ટૉમી કુતરાએ તે ચીરી નાખ્યા હતા, એમ માનવાને તેણી સાફ ના પાડતી. તેણી કેહતી કે "તમે તો અગીયારીમાં પેલા મુવા બેઝનદારૂ કે દારાબદારૂ શાથે હાથોહાથ થાઇ ગીયા હોશો.

એમ કેઇ તમારી માય મમઇ રોઝ તમારા લેંગા ને ડગલી રપુ કરતી બેશે.'' કુકાદારૂ અગ્યારીમાં સીધારેલા હોય ત્યારે સપુત બાજરોજગારના મેવા ઉપર અને સુગંધી બેવડા ઉપર ખુશાલ હાથ મારતો. કુકાદારૂ નજીને પુછતા ત્યારે તેણી કાનપર હાથ મેલતી અને જણાવતી કે ''એ મુઇ બંગલીમાં કોઇ ભૂત-મામાનો શારો શે.'' બાદશાહે પેહલાં તો આ વાત માનવાને ના પાડી, પણ એક દિવસે જ્યારે તેવણ અગાઉની માફક દશ વાગતાને શુમારે નજઇ સુઇ ગયા પછી બંગલીમાં પાછા ફર્યા ત્યારે તેવણે સુફેદ લાંબી દાઢી-વાળા એક આકારને બહુ ગંભીરાઇથી બંગલીના પોખાલ વરંડા ઉપર ધીમે પગલે આમથીતેમ ફરતાં દીઠો. આ આકાર પગથી તે માથાં સુધી સુફેદ લેબાશમાં સજજ થયો હતો. તેના હાથમાં મોટા દાણાની હારડી ધરેલી હતી જે તે એબાદતમાં મશગુલ હોય તેમ પોતાના હાથમાં ધીમેથી ફેરવતો હતો. કુકાદારૂની તેની ઉપર નજર પડતાં ગુપચુપ તે આકાર ત્યાંથી ગુમ થઇ ગયો. બાદશાહની હવે ખાતરી થઇ કે બંગલીમાં ચારો હોવો જોઇયે. તેવણ પરસેવો પરસેવો થઇ ગયા, જમીન ઉપર પોતાના પગ જોરથી બે ત્રણવાર ઘસડયા, અને ''નાપાક શેતાનપર લેયાનત! હારીમનતું મોંરૂં કારૂ'' મન સાથ બડબડી બે ચાર વાર જોરથી ટચાકડી ફોડી. ત્યારપછી તેવણ બારણા તરફ ધસ્યા, પણ ગોતાની અજાયબી વચ્ચે તેવણે જોયું કે આડ દીવસ ઉપર જેમ બન્યું હતું તેમ તે બારણાંને બાહેરથી કોઇએ તાળું મારેલું હતું. હવે તેવણના ગભરાટનો પાર રહયો નહિ. તે ગભરાટ એટલો વધી ગયો હતો કે પડોશની બારીનું ઉઘાડું શતર કોઇએ માંહેથી બંધ કરી દીધું તે પણ તેવણે દીઠું નહિ. તેવણે બે ચાર વખ્ત તાળું થોકયું અને ''નઝાઇ, નઝાઇ,'' કરી બુમ પણ પાડી, પણ કાંઇપણ જવાબ તેવણને મળ્યો નહિ. એક બે વખ્ત તેવણને લાગ્યુ કે નજઇ સુતી હતી તે ઓરડામાંથી કોઇનો હસવાનો સાહદ આવતો હતો. તેજ વેળા તેવણને યાદ આવ્યું કે જે ઘરમાં આવો ચારો હોય છે ત્યાં અવારનવાર એવા સાહદો નીકળે છે. હવે તેવણ બારી તરફ ધસ્યા અને તે ગગડાવી પાડી. નજઇ આ ગગડાટથી તુરતનીજ જાગી ઉઠી હોય તેમ આંખ ચોળતી ચોળતી ઉઠી અને બારી ઉંઘાડવાને બદલે કુકાદારૂ બાહેરથી સાંભળે તેમ મોટેથી બડબડવા લાગી. '' મરેરે, મરેરે! આય

શા ફેરતા. એ તો મુવું રોઝનું થાઇ લાગું. હવે કાં ઝાંઉ? કાણને કેઉં? મુવા એવા વર તો કોઇનાભી નહીં હોશે ને કોઇના થાશેભી નહીં. એ મુવા વર કે પીપરા? એવા વર કરતાં તો થુવરભી ભલા. શાકતા થાઇને આવે ને તોફાન મશાવે.”

“લે, હવે ઉંધારેશ કે નહીં. એક કલાક થાયો ઝીવ ઝીકાતુંશ. અમોલી અમોલી ઉંધાર, નહીં તો ટોટો પીશી નાખાશ ને શોટલો ધરીને બાર કારાશ. શવારના તો તારો રોટલો કીધો, પણ હઝુ લાઝ આવતી નથી” પંથકીએ દહવારો કીધો.

“પણ, લેવોની, મેં તો અંદરની ખીલી ઉંધારીશ. તમેઝ બારથી બાન્નું પકરી રહયાશ.” કુરાઇ બોલી.

“મને તો લાગેશ કે એ તુંઝ આય શેતાનઝાદાં તારાંને બારથી મારી બારીમાંથી અંદર ઝાતી ઓશે. એ ખંડઇ હું શોધી નહીં કારૂં તો હું મોખેદ બશ્શો નહીં.” આમ કહી કુરાઇએ ઉંધાડેલી બારીમાંથી ફફડતા ચટકતા પંથકી માંહે પેઠા. તેવણને થોડીજ ખબર હતી કે તે સહવારના કુરાઇ ઉપર હાથચાલાકી કીધાથી સપુત સાથે મળી તેણીએ આ તાગડો રચ્યો હતો. બીજે દહાડેનાં ભણતરને માટે આણેલી મેજ ઉપર સપુતે તે રાત્રે અચ્છો હાથ માર્યો હતો. કુકાદારૂના આવવાનો વખ્ત થતાં સુફેદ સાંઇના લેબાશમાં તે વરંડા ઉપર ફરતો રહયો હતો. જે હસવાના સાહદ કુકાદારૂને કાને પડયા હતા, તે નજઇના અને સપુતના હતા. કુકાદારૂ ને નજઇ વચ્ચેની ટપાટપી સપુત છુપાઇને સાંભળતો હતો.



# પ્રકરણ ૪૬ મું.

## ભૂતનો ચારો કે હુતમધાતમનો ધખારો—પાખંડી નજીના પ્રપંચી પરાક્રમો.

"ચાલો ચાલો ચતુર ચેલા, મુંડું હું તમને પહેલા,
ભોળા જનોને જઈ, ભરમાવો સિદ્ધ થઈ.
માતાજી ખરાં બતાવીએ, અંત્રિક્ષથી ઉતર્યાં ઠરાવીએ,
તો તો રંગ રે, મચાવો જંગ રે, દુનિયા થાય દંગ રે.
દેવી આવ્યાં ભુમી મઈ."

"શારો (ચારો) શે. ખદાના બંદા ઓવ તો માનઝો સુરંખીઝી કે શારો શે. કાંઈબી થાવું ઝોઈયે. શારો શે ને ફર શે. એ બંગલામાં મારાથી તો વશાય નહીં. કંઈ શેતાન ચોવયું થાઈ ઝાય તો નાહકનો હું મોએદ બસ્શો ને મારૂં બસ્શું માર્યાં ઝાઈએ."

"પણ, કુકાદારૂ, સહવારના પહોરમાં એ બધો ગભરાટ છે શું? ચારો ચારો શું બકોચ? જરા ધીરા પરીને કંઈ સમજાવશો?"

"શું સમઝાવે? કોણને સમઝાવે? કોણ સમઝાવે? મેં સમઝાવ્યું તો ખરૂં કે શારો શે. આપરો ઘોરાવારો મહમદ કેહેશ કે બે વરશની વાતપર પાશેના તબેલામાં એના બાપનું ખુન થાયું'તું ને તે અહીંયાં ભમતો ફરેશ."

"વારૂં, પણ તે વાતને તમારા આય ગભરાટ સાથે શું સંબંધ છે?"

"એ આય કોઈ મનીખ શે? રોઝ રાતના બાર્નાને બારથી તારાં મરાયશ, કોઈ બાર્ના ખખરાવેશ, શવારના ઉંધારી ઝાયશ, મેઝ ગુમ થાયશ, શોખ્ખા દારૂ શોરાયશ, વરંધાપર પાહરો ભરાયશ ને તોબી આય પારશી પુશેશ કે શાં છે ને ગભરાટ શાનો શે? હવે ધ્યાનમાં ઉતરેશ કે?"

"તમે સમજતા નહિ બહમનશાહ. એ તો કેહા કુકાદારૂને ભૂતે ઘેરીયાચ. પણ મમઇ મરે ! એવણ આટલા દાહરા તો કંઇ બોલ્યા નહિ? જરાજરા કરતાં બંગલીમાં એવણને રહયાને બે મહીના થવા આયા તે રેહીરેહીને સુવો ભુત હમણાંજ કાંહથી ફુટી નીકરીયો? પેલે વરસે એ બંગલીમાં પાલનજી લેનટીન રેહી ગીયા, ને ગીયે વરસે એદલજી અવાસ્યા રેહી ગીયા, તે લોકોને તો ભૂત નર્યો નહિ ? કાલે તમારી નજઇ મહારી પાસે આવી ગેઇ તે તો કંઇ એ વીશે બોલી નહિ? જાવો, જાવો, કંઇ સપનોબપનો જોઇ ઉઠયા હોશો."

"બાઇઝી, તમે એમાં નહીં સમઝો. એ આઝના તમે શુધરેલાંઓ તો એવી વાતને હશીઝ કારવાના. ઝુવોની, આય હમણા હું બીઝી મેઝ લેવા બઝારમાં ઝાઉંશ. પાશલી રાતના ઓટલાપર નીરંગ લઇ શુવાના ઓરડામાં હું પાશો આયો ને ખુશકલાનું માનું ઝોવા ઝોરીની કુરતીન અલગી કીધી તો ઓઝઝા! અંદર તો ખુશોખી નહીં ને ખુશીખી નહીં. નીશે ડોકું કરૂંશ તો ભાંયપર ગોદરીપર ખુશો. નઝીને પુશતાં એ તો શશનીઝ પરી ને કેઝે ઝુવો, તમે શારો નહીં માનતાતાની ? પરમ દારે એના કોઇ બાલ કાપી ગીયું તારેખી તમે મનેઝ ગરે પરતા'તા. ને પશી નઝાઇએ તમે માટીડાઓ આવા ને તમે માટીડાઓ તેવા કરી મને શો શેશ ભરી ને શાલપામરી ઓધારી. બંદો તો શશેકા તીન પાઉં કરી અહીંયાં શતકી આયો."

"એ કંઇ રાતના તમે ટકોરોબકોરો લેવોચ કે ? માયજી, એવણને 'એપસમ સોલ્ટ'નો એક 'ડોઝ' આપો." અત્યારસુધી જે વાતચીત મુરબીજી બહમનશાહ, બાઇજી બાનુ સુના અને પંથકી કુકાદારૂ વચ્ચે ચાલતી હતી તે માંહે હવે પાટવીકુંવર સોહલીબા વચ્ચે પુરાયા. આટલો વખ્ત તો જાણે તેવણ કશાંમાં હોય નહિ તેમ ચુપ બેસી રહયા હતા.

"અરે, તમેબી શું વગર શમઝે વશ્શે પુરાવોશ શોરાબઝી. અમોલા અમોલા બેશી રેહવો. તમે એમાં નહીં શમઝો. તમારૂં કામ કલમના ગોદા મારવાનું." પંથકી બોલી ઉઠયા.

"પણ, કુકાદારૂ, એનો ઇલાજ શું ? કદાચ તમે કેહવોચ તેમ ભૂતનો ચારોબી હોય. મહારૂં જો માનો તો એકુ વેલાતી રોજો નહિ તો

એકુ હુરધાનીનો રોજો એ બંગલીમાં ભરો. આપરો મહમદબી મને એમજ કહેતોતો પપા, મને એ રોજો જોવા ઘણો ગમેચ. કુકાદારૂને તમે કહેવો કે પેલી કોઇ ઇરાની બાઇ જે એવા રોજા ભરેચ તેની સાથે મલીને એનો બંદોબસ્ત કરે." સપુતે દરખસ્ત મુકી.

"હવે કેવા સ્યાણા! મકુંઝે લાખ રૂપીયાની હવે શેરાબઝી શેઠ તમે વાત બોલીયા. મનેબી ગેઇ રાતે ઝાગતાં ઝાગતાં એઝ વીશાર શુઝયો. મકુંઝે મારાથી શત્તુ શુવાઇ ગીયુંતું ને હું બીહીને કંઇ બુમ પારી ઉઠયો. મને લાગું કે મારા કાનમાં કોઇ 'રોઝો ભરો, રોઝો ભરો' કેહેતું હોય. શોંકીને ઉઠયો તો પાસેની ખુરશીપર મારાં માથાં આગર બેશી નઝાઇ બુશાને ધવરાવતી 'તી."

"પણ એ પોતે તો તમારા કાનમાં બોલી નહિ હોય કે કુકાદારૂ? એને રોજો ખાવા ગમતો હોસે. એ તમારી નજીબી બરી પાખંડી છે. વન ચહરે ને વાદલ ઉતરે તેમાંની છે. પણ, જુવો, તમારી મરજી છે ને મહારા સોહલીનેબી ગમેચ તો એ રોજો ભરવાનો તમે બંદોબસ્ત કરો." બહમનશાહ શેઠ બોલ્યા.

"સોહલી તો નાદાન છે, બહમનશાહ, ને કુકાદારૂ તો ચરી ગીયાચ. પણ તમે કાંય સાથે તણાવોચ ને તમારાં વરસ વેચોચ. એવી બાબદમાં રોજાફોજા કોણ ભરતું હોશે? તમુને ગમે તો ફરેસ્તા કરાવો કે આપરાં પાક ભણતરની રૂએ કાંઇબી નાપાકી હોય તે દુર થાય; જોકે હું એવી વાત માનતી નથી." બાનુ સુના બોલ્યાં.

"બાઇઝીનું કેહેવાનુંબી વાઝબી શે. તારે તો ફરેસ્તાબી કરાવો તો શારૂં શાએબ." મોબેદ બાદશાહ બોલ્યા. જ્યારે પણ કાંઇ અંગત સ્વાર્થ સાંધવાનો અથવા કંઇ અંગત લાભની વાત હોય ત્યારે કેટલા બધા બાદશાહો આ પ્રમાણે દહીંમાં ને દુધમાં ધોલાયા કરે છે.

"ઓ ડીયર આઇ સી' સુના, તુંને ફરેસ્તા ગમેચ તો આપરે તે લોકોને તેરસું, અરે તે કરાવસું, ને સોહલીનો રોજોબી ભરાવશું." બહમનશાહ શેઠ બોલ્યા.

"ને ધુતારાઓનું તરયાંનું તાહરૂં કરસું! ફોરો તમારૂં માથું ને કહારો રાતું. બરી બધી ઘેલા ઘાંચીનીજ વસ્તી છે." આમ બોલી એ હાથે કુકાદારૂ તરફ કકડા મોરી, ખુરસી જીકાતી, મોટે ખાંચરેના

બાઇજીસાહેબ બંગલાના માંહેલા ખંડમાં વીદાય થયાં, અને મોએદ બાદશાહે નળબજાર તરફ હેરયું લીધું.

---

## પ્રકરણ ૪૭ મું.

### મોએદ બાદશાહની બાદશાહી-તેવણના પેટ ઉપર સપુતે મુકેલી લાત.

"કાળાં મેઢાં કોરે વાગે, મોર લીબાશ લીધા કે કાગે,
તેજતો સૈજમાં દાગે, સહુ જન્ને બહુ પ્યારાં લાગે."

બીજે દિને સાંજના છનો શુમાર થયલો છે. કુકાદારૂ કોટમાં કાંઇ કામે ગયા હતા ત્યાંથી સતુમનો વખ્ત થઇ જવાથી ભારે ધાંધલમાં બંગલી મધે પાછા ફર્યા. તેવણ એટલા ધાંધલમાં આવ્યા હતા કે પાછલે બારણેથી સપુત સોહલીબા અને તેના બે મિત્રોને સટકી જતાં તેઓએ જોયા નહિ. તેઓએ પોતાની ડગલી એક ખીલા ઉપર ઓળવી અને પછી ઓટલા ઉપર જઇ હાથપગ પાક કેરી બુમ મારી, "હોરી આવ નઝાઇ." નજાઇ કશાંમાં હોય નહિ તેમ "ઝી ઝી આવીઝી" કરીને આવી.

"ઝાતો બંગલામાં ઝાઇ પેલા કાવશદારૂને કેહે કે શતુમનો ખુમશો લઇ આવે. આઝે આવારૂં થઇ ગીયુંશ ને બાઇઝી દાવારો કરશે. શતાન-ડરડ શ વાગી ગીયાશ."

"ઓ વાય, આય શાં બેણકોતક! શતુમ તો કોઇ રશતમદારૂ મોએદ ભણીબી ગીયા; બે વખત કંઇ શતુમ ભણાતુંબી હોશે?"

"શું બકેશ? શતુમ ભણી ગીયો? કાણ ભણી ગીયો? કારે ભણી ગીયો? કાણના કેવાથી ભણી ગીયો? મને ખરૂં કેહે, નહીં તો હું બધું શત્તાનું ઉંધુ કરી નાખાશ."

"એ તમે શું બકોશ, કુકાદારૂ?" નજાઇ બોલી. "બરાબર શારાશાર વાગે કોઇ મોએદ આયા ને મને કેઝે 'ઝી મને તમારા ધણી કુકાદારૂએ

મોકલ્યોશ. એનાનને કોટમાં આઝે મોરૂં થાશે તેથી શતુમ ભણવા મને ફરમાવ્યુંશ.’ ”

“વારૂં, ને પશી?”

“પશી શું વરી? પશી ને ભીખાની બશી. તમેઝ તેને મોકલીયો ને તમેઝ અનઝાંણી અમ્મા થાવોશ” નજાઇએ તાહુકો પુર્યો.

“ઝોરે, એ ડાકણ, અનઝાંણી અમ્મા કોણને કેહેશ? તું અમ્મા, તારી માય અમ્મા, તારી મમાઇ અમ્મા, તારો બાપ અમ્મા, તારો બપાવો અમ્મા. તારૂં માંતું શંભાલઝે, નહીં તો પીખી નાખાશ.” એમ કહી કુકાદારૂ નજાઇનાં દીલ ઉપર ધસ્યા. તેણીએ આ ઉપરથી જાણી-જોઇને બુમરાણ મચાવ્યું, જે બુમરાણથી જાણે અકસ્માતિક બન્યું હોય તેમ સપુત સોહલીબા પોતાના બે સતુમખાઉ મિત્રો દોલી મરઘી ને બેહલુ બકરી સાથ ત્યાં દોડી આવ્યા.

“એ શું છે, કુકાદારૂ? એટલા ઉસ્કેરાઇ શાંના ગીયાચ? બાઇ માણસપર એમ હાથ કેમ ઉંચકોચ? તમે ધરમના ઉપાધ્યા થયા તે તમોને તો અમારા જેવા નાદાનોને સારો ધડો શીખવવો જોઇએ.” સપુતે ડહાપણ ડોળ્યું.

આ વેળાસરના દેખાવથી કુકાદારૂએ નજાઇને જતી મેળી, અને પોતાના હાથમાં ધરેલો જોડો પગમાં પાછો પહેર્યો. તેવણે તે ફેસાદનું કારણ સપુતને સમજાવતાં તેણે ગવાહી પુરી કે તેણે અને તેના બે મીત્રોએ બરાબર સાડાચાર વાગતે એક મોબેદજાદાને તે બંગલીમાં દાખલ થતાં અને સતુમ ભણતાં દીઠો હતો, અને ભણતર પુરૂં થતાં તે બાણાને સપુતે અને તેના બે મિત્રોએ ઇનસાફ આપ્યો હતો. સપુતે પછી ઉમેર્યું. “જુવો કુકાદારૂ, મને તો લાગેચ કે આય બંગલીમાં ભૂતનો ચારોજ છે, ને તેનો ઇલાજ તમે જેમ વહેલ્લો કરો તેમ સારૂં.”

કુકાદારૂ આ વાત અંદરખાનેથી માનતા હતા, પણ નજાઇને માહત કરવા બાહેરથી તે નહિ માનવાનું રોળ ઘાલતા હતા. “અરે ઝાવોરે ઝી,” તેવણ બોલ્યા, “શારો શું ને વાત શું? એ તો બધાં આય કોભાનાં કારસ્તાન શે. બાકી ભૂત શું ને પલીદ શું? એ બધાંને હું કાશાંને કાશાં ખાઇ ઝાંઉં. તેવો શેઉં. લેવની, એમ તો તે દારે બંદો

ઝરા મોરો આયો તારે કોઇ ભૂત ઝેવાને મેં ફરતો ઝોયો કે શલાંગ મારીને તેની હુંઆલે ધશ્યો. પણ નાપાક કેઠે અંધારાંમાં ગુમ થાઇ ગીયો. બંદાના હાથમાં આયો ઓતે તો શેર શેવ ખાઇ આયો ઓતે તોભી જીવતો ઝાવા પામતે નહીં."

"એમ કે? તારે સુઇ કકરતી ગરમીમાં તમે હું ના કેઉંશ તોભી બધાં બાન્નાંબારી વાશીને કાંય શુવોશ?" નજાઇએ ધણીજીને ચમતો તોડયો. ફુકાદારૂ તેણીની તરફ ધસવા જતા હતા, પણ આપણી નામીચી ત્રગડીએ તેવણને તેમ કરતાં અટકાવ્યા. એ ત્રગડીના વીદાય થયા પછી વરવહુ વચ્ચે પાછી ઝપાઝપી ચાલી. પરિણામમાં વહુજીએ વર ઉપર વ્યાજસીકકે વેર લેવાનો ઠરાવ કીધો અને તે રાત ગુપચુપ પસાર થઇ.

---

## પ્રકરણ ૪૮ મું.

---

### ફુકાદારૂનું ખીલતું નસીબ—હતી ભવાંની તેને વાહી.

---

> "ધર્મની ધજા ચઢાવીએ, ભાવિક જણ ભક્ત
> બનાવીએ.
> ધનનો થાય ઢગ, આવી પુજે મારા પગ.
> બસ, ધ્યાન ધરો ધીર થઇ."

રાત અંધારી છે. બાર વાગતાંનો શુમાર છે. નજાઇ પોતાનાં બીછાનામાં જાગતી કાંઇ વિચારમાં પડેલી છે. ફુકાદારૂ ઘરાઘર ઘોરે છે તેટલાંમાં તે ઓરડાનાં બારણા ઉપર કોઇના ધીમેથી ટકોરા મારવાનો અવાજ સંભળાયો. આ અવાજથી ફુકાદારૂ ચમકી ઉઠયા. તેવણ હિમતથી ચુપ પડી રહયા, પણ તે ટકોરાનો અવાજ તો ચાલુજ રહયો. હવે તેઓ ગભરાયા, અને ડધાયલે અવાજે ધીમેથી બોલ્યા.

"નઝાઇ, મકુંઝે નઝાઇ, ઝાગેશ કે?"———

નજઇ તો જાણે ભર ઉંઘમાં હોય તેમ ગુપચુપ પડી રહી. આથી કુકાદારૂ ખીજવાયા અને વધુ મોટેથી બોલ્યા. "ગોલામ બશ્શી, એમ શુનીબેહરી શાએ થાઇ ગેઇ? શાંભરતી નથી બાન્નું થોકાયશ તે?"

નજીએ હવે જાગી ઉઠવાના ઢોંગ કીધા. "ઓ વાય, આયબી કોઇ માટીડો શે? બચ્યું શવારના તો ગોંતાવાનો કરાર નહીં, પણ રાતનાબી તેમજ. બીલારી ખભેરૂં કરતી હોશે તેમાં ગોભ્યારાં શાંના કરોશ?"

"તું તો ઘેલી થાઇશ. બીલારી કંઇ એમ ટકોરા મારતી હોશે? ઝોતી નથી આય મીનીઝનમાંથી પેલો તેદારવારોઝ શફેદ આકાર પશાર થાતો દેખાયશ તે. હાતમાં હડ્ડીબી તેઝ શે, માથાંપર ફેંટોબી તેઝ શે, ને દારીબી તેઝ શે; શેહેરાનો કલ્લો તો નરો નરો ઝાને આપરો મહમદ ઘોરાવારાનોઝ."

"પણ, મારી કેઇ બલાને! મુઇ દારી ને શેહેરોબી કંઇ બદલાતાં હોશે? કાલે શાંઝે તો કે'તાતા કે એ આકાર તમારા હાતમાં આવતે તો શીરી નાખતે. એ બધી મરદાંનગી હવે આઝે કાંહ હવામાં ભુશાઇ ગેઇ? ઝાવો ગમે તો ઉઠો ને ઝોવો કોણ શે તે?"

પેલો ફરતો આકાર હવે બારણા ભણી પાછો આવી ફીસમફીસમના ટકોરા તે ઉપર લગાવા લાગ્યો. તેના હાલવાચાલવાનો બીજો કાંઇ પણ અવાજ તેઓને કાને આવતો હતો નહિ. કુકાદારૂ હવે ગભરાયા. તેવણ આસ્તેથી ઉઠયા, ઓરડામાંનો દીવો વધુ ધીમો કીધો, અને નજઇના બીછાના આગળ જઇ તેણીને ઘડીમાં કાલાવાલા કરવા લાગ્યા, તો ઘડીમાં દમ ભરાવા લાગ્યા. નજઇ પણ હવે બીછાનામાં ઉઠીને બેઠી હતી. કુકાદારૂએ દીવો ધીમો કીધો તે ઠીકજ થયું, કારણ તેમ જો નહિ કરત તો નજઇથી હસાઇ જવાત અને તેણીએ રચેલી સઘળી બાજી એકતડાકે નાશ પામત.

"ઝોરે નઝાઇ, મારી માય કરૂં, મારી દીકરી કરૂં, ઝરા તું પશવારેને બાન્નેથી બાહાર ઝાઇને ખંખાર કરશે ને પેલા ફુલ્લયાંમાંથી ઝરા નીરંગ છાંટશે ને લોબાન ધુપાવશે તો એ શાંઇબાવા ગુપશુપ ઝાતા રેહેશે. કેહેશ કે એ લોકો અસ્તરીઓને ઇઝા કરતા નથી. મેં કાલે શાંઝે ધરપશ કીધી કેની તેથી એ ખીટયો હોશે."

નજાઇ તો એકની બે થઇ નહિ. પંથકી આથી ઉશ્કેરાયા, અને થોલથપડાક કીધી, જેનો અવાજ બાહેર જતાં ભૂતમામા જાણે છેડાયા હોય તેમ ટકોરાથી બારણું ગગડાવી મેલ્યું. પછી તે ટકોરા એકદમ શાંત થઇ ગયા, અને એક ધાડો ગંભીર અવાજ મધ્યરાત્રીની શાંતિમાં નીચલી લિટિએ ધીમા પણ ખુલ્લા અને ગુસ્સાભરેલા અવાજે લલ કાર્યો જે સાંભળી કુકાદારૂ તો થરથર કાંપવા લાગ્યા અને નજાઇ આગળ ગુંઠણમંડયે પડયા. દીવો મોટો હોત તો તેવણ જોઇ શકત કે નજાઇ પોતાનું હસવું દાબવાને પોતાની જીભ અને હોઠ કરડી મજબુત કોશેશ કરતી હતીઃ—

## સાંઇબાવાની અબયાત.

( રાહ—"અરે ઓ પરી તું સબઝ બેહયા." )

અરે ઓ–કુકાદારૂ તું–સુબ્દ બેહયા,
મારી સાંબે–તું જલ્દ–આવ બેવફા.
શરમ છે–તારી જાત–ઓ–બુન્યાદપર,
ગુજારેછ–શેતમ તું–અબળા જાતપર.
ગાલેબ તું જપર–હયા શું–આવતી નથી?
લડવા કાજ–મરદ તું જને–મળતો નથી?
મરદાનગી–હોય જો–તું જમાં કબી,
તૈયાર થા–લડવા મુજ સાથ–અબ ઘડી.

( મે. મ. બ. )

ઉપલી અબયાતો પુરી થતાં બારણા ઉઘડેલાં નહિ જોઇને ભૂતમામાએ જાણે તે ભાંગી નાખવા માગતો હોય તેમ તે ઉપર પાછો ધુજારો શરૂ કીધો. પોતાના ગભરાટમાં સુબ્દ કુકાદારૂ જેઓએ ઉપલી અબયાતો ધ્યાનથી સાંભળી હતી તેઓએ પોતે આગળે દહાડે નજાઇને કહેલી વાત તેઓ પોતેજ ભુલી ગયા કે મામા તો ગમે એવાં બંધ બારણાંમાંથી પણ ગુપચુપ પસાર થઇ શકે છે.

મોબેદ બાદશાહ બોલ્યા. "નઝાઇ, ઝો મારી અરઝ કબુલ કર. તારો ગુલામ થાઇને રેહેવાશ. કંઇભી કરીને તું એને શમઝાવીને અહીંથી કાર."

હવે જાણે નજઇ લગાર થંડી પડી હોય તેમ ઉઠી, અને બારણાં આગળ જઇ મોટેથી બોલી. "શાંઇબાવા, અમારા વરઝી બોત દલગીર શે. માફ્ કરો ને મીઠો ગારો મુકો. અમારા વરઝી હવે ડાહયા હોયગા ને તમકુ અપમાન નહીં કરેગા ને અમકુ હેરાન નહીં કરેગા ને રોઝા ભરેગા ને ફ્રેસ્તા કરેગા." બાપડી નજી મહામુસ્કેલીથી આ બોલી નીશોસ થઇ ગઇ, કારણ પોતાનું હસવું દબાવવાની કોશેશ કરતાં તેણી ગુંગલાઇ મરતી હતી.

"અય પાકજાદ બાનુ," સાંઇ બોલ્યા. "તુંને ઉરદુ ભાશામાં બોલવાની કંઇ જરૂર નથી, કારણ હમે મામાઓ આગળ ઉત્તર, દક્ષિણ, પુર્વ, પશ્ચીમની સઘળી ઝબાંનો ખુલ્લી છે. આય તારા અહેરમન ભરથારને આજે હું એની સરકશીનો સ્વાદ ચખારવા આયો તોપણ તારી આજીજી ધ્યાનમાં લઇ હું એને ચોકસ શરતોએ માફ્ કરૂંચ. [વધુ મોટેથી] અય અહેરમન ખસલતના આદમ, બદબખ્તે બદબખ્ત, તુંને મારી શરતો કબુલ મંજુર છે?"

"શાંઇ બાવાઝી, તમો ફરમાવો તેમ શાલવાને બંદો તૈયાર શે." કુકાદારૂએ ધ્રુજતે સાદે જવાબ વાલ્યો.

"કાન દઇ સુણ લારે, ને એ શરતોથી કોઇપણ રોજ જરાપણ ઉલટો ચાલશે તો તેજ ઘડી મારો ગેબી હાથ તુંને હલાક કરશે. આય પાકજાદ બાનુને તારે હવે કોઇપણ દીન હેરાન પરીશાન કરવી નહિ. એનાં કુલે ફરમાનો તારે સદા બજા લાવવાં, કારણ એની ઉપર અમારી પનાહ છે. હમો શાંઇઓને ફીરેસ્તા કરવાની તમારી રૂઢી પસંદ નથી, વાસ્તે તે કરાવવાથી તું પરેહજ રેહેજે. તેને બદલે બે ડજન ચરબદાર મરઘી, એક જીવતો બકરો, ને રૂપીયા પાંચ આય બંગલામાં વસ્તા મહમદબેટાને મારી ઉપર કુરબાન કરવાને કાલના કાલ તું આપજે. ને પેલું ગંધીલું ગંધ મારતું ગઉમુત, જેને તમો પારસીઓ નીરંગ કેહો છો, તે લેવા અને છાંતવાથી સદા બાઝ આવજે. તેને અહીંથી ફેંકી દેજે અને કોઇપણ જાતનું કેફી પીણું આય બંગલીમાં તું વસે ત્યાંસુધી તું નોશ કરતો ના, પણ તે વસ્તુ તારી બાયડી મારફતે ખેરાત કરજે. હવે હું તુંને મારી છેલ્લી શરત સમજાઉંચ. તે શરત જો તું ઇમાનદારીથી બજા લાવશે તો તુંને અને બીજા લોકોને મોટો ફાયદો હાંસલ થશે. [ફાયદાની વાત

સાંભળી બીધેલા કુકાદારૂએ પોતાના કાન ઉંચા કીધા અને "કબુલ શે, કબુલ શે," કરી બુમ પાડી. બાહેરથી કોઇનો હસવાનો ધીમો સાદ આવતો હતો તે પણ તેવણ સમજી શક્યા નહિ.] ત્યારે સાંભળ, અયે માનવી, દેખતી આંખે તું આંધળો છે. પાસેનો ઓરડો જે વરંડાની પાસે આવેલો છે, ને જેને તમે લોક જમવાનો ઓરડો કેહોચ, ત્યાં ધનનો ચરૂ દાટેલો છે. [કુકાદારૂ અત્રે છલાંગ મારી ઉભા થયા અને "બાપઝી" કરી બુમ પાડી પોતાના બન્ને હાથો જાણે ધન છુપાવતા હોય તેમ છાતીસે લગાડયા.] એ ચરૂ ખાવાની મેજની બરોબર નીચે વચ્ચોવચમાં ત્રણ ફુટની નીચાઇએ ડાટેલો છે. એ ચરૂ તું મેળવશે, પણ તે એક શરતે કે તે માંહેલું અર્ધું અર્ધ ઝવેરાત તારે ફરફકીરોમાં ખેરાત કરવું ને બાકીના અધમાંથી અર્ધો ભાગ આ નવાઝ બાનુને સ્વાધીન કરવો."

"પણ, શાંઇબાવાઝી, એ હું કારે ને કેવી રીતે મેલવાશ?" બાદશાહે ઉલટથી સવાલ કીધો.

"ખામોશ, અય બેસબર હેમક! ઉતાવળા સો બાવરા, ધીરા સો વીરા. આવતી કાલે સહવારથી તારે તારા પાયજામા ગુદ્દણવેર ચડાવી ખુલ્લે માથે ને ખુલ્લે પગે આખો દીવસ ઘેરમાંજ રહેવું. સતુમવાલા ઓરડામાં તારે બીલકુલ પગ મેળવો નહિ, પણ આગલા વરંડાપર બેસી રહેવું. કોઇ કંઇબી તુંને પુછે તો તેનો તારે માત્ર ઇશારતથીજ જવાબ આપવો. આખો દીવસ તારે કંઇ ખાવું નહિ, પણ રોજો પાલવો અને હાથમાં હારડી લઇ મોનાજાતમાં મશઘુલ થવું. સાંજે સાત વાગતે તારે ગુપચુપ બુકબાચક ખાઇ સુઇ જવું. પછી અધરાતે પોણાબાર વાગતે બરાબર તારે બીદાર થવું. તારા સુવાના ઓરડામાં માલી કુશનાનું બદન-યાન, ધોતર ને લાલ ટોપી તુંને મલશે તેમાં તારે સજ થવું. આએ નેકજાદ બાનુને તારે ખાબમાંથી બિદાર કરવી નહિ, પણ હાથમાં માલીની કોડાલી, પાવદો અને રોશન ચેરાગ લઇ તારે જમવાના ઓરડામાં જવું ને બરાબર બાર વાગતે ગુપચુપ બંધબારણે ને બંધબારીએ બે ફુટ પહોલો ને ત્રણ ફુટ ઉંડો ખાડો ખોદવાનું કામ તારે શરૂ કરવું. ચરૂ મળતાં વાર બીજે દહાડે તે માંહેલા ઝવેરાતના બે સરખા ભાગ તું કરજે. તારી જીંદગીના જોખમે આ મારી શરતો તું બજા લાવજે"

"સાંઇબાવાજી," કુકાદારૂએ પુછ્યું. "શતાનડરડ બાર વાગે કે મંભઈ ટેમ બાર વાગે કામ શરૂ કરૂં?"

"મુંબઇ તાઇમ" સાંઇબાવાએ જવાબ વાલ્યો, અને આટલું બોલી તે આકાર કાંઇપણ અવાજ કર્યા વગર ત્યાંથી ગુમ થઇ ગયો. નજઇ જે આ સઘળો વખ્ત પાસેના ઓરડામાં ભરાઇ ભૂતમામાની વાત સાંભળતી અને પોતાનાં દાબી રાખેલાં હસવાંને રાહત આપતી હતી તેણી કાવકું મોંહ રાખી સુવાના ઓરડામાં પાછી ફરી. ચડેલ કુકાદારૂ ધનની આશામાં "ઓ મારી નઝાઇ, ઓ મારી નઝાઇ," કરી તેણીને ભેટી પડયા. "હવે તો હું ઝાને રાઝો ને તું ઝાંને રાંની. કોણની મકદુર શે કે આપરી વશશે આવે?"

"ઓ વાય, કુકાદારૂ, એમ શરી શાને ગીયા? તારના તો ધ્રુજતા'તા ને હમણા આટલું બધું ઝોર તમારાજ દીલમાં કાંહથી ભરાઇ ગીયું? શાલો, હવે મામા તો શીધાર્યા. મુંગા મુંગા ઘોંતાઇ ઝાઓ. હુંબી શુઇ ઝાઉંશ." આ પ્રમાણે આ રાત્રીનો નાટક તુરતવેળા તો ખતમ થયો. પેલી ગમ ભુતમામા એટલે આપણા સપુત સોહલીબા પોતાના બે મિત્રો દોલી મરઘી અને બેહલુ બકરી સાથે હસવાના ભાવ પાડતા મોટા બંગલા તરફ વીદાય થયા. લુચ્ચો કાવસદારૂ મિઠાઇવાળો જેના પેટમાં કુકાદારૂને માટે ટાઢક હતી અને જે તેવણના અથાણાંમીઠાંમાં સદા ફરતો હતો, તે પણ તેઓ સાથ સટકી ગયો. તે સોહલીબાના વિશ્વાસમાં હતો. આવતી કાલે તેજ સાલી કુશનાતું બદિયાન, ધોતર, ટોપી ને કુહાડી નજઇને કુકાદારૂના ઓરડામાં મુકવા છુપાછુપ લાવી આપનાર હતો. નજઇ તેવણને કહેવાની હતી કે તે ચીજો ગેબી જોરથી ત્યાં અચાનક આવી પડી હતી. મોટા બંગલા તરફ જતાં જતાં સપુતે પોતાના ગાલો માંહેથી બે આખી ગોળ સોપારી કહાડી કાવસદારૂનાં દીલપર ફેંકી. આ સોપારીઓ પોતાનો સાદ બદલવા તેણે પોતાના ગાલોમાં રાખી હતી.



# પ્રકરણ ૪૯ મું.

## એબાદત બા વફાદારી—દીનઆઇનની ક્રિયા કે દોલતની પૂજા.

"કરી કરીમ તું કરમ મુજપે, દાદ લે અએ દાતાર!
કર-કર કમ કીસમતનો કમ, અએ કેરદેગાર!"

બીજે દીને સહવારે પોતાના હમેશના રાબેતા મુજબ કુકાદારૂ ચાર વાગતાંમાં ઉઠ્યા. સુખનાં અને દ્રવ્યનાં સ્વપ્ના જોતાં તેવણ આખી રાત બીછાને જાગતા પડી રહ્યા હતા; છતાં કાંઇ અજબ ઉલટથી તેવણ આજે રંગીલા મોજીલા ઉઠ્યા હતા. આવતા ચોવીસ કલાકની હાડમારીનો તેવણને જો સેજપણ ખ્યાલ હતે તો તેવણ આવા રંગીલા દેખાતેજ નહિ. બીજી ગમ નજઇ પણ ઉલટભર ઉઠી હતી, પણ તેણીની ઉલટ કાંઇ જુદાજ પ્રકારની હતી. સુખનાં અને દ્રવ્યનાં સ્વપ્નાને બદલે હસવાના ભાવતાલ તેણીએ ઉંઘમાં કહાડયા હતા. કુકાદારૂ મોંહડું હાથ ધોઇ પાંચ વાગતાંમાં નળ બજારે સીધાર્યા. નજઇના ઉઠવાની વાત જોયા વગર તેવણે પોતાને હાથે આતશ રોશન કરી ચાપાણી કરી લીધું હતું, કારણ સાંઇબાવાના ફરમાવ્યા મુજબ બજારેથી આવ્યા પછી તેવણ "રોજો" શરૂ કરવાના હતા. નળ બજારમાંથી તેવણ એક ડજન ચરબદાર મરઘી અને એક ફર્બે બકરો ખરીદી લાવ્યા. રાનજીની અગ્યારીમાંના જીણાદારૂ મોબેદને તે દીવસનું બપોર-સાંજનું સતુમ પોતાને બદલે ભણવાને તેઓ ઇજન કરતા આવ્યા. સાંઇબાવાનાં માનમાં ફુલની તોરણો, જાલી, નારિયળ, શાકર વગેરે બંગલીમાં બાંધવા અને કંપાઉન્ડના કુવાને ચહડાવવા તેવણ લેતા આવ્યા. કુવાની દેવાલના ગોખલામાં તેવણે પોતાને હાથે સહવારથી ઘીનો ચેરાગ રોશન કીધો. પેલી મરઘીઓ અને બકરો છુપાછુપ તેવણે મહમદ ઘોડાવાળાને પોતાના વિશ્વાસમાં લઇ તેનું કારણ સમજાવી સપુર્દ કીધાં, અને સાંઇબાવાના ફરમાવ્યા મુજબ રૂપીયા પાંચની ચલણી નોટ તેવણ ઉપર કુરબાન કરવા મહમદને આપી. મહમદને તો અલબતાં આ નવાજેશની ખબર સપુતે

અગાઉથી પહોંચાડી હતી, માટે તે કાંઇ અજબ થયો નહિ. મરઘી, બકરો અને પેલા પાંચ રૂપીયાની કુરબાની તે પોતાના નાના શેઠ આવતે રવિવારે પોતાના મિત્રો સાથે ફેતન ગાડીમાં 'વૉલેશ' ઘોડો ફટકાવતા ચીમોડની વાડીમાં જાય ત્યારે કરનાર હતો.

"ઝોરે કુરાઇ," બાદશાહ બોલ્યા. "આઝે હું શાંઇબાવાઝીના ફરમાવ્યા મુજબ આખો દારો એબાદતમાં મશઘુલ થાવાનો શેઉં, વાસ્તે મને શેરતી ના તું ઝાંણે. બપારના ને શાંઝના ઝીણાદારૂ સતુમ ભણુવા આવશે. મારી નઝરે કંઇબી ખાધખોરાકી પારતી રખે. શાંઝને શેરે હું ખુકબાશક ખાઇ લેવાશ. બાવાઝીના ઓકમથી ઝરાબી ઉલતી ચાલશે તો તારૂં કીધેલું તું ઝાંને." આમ બોલી મોબેદ બાદશાહ હાથમાં મોટી હારડી લઇ, ગુઠણુવેર પાયજામા ચહડાવી, ઉંધાડે પગે ને ઉંધાડે માથે સદરાબેર આગળા વરંડા ઉપર સેતરંજી બીછાવી બંદગીમાં મશગુલ થયા. તેવણુની આવતા ચોવીસ કલાકની બદબખ્તીની શરૂઆત અત્રે થઇ ચુકી હતી. તેવણુને થોડીજ ખબર હતી કે તેવણુની મોહરદાર નજઇ, નાના શેઠ સોહલીબા, કાવસદારૂ મીઠાઇવાળા, અને મહમદ ઘોડાવાળો તેવણુની આ હીલચાલ બારીકીથી તપાસતાં હતાં; એટલુંજ નહિ પણ આવતા ચોવીસ કલાકની મજાહતું 'પ્રોગ્રેમ' તેઓ રચતાં હતાં.

---

## પ્રકરણ ૫૦ મું.

### કુકાદારૂની કાહણી—લોભને થોભ નથી.

"તોફાની દરીયે નાવ તમારૂં ગોથાં ખાય રે,
મસ્તાંની દરીયે નાવ તમારૂં ગોથાં ખાય રે;
કુકાદારૂ કડક નાવ તમારૂં ગોથાં ખાય રે."

સહવારના નવનો શુમાર થયો છે. બાનુ સુના, બહમનશાહ અને રતન રૂસ્તમકરામ સપુતના દોસ્તદારો દોલુ મરઘી અને બેહલુ બકરી સાથ નાસ્તાની મેજ ઉપર ગોઠવાઇ ચુકયાં હતાં.

"લે, ચાલની સોહલી, તહારનો કાંહ ગીયોતો? ખરી એ તે કંઇ 'ઍટીકેટ' કેહેવાય? હમે બધાં તહારનાં ફાગરેડોરે તહારી વાત જોઇ-એચ." બાઇસાહેબે દહવારો કીધો.

સપુત જે હાંફતોહાંફતો, સ્નાનના સમાચાર લાવ્યો હોય, અને કયાંકથી આવ્યો હોય તેવું ડોળ કરી ત્યાં ધસી આવ્યો હતો, તેણે જવાબ વાલ્યો "અરે નાસ્તો ગીયો જહાંનમમાં ને તમુ લોકોનેબી શું કેહું. કોઇની દાહરી બરે ને કોઇને તાપણું થાય તેમાંની વાત તમો લોકો તો કરોચ."

"પણ, છે શું સોહલી દીકરા, કંઇ સમજાવશે?" શેઠ બાવાજીએ સવાલ કીધો.

"સમજાવે શું તમારૂં કપાલ! કુકાદારૂનું માથું ખસી ગીયુંચ. એ બીચારો કહેતો'તો કે એ બંગલીમાં ભુતનો ચારો છે ને ફર છે ત્યારે તમે લોકોએ એ વાત માનવા ના પાડી. હવે આવીને આંખ ખોલીને જોવો. નજી તો તહારની બીચારી રરીરરીને અર્ધી થાયચ."

આ સાંભળી તેઓ સઘળાં એકઅવાજે બોલી ઉઠયાં—"હેં, શું કુકાદારૂ ઘેલા થયાચ? ના નહિ—હોય નહિ. એવણ તો તુંને બનાવતા હોસે." સપુતે હુજત લીધાથી તેઓ સઘળાં ગભરાટમાં એકતડાકે ઉઠી ઉભાં થયાં. નાસ્તો નાસ્તાને ઠેકાણે રહી ગયો, અને સપુત સોહલીબાની સરદારી હેઠલ એકામતી અને એકાજતીથી તેઓ બંગલીપર હલ્લો લઇ ગયાં. જતાંવાર તેઓ શું જોય છે? જમીન ઉપર એક નાની શેતરંજી બીછાવેલી હતી, જે ઉપર ગુઠણવેરના ઉંધાડે પગે અને બોડે માથે કુકાદારૂ પંથકી સર અને આંખો નીચે ઝોકાવી, આણીગમ પેલી ગમ જોયા વગર, ધીમે સાદે બંદગીમાં મશગુલ થયલા ઉભા હતા. પોતાના થાકેલા પગને રાહત આપવા કોઇ વાર બેઉ પગે તેવણ ગુંઠણમંડયે પડતા, તો કોઇ વાર પાછા ખડા થતા. તેવણથી થોડેક પગલે દુર નજઇ જાણે દુખના દરિયાવમાં ડુબી ગઇ હોય તેમ રૂમાલવટી આંખો અને નાક નુંછતી પોતાનું સર બેઉ હાથમાં ઝુંકાવી દઇ બેઠી હતી. રડવાનો દેખાવ કરવા અર્ધો ઔંસ કોલોન વોટર સાથે વીસ ઔંસ પાણી મેળવી તેના ફટકા તેણીએ પોતાનાં મોં ઉપર માર્યા હતા, અને કોઇ દીવસ છીંક-ણીની અડાસે નહિ જતી હોવા છતાં કુકાદારની જલ્લદ છીંકણીની બે

ઝેહનદાર ચમટીઓના શરૂકા તેણીએ ભર્યા હતા, જેથી તેણીનું નાક અને આંખ લાલચોળ થઇ આવ્યાં હતાં. સપુતની સરદારી હેઠલ ધસી આવતી ટોળીને તેણીએ જોઇ ન હોય તેમ તેણી મોટે સાદે બડબડવા લાગી.

"મરે સુન્ના ઝેવો ધણી એક પલમાં કફીર ઝેવો થાઇ ગીયો. કોણ ઝાંણતું'તું કે બર્યા હશતારમતા દુશમેનના શેતા ઝીવને આવો શંતાપ થાશે? સુન્ના માહાર ઝેવો ધણી તે અમશી મમાઇ બપાઇના દોરા આઝે એમ બારેશ. માય રે માય! હવે કાં ઝાંઉં? શું કરૂં? કોણને કેઉં? મારા પેટની વરાર કોણ આગર કારૂં?"

સઘળો રચેલો રંગ જાણતી હોવા છતાં નજઇ આ તેલખું શું કામ પાડતી હતી તે કુકાદારૂ સમજી શકયા નહિ. ચુપકીદી એખ્તિયાર કરવાના સોગંદ લીધેલા હોવાથી તેવણ કાંઇપણ સવાલ તેણીને કરી શકયા નહિ. સાંઇબાવાનાં પરાક્રમનો આ પણ એક ભાગ તો ન હોય? દેખઇતી દીલગીરીના આકારમાં આવતી ખુશાલીનાં હરખનાં આંજુઓ નજઇ વરસાવતી તો ન હોય? ગમે તે હો, પણ બોલવાનો પ્રસંગ હાલ હતો નહિ.

સપુત હવે એકામતીથી બધાંની ખાતરી કરવા કુકાદારૂ સનમુખ આવ્યો. ગભરાટમાંને ગભરાટમાં બહમનશાહ શેઠે મહમદ ઘોડાવાળાને દોડાવી ગોવાળ્યા તળાવની પડોશમાં રહેતા ડૉ૦ કામાને બોલાવી મંગાવ્યા. તેવણ પણ સપુતની જોડેજોડ છેક રજાઇ નજદીક ચાલી ગયા. રખે તેઓ રજાઇ ઉપર પગ મેલે કરી કુકાદારૂએ હાથના અને મોંહડાંના તરેહવાર ચાળા કરી તેઓને તેમ કરતા અટકાવ્યા.

"બાવા ડાકતરઝી, બધી ઓવરાઇ ઝાઉં ને બધા ઝી ભરૂં તે કંઇભી કરીને બોલતીના ઝી ભરાયા ધણીને શાઝા કરશો તો ઘણા શુખી થાશો ને દુધે નાશો ને પુતે બ્યાશો." આમ બોલી નજઇએ પોતાનું ઍકટીંગ ડૉ૦ કામાજીને ઓવરણા લઇ પોતાના બન્ને હાથો કપાળસે લગાડી કરરર કરી કડાકા ફોડી સમાપ્ત કીધું.

"કુકાદારૂ, એ શું ફજેતો? આય માથે તોપીબી નહિ મલે ને ભણવા શાના ઉભાય ને આય લેંગાના પાયજા ગુંઠણવેર શાના ચહરાવી દીધાય?

એમ 'નીલ–ડાઉન' તમે કેદારે થતા' તા? એમ ભોંયપર સુઇ જઇને પગે કેદારે પરતાતા? એમ તો હોરાજીઓ નીમાજ પઢતા હોય તાહરે કરે."

જવાબમાં કુકાદારૂએ ડોળા આસમાનસે લગાડી હાથના ઇશારાથી તેઓને દૂર જવા ફરમાવ્યું. ડૉ૦ કામાએ નાડી તપાસવા લંબાવેલો હાથ તેવણે જીકાતી કહાડયો. બહમનશાહ શેઠ હવે ત્રાયલ લેવા નજદીક આવ્યા. રતન રૂસ્તમફરામ, દોલુ મરઘી, બેહલુ બકરી અને રહ્યાસહ્યા કાવસદારૂ મીઠાઇવાળાએ પણ ત્રાયલ લીધી! પણ સઘળું ફોકટ! કુકાદારૂ તો એકના બે થાય નહિ. પીસેલા દાંત્યાંસે બાજમાં ને બાજમાં બોલીને તેઓએ તે સઘળાંઓને દુરનાં દુર રાખ્યાં.

ડૉ૦ કામાએ મત આપ્યું કે ભતના ચારાની ચાલુ દેહસ્તે કુકાદારૂનાં મન ઉપર માઠી અસર કરી હતી, અને જો ચોવીસ કલાકમાં મામલો સુધરે નહિ તો ડૉ૦ મેયરને લાવી કદાચ તેવણની ફસ ખોલવી પડશે અને તેવણને બન્ને કપાળે બ્લીસ્તર લગાડવાં પડશે. ઘણીક વેળા સમજુ માટીડાઓની સમજશકતી કરતાં એક સ્ત્રીની ચેતનશકતી વધુ કીમતી અને ઝડપી કામ બજાવે છે. ડૉ૦ કામા વીદાય થયા પછી બાનુ સુનાએ મત આપ્યું કે કુકાદારૂ ખરેખર દીવાના થયા હોય એમ તેણી માની શકતી ન હતી. તેણીએ કહયું કે તેમ માનવાને હજી તેણી થોભશે. સપુતને અને તેના દોસ્તોને તેમજ નજઇને તેણી પીછાણતી હતી, અને તેણીને મજબુત શક હતો કે આ સઘળો તાગડો હતો અને તે તાગડો એ ચોકડીનો ઘડેલો હતો. પણ તે તાગડો એટલો રમુજી હતો કે તેણીને તે ભાંજી પાડવા ગમ્યો નહિ અને પોતાને ઉપજેલો શક હાલતુરત તો તેણીએ પોતાનાં મનમાં રાખ્યો.



# પ્રકરણ ૫૧ મું.

## કુકાદારૂની કુહાડીએ બીગાડેલો ઘાણ—નવનું હોઠ અને આદાંની સુંઠ.

"અરે નાદાન, અરે બેધ્યાન, જરા તો માન, જરા તો માન,
ન ખો તું જાન, ન હો હયરાન, જરા તો માન, જરા તો માન."

સાંજના સાતને શુમારે કુકાદારૂ બંદગીમાંથી ફારેગ થયા. સેહજસાજ ખાઇપીને પોતાના ઓરડાનું બારણું ઢાંકી તેઓ ગુપચુપ બીછાને ગયા. ખરેખર, તેઓ એટલા થાકી ગયા હતા કે એક બે પળમાં તો ભર ઉંઘમાં પડયા. રાતને છેડે તેઓ ઉઠીને કાંઇ નવુંજુનું કરશે એવો ગભરાટ નજાઇએ દેખાડયાથી ડાહ્યા કાગડા કાવસદારૂએ પોતાનું બીછાનું બંગલીના વરંડા ઉપર નાખી તે રાત્રી ત્યાંજ ગુજારવાનો પોતાનો ઠરાવ જાહેર કીધો. સઘળાંઓની હાજરીમાં સપુતે તેને તાકીદ કીધી કે રાત ગમે એવી મોડી થાય તોપણ જો જરૂર પડે તો તેણે તેઓને જગાડવાં. ઠરાવેલે વખ્તે કુકાદારૂ ઉઠી ખડા થયા. નજાઇ અને કાવસદારૂએ તેમનાં માથાં આગળ સંભાળથી મુકેલાં કુશના માલીનો અંગરખો, ધોતર અને લાલ ટોપી તેઓએ ઝટ સજી લીધાં. ખુદ નજાઇ પણ સઘળું જાણતી હોવા છતાં કુકાદારૂના ચેહેરામાં થયલો ફેરફાર જોઇ વીસમય પામી અને તેણીનાં મોંમાંથી એક નાની ચીસ નીકળી પડી જે નકી કીધેલી સીગ્નલ સાંભળતાં વાર કાવસદારૂ મીઠાઇવાળો મોટા બંગલા તરફ ખબર આપવા ધસ્યો. નજાઇને ગભરાયલી જોઇ કુકાદારૂ તેણીને દીલાસો આપવા પડયા. તેવણે તેણીને ખાતરી આપી કે તે સહવારે જ્યારે તેણી જાગશે ત્યારે સર્વ કોઇ તેણીને મુંબઇના એક સૌથી તવંગર આદમીની મોહરદાર તરીકે પીછાની લેશે, અને તે માટે સૌથી પેહલાં તેવણ પોતે પોતાની આ વહાલીને મુબારકબાદી ઇચ્છશે. નજાઇએ ઓવરણા લેવાનો દેખાવ કરી ખરેખર તો કુકાદારૂને કડકા મોર્યા અને પોતાનાં મન સાથે "ધરી પરો"

કરી બડબડી. આમ પાંચ મિનિટ નીકળી ગયા પછી, નજઇને ચોકી રાખવા ફરમાવી, એક હાથમાં હરીકેન લેમ્પ અને બીજા હાથમાં કુશના માલીને કુહાડી–પાવડો ઉઠાવી લઇ આ બાદશાહ બાહદુર જંગનાં મેદાન તરફ ધસ્યા. ત્યાં જઇ તેઓએ જે એકજ બારણું ઉંઘાડું હતું તે બંધ કીધું અને બીજાં સઘળાં બારીબારણાં બંધ હોવા વિશે પોતાની ખાતરી કીધી. પેલી ગમ બંગલા માંહેલાં સઘળાં આસામીઓ જમવાના ઓરડાની બાહેરના વરંડા ઉપર આવી ઉભાં હતાં. તેઓએ શતરમાંથી જોયું તો એક પુરૂષ, જેને તેઓએ કુશનો માલી માની લીધો તે, એકલે હાથે ઓરડા માંહેલી ખાવાની મેજના ફડકાં ઉઠાવી લઇ બાજુ કરતો હતો. તેઓએ ધાર્યું કે કુશનો માલી પોતાનો ચેહરો છુપાવવા દાઢી બાંધી બંગલામાં ચોરી કરવા પેઠો હશે. સપુત પણ તેઓને શક નહિ જાય માટે એક બે મિનિટ તેઓનાં મતને મળતો થયો, પણ પાછલથી જાણે તેણે ઓરડા માંહેલા આસામીનો ચેહરો પીછાન્યો હોય તેમ “એ તો કુકાદારૂ છે” કરી તેઓના કાનમાં કહયું. કાવસદારૂ, બેહલુ બકરી અને દોલુ મરઘીએ આ અનુમાનને ટેકો આપ્યો. ડૉ૦ કામા જેઓને મારતી ગાડીએ બહમનશાહ શેઠે બોલાવી મંગાવ્યા હતા તેઓ આ પળે આવી પહોંચ્યા અને ધારેલા દર્દીનાં કાર્યો બારીકીથી તપાસવા લાગ્યા. મેજો ખીસાડયા પછી કુકાદારૂએ ટાંગેલાં લૅમ્પની નીચે ચાક વટી એક કુંડાળું પાડી લૅમ્પને કુહાડી લાગે નહિ તેની સંભાળ રાખી ત્યાં ખોદકામ કરવા માંડયું. ૦ા કલાક સુધી આમ ખોદયા પછી તેઓ જરા આશાયસ લેવા થોભ્યા. બીજા ૦ા કલાકમાં તો તેઓ લગભગ ત્રણ ફુટની ઉંડાઇએ ગયા, પણ તેઓની નાસીપાસી વચ્ચે તેઓને પેલો ધનનો ચરૂ હજી નજરે પડયો નહિ. કોઇપણ દિવસ આવું કામ કરેલું ન હોવાથી અને ગયા અઢાર કલાકની હાડમારી પછી તેઓ થાકથી આજેઝ થયા. પોતાની પાસે છુપાવેલા એક ફુટ વટી કુકાદારૂએ તે ખાડાની ઉંડાઇ સંભાળથી માપી તો તે ત્રણ ફુટ ઉપરની જણાઇ. કદાચને સાંઇબાવાએ ચાર કે પાંચ ફીટ તેઓને કહયા હોય. નીરાશીએ હવે આ ભાનભુલા શખ્સ ઉપર ગલ્લો કીધો, અને તેણે એક ઉપર એક ઝરબ કુહાડી વટી જમીન ઉપર બેદરકારપણે લગાવવા માંડયો. આમ કરતાં ઉપર ટાંગેલા અસલી ફાશીનના ધરખમ લૅમ્પની હાજરી તે ભૂલી ગયો. એકાએક ઉંચા કીધેલા હાથે તે કમબખ્ત કુહાડીને તે લૅમ્પ સાથે

મજબુત પીછાન કરાવી. એક પળમાં તે સુંદર ચીજના પુરચેપુરચા થઇ જમીનપર તે એક ધડાકાસમેત તુટી પડી. તેજ પળે બાહેર ઉભેલાંઓએ એક બીજો ધડાકો સાંભળ્યો અને ગરીબ બીચારા કુકાદારૂને જમીન ઉપર બેભાન થઇ પડેલા તેઓએ દીઠા. પડતાં વાર તેનાં આંગમાં ભાંગેલાં લૅમ્પના કેટલાક ટુકડાઓ ખુંચાઇ ગયા, અને તેમાંથી લોહી વેહવા માંડયું. આ તો હસવાનું ખસ્યું થયું—રંગમાં ભંગ થયો. જેઓએ ખોટાં ડોળ તળે આ આફત ઉભી કીધી હતી, અને બાહેરથી ખોટો ગભરાટ બતાવ્યો હતો, તેઓનો તે ગભરાટ હવે ખરા ગભરાટમાં બદલાઇ ગયો. એકીવખ્તે બાહેર ઉભેલાં સઘળાંઓ જમવાના ઓરડામાં ધસી ગયાં. અધુરાંમાં પુરૂં! નજઇનો નાનો બુચો જે આ ગડબડથી જાગી ઉઠયો હતો તે જાણે આ ટાંકણાની અગત્યતા સાબેત કરવા માંગતો હોય તેમ તેણે જબરૂં ગોખ્યારૂં મચાવ્યું. કુકાદારૂને માલી–મશાલની મદદથી ઉંચકીને બીછાને લઇ જવામાં આવ્યા. તેવણનાં બદનમાં ખુંચેલા કાચો ડૉ૦ કામાએ સંભાળથી કહાડી, વેહતું લોહી બંધ કરી, તે ઉપર મલમપત્તો કીધો. દર્દીનાં બીછાના આગળથી તે રાત્રે કોઇપણ ખીસ્યું નહિ. પાછલી રાત પડતાં કુકાદારૂ શુધ્ધીમાં આવ્યા, પણ તે શુધ્ધી દગાબાજ હતી. સહવાર પડતાં તો તેવણને સખ્ત તાવ લાગુ પડયો, જેને પાછલથી ડૉકટરોએ ભેજાંના તાવ તરીકે જાહેર કીધો.

ભણતરગણતરની આ બંગલી હવે એક હોસ્પીટલમાં બદલાઇ ગઇ. સપુત, નજઇ, કાવસદારૂ, દોલુ મરઘી, અને બેહલુ બકરી, જેઓને તેઓનાં હૈડાં ડંખતાં હતાં, અને જેઓએ બાપડા કુકાદારૂનું લગભગ ખૂન કીધું હતું, તેઓ તે ડંખતાં હૈયાંને શાંત કરવા હવે ખડેપગે કુકાદારૂની સારવાર કરવા પડયાં. નજઇ હવે ઉદાસ રહેવા લાગી. અવાર ને અવાર તેણી પોતાના સાથીઓને મનમાં સેસ ભરવા લાગી. પોતાના ધણીને સાજો કરવા હવે ખરેખર તેણી ડૉકટરોને કાલાવાલા કરવા લાગી. તેને જીવાડવા હવે તેણીએ પોતાના જી આપવા માગ્યા. ખોદાસાહેબ પાસે હવે ખરી દુઆ તેણી ચાહવા લાગી. થોડોક વખ્ત તો બિલાડી કોથળામાંથી બાહેર આવી નહિ, પણ કુકાદારૂના બકવા ઉપરથી ખરો ભેદ આખરે ડૉકટરને જાહેર થયો, જે ઉપરથી તેઓ ચોક્કસ અનુમાન ઉપર આવ્યા. ચતુર બાનુ સુનાએ

આ અનુમાનને ટેકો આપવાથી ડૉ૦ કામાએ નજાને એકાંતમાં બોલાવી ખરી વાતનો તેણીની પાસે એકરાર કરાવ્યો. તેવણે તેણીની ખાતરી કીધી કે સંજોગો જોતાં તેણીએ પોતાને એક વિધવા માની લેવી. પણ ના. તેણીનું બખ્ત બુલંદ હતું, અને કુકાદારૂના આવરદા લાંબા હતા, તેથી તેવણ સાજા થયા. તુફાની નજાએ હવે પોતાની તુફાની સગત તજી દીધી. તેણી હવે શાણસલુકની થઇ અને બહમનશાહ શેઠના પ્રતાપથી પોતાના ધણી સાથે ત્રણ મહિના જાંહઓડી હવાખાવા ગઇ, જે દરમિયાન બંગલી અને ભણતરનો ચાર્જ રાનજીની અગ્યારીવાળા મોબેદ ઝીણાદારૂએ લીધો. કુકાદારૂ જયારે રજા ઉપરથી પાછા ફર્યા ત્યારે પોતાના ઓહ્દાનો એખ્તિયાર ઝીણાદારૂ મોબેદ પાસેથી તેવણે તપાસી લીધો. તેવણનાં મનમાં પેવશ થયલા ધખારાથી તેવણે પેહલાં તો તેમ કરવાની ના પાડી, પણ લાગતાંવળગતાંઓને માફી બક્ષવાની કબુલાત લઇ સપુત 'કીંગ એવીડન્સ' થયો. એ 'એવીડન્સ'ની સાંકળ જેમ જેમ છુટતી ગઇ અને તેનાં વળાં ખુહ્લાં થતાં ગયાં તેમ તેમ કુકાદારૂનો પીત્તો ઉછળતો ગયો. તેવણનો ચેહરો લાલચોળ થયો અને છેહ્લે પોતે આપેલી કબૂલાત એક કોરે મેલી તેવણે પોતાની હકદાર બાયડીને ઘેરબાહેર કરવા માગી. આણીગમ સપુત કાંઇ ખાંડયો જાય એવો ન હતો. કુકાદારૂને તેણે વળતી ધમકી આપી કે નજીને જો તેવણે બાહેર કહાડી તો તે ઘરમાંથી તેવણે પોતાનો પગ સદાનો ગયલો માની લેવો. ગમે તે કરે, પણ શેઠજીનો દીકરો. ચાલતી રોજીપર કાંઇ લાત મરાય? બાદશાહ આ ઉપરથી થંડા પડયા, અને આ પ્રમાણે આ રમુજી કીસ્સાનો અંત આવ્યો.

---

## પ્રકરણ ૫૨ મું.

---

### સપુત અને રતનની રંગીલી બાજી—તેઓએ લીધેલું શીખ્યું નહાન.

---

"દીલે—હું—છેઉં—દુલ્હો જવાનીનો બ્હાર,
એબી સાચ, એબી સાચ, એબી સાચ છે!

અરે જુવો કાંહાં પણ મલેછ ધીરનાર,
એબી સાચ, એબી સાચ, એબી સાચ છે !
પચ્ચીસ ટકા સુધી વ્યાજની જીકર કરૂંચ,
પીદર મરે, ડબલ મલે, વરી ભુસી મરૂંચ !
રે ત્રીમત્રાક થઇ સાથે બનીથની ફરૂંચ,
એબી સાચ, એબી સાચ, એબી સાચ છે !"

અંતઃકરણનો ડાઘ ધોઇ નાખવાનું કામકાજ આ પ્રમાણે સમાપ્ત થયા પછી બહમનશાહ શેઠનાં ઘરની આ સંસારી સભાનાં સુચીપત્રક ઉપરનું નંબર બેવાળું કામકાજ હાથ ધરવામાં આવ્યું.

"'ડીયર મી, ડીયર મી,' તરન વાગવા આયા. હજુર તો મને મેહેલ્લાશાહ વકીલની ઑફીસમાં જવુંચ. વેક સોહલી, તું રતન સાથે મલીને પેલી કંપની ઉભી કરવા માગેચ તેની બધી વીગત મને કેહે. વરી કાંઇ નવી પઇસાની ધુરધાણી કરવા તો નીકરીયો નથી? જો દીકરા, હું બોલું તેનો ગુસ્સો કરતો ના. મારાં બધાં છોકરાંમાં તું પેહેલેથીજ લતખત ઉતો. નાહનપણથીજ તહારા ચેનચારા મને તો કંઇ ઠીક દીસતા'તા નહિ. મેં કમબખતે તુંને વખતસર વારવો ઉતો, પણ મેં તેમ નહિ કીધું તેમાં હું તહારો વાંક કહારતો નથી. તું પેહેલેથીજ તોફાની ઉતો ને તોફાનથી તહારાં કપરાંની ધુર કરતો'તો, બેહેનોને મારતો'તો, તહારી માયને કોઇ વખત બાચકું ભરતો'તો, સૌથી અવ્વારો બીછાને જતો'તો ને સૌથી અવ્વારો ઉઠતો'તો. પ્રમાણીક લોકો બીછાને જલદી જાયચ ને ઉદ્યોગી લોકો વહેલા ઉઠેચ તે મેં તુંને શીખવીયું હોતે તો આજે તો તું તહારા પોતાના ઉદ્યોગથી કેટલીબધી કમાઇ કરી શકતે. હવરાંહવરાં જ્યારે મહારી નજર ખુલવા માંડીચ ને હું તહારી તરફ ટીકીટીકીને જોઉંચ તાહરે મને વિચાર આવેચ કે તહારી આમદ મહારે તાંહ કેમ થઇ હોશે? શું તુંને જન્મતાં વાર કોઇએ પાનણાંમાંથી બદલી કરી લીધો હોશે અથવા શું કોઇ આકાશી હુરીએ તુંને આસમાનપરથી મહારે તાંહ ટપકાવી દીધો હોશે યા તો શું ખોદાયજીએ તુંને માહરે તાંહ ભુલથી મોકલીયો હોશે? બીજા ગમે તેના જેવો તું હોય, પણ મહારા જેવો તો ખચીતજ નથી. ભેજું કસવાને બદલે તેં અંગ કસીને જોર વધારયુંચ. પણ તે જોરનો

તું શું ઉપયોગ કરેચ? નથી તેં કોઇ કસરતશાલાનું કે 'સ્વીમીંગ બાથ' નું વરપણ લીધું, કે નથી તું 'વૉલનટીયર' થયો. હમણાં તો તું તહારાં જોરનો ઉપયોગ બઇરાંઓનાં માથાંબાના ખેંચી કહારવામાં, તે લોકો શેકીન કરવા આવે તાહરે હાથ ભચરીને તે લોકોને ખુમ મરાવવામાં, તહારી માયનાં પેલાં ધરડાં સગાં કોટી કરે તાહરે તેમને દાબી નાખવામાં ને હૉટેલો ને સ્ટેશનોપર બબાની બહારમાં વેચતા કજયા ને બળતાં ઘેર ભારે લેવામાં કરેચ. મહારી બીચારી દુઃખી મીલી દુઃખથી તવાયલી ને ખાંપણવારી ઉતી તેની તું ઠેકડી કરતો'તો, પણ તેનો ચેહેરો કેવો મીઠો ઉતો તે હું કમબખત અને તું બેઉ ભુલી ગીયાતા, પણ ઘોરાયલાં દુધપર વીલાપ કરવામાં કંઇ સાર નથી. હજુરબી જો તું સુધરવા માગતો હોય તો તુંને તેમ કરવાની તક આપવાને હું રાજી છેઉં."

વાંચનાર ઉપલાં ભાષણ ઉપરથી એ સવાલ પુછશે કે બહમનશાહ શેઠ જેવા આસામીને એ ડહાપણ કેમ સુજયું અને સોહલીબા તે ચુપચુપ સાંભળી કેમ શકયા? પહેલાનો ખુલાસો એ છે કે બહમનશાહ શેઠ કાઇબી વેળા તદન બેઅકલી તો હતાજ નહિ. માત્ર ઉમરે પુગેલા ઘણા અક્કલમંદો મોટી ઉમરે નાની બાયડી પરણી બેવકુફોના લીસ્ટમાં સમાઇ જાય છે, તેમ તેઓ થયા હતા. વળી હમણાં હમણાં બનેલા બનાવોએ તેઓની આંખ ઉંઘાડી હતી, તે તો આપણે જોઇ ગયા. જોકે દિલગીરીની વાત એ હતી કે મતલબિયા માણસો તેમાં મુખ્યકરીને રતન રૂસ્તમફ્રરામ અને બાનુ સુના તેવણને સેહલાઇથી જયારે મતલબ આવે ત્યારે રમાડી લેતાં હતાં. બીજાનો જવાબ એ છે કે સોહલીને આજે મોટી મતલબ કહાડી લેવાની હતી, અને તેથી રતને તેને સમજાવી રાખ્યો હતો કે "ઢાંખરો ગમે તે બોલે તે ચુપચુપ સાંભરીયા કરવું."

આ તબક્કે આ રતન રૂસ્તમફ્રરામની કાંઇક વધુ ઓળખ વાંચનાર સાથ કરાવવાની જરૂર છે. રૂસ્તમફ્રરામ અટક શા ઉપરથી નીકળી હતી, તે પેહડીનો વડો કયે દેશથી પેહલો આવ્યો હતો, તેના વારસો પેહડી દર પેહડી શું ધંધો કરતા હતા, તે સઘળાંનું લંબાણ ટીપણું આપી હું તમોને કંટાળો ઉપજાવવા ઇચ્છતો નથી. વળી રૂસ્તમફ્રરામની અટક બીજી ઘણીક અટકોની પેઠે આપણાં આંતરડાંને વળ ખવરાવે તેવી નથી

તે માટે તમોએ સંતોષ માની લેવો જોઇયે. એટલુંજ કહેવું બસ થશે કે રતન એક આબરૂદાર કુટુંબનો નબીરો હતો. તે જાતે ચંચળ, કાંઇપણ શીખવ્યું હોય તે સહેલાઇથી શીખી જાય તેવો, જુસ્સાદાર, ઉમંગી અને સહાસીક હતો. કમનસીબે તેના આ ગુણોને સીધે માર્ગે દોરવ્યામાં ન આવ્યાથી પોતાના લાભોનો સૌથી મોટો દુશ્મન તે પોતેજ થઇ પડયો હતો. અત્યારસુધીમાં તે પોતાને એક અથંગ સટોડ્યો પુરવાર કરી ચુકયો હતો. તેને જુદાં જુદાં સગાંઓ તરફથી ત્રણ નાની નાની દોલતોનો વારસો મળ્યો હતો, જેની મદદથી એક ચોથી મોટી દોલત ભેગી કરી લખોપતિ થવાના લોભે તેનું નખ્ખોદ વાળ્યું હતું. તે પોતાને એક પરદુ:ખભંજનમાં ખપાવતો હતો. પોતાનાં ચાલતાંચલણમાં તેણે ઘણીક પરપોટા કંપનીઓ ઉભી કરી હતી. તેણે લાખો ઉંધાં અને લાખો ચતાં કીધાં હતાં. કોઇ વેળા તે જોડીની ગાડીએ ફરતો, તો વળી કોઇ વેળા માગનારાઓની બીકથી છુપાતો ફરતો. જયારે તે એક નવા સટ્ટાના પવનમાં સપડાતો અથવા એકાદ નવી પરપોટા કંપની ઉભી કરતો ત્યારે કદીપણ અંગત કમાની અર્થે તે તેમ કરે છે એમ તે સ્વીકારતો નહિ. કોઇ ને કોઇની દાઝ, કોઇને સુખી કરવાની નેમ, કોઇને દુ:ખમાંથી ટાળવાનો ઇરાદો, સદા તેને હૈડે ધાઇ આવતાં. જયારે પણ આ યોજના માટે થાપ ખાતો ત્યારે તે બડબડતો કે "શું કર્યે! કુલે આદમજાત એવી બેવકુફ છે કે જેઓનું ભલું કરવા માગીયેચ તે લોકોજ આપરી ગરદન મારેચ ને આપરાં કામમાં આપુંને જોઇએ તેવી મદદ કરતાં નથી." ત્રણ ચાર પારસી છુટાછેડાના મુકદમાના સંબંધમાં તેણે સમજુતી કરાવવાની કોશેશ કરી હતી, પણ એક બે વેળા ધણિયાણી તરફથી અને એક બે વેળા ધણીની તરફથી સાક્ષી આપતાં તેણે એવો ગંભીર ઘોંટાળો કીધો કે માત્ર તેની ખુદ પોતાનીજ સાક્ષી ઉપરથી હકદારના હક ઉંધા વળ્યા. હિંદુ, મુસલમાન હુલ્લડ વેળા પોલિસને મદદ આપવાની નેમથી તેણે પોલિસના બે પાંચ માણસોનો ધાણ કહાડયો હતો.

પોતાનીજ કોમનું ભલું કરવામાં ન ધરાતાં તે પરકોમનાં કામોમાં માથું મારતો. તે પોતાને પુનર્વીવાહના મોટા હિમાયતીમાં ખપાવતો. એક ચોકસ હિંદુ જ્ઞાતીમાં ઠોકીઠાકીને તેણે એક પુનર્વીવાહ ગોઠવ્યો હતો, જેમાં બાયડી પાછળથી જણાયા પ્રમાણે બહુ હલકી જ્ઞાતીની સ્ત્રી

હોવાથી અને ભરથાર જોકે લગાર ઉંચ વર્ણનો હોવા છતાં ખૂનના આરોપમાં સંડોવાયલો હોવાથી પુનર્વીવાહની ત્રીજે દીવસે એકે જેલનો અને બીજીએ પોતાની ઝાહુધ્રમેલનો આશ્રો લીધો. જ્યારે હિંદુ મહાજનો મરાઇ મરતાં, જૈનોમાં ટંટો થતો, શ્રાવકોમાં ઝઘડો ઉઠતો અથવા ભાટિયાભાઇઓ યુધ્ધે ચઢતા ત્યારે આપણા આ પરદુઃખભંજન એક યા બીજી પક્ષની પડખે ઉસ્તવાર ઉભા રહેતા. બહમનશાહ શેઠનાં ઘરમાં તેઓનો પથીંગો બહુ કતેકત વખ્તે થયો હતો. તેમ જો નહિ થાત તો વગરભાડેનાં ઘરની કેવારની ફરી તેને મુલાકાત લેવી પડત. રતનશાહ શેઠ તો સામું એવું દેખાડતા હતા કે બહમનશાહ શેઠનાં ઘરમાં જો તેવણ પગ નહિ મુકતે તો કેદારના તેઓ બાનુ સુનાથી છુટા પડતે અને એ ઘરનો ભાંગીને ભુકો થતે. લાંબો વખ્ત થયો પૈસાની તંગીને લીધે તેઓ કાંઇપણ કુંપની ઉભી કરવાને અથવા સટ્ટોપંજો ખેલવાને અશક્ત હતા. ખરૂં બોલ્યે તો બાનુ સુના તેઓનું સઘળું ચીત્ત રોકેલું રાખતી અને બીજું કાંઇપણ કરવાને તેને તક આપતી નહિ. આજ થોડા દિવસ થયા સટ્ટાની ઘેલછાએ તેને પાછો ઘેર્યો હતો. પોતાની બાજીમાં સજાત સપુતને તેણે બીલ્લુ બનાવ્યો, અને બહમનશાહ શેઠની ઉપર આ બન્નેએ ઘેરો ઘાલવાનો નીશ્ચય કીધો. આવા પરાક્રમી સકરમી પુરૂષ સાથે પીછાન કરાવ્યાથી મારી નાજુક બેહનપણીઓનું હૈડું ઉપકારના ઉભરાથી ઉભાઈ જવુંજ જોઇએ—કેમ ખરૂં કેની ?

બહમનશાહ શેઠનું ભાપણ પુરૂં થયા પછી રખે સોહલી કઇ આટો બાકે કરી રતને સોહલીનો કેસ પોતાના હાથમાં લેવાનું દરૂસ્ત વિચાર્યું. "તમે કેહેવોચ બાવાજી તે બધું બોલેબોલ ખરૂં છે." તે બોલ્યો "એ સોહલી તો બેટીબાપ બીલકુલ નાદાન ને ઉછાછલો છે; કોઇ ચીજમાં હરગીજ થઇ સમજતો નથી. પણ આપરે બધા કેવા ઉતા ? એ તો ખોદા રાખે દહારેવારેનો થશે ને ઍરાં કેહેચ તેમ બ્યાસે જનસે તાહરે બધું સમજશે. પણ મહારા મુરબી, હવે તમારે તો કાંઇ એવો ઉપાય કરવો જોઇએ કે જેથી એનું ધ્યાન ગોઠવાય ને એ સાણુ સુકાવ્યાની કાંની નવનું દોહર કરતો નહિ ફરે. મહારાં મનમાં આજે કેટલું થયું એ વાત રમ્યા કરેચ ને મેં એક બે પ્લાન તમારી પસંદગી વાસ્તે ગોઠવી રાખ્યાચ. અલબતાં એમાં જરની જરૂર તો પરશે, પણ તે ખરચવાને તમે કાંહ ના પાડવાના છેઓ ? એ

મહારા પ્લાનોથી આપરે એક કાંકરે બે પક્ષી મારશું. એક તો લોકોનું ભલું કરશું ને તેમ કરતાં આપણો પોતાનો લાભ સાચવશું. સોહલી તો મહારા પોતીકા ભાઇ સમાન છે, ને તમારૂં ને બાનુ સુનાનું તો મને એટલું તો લાગેચ, એટલું તો લાગેચ, કે જો મહારી પાસે પૈસા હોતે તો સત કરીને માનજો, મુરબીજી બહમનશાહ, કે હું શું કરતે ને શું નહિ કરતે તે તમો જોઇ લેતે."

"પણ રતન, એ તહારા પ્લાનો:શું છે તે જરા મને કેહે તો ખરો." મુરબીસાહેબે સવાલ કીધો.

"મેહેરબાને મન, આજકાલ મુંબઇગરાઓને તેમાં મુખ્યકરીને આપરી કોમને બે ચીજની મોટી જરૂર છે. પેહેલું તો એક મોટા પાયા ઉપર ચાલતું ધરખમ, માટીડાઓને અને બૈરાંઓને બરતું, કપડાં વેતરવાનું અને શીવવાનું ખાતું. આપરા પુર્વજોના વખતમાં એ બાબેની આપરી જરૂરીઆત બહુજ કમતી હતી. આગલ તો આપરે આપરી ચામડી રંગી અથવા આપરાં ચોપગાં ભાઇબંધોનાં વસ્ત્રો તેઓનાં બદનપરથી કહાડી લઇ આપરા બદનપર લટકાવી દેતા'તા. વખતના વેહવા સાથ એ માંહે સુધારો થયો. અગાઉ જ્યારે બૈરાંઓ પોતાને હાથે સીવવા-સાંધવાનું કરતાં'તાં ત્યારે દરજીઓબી સસતા ઉતા. હાલના કસાકસીના વખતમાં દરજી તે શેઠ ને શેઠ તે દરજી થઇ ગીયાચ. વરી અધુરાંમાં પુરૂં ! એ ધંધો દરજીના બાપ સરજીઓના હાથમાં જઇ પરયોચ જેઓ મોંહ માગ્યાં દામ લેયચ. એ. ફ્રેદુનની કંપની, ચાંદાભાઇની કુંપની, મેહતા બ્રધર્સ, ઇવાન્સ ફ્રેઝર, વાહીટવે લેડલો ને બીજાં ગુણ ભરાય તેટલાં ખાતાંઓ ઉભાઇ જાયચ. બીજા ફુટકલ્યાઓ દર સાલ કિલયરન્સ સેલની ધધુખર મચાવેચ જેના તમારા જેવા દોહરડાહ્યાઓ, અરે મહારા જેવા ઓલ્યાગપાટો, ને મહારાં વહાલાં ને માનવંત બહેન સુનાબાનું જેવી નાજુક પંથનીઓ ભોગ થઇ પડેચ. હવે બંદાનો વિચાર એવો છે, મુરબ્બી સાહેબ, કે આપરા પોતાના નહિ પણ લોકલાભને ખાતર આપરે આય બધી કંપનીઓને એકદમ બારણાં બંધ કરવાની ફરજ પારવી જોઇએ. એ મતલબ પાર પારવા, મુરબ્બીજી, આપુંને એક 'ગ્રાંડ નેશનલ બેનીવોલેંટ કલોધીંગ કંપની' સ્થાપવી જોઇએ. એ કંપનીનું મુખ્ય મથક કોટ, ચર્ચગેટ સ્ત્રીટ, મધે રાખવું જોઇએ અને બધા મુખ્ય રસ્તાઓ ઉપર તેની શાખાઓ

સ્થાપવી જોઇએ. એ કંપની સ્થાપવા માટે, મુરબ્બી સાહેબ, કંઇ ઝાઝું નાણું જોઇશે નહિ. વરી ત્રણ હફ્તે રકમ આપશો તોપણ ચાલશે. પેહલે હફ્તે રૂપીયા પચ્ચીશ હજાર, બીજે હફ્તે પંદર અને ત્રીજે હફ્તે દશ આપશો તો બસ થશે. જેનરલ સેક્રેટરી, ત્રેઝરર અને એજંટ તરીકે તમારો સેવક એક પૈની પણ હાંસલ વીના ફકત લોકલાગણીને આધીન થઇને કામ કરવાને ખુશી થશે. એક પૈને પણ, ખોદા સાહેદ છે, ગમે તે થશે તોબી મુરબ્બી સાહેબ હું હાથ લગારસ નહિ. સોહલી 'જેનરલ બીઝનેસ મેનેજર' તરીકે કામ કરશે. ગામના બધાં દરજી દરજણોને આપરે એકહાથ કરી લઇશું. પારસી સ્ત્રીઓના 'વર્ક-ક્લાસ' ને જોઇતું કામ પુરૂં પારી આપરે પુન હાંસલ કરશું. યા પરવર, તહારી પનાહ! યા દાદગર, તહારી મદદ" કરી રતનશાહ પાકજાદે હુરેમનનો ઓળો દુર કરવા ટચાકટચાક ત્રણ ચાર ટચાકડીઓ ફોડી. ઉપલાં ભાષણ પછી બહમનશાહ શેઠ લગાર વિચારમાં બેઠા. તેવણને હુશિયાર કરવા અને સળગેલો આતશ રોશન રાખવા સોહલીએ ઉમેર્યું.

"રતન, એક ઘણી 'ઇમપોરટંટ' બીના તો તું વીસરી ગીયો. આપરી આય યોજનામાં આપરી પોતાની થાપણ ઉપરાંત બીજી કોઇ-પણ બાઇબાવરીઓ જો પોતાની માયાપુંજી કંઇ તેમાં રોકવા માંગશે તો આપરે ખુશીથી તેઓની અરજ સ્વીકારશું. શરૂઆતમાં દશથી બાર ટકા ને પાછલથી ત્રીશથી ચાલીશ તો શું પણ પચાશ ટકા જેટલું બ્યાજ આપરે આપી શકશું; એમાં તો કંઇજ સંદેહ નથી."

બાનુ સુના જેવણ દુરથી આ વાત સાંભળતાં હતાં જોકે બાહેરથી તેઓ એક ચોપાનિયું વાંચવામાં રોકાયલાં હતાં તેવણે અત્રે આ સઘળી તકરારને પોતાની શાહદતથી વધુ વજનદાર બનાવવાને દરૂસ્ત વિચાર્યું. "વરી બાઇબાવરીઓબી આપુને કંઇ શોધવા જવી પરશે નહિ. બહમનશાહ, તમારી પેલી બેહસ્તનોના રૂપીયા હમણા સારાતરન ને ચાર ટકાનાં કંગાળ બ્યાજે નોટમાં રોકેલા છે તે રકમોને એકની બમણી કરવામાં રતનનો આય પ્લાન ઘણો કીમતી થઇ પરશે. એ બાબદમાં એનો અનુભવ ઘણો જાણીતો છે, ને એવી સુનેરી તક તમુને હાથમાંથી જવા દેવી જોઇએ નહિ."

"પણ, વારૂં રતુ, [બહમનશાહ શેઠ જ્યારે લાહતમાં ઉતરતા ત્યારે રતનને રતુ કરી બોલાવતા. હમણા તેઓનો જીવ સખખે જતો

હતો, માટે તેવણે તેજ બોલ પાછો વાપરયો.] તારો પેલો બીજો પ્લાન શુ છે ?"

"જુવોની, બહમનશાહ શેઠ, એ બીજો પ્લાન તો ઘણો નજીવો છે. પણ એ જો પાર પરે,અને તેમાં કાંઇપણ સંદેહ નથી, તો આપરે પ્રોફેસર ગજ્જર જેવા શખ્સનાં પેટપર લાત મુકવાનું અદેખાઇ કરવા જેવું માન મેળવશું. મહારો વિચાર એક 'ગ્રાંડ નૅશનલ સ્ટીમ લૉન્ડ્રી ફેક્ટરી' સ્થાપવાનો છે. તેથી ધોભીઓ અને ધોભણોને હાથ હાલ આપુને જે હલાકી ખમવી પરેચ તેનો એકસપાટે નાશ થશે. કેમ મુરંબી સાહેબ, કંઇ ધ્યાનમાં ઉતરેચ ? શરૂઆતમાં એ કામ વાસ્તે દશથી પંદર હજાર જેટલી રકમ બસ થશે. અલબત, એ કામ વાસ્તે તમારો પરેલનો ઓહલા વીસ્તારવાલો બંગલો ને જમીન આપુને જોઇશે. એ કામને વાસ્તે અંગત દેખરેખની ઘણી જરૂર છે, વાસ્તે બંગલાના ભારૂતને કહારી મને ત્યાં જઇ રહેવું પરશે. પરેલને નામે મને તો ફીક ચહરેચ, પણ જયાં તમારો લાભ અને પ્રજાઉપયોગી કામ બજાવવાની હોંશ સામે આવી ઉભાં રહે તાહરે જાતી સુખસગવડનો ભોગ મને આપવોજ જોઇએ." આમ કહી સ્વભોગની આ સુંદર મૂર્તિએ બાનુ સુના તરફ એક નમ્ર નજર ફેંકી, અને પછી આગળ ચલાવ્યું. "એ બંગલાને લગતા તબેલાઓ અને ત્રણ ગોડાઉનોમાં આપરે ધોભીઓને વસાવશું ને પેલાં મોટાં ગોડાઉનમાં 'લૉન્ડ્રી વર્ક' કરશું. એ બાબદની જાહેરાતો અને 'વર્કીંગ પ્લાનો' વગેરે મેં મહારે હાથે ઉપજાવી કહારયાચ જે હું આવતી કાલે મહારા વકીલ પાનાલાલ પુનમચંદ પતીઆલાવાલા સાથે તમારી આગલ રજુ કરશ. આપરી આ યોજનાઓ હાર પારી તમારી ને મહારી, અરે મહારી ને તમારી, અરે હુંબી શું બકુંચ મકુંજે પ્રજાની ને બાઇબાવરીઓની સદાની કાસર કહારવામાં, અરે દલદર ફીતારવામાં, એ પાનાલાલાની મદદ બહુ કીમતી થઇ પરશે. હાલ એની 'પ્રેકટીસ'માંથી એને એક મીનીટની ફુરસદ મલતી નથી ને એને આપરી સાથે જોરાવા કહયું તાહરે એ મનમાં ઘણો સુઝાયો; પણ મહારી સાથે એને એટલો તો ઘરોબરો છે કે મહારી કોઇપણ 'રીકવેસ્ટ' ના પારતાં એનું તો ગોયા નાકજ નીકલી પરે, તેટલા વાસ્તે એને આપરી સાથ જોરાવા હા પારીચઃ હું એને હાલ કંઇ ઘણો પગાર આપવા માગતો નથી. શરૂઆતમાં રૂપીયા ત્રણસો તે મહીને દીઠ રૂપીયા પચાસના વધારાથી વર-

સની આખેરીએ રૂપીયા આંઠસો પચાસનો પગાર એને આપશું. વરી દર દીવાલીએ સારો નફો માલમ પરશે તો રૂપીયા પાંચસોની બોનસ આપશું. સરકારે પેલા ચુનીલાલ વીરૂધ મગનલાલના કેસમાં અંગત દ્વેશભાવને લીધે એની સનદ છીનવી લીધી'તી અને જોકે હાલ એ કોર્ટમાં હાજર થઇ શકતો નથી, તોપણ ભલા ભલા વકીલો અને શેઠિયાઓ સલ્લાહ માટે એનું ઘેર પુછતા આવેચ. આવા એક ધણીની નોકરી મેળવવા માટે 'માઇ ડીયર' બહમનશાહ શેઠ, તમારો કમીનો સેવક તમને અંતઃકરણથી મુબારકબાદી આપેચ. આવતે વરસ તો આપરી ધારેલી કંપનીના પ્રતાપે આખી મુંબઇમાં તો શું પણ આખાં હીંદુસ્તાનમાં, અરે આગલ વધીને કેહું તો ઇંગ્લંડ અને જર્મનીમાં વટીક, તમે સૌથી સાહસીક સતોરીયા, અરે! વેપારી અને કારસાજી કરવૈયા ગણાશો. આમીન! સદ હજાર આમીન!"

આટલુંજ જાણે બસ નહિ હોય તેમ 'સ્ટેજ ઇફેક્ટ પ્રોડયુસ' કરવાની મકસદથી રતુ ઉર્ફે રતન રૂસ્તમફરામ મી૰ બહમનશાહને બે હાથે જોરથી ભેટયો, અને તેની આંખના ઇશારાથી તાબેદાર સપુતે તેના સજાત દાખલાની નકલ એવા ઉત્સાહથી કરી કે એકાદ બે મિનિટ આ ભાગ્યવંત બાપના ડોળા આસમાનસે લાગ્યા.

જ્યારે તે ડોળા પાછા પોતાની જગ્યાએ આવ્યા ત્યારે આ ભાગ્યવંત પુરૂષે વધુ વિચાર બીજે દીવસે કરવાનો જાહેર કરી આ 'સેમી પ્રાઇવેટ સેમી પબ્લીક મીટીંગ' બીજા દીવસ ઉપર મુલતવી રાખી. આ બીજા દીવસની 'મીટીંગ'નું પરિણામ બહમનશાહ શેઠ ઉપર ઘેરો ઘાલનારાઓની પુર્ણ સંતોષ વચ્ચે તેઓની ફતેહમાં આવ્યું. બીજા પંદર દીવસના અરસામાં મદેહનજરો અને જાહેરખબરો બાહેર પડી. આ મદેહનજરોમાં ખુલ્લેખુલ્લું દર્શાવવામાં આવ્યું હતું કે દરજીઓ અને દરજણો જેઓ પૃથ્વી ઉપર આખી મનૂષ્યજાતીની વસ્તીનો નવમો ભાગ રોકે છે તેઓ આપણી પાસે આપણાં પહેરણો અને વસ્ત્રાલંકારને માટે ખરાં દામ કરતાં નવગણી વધુ કીમત લે છે તેવા ઘાતકી મનૂષ્યરૂપી દૈત્યોને દાબી દેવાજ આ કંપની તેના પરવરતાવનારાઓએ પગભેર કરી હતી. વળી વધુ જણાવવામાં આવ્યું હતું કે આ કંપનીના પ્રતાપથી ચોખી બનાતનો તૈયાર ડગલો ત્રણ રૂપીયે, બનાતનું પાટલૂન બે રૂપીયે, ખાકી ડગલો

એક રૂપીયે, ખાકી પાટલૂન આઠ આને, ટુકો કોટ બાર આને, વગેરે વગેરે પેહરણો કલ્પી ન શકાય એવે સસ્તે ભાવે ને દામે મળી શકશે. લૉન્ડ્રીની મતલબ વીશે પણ એવોજ ઇશારો કરવામાં આવ્યો હતો. દરજી અને દરજણોને બદલે ધોબી અને ધોબણોની ઉપર ધસારો કરવામાં આવ્યો હતો. આ સઘળી નાદર અને ઉદાર જાહેરખબર છપાયા પછી રતન રૂસ્તમફરામ, પાનાલાલ પુનમચંદ અને સપુત સોહલીબા પરેલના બહમનશાહ શેઠના 'ઇગલ્સ નૅસ્ટ' નામવાળા બંગલામાં જ્યાં લૉન્ડ્રી કાહડવામાં આવી હતી ત્યાં જઇ રહયા. બંગલાનું 'ઇગલ્સ નૅસ્ટ' નામ બહુજ બંધબેસતું હતું, કારણ તેમાં જઇ વસનારા ત્રણે નેકનામો ગરૂડ પક્ષીઓથી કોઇપણ રીતે ભખી ખાવાની ઓછી શક્તી ધરાવતા હતા નહિ. અલબતાં રતન અને સોહલીબા 'વીલા સુના'માં આવજા તો કરતા હતા. તેઓની દરેક આમદ વેળા બાનુ સુના જોતી કે તેઓના ચેહરા ઉસ્કેરાયલા અને રોશન-બાશદ દીસ્તા હતા. આનું કારણ તેઓ એમ બતાવતા હતા કે રાતના બાર બાર એક એક વાગા વેર તેઓને ચોપડા તપાસવાનું, હીસાબો નક્કી કરવાનું વગેરે વગેરે કામ કરવું પડતું હતું; જ્યારે ખરો ભેદ તો મધુ-પાન અને સોટકાં પાસામાં સમાયલો હતો. રાતના મોડીરાત સુધી આ ગરૂડ પક્ષીના માળામાં બાહેરનાં બીજાં પક્ષીઓ પોતાના જાતભાઇઓને ભેટવા આવી લોહી માસનો સુક્તનો ભક્ષ કરતાં હતાં અને પોતાના માળામાં ખાનપાન સાથે રંગરાગ અને ગાનતાનનો મહિમા ઉજવતાં.

આ સઘળો વખ્ત આ કંપનીના પિતા શેઠ બહમનશાહ બેજનજી બખ્તાવર કુંભકરણની નીંદમાં ઉંઘતા હતા. પોતાના ધણીઓને આમ રંગરાગમાં ચકચુર થયલા જોઇ ધોબીઓ અને ધોબણો જેઓ બચપણથીજ સર્દીના સમાગમમાં આવવાને લીધે મધુપાન સાથે ધાડો સંબંધ રાખતાં આવે છે તેઓ પણ રંગરાગમાં ચકચુર થતાં અને ગરૂડ પક્ષીનો આખો માળો પોતાના ખુલણુલી શરોદથી ગજાવી મુકતાં. છઠ્ઠા મહિનાને છેડે સઘળું સાતડે સાત થઇ ગયું! જુગારના શક ઉપરથી માળા માહેલાં ગરૂડો ઉપર પોલિસે દરોડો પાડયો, અને આપણા ત્રણ મૂખ્ય ગરૂડ પક્ષીઓ સમયસૂચકતા વાપરી, પોલિસની નજરચૂક કરી, દુર દોખ્મા શોધવા ગયા. કોઇ કહેતું કે તેઓ દમણ ગયા છે, તો કોઇ પોન્ડીચરી, તો કોઇ ગોવા બતાવતું હતું. કુંપનીનાં બારણાં બંધ થયાં અને માગનારાઓ તેની મતા ઉપર ટાંચ લાવ્યા.

અહમનશાહ શેટે ધીરેલાં નાણા અને બાઇબાવરીઓની અસક્યામતમાં-થી પતાવટ કીધા પછી જે કાંઇ રહયું તે એક ખખડીવખડી ગયલું 'સ્ટીમ એન્જીન,' એક 'સેકન્ડહેન્ડ લૉન્ડ્રી' નાં હાડકાંપાંસલાં અને બનાત તથા ખાકી કોટ પાટલૂનોના થોડાક ઢગલા! પતાવટ થયા પછી જ્યારે પેલી નામચીન ત્રગડી મુંબઇ પાછી ફરી ત્યારે કંપની ભાંગી પડવાનો સઘળો દોષ તેઓએ પોતાના જાતભાઇઓનાં અજ્ઞાનપણા, કોઇપણ જાતના ઉત્તમ સહાસની પીછાણ કરવાની તેઓની બેદરકારી અને ખરીદેલા માલનાં નાણાં પગાર કરવાની બેપરવાઇને શીર ચોંટાડયો.

---

## પ્રકરણ ૫૩ મું.

### મોતલોકડાંની મોહકાણ—જીવતાં હાડમારી, મરવે પાયમાલી.

"નેકી બદીની આ બજાર છે,
કાંટા ફુલોની સાથ તૈયાર છે.
પામે અશોઇ આફતો ઘણી,
લે તે કસોટી ભાઇ તું ગણી."

તાલેવંત મિનારના ખુશનુમા હૉલમાં સાંજને છેડે ડૉ૦ તેહમુરસ્પ અને તેવણનું કુટુંબ, જેમાં આપણે જાણીએ છીયે તેમ બે નવા ઉમેરા થયા હતા, તે ખુશ ગુફતેગોમાં રોકાયલું હતું. ખરશેદબાઇ અને મેરી પોતાને મકાન પાછાં જવાને છૂદ લેતાં હતાં, પણ ગુલચેહર અને ગુસી પોતાના ખુશ મીજાજથી તે વીદાયગીરી લંબાવતાં હતાં. આનાં કારણ અનેક હતાં. ડૉ૦ તેહમુરસ્પ એકાંતવાસને સદા પસંદ કરતા હતા. આમ છતાં જયારે કોઇપણ લાયક પરોણા તેઓની પરોણાગત તળે આવતાં ત્યારે મેમાન તરીકે તેઓની ખાતરદારી કરવામાં અને તેઓની મુલાકાત બને એટલી લંબાવવામાં તેઓ કાંઇપણ કચાશ રાખતા નહિ. ગુલચેહરને વળી ખરશેદબાઇ અને મેરી જેવાં પરોણા કાંઇ હમેશ

મળતાં હતાં નહિ. ધનધાર જેવા મોટા બંગલામાં હમેશાં હું, બાવા ને મંગળદાસ હોય તો સોહવાય કેમ? મેરી ચંચળ અને ભણેલી તો હતીજ તે સાથે વળી સાવકી માતાની અને ગરીબાઇની નીશાળમાં બેઠાથી તેણીના નરમાશ અને સહનશીળપણાના ગુણો ઘણા વધ્યા હતા. બહમનશાહ શેઠની બેહસ્તનોમાં મેરીની મા ખાનદાની અને રૂપાળાં હતાં, અને મેરી તે બેહસ્તનનો ગોયા આબેહુબ પડછાયો હતો. આથી શ્યાણો ગુસી દેખઇતી રીતે તેણીની તરફ ખેંચાય તેમાં અજબ થવા જેવું કાંઇ નથી. હમણાના સડેલા પારસી સંસારમાં અર્ધ કેળવાયલી, ધામધુમી, ધપધપી ટચાક છોકરીઓનો ટોટોજ કયાં છે? વળી તેઓની સાથે ભેળાનારા ઇચમજી તેમજ શરમાળ, હુલ્લડ તેમજ શ્યાણા પૈસાદાર અને મધ્યમ વર્ગના જુવાનિયાઓ અને છેલછબીલાઓ ગુણો ભરાય એટલા મળી આવશે. આ બન્ને પક્ષોમાં સામાસામી ધરાંપરાં થાય છે. છોકરીઓ છોકરાઓ ઉપરથી અને છોકરાઓ છોકરીઓ ઉપરથી ઓવરાઇપોવરાઇ જાય છે. પ્યાના અને હારમોન્યમ ઉપર ગાનતાન થાય છે; નાટકોમાં જવાય છે, પણ આ સઘળું છતાં જયારે સામી પક્ષનો એકાદ શરમાળ જુવાનિયો નાજુક પંથનીઓનાં ટોળાંમાંથી એકાદ પંખેરાંને પોતાનું કરવા માગે છે ત્યારે તે જુવાનિયાનાં માબાપનાં પેટમાં કુતરાં બિલાડાં દોડે છે. શું આ વાતમાં કંઇપણ શક છે કે જ્યારે અગાઉના સાદા અને બિનકેળવાયલા જમાનામાં છોકરીનાં માબાપો જમાઇને ઘર નોતરી તેને દારૂ પાઇ તેની લાયકાતની તપાસ કરતાં ત્યારે આ સુધરેલા જમાનામાં છોકરાનાં માબાપોને વહુજીની તપાસ બારીકીથી કરવી પડે છે અને તેણીને મજબુતમાં મજબુત બેવડો પાયા છતાં તેણીના ભીત્તરના ભંડારમાં અને બાતેનમાં સમાયલા ભેદભરમો તેઓ પામી શકતાં નથી? ગુસી તેમજ તેનાં માબાપ આ સઘળું જાણતાં હતાં. તેઓ ગુસીને માટે સારૂં જેવું ઘર શોધતાં હતાં, અને મેરી તેઓનાં ઘરમાં આવ્યા પછી તેણીની તપાસ કરવાને અને પોતાની ચોકસ કસોટી ઉપર તેણીને કસી જોવાને તેઓને જયારે તક મળી ત્યારે તે તક ગુમાવવાને અથવા તે તપાસને અધુરી જવા દેવાને તેઓને ઘણી આનાકાની થઇ.

"કાંય દીકરી મેરી, તેં બમનુને આજે એતું લેસન શીખવ્યું કે? એનો 'પ્રોગ્રેસ' કેમ ચાલેચ?" ડૉ૰ તેહમુરસ્પે સવાલ કીધો.

આ બમનુ તે વીલરડોસાંની દીકરીનો દીકરો થતો હતો, અને તે હાલ ડૉ૰ તેહમુરસ્પને ત્યાંજ રેહેતો હતો.

"જી, એનો પ્રોગેસ તો ઠીક ચાલેચ. એ ચંચળબી છે ને પોતાનો પાઠ જલદીથી ગોખી લેચ, પણ ઇંગ્રેજી જોડણીમાં એ ઘણો નબળો છે, તે સુધારવા ઘણી ધીરજ રાખવી પડેચ."

"ઇંગ્રેજી જોડણી વીશે દીકરી આપરે જેટલું બોલ્યે તેટલું થોડું છે. એ ઘણીજ ગુંચવણભરી ને અર્થ વીનાની છે. દાખલા તરીકે 'કૅટ' બોલ લેવો. એ ત્રણ અક્ષરનો બનેલો છે. 'સી,' 'એ' અને 'ટી.' આ ત્રણ અક્ષરના ઉચ્ચાર પ્રમાણે તો 'કૅટ' નહિ પણ 'સીએટી' અથવા 'કેએટી' બોલ થાય. 'કૅટ' તો તે થાયજ નહિ. બાળકોને ભણાવતી માતાઓ અને બાનુ શિક્ષકોની નામુરાદી અને નાસીપાસીનું કારણ એજ છે. એજ કારણથી તેઓ નાહિમત થઇ બાળકનાં શીક્ષણનું કામ ઘણી વેળા કઠોર હાથમાં મેલી દેય છે. ઇંગ્રેજી જોડણી પ્રમાણે થતા ઉચ્ચારો આપરી સાંભળવાની શક્તીને અપમાન કરનારા થઇ પડે છે. લિપિના આવા ભુલભરેલા પાયા ઉપર રચાયલી આ ભાશા પોતાના અગણીત ભંડોળના ભંડારથી અને બીજા ઉત્તમ ગુણોથીજ સામાન્ય પ્રસંશા પામી છે. દીકરી, તું અલબત જાણતી તો નહિજ હોશે કે હું ઘણો મોટો થયો ત્યાંસુધી એ જોડણીના ગુચવાડાભરેલા વમળમાં અને ભુલભુલામરીમાં ગોટાં ખાતો અને ભુલો પડતો હતો. હમણાબી બાજેવખ્ત થાપ ખાઉંચ, પણ જ્યાં એ લિપિનું બંધારણ શરૂઆતથીજ નાપાયાદાર ત્યાં તેના ગોખનારાઓનો વાંક કેમ કહેરાય? એક વધુ બેઢંગી, દામાડોળ, ભેજાંનો ભૂકો કરનારી, જડબાંભાંગુ, આપણી અક્કલ અને સાચવતને આડે માર્ગે દોરવનારી જોડણી બીજી કોઇપણ ભાશાએ મહારા ધાર્યા પ્રમાણે દુનિયાંમાં ઉત્પન્ન કીધી હશે નહિ. ઘણાંક ચંચળ ભેજાંઓએ આ લિપિમાં સુધારો કરવાની વખ્તોવખ્ત કોશેશ કીધીચ, પણ તેઓ જ્યાંના ત્યાં હજી રહી ગયાચ, એ ઘણી દલગીરીની વાત છે, કારણ આજકાલ ઇંગ્રેજી કુદકે ને ભુસકે ઘણાક દેશોની અને પ્રજાની સામાન્ય ભાશાં થઇ પડી છે. એસપેરંટો સાથે તે હરીફાઇમાં ઉતરી છે એમ કેહવું ફોકટ જશે નહિ; પણ દીકરી, એ બમનુ આજે દેખાતો કેમ નથી?" ડૉ૰ તેહમુરસ્પે સવાલ કીધો.

"એ ત્રણ દહાડા થયા એના જીવને કંઇ ગમતું નથી. માયજીએ એને દવા આપવાની વેતરણ કીધી, પણ વીલરડોસાં એકનાં બે થતાં નથી. એવણે તો બમનુને કંઇ તાવીજ બાધ્યુંચ. મેં એ વાતને હસી કહારી, પણ ગુલચેહરમાયે મને વારી. એવણ કેહેચ કે તમે એ બાબદ ઉપર કંઇ જુદીજ રીતે દરયાફ્ત કરોચ. વીલર તો કેહેચ કે બે દાહારામાંજ તાવીજથી બુચાને ફેર છે." શ્યાણી મેરીએ ઉત્તર વાળ્યો.

"એવી બાબદોમાં દીકરા કોઇ કોઇ વેળા આપણે બાહેરથી દેખી શકયેચ તેના કરતાં વધુ ભરમ સમાયલો હોય છે. ખુદ તાવીજ જે શક્તી ધરાવેચ તેના કરતાં તેના બનાવનારાઓ અથવા આપવાવાલાએ બાજેવખતે બહુ વધુ પ્રમાણમાં શક્તીવાન હોયચ. આ શક્તી તનની નહિ પણ મનની હોયચ. એ તાવીજના બનાવનારાઓ દ્રઢતાથી વિચાર કરેચ એટલુંજ નહિ પણ ઇચ્છેચ કે આ તાવીજ કંઇ ઉપયોગી પરીણામ નીપજાવે, અને ઘણી વેળા તેમજ થાયચ. 'મેગનેટીઝમ'નું બંધારણ પણ એજ ધોરણપર રચાયલું છે. તેનામાં અને ઇચ્છામાં કાંઇ ઝાઝો ફેર નથી."

"તેહમુરસ્પ, વીલર તો બમતુને સદરો પહેરાવવાની ઉતાવલમાં પરીચ, પણ બમનુનાં માબાપ એ બાબદમાં અપસઅપસમાં પીખાયચ." ગુલચેહર બોલ્યાં. "એનો બાપ કદમી છે, ને માય શેહનશાહી છે. એક કેહેજે કદમીના મોબેદ પાસે નવજોત કરાવ્યે ને બીજી કેહેજે શેહનશાહીના મોબેદ પાસે. તમે વીલરને બે બોલ કેહવો તો સારૂં."

"ઘણી અફસોસની વાત છે ગુલાં, કે આપરો મુઠ્ઠીભર ટોળો બે તડમાં વેંહેંચાઇ ગીયોચ. બેહદીનો તો એ ગુચવાડાથી મુન્જાઇનેજ રેહેચ ને પોતાનો ગમ વીસરવા બેઉ બાજુના પાક અને સપરમા દહારાઓ ઉપર ચાશની દરાનપર ને ગળ્યાં ગળ્યાં મીષ્ટાંનોપર લાંબા લાંબા હાથો મારી પેટની પૂજા કરેચ ત્યારે મોબેદવર્ગ તો વરી સાથે સાથે કંઇ કંઇ બહાને અપસઅપસમાં કપાઇવેહરાઇ જાયચ. વરી અધુરાંમાં પુરૂં! ફસલી સાલ અને જુદદીન ઝગડાથી ટોલામાં બે બીજાં મોટાં બાકોરાં પરયાંચ. જુદી જુદી મંડલીઓ જેવીકે રાહનુમાય સભા, જરથોસ્તી ધર્મ ઉપર એતેકાદ વધારનારી મંડળી, ગાથા સોસાયટિ, ગાહામ્બાર અને જંશનના ઉપાધ્યાઓ, થીઑસોફીસ્ટો અને અનફળશાકના ધધુખરીઓ ટોલાને આમથી

તેમ દોરવવાની કોશેશ કરેચ. આથી આપરી હાલત પેલા જાણીતા ધોબીના કુતરા જેવી થઇ ગેઇચ. એ બધી ચારવણીઓનો હેતુ તો સારોજ હોયચ, પણ સઘળીજ કંઇ ફાયદો કરી શકતી નથી. હું પોતે તો જ્યારે એ મંડળીઓનો ખ્યાલ કરૂંચ ત્યારે મને વીલરડોસાંની માખણની કુંપો યાદ આવેચ. ડોસાં પાસે કુંપોપર છાપવાની નકસીના તરેહવાર ધાતો પરેલા છે. કોઇ કોઇ દહારો એવણ કુંપપર રાજારાણીનું તાજ પારેચ, તો કોઇ દહારો વરી ચલ્લી કે ઘોરો પારેચ. પટેલની ડેરીનાં માખણ-પર એક જાતનો છાપ આવેચ તો પાટકની ડેરીવાલાં માખણપર બીજીજ જાતનો છાપ આવેચ. કોઇ માખણને સફેદ રાખેચ, તો કોઇ તેને મોહ પમાડનારૂં બનાવવા તેમાં ભુકી નાખી પીલુ બનાવેચ. કોઇ પોતાનો ટેસ્ટ દેખારવા, તો કોઇ પોતાની અક્કલહુશિયારી દેખારવા એમ કરેચ, પણ તેથી કંઇ માખણનો સ્વાદ તો ફેરવાતો નથી. તેની કીમતની આંકણી તો ચાખવાથીજ થાયચ. જે સમજુઓ છે તેઓ માખણનાં ચીત્રો તરફ બીલકુલ નજર ફેંકતા નથી. તેઓ તો માખણ જોતાં વાર તેને પાઉં ઉપર લગારેચ ને બ નામે ઇઝદ કરેચ ને દર મહીને ડેરીવાલાનું બીલ ચુકવી આપેચ. મેં કહેલી મંડળીઓને અને શહેનશાહી ને કદમીનો અર્થબી સમજુઓ એવોજ ઉઠાવેચ.''

''મમા, વીલર નવજોત ક્યાં કરવાનાં છે ? આપરે ત્યાંજ કરશે કેની ? કંઇ હાથ કાહરવાના છે કે ? હવે તો એવણ પાસે ઠીક છાંડો થયો હોશે. પપા, તમુને કંઇ અરચણ નહિ હોય તો ડોસાંજીનું 'ફોરચુન' કેટલું એકઠું થયુંચ તે હમુને કેહેશો ? એ બધું તો તમારા હાથમાં છે કેની ?''

''દીકરા, 'એકઝેક્ટ ફીગર' મને ખબર નથી, પણ હું ધારૂંચ કે છથી સાતેક હજાર થયું હોશે. ડોસાડોસીને હું કેહુંચ કે એ રકમ છોકરાંઓ મોટાં થાય ત્યારે એ લોકને કેળવણી આપવા પાછલ ખરચજો. મહારી મરજી એવી છે કે મહારી તરફથી થોડોક ઉમેરો કરી એ લોકો 'રીટાયર' થાય ત્યારે એ લોકોને ગામ મોકલી અરધા પૈસા-માંથી ગામમાં સારૂં જેવું ઘેરબાર ને ખેતર વસાવી એ લોકોને દરીદામ કરી આપું. પણ ડોસાડોસી તો એકજ હઠ લેઇ બેઠાંચ. 'નારે બાપા, એમ કંઇ થાય કે ! તમે શું હમારાં રૂવાન રખરાવા માગોચ કે !

એ પૈસા તો હમારાં મોતલાકરાં છે. બાપા, તમે એક સારૂં જેવું વહીયાત કરી આપો ને મહારી પોરી થતીને માથે ફરજ લાખો કે આખાં ઉભાં વરસનો ખરચ કરવાને એ હાથ ખાંચે નહિ. બેહરાં વસાવે, શરેસ બેસારે, નહાન આપે, નહાન્યા ખવરાવે, બરહતુમ આપે, ને વરહો વરહ બાજ કરાવે, રોજનું હતુમ ભણાવે, ને ચાલુ દરાન કરાવે. જો બાપા હમારો એટલો બોલ રાખો. બધા જી આપાશ ને ઉપર બેઠી બેઠી દુવા દેવાશ. '

"બોલ દીકરા ગુસી, હવે તુંજ કેહે કે હું શું કરૂં? આજકાલ આપરાં લોકોમાં 'મોતલાકરાં' શબ્દો કેટલા સાધારણ થઇ પરયાચ. એજ શબ્દોને લીધે કેટલાબધા આસામીઓ આખી જીંદગી કંગાલ્યતમાં ગાળી નાખેચ. સુખશાંતી અને સગવરનો, તનદરોસ્તી અને મનદરોસ્તીનો, આરોગ્યતાનો, પેટનો ખાડો પુરવાનો, સ્ત્રી-છોકરાંનાં સુખનો, બાળકોની કેળવણીનો, એ સંધાનો તેઓ કેવો મોટો ભોગ આપેચ. જીવતાંજીવત તો શું પણ મુવા પછી પણ તેઓ પોતાનાં કુટુંબીઓને કંગાલ્યતમાં સબડાવેચ. ખરૂં જોતાં તો પોતાના નહિ પણ જીવતાંનાં રૂવાનો તેઓ રખડાવી જાયચ. જયાં પૈસા નહિ હોય તેઓ વીશે હું આ બોલતો નથી. હું તો જેઓ પાસે દશ પાંચની ગુંજાસ હોય તેઓ માટે બોલુંચ. ઘણા ડાહયાકાગરાઓ દીકરીઓને પરણાવતી વખત, તેઓને કેલવણી આપતી વખત, ઘરનો ખરચ ચલાવતી વખત હાથ ખાંચેચ અને એમ "મોતલાકરાં" એકઠાં કરેચ અને પછી ગમે એવા કર્તુકી હોવા છતાં એમ સમજેચ કે સીધા ને સીધા બહેસ્તમાં પહોંચી જઇશું. જે ધણીઓએ મરઘાં શેરી, બકરાં શેરી, પીઠાંના મોહલ્લા, પોલ, ગરીબોની ચાલીઓ વગેરે સ્થલોમાં ગરીબાઇના ઓઠાં હેઠલ દળીદ્રતામાં દહાડા ગુજારેલા, જેઓએ પોતાની દીકરી અને બાયડીની દેહ કામના બોજા હેઠલ અને વહીતરાંમાં કચડી નાખેલી, જેઓ સદા હાંડામાસ્ટર જેવી પાઘડી, ચુંઇની ડગલી, પેતાવા અને પાયજામામાં સજ્જ થઇ આમતેમ હાલ્યા કીધેલા તેઓનાં મરણ બાદ "મોતલાકરાં"ના આકારમાં અચાશી મોબેદોને બેઠો ખીચરો ખવડાવવાને માટે હજાર બે હજાર તો શું પણ પાંચ પાંચ સાત સાત હજારની રકમો વટીક જાહેરમાં આવી ચુકીચ. પારસી ઘરોની હાલની સંકડામણ જોતાં ઘણુંખરૂં ભણતરગણતર ધરમના સ્થલો ઉપર થાયચ, જેનું બાહનું

લઇને સુધરેલા મોબેદ બાદશાહો મેજના અને સતુમના ખુમચાઓ બેહદીનને ઘરે પહોંચાડવાની સાફ ના પાડેચ. તેઓ તો એમ કેહેચ કે એ લોકો સુધરયા તે શું હમે નહિ સુધરયે કે ? બધી મોઘવારી થઇ ગઇ તે અમોને પરવડે કેમ ? ભણયેબી હમે ને ખાઇએબી હમે. ગુંજાસવાલાઓને તો આની દરકાર રહેતી નથી. મરો તો બીચારી બાઇબાવરીઓનો અને તેઓનાં બચ્ચાંઓનો થાયચ. આ તો ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને પાડોશીને આટો ભાવે તે માહેલી વાત થઇ. પેલા 'મોતલાકરાં' કહાડી જનારા ધણીઓ બેહેસ્તના એકાદ બાકોરાંમાંથી આ વેળા પોતાનાં ખેશીઓનાં મનની હાલતને પોંહોંચી શકે તો તે હાલતનો સુધારો કરવા તેઓ પોતાની મેલે ખોદાયજી પાસે પોતાની બદલી બહુ ઉતરતી જગ્યાએ કરાવી લેય.

"મુકતાદના દીવસોમાં ઘણીક અગ્યારીઓમાં અને આતશકદેહઓમાં ઘણાંક ઘરોના મુકતાદ અને ભણતર એકઠાં થાયચ. બેડાંઓની તો ગોયા અલગાર લાગી રહેચ. માત્ર અંજુમનના આતશબેહરામમાં બસોથી ત્રણસો બેડાંઓની અલગાર લાગેલી, દીકરા, મેં મહારી નજરેનજર જોઇચ. આવી વખતે કોણના પૈસા હલાલ થાયચ અને કોણના નથી થતા તે કેહેવું મુશ્કેલ છે. ઘણીક બીચારી બાઇબાવરીઓ તો પોતે જાતે સહવાર સાંજ મોબેદ બાદશાહો તેઓના ખરચેલા પૈસા બરાબર ગતે પારેચ કે નહિ તે નજરેનજર નીહાલવા દુર વેરથી ઘસડાતી પછડાતી પાક સ્થલો ઉપર જાયચ. આ તે ધરમ કે ધરમનું નામ ? જ્યાં મોબેદ અને બેહદીનો વચ્ચે વિશ્વાસ વસે નહિ, જ્યાં મોબેદોનાં કામ ઉપર બેહદીનોને હાથમાં સોટી લઇ મેહેતાજી થઇ નીકલવુ પડે, જ્યાં રૂવાનોને નામે બચ્ચાં છોકરાંની આંતરડીને ભોગે મોબેદ બાદશાહઓને અને નાહન્યા બરસનુમવાલાઓને ઉજાણી કરાવવામાં આવે ત્યાં તેવા પ્રકારનું ભણતરગણતર અને ક્રીયાકામ રૂવાનોને કેમ પહોંચી શકે અને પાક પરવરદેગારની પસંદગી તેની ઉપર કેમ ઉતરે ? દીકરા, આજકાલ એવાં ધતીંગો ધરમને બહાને પારસીઓમાં અગણીત ઉભઇ જાયચ. વરી સાથે સાથે મામા અરજાંની અને મોથમાવલીઓના પૂંજારીઓની પારસીઓમાં કંઇ કોતાહ નથી. ખુદ મોબેદ બાદશાહઓની ઘણીક ગોરાણીઓ આવાં કાળાંધોળાંમાં સંડોવાયલી હોયચ તો પછી પાક મહજબનો ઉદય ક્યાંથી થાય ?"

"તેહમુરસ્પ ડીયર, તમારૂં કહેવું તદન ખરૂં છે. ઘણી વખતે તમે આય પ્રમાણે બોલવાના જોશમાં આવોચ ત્યારે હું વિચાર કરૂંચ કે તમે જાહેર તખ્તા ઉપર ટોળાંની હાજરીમાં તમારા એવા વિચારો અને ઉભરાઓ બાહેર પાડી વેહેમો અને બૂતપરસ્તી તરફચાહોમ ઘસડાઇ જતા તમારા હમદીનોની આંખ કાંય ઉંઘાડતા નથી ?" ગુલચેહરે સવાલ કીધો.

"ડીયર, એ બધું બોલવું સહેલ છે, પણ બજાવવું મુશ્કેલ છે. આજકાલ તો પારસી સ્ત્રી–પુરૂશોને તેમના મેહેતાજીઓએ વરસમાં ચોકસ દહાડાઓ ઉપરજ વ્યાખ્યાનો અને ભાશાણો અને તે પણ ચોકસ મોહડેથીજ સાંભળવાની ટેવ પાડીચ. બાકીના દીવસો નો તેઓ 'કિલયરંસ સેલ' માં જવા, નાટકો ને કલબોમાં હાજરી આપવા, પુણાની 'એકસપ્રેસ ત્રેનો' નો ચોકસ કારણો માટે ઉપયોગ કરવા, સેવડા બ્રાહ્મણો પૂજવા વગેરેમાં ગુજારેચ. વરી જે ચોકસ દહાડાઓ જાહેર ભાશાણો માટે રાખવામાં આવેલા હોયચ તે ચોકસ જાહેર વકતાઓએ પોતાને માટે રીઝર્વ કીધેલા હોયચ. તે દહાડાઓ ઉપર તેઓ જાહેર તખ્તો અવાર ને અવાર ચુંદાઇપીખાઇને કુંચો થઇ ગયલાં પોતાનાં કથનો માટે રોકી રાખેચ. રકમરકમના અને કીસમકાસમના વકતાઓ અને શ્રોતાજનો આજકાલ બોલે છે અને સાંભળે છે; જયાં એવા હકીમાન હકીમોથી આખું ગામ ઉભાઇ જાય ત્યાં મહારા જેવો નીમહકીમ તેઓને હડસેલીને પોતાની જગા આગળ કેમ કરી શકે? તેમ જો તે કરવા જાય તો તેને બીચારા ડૉ૦ ધાલાની માફક તરીપાર થવું પડે ને તેને કેહવામાં આવે કે—

'રે સાંભળ મુબદ બેગાના,
આવી પડયો તું મુલકે અણજાના.
જયાં વસે છે જીવો તુંથી જુદા,
ભુલ્યો ભયથી તો હાલ જાણ ભુંડા.
જો તું રહેશે અમસે હલીમલી,
સમજી શરતોને સૌ સંભાલી.
રાખી લગામમાં તહારી જીભલી,
જાણ મુરાદ તું જીવની ફલી.
પણ મરસે થતાં તું નાફરમાન,
હવે જવાબની કર તું જાણ.'

કેમ હવે સમજી ગુલ? મ્હારા જેવો તો ખુણે પડેલોજ ભલો કેની? મ્હારા જેવો કંઇ તનપાંચ કરવા જાય તો તેની ઠેકડી થાય, ને જો કોઇ થોડાક તેને ધ્યાનથી સાંભળે તો એક કાને સાંભળી લઇ બીજે કાનેથી તેઓ તે સાંભળેલું કાઢી નાખે. ચાલો, હવે કુસ્તીપાદયાબ કરવાનો વખત થયો. તમારાં મન શાંત કરો—સૌ વખતનાં ગીત વખતે ગવાસે. વીલરનો જીવ મને રંજીદા કરવો નથી, તેમજ તમુ લોકોને પણ મને નારાજ કરવાં નથી. દીકરી મેરી અને ખરશેદબાઇ આપરે ત્યાં છે તેટલાં આપરે બમતુની નવજોત આપરી સનમુખ અને આપરેજ ખરચે આયજ આપરા બંગલામાં કરાવીશું."

---

## પ્રકરણ ૫૪ મું.

### ચાર લાખનો ચાંદ—'વીલા સુના'ના પ્રતિનિધિઓ પોતાની ફરજ કેમ અદા કરે છે?

"હારી બેસું હું કાંય—જોઇએ સૌ જહાંનમ જાય,
પણ કાવાદાવાએ જોઉં હું લાગ;
જીતું એ મ્હારૂં કામ—રહેશે બંદાનું નામ,
નહિ તો દેજો મુજ ખેતાબોને આગ."

બીજે દિને સહવારે ઇંગ્રેજી નવાં સાલનો શુભ દીવસ હોવાથી આ સુખી સંસાર મંડળ હમેશ કરતાં લગાર વધુવાર નાસ્તાની મેજ આસપાસ રોકાઇ રહયું હતું. અલબતાં તે દિવસે સઘળાંઓની જીજ્ઞાસા નામદાર હિંદી સરકારે ચાંદપાન અને ખેતાબનાં માનથી કયા કયા ભાગ્યશાળી પુરૂષોને નવાજયા હતા તે તરફ ખેંચાઇ હતી. તે દિવસના એક છાપામાં નીચલી ખબર તરફ તેઓનું ધ્યાન ખેંચાયું:—

"સી. આઇ. ઇ. નો માન પામેલો ખેતાબ આપણા જાણીતા શેહરી મી૦ બહમનશાહ બેજનજી બખ્તાવરને એનાયત કરવામાં આવ્યો છે. અમારાં વાંચકો જાણે છે તેમ માત્ર થોડાજ મહિનાની વાત

ઉપર આપણા એ માનવંત શેહરીને ખાન બહાદુરનો ખેતાબ નવાજેશ કરવામાં આવ્યો હતો. આટલી ટુંક મુદતમાં એકજ શખ્સ ઉપર આવી એવડી સરકારી અને બાદશાહી પસંદગી ઉતરવાનો દાખલો કવચીતજ બને છે. ખચીત, ગયા દાયકામાં તો એવો દાખલો બન્યો હોય તેનો અમોને ભાસ નથી. આવું બેવડું માન એક પારસી ગૃહસ્થને મળ્યું છે, તે માટે એક પારસી તરીકે અમોએ તેમજ હમકોમ તરીકે સઘળા પારસીઓએ ખુશી તો થવું જોઇયે. પણ અમોને દિલગીરી સાથે જણાવ્યા વીના ચાલતું નથી કે શેઠ બહમનશાહ ઉપર આવી મેહરબાની ઉતરવાનું કાંઇપણ ખાસ કારણ અમો જાણતા નથી. એક બાહોશ દલાલ તરીકે મુંબઇનાં શેરબજારમાં એઓએ ઠીક નામ કહાડયું છે. ખાન બહાદુરનો ખેતાબ મળ્યાને થોડાજ દિવસ પછી મુંબઇ મધે સ્થાપેલી એઓની 'ધી ગ્રાંડ નૅશનલ બેનીવોલંટ કલોધીંગ કુંપની' શું ફેજે પોંહચી હતી તેનાં ઉંડાણમાં હાલ અમો ઉતરવા માંગતા નથી. તે સિવાય ખાન બહાદુર બહમનશાહ સી. આઇ. ઇ. એ ખુદ હિંદ સરજમીન ઉપર કાંઇપણ સહાસકર્મ કર્યું હોય તે અમો જાણતા નથી. આવાં કોઇક સહાસકર્મથી અમારો એકાદ વાંચક અમોને વાકેફ કરશે તો તે જાણવાને અમો ઘણા ખુશી થઇશું. કાંઇક મુદત ઉપર શેઠ બહમનશાહે પોતાની વિલાયતની મુસાફરી દરમિયાન રૂપીયા ચાર લાખની રકમ ત્યાંની એક જાણીતી હૉસ્પીટલને કાઢી આપી હતી તે આ એવડી નવાજેશનું મૂળ હોય. અમારા સાંભળવા મેજે ખા૦ બ૦ બહમનશાહ સી. આઇ. ઇ. આ નવાજેશની ખુશાલીમાં પોતાના 'વીલા સુના'માં પોતાના અંગત મિત્રોને એક ખાસ મેજબાની આપનાર છે, જે વિતાં બાદ તેવણનાં માનીતાં મોહરદાર બાનુ સુના એજ મુકામ ઉપર 'એટ હોમ'નો એક મેળાવડો કરનાર છે. મતફેરની તો આ દુનિયાંજ છે, પણ અમો ખા૦ બ૦ બહમનશાહ સી. આઇ. ઇ. ને અને તેવણનાં મોહરદારને આ ટાંકણે મુબારકબાદી ઇચ્છીએ છીયે."

તાલેવંત મિનારનાં સુખી કુટુંબ વચ્ચે આ ખબર ઉપર સ્વાભાવીક રીતે વાદવીવાદ ચાલી. આવા એકાદ ધડાકાની તેઓ આશા રાખતાંજ હતાં. હજી તો આ વાદવીવાદ પુરી થઇ નહિ એટલાંમાં એક નોકરે આવી એક કાર્ડ તેઓના હાથમાં મુકયો, જે ઉપર મી૦ રતન રૂસ્તમફરામ અને મી૦ સોહરાબ બી. બી. બંખ્તાવર નામો લખેલાં હતાં. આવી

વખ્તે આ બે પરોણાઓ જેઓએ અગાઉ કોઇપણ વેળા તે ઘરમાં પગ મુકયો હતો નહિ તેઓ ત્યાં શું કરવા આવ્યા હશે તે વિશે તેઓ વિચારમાં પડયાં. આગળાં અએવાનમાં જતાં તેઓએ રતન રૂસ્તમફરામને પોતાના આઇગ્લાસમાંથી અએવાનની આસપાસ નજર ફેંકી તેની બારીક તપાસ કરવામાં રોકાયલો દીઠો, જયારે સોહરાબ વરંડામાં મુકેલી એક સાઇકલનું આગળું ચક્કર ખુબ જોરથી ફેરવી તેની તપાસ લેતો જણાયો. ગુસીની ઉપર તેની નજર પડતાં આ જંગી પેહલવાને પુકાર કીધો. "આય બાઇક તહારી કે ગુસી ? એ કયાં કાસમ બજારમાંથી ઉંચકી લાયો ? હું તો એના દોહરયાંના ચણાબી નહિ આપું. તહારા ગવરનર પાસે આટલીબધી દોલત છે તે શું પોતાની સાથે લઇ જવાનો છે કે ? ફેંકી દે એ 'અગલી કનસર્ન'ને. ચાલ મહારી સાથે આવ, હું તુંને એક 'ફાઇન અપ–ટુ–ડેટ રનર' અપાઉં." એમ કહી વળી એકવાર પાછી ગુસીના બરડા સાથે તેણે પોતાની રાઠોડી હથેલીની ઓળખાણ કરાવી.

" 'વેલ કમ સોહલી, તું ભુલેચ. એ બાઇક મહારી નથી. એ તો હમારા કુકને કોઇ મલવા આયુંચ તેની છે. કોઇ ચોરી નહિ જાય કરી અહીં મુકી ગીયો હોશે. ચાલ, અંદર તો આવ, પપા-મમા તુંને જોઇને ખુશી થશે." આટલું બોલી તે જંગી પેહલવાનનો હાથ લઇ તે તેને હૉલમાં દોરી ગયો.

આની ગમ બખ્તેબુલંદ નામના ઉદ્દાવનાર રતન રૂસ્તમફરામ બહાદુર કાંઇક ઘણી જુદી રીતે ડૉ૦ તેહમુરસ્પ અને ગુલચેહરને નમતા હતા. તેઓને મળેલા આવકારના જવાબમાં તેવણ બોલતા સંભળાયા. "થેંક યુ, થેંક યુ, બાનુ ગુલચેહર અને ડૉ૦ તેહમુરસ્પ. તમારાં મુકામમાં મહારાં નાકેશ કદમ હું ખાસ ફરમાનથી લાયો છું. એ ફરમાન તમારા સેવકને ખા૦ બ૦ બહમનશાહ બેજનજીબખ્તાવર સી. આઇ. ઇ. એટસટ્રા, એટસટ્રા અને તેવણનાં માનીતાં મોહરદાર બાનુ સુના તરફથી મને મલેલું છે. આ કદમબોશીનું કારણ તમો હમણાં જાણશો, તેટલાં અએ મેહેરબાને મન, સેવક તમુને તમારા આવા માઆકુલ આવકાર માટે નમેચ." આટલું બોલી મી૦ રૂસ્તમફરામ પેહલાં ગુલચેહરની તરફ અને પછી ડૉ૦ તેહમુરસ્પ તરફ ફરીને વાંકા વળીને નમ્યા. ગુસી તરફ નજર પડતાં તેની સાથે ' શેકહૅન્ડ ' કરી પોતાનું બોલવાનું પાછું ચાલુ કીધું.

"હું જોઉંચ, મેહેરબાન સાહેબ, કે સભ્યતા કેવી હોવી જોઇએ તે તમે ખરી રીતે જાણોચ ને પીછાણોચ. તમારા જેવા અસીલ ગ્રહસ્થો સભ્યતા દેખાડેચ અને બીજાઓ પાસથી વગર માંગવે તે લેયચ."

ડૉ૦ તેહમુરસ્પ જેઓ બાજેવખ્તે સામા માણસની ખરી વળાણ અને ચાલચલણ પીછાણી લેવામાં અને ઘણીક વેળા તેનાજ પૈસામાં તેને ચુકાવી આપવામાં જાણીતા થયલા હતા, અને જેઓ વળી રતન રૂસ્તમફરામને સારી રવેશે પીછાણતા હતા તેઓએ થંડેપેટે જવાબ વાળ્યો. "હું તમારો ઘણો ઉપકાર માનુંચ, મી૦ રતન. ખરી સભ્યતા વીશે તમે ટીકા કીધાચ તો મને જણાવવા દેવો કે તેના અને માયાના વચ્ચે કાંઇપણ તફાવત નથી. સાદા અને અભણ માણસોમાં બંધેવી અને સાળાને ભાઇ કેહવાની, તેમજ ભાણજા ભત્રીજાને દીકરો કેહવાની ટેવ હોયચ. જ્યાં ઘણાઓને ઝેર આપવું પડે ત્યાં હું ગોળ આપીને પતાઉંચ. બાપની વૈરી કરતાં મા કેહેવું કેટલું મીઠું લાગેચ? મહારી માફક બીજા ઘણાઓનો એવોજ નીયમ હોયચ. સભ્યતા પણ કેટલાકો, મી૦ રૂસ્તમફરામ, ઘણા અચુક આકારમાં દેખાડેચ. નાના પ્રકારના કુદરતી વીકારોમાં વટીક સભ્યતા દેખાડવાનો ચાલ પડી ગેયલો હોયચ. કેટલાક શખ્સોને મેં જોયાચ જેઓ જયારે સામા ઘણીને અવાચી ખાતાં, છીંકતાં અથવા થાંસતાં જોયચ ત્યારે તેઓ પોતાના હાથવટી તચાકડી ફેરેચ અને તે અવાચી ખાતાં, છીંકતાં અથવા થાંસતા ઘણીને તેમજ તેની આસપાસનાઓને ભારે ઉત્સાહથી એક પછી એક તેઓ સલામ કરેચ; જાણે તેઓ એવું જણાવવા ઇચ્છતા હોય કે આ સઘળા નાના પ્રકારના વીકારોથી પીડાતા ઘણીઓની તનદરોસ્તી વીશે તેઓ વિશેષ કાળજી ધરાવે છે અને નાપાક શેતાનને તેઓથી સદા દુર રાખવા ઇચ્છે છે. તેઓ વલી એમ પણ ધારતા દીસેચ કે અવાચી ખાધાથી દોસ્ત કાવસનું જડબું ભાંગી જશે, સેહેજ થાંસયાથી દોલુને ખહી થશે, ને છીંકયાથી જીજુની માથાંની નેસ કદાચને તુટી જશે. સર્દી થઇ હોય નહિ થઇ હોય, છતાં આવા શખ્સો બીજાંઓની તપકીરની દાબડી તરફ પોતાનો હાથ સદા લંબાવે છે, એટલુંજ નહિ પણ તે માંહેલી છીંકણીથી છીંકાણું વટીક કરેચ. લાગ ફાવવે એકાદ સુંદર દાબડી તેઓ ગતાવી પણ જાયચ."

સહેલ છે તે માત્ર દેખાડી આપે છે. જુવો, એ મહારો શરમાળ દીકરો મહારા આય બોલો સાંભલી પોતાનું માથું કેવું નમાવેચ. એનું બોલવું તો માત્ર જુવાનીના ઉલટમંદ ઉછાળા અને હોંશભર આશાઓ કલ્પનાશક્તીની મદદથી કેટલાં ઉંચે ઉછલી શકેચ તે દેખાડી આપેચ, જ્યારે એની સાધારણ સમજશક્તી અને એનું વકીલાતપણું એની મદદે પાછાં ફરશે તાહરે તમારી દરખાસ્તને એ કાંઇ જુદાંજ રૂપમાં જોઇ લેશે." અને તેમજ થયું.

"ખરેખર, પપા, મહારોબી સુધલો કાંહ ગીયોતો ?" ગુસી બોલી ઉઠયો. "મી૦ રતન, તમે તો પેલા ઇંગ્રેજીમાં કેહેચ તેમ પરોણાઓની ગણત્રી કરતાં મેજબાનનેજ વીસારી મેલ્યા. કલમો રોપતાંને વારજ કાંઇ ઉગી નીકળતી નથી. દર સો કલમે કેટલી કલમ મરશે અને કેટલી જાગશે, અને કેટલાં વરસમાં તેઓ મોટી થશે, અને કેટલાં વરસમાં તેઓ ફળ અને તાડી આપશે, અને તે સંધુ થતાં અને નાશ પામેલી કલમોની જગોએ નવી કલમો રોપતાં અને ઉછેરતાં કેટલો ખરચ બેસે અને વખત નીકળી જાય તેનો તો તમે ખ્યાલજ કીધો નથી. વલી સઘળાંજ ઝાડો કંઇ મીઠાં ફળ આપતાં નથી. કોઇ ખાટાં ફળ પેદા કરેચ તો કોઇ ફળમાં સડો પેવસ થાયચ."

"હીયર, હીયર," સોહરાબ જંગીએ શોર ઉઠાવ્યો અને તેણે મારબલની ટેબલ ઉપર એવાં જોરથી પોતાનો હાથ અફાળ્યો કે 'ફલાવર વૉઝ'માંના બે નકલી 'ચેરીઓ' તે સમેત ઉડી રતન રૂસ્તમફ્રામના કીમતી નાક સાથે આબાદ બાઝી પડયાં. આ ઉપરથી આપણા જંગીની ચશમોમાં જળ ધાઇ આવ્યું ત્યાંસુધી તે બેઅખત્યાર હસ્યો, અને પોતાનાં સુધારાનાં શિખરનો અચુક પુરાવો ડૉ૦ તેહમુરસ્પનાં વિદ્વાન ભેજાં આગળ તેણે રજુ કીધો.

"પણ, ચાલો, મી૦ રૂસ્તમફ્રામ, મેહરબાની કરીને તમારી આ મુલાકાતનાં માનનો 'બાયસ' હવે હમોને જણાવશો ?"

"'સર્ટન્લી, સર્ટન્લી, માઇ ડીયર સર' તે વાત તો તદન મેં ફરામોશજ કીધી. કદાચને તમે જાણુતા હોશો, મુરબ્બી સાહેબ, કે આપરા માનવંત ખાન બહાદુર સાહેબ બખ્તેબુલંદ બહમનશાહ બેજનજી બખ્તાવરને આપરી માયાલુ સરકારે સી. આઇ. ઇ. નો ખેતાબ એનાયત કીધોચ તેની ખુશાલીમાં તેવણુ જે જે ધામધુમો કરવાના છે તેની શુભ શરૂઆત

તરીકે રોજ ૨૮ મો જમીયાદ માહ ૪ થો તીર શેહેનશાહી, માહ ૫ મો અમરદાદ કદમી સને ૧૨૭૬ યઝદેજરદી, તા૦ ૧૦ મી જાનેવારી ઇસ્વી સને ૧૯૦૬ ને વાર શનેઉને દીને પોતાના પનોતા 'વીલા સુના'માં ઘણાજ અતલગના દોસ્તઆસનાઓને એક ખાસ મેજબાની એઓ સાહેબ આપવાના છે તે મેજબાનીમાં જોડાવાને તમોને તથા તમારાં કુટુંબને ખાસ ઇજન પોંહોંચાડવાને શેઠ બહમનશાહ અને એવણનાં મોહરદાર બાનુ સુનાનાં ખાસ ફરમાશથી હું તથા આ મહારો જુવાન દોસ્ત અતરે હાજર થયા છીએ. બખ્તાવર અને તાલેવંત કુટુંબો વચ્ચેનો સદાનો સુલેહસંપજભરેલો વેહેવાર અને ખસુસ કરીને તમારાં માનવંત કુટુંબ સાથની બાનુ સુનાની આગલી સગાઇ ધ્યાનમાં લઇ ખા૦ બ૦ બહમનશાહ અને બાનુ સુનાના મુખીઓ તરીકે તમારા આ બન્ને ખાકસારો તમુને અરજ કરેચ કે તમોએ એ આમંત્રણ મેહરબાનીની રાહે સ્વીકારવું." આ છટાદાર અને અસરકારક ભાષણ એકવાર પાછું જંગી સોહરાબના 'હીયર, હીયર' વચ્ચે ખતમ થતાં સદાના દુરઅંદેશ ડૉ૦ તેહમુરસ્પ તેનો જવાબ વાલે ફરી ગુલચેહર અને ગુસી પોતાની હમેશની તબેહ મુજબ ખામોશ રહયાં.

"મી૦ રૂસ્તમફરામ અને મી૦ સોહરાબ, હું અને મહારૂં કુટુંબ ખા૦ બ૦ બહમનશાહ શેઠના અને બાનુ સુનાનાં માઆકુલ ઇજન માટે તેઓનાં અને તે ઇજન હમોને પોંહોંચાડવા માટે તમો બન્નેએ લીધેલી તકલીફ માટે તમારા ઘણા આભારી થયાં છીએ. મીત્રાચારી અને સગાઇનો સવાલ બાજુ મુકતાં હમો એ તેડું ખુશીથી સ્વીકારતે. કીના અને હસદને હમે હમારાં જીગરમાં કદીબી વાસો કરવા દેતાં નથી; પણ હમોને ઇજન કરનારાંઓ ભુલી જતાં દીસેચ કે હાલમાં હમારાં કુટુંબમાં સારી તોખમની બે આબરૂદાર અબલાઓ હમારાં પરોણા તરીકે વસેચ. જેટલો વખત તેઓ આમ હમારી સાથે રેહે તેટલો વખત હમો તેઓને હમારાં કુટુંબનાં મેમ્બરોસમાન લેખીએ છીએ. જો તેઓને પાછલ મેલી બહમનશાહ શેઠની મેજબાનીમાં હમે ભાગ લઇએ તો ખરી મેહમાનદારીનો હમે ભંગ કીધેલો કેહેવાય અને હમારાં ઘરનો હમેશનો તરીકો જલવાય નહિ."

ડૉ૦ તેહમુરસ્પ કઇ બે અબળાઓ વિશે બોલતા હતા, તેમજ તે બે અબળાઓ આ કુશાદે અએવાનમાં હાજર કાંય નહિ હતી તે તો

વાંચનાર કેવારનાં સમજી ગયાં હશે. એ બે અબળાઓ કોઇજ નહિ પણ ખરશેદબાઇ અને મેરી હતાં. તેઓ બન્ને આ ઘરમાં હાલ વસતાં હતાં તે વાતથી 'વીલા સુના'ના રહેવાસીઓ વાકેફ હતાં. બહમનશાહ શેઠે તેઓને પણ ઇજન કરવાની જીદ લીધી હતી, જેની સામે પોતાની હમેશની સખ્તાઇથી સંગદીલ સુના સામે થઇ હતી. આથી બહમનશાહ શેઠ ઉસ્કેરાઇ ગયા હતા, અને એકવાર પાછો સુલેહનો ભંગ થવાનો સંભવ ઉભો થયો હતો. પણ બાનુ સુના જેણી અનીકની વેળાએ છુટ-છાટ કેમ મેળવવી તે જાણતી હતી તેણીએ તોડ કાઢયો કે બખ્તાવર કુટુંબની કીર્તિને કલંક નહિ લાગે તેટલા વાસ્તે પેહલાં તો નહિજ પણ પાછલથી જો જરૂર પડે તો રતને તે બન્ને અબળાઓને ઇજન કરવું. આ ફરમાન મુજબ રતને હાલ લગાવી માર્યું.

"'ઑફ કૉર્સ, ઑફ કૉર્સ' તેહમુરસ્પ શેઠ. હું ધારૂંચ કે તમો, નામદાર, ખરશેદબાઇ અને મેહેરબાઇ વીશે બોલોચ. હમો અહીંયાં આવ્યા તાહરે હમો એમ માનતા હતા કે અત્યાર અગાઉનાં એ બાઇઓ પોતાને ઘરે પાછાં સીધાર્યાં હશે. પણ જો એઓ આજ ઘરમાં હોય તો મને ફરમાન મળેલું છે કે એ બન્ને વહાલાં બાનુઓને બાઇજત ઇજન કરવું. જા તો બેટા સોહલી, એ લોકોને બહાર તેડી લાવ, ને જો આવવાની આનાકાની કરે તો તુંજ તેડું કરતો આવજે. કાંઇ નાદાનીયત કરતો ના. બેટીબાપ એ તો હમેશનો નાદાનજ રેહી ગીયોચ. એજ નાદાનીયતની મોહકાણથી માયદીકરાં વચ્ચે વાંધો ઉઠયો. બાકી સત માનજો તેહમુરસ્પ શેઠ, ખોદા શાહેદ છે બાનુ ગુલચેહર, કે સુનાબાનુ તો એક ફરેસ્તોજ છે. એવણ બોલે તેટલોજ વાર, બાકી એવણનું દીલ તો એટલું મોટું છે, એટલું મોટું છે, કે કે——

"કે આખા ને આખા હું ને તું અંદર સમાઇ જઇએ. સમાપ્ત કરની!" જંગી સોહરાબે ખતમ કીધું, અને પછી બેહેનને તથા ફુઇજીને ઇજન કરવા માંહેલા ખંડમાં તે ગયો.

"ખોદા! એને સારી બુદ્ધી બક્ષે! માલેક! એને પનાહમાં રાખે!" બે હાથ સાથે જોડી પાકજાદ રૂસ્તમફરામે દુવા ગુજારી. "મેં હમણાંજ કેહયુંની, સુરબ્બી સાહેબ, કે એ બેટીબાપ ઘણો નાદાન છે. ખોદા! તહારી પનાહ! દાદગર! તહારો આશરો!"

"રતનશાહ શેઠ, બેઅદબી માફ છે, પણ હું તો ધારતો'તો કે એ તમારો નાદાન સોહલી તમારોજ ચેલો હોવાથી અને આજ નજદીક એક દાયકો થયો તમારીજ પાંખ તલે એ વસેલો હોવાથી તમે માગતે તેમ એનાં મનની વલાણને તમે વલ ખવડાવતે." ડૉ૦ તેહમુરસ્પ બોલ્યા.

"અરે, શું કર્યે સાહેબ! માબાપો અને વાલીઓ તો ઘણુંબી કરે, પણ જયાં બચ્ચાંઓજ આડાં થાય, જ્યાં મુળ છોડમાંજ સડો પેઠેલો ત્યાં તનદરોસ્ત ઝાડો ઉગી નીકલવાની આશાજ શી? પણ હજુબી કાંઇ મોડું થયું નથી. એ તો બેટીબાપ નાદાન છે. દાહરેવારેનો થશે ને બે ચાર ચ્યાંઉમ્યાંઉ આવશે તાહરે પોતાની મેલે સુધરશે."

આટલાંમાં તો ભવિષ્યના આ ધારેલાં ચ્યાંઉમ્યાંઉઓનો બાપ પોતેજ ત્યાં આવી ચઢયો અને ખબર લાવ્યો કે તેનાં ફુઇ અને બેહન અંદર રોકાયલાં હતાં તેઓએ તેને જણાવ્યું હતું કે સંજોગો ધ્યાનમાં લેતાં અને મીલીનાં મરણને હજી પુરેપુરૂં વર્ષ પણ થયલું નહિ હોવાથી તેઓ ધારેલી 'પાર્ટી'માં હાજર થઇ શકશે નહિ, પણ તેઓનાં માનવંત મેજબાનોને તેમ કરવાનો તેઓ પોતે આગ્રહ કરશે. આ કબુલાત પુરતી ધારી આ બન્ને કાસદોએ ત્યાંથી રૂખસદ લીધી.

---

## પ્રકરણ ૫૫ મું.

### મેજબાનીનું મીશ્રણ—વકતાબાજીના બાણો—'આમ' લોકને બચાવતાં 'ખાસ' નો મરો.

"ફલકો ફોડું—ખલકો તોડું,
ખોદું પાતાલોબી, તારા નીચે લાઉં;
મૂછો બોડું—હૂં જો છોડું
પીછો, તો મુજને ના કહેતા કોઇ હાઉ."

તા૦ ૧૦ મી જાન્યુઆરિ સને ૧૯૦૬ ની રળિયામણી રાત્રે ખા૦ બ૦ બહેમનશાહ બેજનજી બખ્તાવર સી. આઇ. ઇ. નો નેપ્યન સી રોડવાળો 'વીલા સુના' ભભુકદાર રોશણીના ઝગઝગતા બહાર અને

'ફૉર્થ લેંકેશાયર રેજીમેન્ટ બેંડ' ના સુંદર શરોદથી હળમળી રહયો હતો. કંપાઉન્ડમાં એક સુશોભીત શામ્યાના ઉભો કરવામાં આવ્યો હતો જ્યાં એક ત્રીકોણાકાર મેજ ગોઠવવામાં આવી હતી. પરોણામંડળ માત્ર પારસી–જરતોસ્તીઓનું બનેલું હતું, જેમાં આશરે એક ડજન બાનુઓ હતી. સાંજના છ વાગતાંને શુમારે પરોણાઓની અલગાર લાગી રહી. ખા૦ બ૦ બહમનશાહ આપણી શેહર સમાજના એક સમાજી હોવાથી, એ સમાજના સઘળા પારસી–જરતોસ્તી નીમાજીઓને તેમાં નોતરવામાં આવ્યા હતા. આ નીમાજીઓ મધે નીચલાઓ ખાસ ધ્યાન ખેંચતા હતાઃ—

ખા૦ બ૦ ઠીંગમારૂ ડફાંસ્યા, જે. પી.
ખા૦ સા૦ ટાવકામુકુ, ઠુચકામુકુ, જે. પી. (ઓનરરી મેજીસ્ત્રેટ).
શેઠ બહુબોલા થોડુંકરા.
શેઠ હાથઉંચકુ ડોકનમાઉ મતઆપુ.
મી૦ ભાંગરાવાતુ ક્યુબરકાપુ.
મી૦ તફરામચીમ ચઝમઇદે.
ડૉ૦ કારાંમાય તાયલાં.
મી૦ ગજભરૂ તસુફારૂ.
ડૉ૦ ઢીંગડાંમારૂ ગાબડાંમારૂ (બેદાબેકાર).
શેઠ સરનશીનતું બોતુંખાઉ (કયસર હિંદનો ચાંદ ધરાવનાર).
શેઠ ખીજાઇજાઉ રીસૈભરાઉ (સોલિસિટર).
મી૦ વરસદહાડે વાધમારૂ (બૅરીસ્ટર એટ લૉ).
શેઠ બારવરસે બાહુબોલુ, જે. પી.
મી૦ ભરાતાફ્રૂ સંતાતાફ્રૂ, (ધી ઑનરેબલ).
મી૦ મેહરજીભાઇ માખણ્યા (મસકાદાસ).

વગેરે, વગેરે.

ડૉ૦ તેહમુરસ્પ, ગુલચેહર અને ગુસી તથા ડૉ૦ દારાબશાહ, ખરશેદબાઇ તથા મેરીના ખાસ આગ્રહથી આવ્યાં હતાં. આ છેલ્લી બે બાનુઓ અલ્લબતાં ગેરહાજર હતી. બાનુ પરોણાઓ મધે મિસ મેહરબાનુ કાળાપેસી, બાઇ જરબાનુ જાલેજર જાલનેવાળા, મિસ દીનબાનુ તેહમતન દીલાવર.તે બાનુ સુનાનાં "ગ્રેટ્ઠ બેટી," મિસ આલાંમાય આઇચાઇ, નવા

પૈસાથી ઉગી નીકળેલાં મિશિસ પીલાંમાય પાહલનદારૂ હાડવૈદ, વગેરે હતાં. બહમનશાહ શેઠના ભાઇ હોરમજશાહ બકરાકાપુ તેમજ તેવણુનો બેટો જાંહગીર તે દીનબાનુનો અદરાયલો ધણી પણ બીરાજમાન થયા હતા. ત્રીકોણાકારમાં મેજને મથાળે ખા. બ. બહમનશાહ બીરાજેલા હતા, જેવણના જમણા હાથ ઉપર બાનુઓની હાર લાગી હતી. તે હારને છેડે ગૃહસ્થોની બે હાર મેજની બાકીની બે બાજુએ બહમનશાહ શેઠના ડાબા હાથ સુધી લંબાઇ હતી. સામી સાઇડની હરોલનાં બે ખુણાંઓ રતન રૂસ્તમફરામ અને સપુત સોહલીબાએ નીચલી આકૃતીમાં દેખાડયા મુજબ રોકેલાં હતાં:—




ખા. બ. બહમનશાહના જમણા અને ડાબા હાથની માનની બેઠકો ગુલચેહર અને ડૉ૦ તેહમુરસ્પે રોકી હતી. ગુલચેહરની પાસે બાનુ સુના, તેઓની પાસે જરબાનુ જાલનેવાળા અને નોતરેલાં બાનુઓ બીરાજમાન થયાં હતાં. નામદાર શેહનશાહ વગેરેની રાબેતાની સલામતીએ લેવાયા બાદ, શેઠ મેહરજીભાઇ માખણયા (મસકાદાસ)ની દરખાસ્ત ઉપરથી ખા. બ. ડીંગમારૂ ડફાંસ્યા જે. પી., તે સાંજના મેજબાનની સલામતી લેવા ઉઠયા. તેવણ બોલ્યા—

"બાનુઓ અને ગૃહસ્થો, આપણા આજના માનવંત મેજબાન ખા. બ. બહમનશાહ બેજનજી બખ્તાવર સી. આઇ. ઇ., 'મ્યુનિસિપલ કાઉન્સીલર' ની સલામતી લેવાડવાનું કામ મારા અદના

હાથમાં મુકીને તમોએ મને મોટા આભાર તળે કચડી નાખ્યો છે. [સપુત સોહલીએ ટકોરો લગાર વધારે ઠોકેલો હોવાથી 'રીમાર્ક' કીધો કે "દવા કરીને સાજો થજે."] એક ગમથી આ આભારની લાગણી અને બીજી ગમથી આ માનવંત બાનુઓની હાજરીથી કમતરીન ઉપર એટલી તો ઉંડી અસર થવા પામી છે કે આ નાકેશ જીભ સબરદબર પોતાનું કામ કરવાને કાંય ના પાડતી નથી, તે બીના મારાં મનથી સદા એક ઉખ્યાણા સમાન રહી જશે. [સપુત બોલતો સંભળાયો:–"જીભ તો લકવો થાય તાહરે ખેંચાઇ જાય."] બાનુઓ અને ગૃહસ્થો, શેઠ બહમનશાહ અને એવણનાં નામવર મોહરદારને આપણે કાંઇ આજકાલનાં ઓળખતાં નથી. એવણના ખોળામાં હું રમેલો. સાહેબો, એ અમુલ્ય જોડાંનાં બેમુળ ગુણોથી તમો કયાં અજાણા છેઓ ? શેઠ બહમનશાહે પેહલેથીજ શેર અને નોટ બજારમાં પોતાની લાંબી પોંહોંચ, કુનેહ અને કારસાજીથી મોટી નામના મેળવી હતી. આખાં શેરબજાર તો શું, પણ આખી મુંબઇ નગરીને એવણ માથે લઇ ફરતા' તા, અરે, 'આઇ બૅગ યૉર પારડન' આંગલીપર નચાવતા' તા. [એક અવાજ—"તુંને બી પગપર નચાવેલો કેની ? "] જે દિવસથી મેહરબાન બાનુઓ, બાનુ સુનાનાં બખ્તાવર પગલાં આ પનોતાં પગથીયાં ઉપર ચઢયાં તેજ દિવસથી તે પગલાં બહમનશાહ શેઠને માટે ગોયા બખ્તેબુલંદને ખેંચી લાવ્યાં હતાં, અને તેની જાણે એ નેકનામ ગૃહસ્થને બસારત થઇ હોય તેમ એવણે પોતાની ચાલતી આવેલી અટક બ—બ—બ—ને બખ્તાવરમાં બદલી નાખી. [પેલોજ અવાજ—"બકરાકાપુ બકી મરની! શરમાયચ શાંનો ?"] સાહેબો, તમો જાણો છો તેમ આપણા માનવંત મેજબાન કદીપણ ખેતાબ અને કીર્તી શોધવા ગયા હતા નહિ. એ બન્નેજ એવણને શોધતાં આવ્યાં એમ આપણે નક્કી જાણીએ છીએ. સાહેબો, આપણા માનવંત મેજબાનની જરતોસ્તી ધર્મ તરફની જાનફેશાની અને અશો જરતોશ્ત સાહેબ તરફની યકીનદારી તેમજ પારસી–જરતોસ્તીઓ તરફનો એવણનો સખી દીલગુરદો કોણને ખબર નથી ? મજહબની મોતેબરી જાળવવામાં એવણ પોતાની મોતેબરી સમજતા આવ્યા છે. [પેલોજ અવાજ—"પેલો વેલાતની ઇસ્પીટાલનો દાખલો આપની!" આ છેલ્લા બોલો મી૦ ડીંગમારૂના કાને પડતાં તેવણ બોલ્યા] સાહેબો, આ મેજ ઉપર આપણા ખા. બ. સાહેબે

વિલાયતમાં કીધેલી સખાવત વિશે ઇશારો થયો છે તેને માટે હું એ ઇશારો કરનારનો જેટલો આભાર માનું તેટલો થોડો છે. ચ.૨ લાખ રૂપીયાની એક નાદર રકમ એક આપણી કોમનો ધણી પરલોકનાં ભલાં માટે કહાડી આપે, એ બીના આપણા પાક મજહબની કીર્તીમાં એક વધુ કળગીર શું ઉમેરતી નથી? ખુદ હઝરત જરતોસ્ત સાહેબે આપણા લોકો ઉપર આખી દુનીયાંનું સંકટ ટાળવાની કોશેશ કરવાની ફર્જ નાખી છે. [પેલોજ અવાજ—"હવે ટુંકું કરી મરની."] બાનુઓ અને ગૃહસ્થો, હવે આપણા ખા. બ. સાહેબની શેહરી સેવાઓ વિશે બે બોલ હું બોલીશ. શેહર સમાજનાં મંદીરના એક પવિત્ર બાવા તરીકે તે મંદીરને એવણ આજ એક દાયકો થયો દીપાવતા આવ્યા છે. સાહેબો, એવણ ઝાઝું બોલવાવાળા કોઇ દીવસ પણ હતા નહિ અને થશે પણ નહિ, પણ જે બીજાઓ ઘણું બોલીને બજાવી શકયા નથી તે એવણ પોતાની ચુપકીદીથી બજાવી શકયા છે. [પેલોજ અવાજ—"દાખલો આપ, દાખલો આપ." ] સાહેબો, આપણા ખાનબહાદુરનાં બદનમાં કાંઇ 'મેગનેટીક' અસર છે. એક 'કાઉન્સીલર' કાંઇ આડુંફાટું બોલે તો એવણ પોતાની જમણી આંખ બંધ કરે છે, એટલે તુરત તે બોલના 'કાઉનસીલર' પોતાની ભુલ જોઇ લે છે. જો એક 'કાઉન્સીલર' કાંઇક ખોટી શાહદત ટાંકે છે તો તુરત એવણ પોતાની ડાબી આંખ બંધ કરે છે અને સાથે સાથે પેલા નીમાજીને, અરે! સમાજીને, બોલતો પણ બંધ કરે છે. કોઇ સમાજી સહરાગાત કરે છે ત્યારે એવણ બન્ને આંખો જોરથી પળપળાવે છે. જો કોઇને બોલતો બેસી જવા એવણ કેહેવા ઇચ્છતા હોય તો એવણ પોતાનું શીર આગળ ઝુકાવી દે છે. જયારે એક સમાજી બોલવા ઉઠવાને આનાકાની કરતો દેખાય છે ત્યારે એવણ પોતાનું શર પાછલ ધલાવી દે છે, જેથી તુરત ઘટતી અસર થાય છે. એવણની જયારે ઇચ્છા હોય છે કે સરનશીન સાહેબ કોઇ સભાસદને ચીમકી લગાવે તો એવણ પોતાનો જમણો કાન ખુજાવે છે. જો કોઇને શાબાશી આપવી હોય તો ડાબો કાન ખુજાવે છે. સાહેબો, આવા અસંખ્ય ગુણોવાળા ધણી ઉપર નામદાર સરકારની પ્રસંશાનો છાપ ૭ મહિનાની ટુંક મુદતમાં એક એક કરતાં બબે વાર પડે તો તેવી માયાળુ સરકારને બદનામી આપવાની કોણ હિંમત કરશે? [પેલોજ અવાજ—"તહારો બાપ!"]

સાહેબો, ખોદાતાલા આપણા એ માનવંત ખાનબહાદુરને આપણા શીર ઉપર હજાર સાલ જીંદેગાની ઉમરદરાજી બક્ષે અને એવણ આપણી આગળ, અરે ! આપણે એવણની આગળ–થઇ જઇએ. [પેલોજ અવાજ, "તું ને તહારો બાપજ થાવોની." અત્રે એકાદ બે ગૃહસ્થો ટચાકડી ફોડતા અને એકાદ બે બાઇઓ જમીન ઉપર પગ ઘસડતી સંભળાઇ અને મી૦ ડીંગમારૂની જીભ લગાર કેરબો લેતી જણાઇ.] સાહેબો, આપણા ખા. બ. સાહેબની કીર્તીવંત કારકીર્દી ખતમ થતાં એવણનું નામ ધુપસારણાની ક્રીયામાં લેવામાં આવશે એવી સેવક પુરતી આશા રાખે છે. હવે બાનુઓ અને ગૃહસ્થો, ત–ત–તમારો હું ઘણો આભાર માનું છું અને મી૦ બહમનશાહ ની બ–બ–બ–બ–ધપર સલામતી લેવા હું તમને ફરમાશ કરૂં છું." અને મી૦ ડીંગમારૂ પોતાની ખુરશીમાં ડપ દઇને દફન થયા. આ સુભાષીત ભાષણને છેડે સઘળાં પરોણાંઓએ ઉભાં થઇ હીપ, હીપ, હુરરે અને 'થ્રી ચીયર્ઝ ફોર મી૦ એન્ડ મીશીસ બહમનશાહ'ના અવાજથી તે દહાડાના મેજબાનોને વધાવી લીધાં. આ પછી રતન રૂસ્તમફરામે 'વી આર ઑલ જૉલી ગુડ ફૅલોઝ ' ના જાણીતા શરોદની શરૂઆત કીધાથી સઘળાંઓએ તે શરોદ ઉપાડી લીધો.

ખા. બ. બહમનશાહે મી૦ ડીંગમારૂનાં ભાષણનો ટૂંકમાં જવાબ વાલ્યા પછી તેવણના ભાઇના બેટા જાંહગીરે દરખાસ્ત મુકી કે "આ સાંજના માનવંત પરોણા માંહેલાએક મી૦ તેહમુરસ્પ તાલેવંત, પીએચ. ડી. જેવણ પોતાની એ માનવંત પદવીની રૂએ ડૉકટરનો એલકાબ પામ્યા હતા તેવણની સલામતી સઘળાંઓએ લેવી. એ ડૉકટર સાહેબ અને તેવણનાં લાયકીવાળાં મોહરદારે પોતાની લાયકી, એક માર્ગીપણું, કાબેલ્યત, વગેરેથી સઘળાંઓનાં દીલ જીતી લીધાં છે. આજ રાત્રે તેઓ પોતાની ઉમદા કેળવણીનાં બળે આ મેજ ઉપર એક ઓલમા તો શું પણ એક વડા દસ્તુરજી તરીકે બીરાજમાન થયા છે, અને તેઓ પોતાનાં પનોતાં પગલાં અહીંથી પાછાં લઇ જાય તે અગાઉ આ મેજ આસપાસ ભેગાં થયલાં મંડળનાં ભેજાંઓને પોતાનાં કાબેલ મગજના થોડાંક કીમતી ગોહરોથી તૃપ્ત કરશે."

જાંહગીરના બોલી રહેવા પછી ડૉ૦ તેહમુરસ્પ વલતો જવાબ આપવા ઉઠવા જતા હતા તેવામાં રતન રૂસ્તમફરામે પોતાની ખુરશીપરથી જુસ્સાભર ઉઠી કાંઇપણ 'સેરીમની' વગર ધુજારો કીધો "બાનુઓ અને ગૃહસ્થો, હું જાંહગીરભાઇનાં મતને બોલેબોલ

મળતો થાઉં છું. આપણા નામાંકીત ટોળાએ આજકાલ ઘણા ભણેલા વિદ્વાનો અને ઓલમાઓ પેદા કીધા છે, જેમાં ડૉ૦ તેહમુરસ્પ એક તુરાસમાન છે. સરકાર નામદાર એવા તુરાઓને માનચાંદ તો બક્ષતી નથી, પણ વળી તેઓને રાજકારોબારમાં ભાગ લેવા દેવામાં અને તેઓને મોટા ઓધ્ધાઓ આપવાની પણ બખીલાઇ કરે છે. અધુરામાં પુરૂં, શમ્સ–ઉલ–ઓલમાનો ખેતાબ પણ આપણી નામદાર સરકારે આપણા જરતોશ્તી ઓલમાઓને આપવાનો બંધ કર્યો છે, એ આ વીશમી સદીની સરકારી રાજનીતિની કમાલ એબ છે. એ એબને જડમુળથી ઉખેડી નાખવાની આપણી આઇન ફર્જ છે, એમ તમો બાનુઓ અને ગૃહસ્થો કબુલ કરશો. એનો તોડ કાઢવાનું કાંઇ મુશ્કેલ નથી. આપણે એક હુનરઉદ્યોગો અને વિદ્વાનોને ઉત્તેજન આપનારી અને તેઓના હક સાચવનારી 'એન્ટી ગવરમેન્ટ સ્વદેશી સોસાયટિ' તુરત ઉભી કરવી જોઇયે. એ મંડળીના સઘળા મેમ્બરોએ તેના કાયદાકાનુનોને સાચ્ચા નીવડવા અને મંડળીની નેમ પાર પાડવા વંદીદાદ ઉપર સોગંદ લેવા જોઇયે અને મંડળીનાં ફંડમાં દર મહિને અમુક રકમ ભરવી જોઇયે કે જેથી સરકાર સાથ બાથોબાથ લડી શકાય અને ઘટતે ઠેકાણે ચાંદ, માન અને ઓધ્ધાની નવાજેશ કરવાની સરકાર માબાપને ફર્જ પાડી શકાય. બાનુઓને પણ આ મંડળીમાં દાખલ થવાની આપણે ખુશીથી છુટ મુકીશું. તમારો આ અદના સેવક તન, મન અને ધનથી એ મંડળીની સેવા બજાવવાને એક પાઇની પણ હાંસલ વગર સદા તત્પર રહેશે." ઘણાક ગૃહસ્થો તરફથી અત્રે 'હીયર, હીયર' ના, અને 'કબુલ છે, કબુલ છે'ના અવાજો થયા, જે શાંત થયા પછી ડૉ૦ તેહમુરસ્પે શાંતીથી પણ બુલંદ અવાજે વીવેચન કીધું.

"મી૦ બહમનશાહ, બાનુઓ અને ગૃહસ્થો, આ મેળાવડામાં હું હાજર થયો ત્યારે આ ખાણાની મેજ ઉપર મને કાંઇપણ બોલવું પડશે એવો મને સેહેજ પણ ખ્યાલ આવ્યો હતો નહિ. તેમ જો થતે તો હું કદાચ મારી અદના હાજરી અત્રે આપવાને અચકાતે. એ બીના મહારા સ્વભાવનો વિચાર કરતાં તમોને સ્વાભાવીક લાગશે. હાલ જ્યારે મને બોલવાની ખાસ ફરમાશ થઇ છે ત્યારે તે ફરમાશ એક ફર્જ તરીકે નહિ પણ મોટી ખુશાલીથી હું ઉપાડી લેઉં છું.

"શરૂઆતમાં બાનુઓ અને ગૃહસ્થો, હું મી૦ રતન રૂસ્તમફરામે માનચાંદના બાબમાં મારે માટે કીધેલા ચોકસ ઇશારા વીશે બોલીશ. માનચાંદ કોણુને આપવાં અને કોણુને નહિ, તે શા કારણુને માટે આપવાં અને શા કારણુને માટે નહિ આપવાં તે કામ અત્યારસુધી નામદાર સરકારના હાથમાં રહેલું છે અને તેમજ તે સદા રહેવું જોઇએ. તેજ પ્રમાણે વળી સરકાર જે શખ્સોને માનચાંદ આપવા માગે તે લેવાં કે નહિ તે કામ તે શખ્સોનું પોતાનું છે. પ્રજા એમ ધારતી હોય કે અમુક શખ્સોને માનચાંદ ઘટે છે, પણુ સરકાર જો તેથી ઉલટો વિચાર ધરાવતી હોય તો બીજાઓએ તેમાં માથું ખોસવું અથવા સરકારને તેનો વિચાર બદલવાની ફરજ પાડવાની કોશેશ કરવી એ મારા અદના વિચાર મુજબ ઘણું નામુનાસેબ છે. મારે પોતાને માટે મને કેહવાની જરૂર નથી કે હું માનચાંદનો બીલકુલ ભુખ્યો નથી. આમ જયારે હું બોલું છું ત્યારે હું આપણા મેજબાન ખા૦ બ૦ બહમનશાહ અથવા તેવણના જેવા બીજા ગૃહસ્થો જેઓ નામદાર સરકારની નજરમાં માનચાંદને લાયક ઠરી તે પામી ચુકયા હોય તેઓને ઉતારી પાડવા ઇચ્છતો નથી. [અત્રે ડૉ૦ તેહમુરસ્પના છેલ્લા બોલોથી કેટલાકોના ચેહરા ઉપર તેવણના પેહલા બોલોથી જે ગુસ્સાનો ચીહ્લો ચઢયો હતો તે ઉતરી ગયો.] મારી જીંદગીમાં મેં માત્ર એકજ જાતના માનચાંદની દરકાર કરી છે તે 'યુનિવર્સિટિ ઑનર્સ' અને 'મૅડલ' છે. આવા બે ત્રણ મૅડલોને સદા હું મારાં વાસ્કુતની નીચે મારા સુદ્રેહ ઉપર લટકાવેલા રાખું છું. તેઓ એટલા કીમતી છે કે તેઓને મારી છાતી ઉપર જાહેરમાં લટકાવ્યાથી તેઓની કીમતમાં સેહેજ પણુ વધારો થાય તે માનવાને હું સાફ ના પાડું છું. [અત્રે ખા. બ. બહમનશાહ અને બીજા બે ત્રણ ગૃહસ્થો જેઓ પોતાના ચાંદો છાતીએ લટકાવી આવ્યા હત તેઓએ ડૉ૦ તેહમુરસ્પને માટે ઇચ્છયું કે તેઓ ત્યાં આવવાને બદલે આફ્રિકાનાં જંગલમાં અથવા ઉત્તર ધ્રુવ તરફ ગયા હોત.] બાનુઓ અને ગૃહસ્થો, મારા જુવાન મિત્ર મી૦ સોહરાબ બખ્તાવર મારા છેલ્લા બોલો વીશે શક લઇ જતા દીસે છે, તેટલા વાસ્તે મેહરબાન બાનુઓ તમારી પરવાનગીથી હું મારા ડગલા અને વાસ્કુતનાં બટન છુટાં કરી એક પળ સુદ્રેહ ઉપર લટકાવેલા મારા આ ચાંદો તમો સન્મુખ હું ધરીશ. [આ ક્રિયા પુરી થતાં ડૉ૦ તેહમુરસ્પે આગળ ચલાવ્યું.]

"હવે મી૦ રતનની દરખાસ્ત વીશે હું કહીશ, કે ઓલમાઓ અને વિદ્વાનોના હક સાચવવા એક કંપની સ્થાપવી એ ખ્યાલને હું બેઢંગો, કવખ્તનો અને હસવાસરખો ગણું છું. મી૦ રતને સુચવેલી મંડળીના કરતાં હું આ અને આપણા ટોળામાં ઉભાઇ જતાં બીજાં અસંખ્ય હંબગોને દાબી દેવા માટે એક 'ઝોરાસ્ત્રીયન એન્ટી-હંબગ સોસાયટિ' સ્થાપવાની મજબૂત સીફારશ કરી શકું. [રતન રૂસ્તમફરામનો ચેહરો જોકે દારૂથી લાલ થયો હતો, છતાં તે ડૉ૦ તેહમુરસ્પના છેલ્લા બોલોથી જરદ મારી ગયો. પણ સપુત સોહલીના આ વેળાએ ઉઠાવેલા "હીયર, હીયર" અને "કાઠાંભોપ"ના પુકારથી સારાં ભાગ્યે તે ફીકાશ ઘણી બાનુઓના દીઠામાં આવ્યો નહિ. ડૉ૦ તેહમુરસ્પે લંબાવ્યું.] તમો પુછશો બાનુઓ અને ગૃહસ્થો, કે મારા જેવો એક ખુણે પડેલો જીવડો માનચાંદની દરકાર કેમ નહિ કરે? તેના જવાબમાં હું કહીશ કે માન અથવા 'ઓનર' શું ચીજ છે તે દરેક આદમજાતે સમજવાનું બહુ અવશ્યનું છે. આપણે સઘળાં આપણી જીંદગી શરૂ કરતી વેળા એવું વિચારી લઇએ છીયે કે આગળ કોઇપણ ફીસબીઓએ નહિ ઉઠાવેલી અને દુનીયાંના ઉત્તમમાં ઉત્તમ ફીસબીઓ-ની ફીર્તીને ઝાંખ લાગે તેવી બુલંદ ફીર્તીવાન ઇમારત મરતાં અગાઉ આપણે આપણી આસપાસ ઉઠાવીશું. પણ જયારે મરવાનો વખ્ત આવી લાગે છે ત્યારે આપણે જોઇએ છીયે કે આપણે માત્ર મટોડાંનો એક દર બાંધી શકયા છીયે. આ દરમાં આપણે કેટલાંક નીર્જીવ પ્રાણીઓની માફક સલામતી શોધીએ છીયે. આમ કહી હું તમો ઉપર એમ ઠસાવવા માંગતો નથી કે હું પોતે જીંદગીની આશાઓથી હાથ ધોયલો અથવા નાસુરાદ થયલો એક આસામી છું. તેમ તો હું નથીજ, પણ જો એકબાગીં હું હોઉં તોપણ મેં ચાખેલા કડવાસનો પ્યાલો બીજાઓને હું કદી ચખાડું નહિ અથવા તેઓને નાસુરાદ થવાને કે મારી નાસુરાદીમાં ભાગ લેવાને વટીક લલચાઉં નહિ. મારી જીંદગીમાં મેં એકજ નીયમ ઉપર ચાલવાને બાધા લીધી છે. તે નીયમ અને તે બેલ સ્વમાન અથવા 'ઓનર' છે. ઘણાકોના નીયમ આથી ઉલટાજ હોય છે. તેઓ પોતાની નીમી આપેલી જીંદગીમાં અમુક ચીજ કરવાનો અથવા અમુક રીતે ચાલવાનો યત્ન કરે છે, પણ ખરેખર તો તેઓ ભલતેજ માર્ગે દોરવાઇ જાય છે, અને શેવટ સુધી તેને વળગી રહે છે. આવાં લોકો

ચાર તબક્કામાંથી પસાર થાય છે. તબક્કો પહેલો—ઇશ્વરે સરજેલાં સુખસગવડથી સંતોષ ન પામતાં હાથમાંનું પક્ષી છોડી દઇ ઝાડીમાંના પક્ષીની શોધમાં સદા જંઝાળ ઉઠાવતાં રહેવું. તબક્કો બીજો—પોતાની મુરાદમાં ફત્તેહ નહિ પામવાથી હાર્યો જુગારી બમણો રમે તેમ તે માટે હાયઅફસોસ કરવો અને શોર ઉઠાવવો. તબક્કો ત્રીજો—હાર નક્કી થવાથી સુસ્તી અને ગાફેલીને શરણ થઇ પોતાની કોશેશ સુધારવાને બદલે તેને મંદ કરવી. તબક્કો ચોથો—નફતાઇ અને બેપરવાઇ અથવા જેને સાધારણ કેહતીમાં પુદનો છેડો માથે મુકવો કહે છે તે. જેઓ આ જીકરમાં હારી ખાય છે તેઓ એમ વિચારે છે કે તેઓનાં જેવાં કમનસીબ આ દુનીયાંમાં બીજાં કોઇ નથી; જયારે ખરેખર તો તેઓ-એ એમ માની લેવું જોઇયે છે કે એ તો હાથનાં કીધાં હૈડે વાગે છે. બાજી માંડી તો તેનું પરિણામ નિષ્ફળતામાં આવે તો તે પણ સેહેવવું જોઇયે. [બાનુ સુના અત્રે કાંઇ વિચિત્ર રીતે ગુસ્સાભરેલા દેખાવથી ડૉ૦ તેહમુરસ્પ તરફ નીહાળતાં દીસ્યાં. તેવણે એમ માની લીધેલું લાગે છે કે ડૉ૦ તેહમુરસ્પ આ ઇશારા બાનુ સુનાને કાંઇ ખાસ મતલબથી અથવા ભવિષ્યની એક આગાહી તરીકે લાગુ પાડવા ઇચ્છતા હતા.] બાનુઓ અને ગૃહસ્થો, મને ભય છે કે તમો તેમાં મુખ્ય કરી મારી કેટલીક નાજુક બેહનપણીઓ મારાં આ લંબાણ પીંજારાથી કંટાળી ગયાં હશો. તેમ હોય તો હું મારા એ કાંતેલા રૂને છેલ્લી ટાંચ મારીશ. ["નહિ, નહિ—ચલાવો, ચલાવો; તમારૂં બોલવું ઘણું બરહક છે; અમોને ઘણું પસંદ આવે છે" એવા અવાજો ઘણેક ઠેકાણેથી સંભળાયા, જેમાં જાંહગીર અને મર્દ–સ્ત્રી દીનબાનુના અવાજો મુખ્ય હતા. ડૉ૦ તેહમુ-રસ્પે આવી જોશભર લાગણીના જવાબમાં પોતાનું શર નમાવ્યું ને પછી ચલાવ્યું.] હવે હું સ્વમાન અથવા 'ઓનર' વીશે બે બોલ બોલીશ. ખોદાતાલાએ નદી નાળાં અને પહાડો પેદા કીધા, પણ તેણે કાંઇ બાગ બગીચાઓ બનાવ્યા નહિ. તે તો આદમજાતે કહો કે પોતાનાં ખભાંના જોરે, કહો કે પોતાનાં જ્ઞાનબળથી, કહો કે તેનાં શરીરનાં રચેલાં ચોક્કસ બંધારણને સબબે અથવા કહો કે પોતાનું સુખ સાંધવાને અર્થે બનાવ્યા. ખોદાતાલા માણસજાતને બચ્ચાં તરીકે જંગલી બીનઅકલી હાલતમાં પેદા કરે છે, પણ તે હાલતમાંથી પોતાને સુધડાઇ અને મોટા-ઇની હાલતમાં લાવનાર તો માણસ પોતે છે. ગોયા આદમ, ખોદાએ

તેને એકવાર પેદા કીધા પછી, પોતે પોતાને પાછો પેદા કરે છે. તમે, પુછશો, બાનુઓ અને ગૃહસ્થો, કે તે વળી કેમ? હું કહું છું કે બીજાં કશાંને આધારે નહિ પણ સ્વમાન જેને ઇંગ્રેજો 'સેલ્ફ રીસપેક્ટ' અથવા 'ઓનર' કહે છે તેનેજ આધારે આદમજાત પોતે પોતાને પાછું પેદા કરે છે. તેની પેહલી નીષ્ટા બીજા કોઇ સાથ હરીફાઇ કરી તેની ઉપર શ્રેષ્ટાઇ મેળવવાની હોય છે. તેનો પેહલો જુસ્સો બીજાઓએ મેળવેલાં માન કરતાં વધુ ચઢયાતું માન મેળવવાનો હોય છે. સુધરેલ જમાનાની આગળનાં માણસો અને અર્ધસુધરેલા દેશોમાં સુધારાની રાહ ઉપર આવતાં લોકો જંગલી હોવાથી અને જંગલી માણસોથી બીહતા હતા તેટલા વાસ્તે તેઓને એક ચોકસ ગુણ ખીલવવાની જરૂર પડી, જે ગુણ "હિમત" હતી. આજ કારણથી જંગલીઓ અને અર્ધસુધરેલા આસામીઓ "હિમત"નો ગુણ વખાણવા લાગ્યા અને તેને માન આપવા લાગ્યા. તેઓ પોતે મારેલાં જાનવરોનાં ચામડાં અને જાતભાઇઓનાં મુરડાંની ખોપડીથી પોતાનાં બદન શણગારવા લાગ્યા, કારણ તે તેઓની "હિમત" અને મરદાનગી દેખાડી આપતાં હતાં. રફતેરફતે આ જંગલીઓ અને અર્ધસુધરેલાઓ એમ સમજવા લાગ્યા કે જ્યાંસુધી તેઓ એક બીજો ગુણ કે જે "સચ્ચાઇ" છે તેને ખીલવે નહિ ત્યાંસુધી તેઓ અપસઅપસમાં સુલેહસંપ અને સલામતીથી વસી શકે નહિ. એ પ્રમાણે તેઓ સ્વમાનના પહેલા ભાગને "હિમત" તરીકે અને બીજા ભાગને "સચ્ચાઇ" તરીકે પીછાણવા લાગ્યા. સચ્ચાઇનો ગુણ એખ્તિયાર કીધા પછી માણસોને ઇનસાફ અને કાયદાની જરૂર જણાઇ, તેટલા વાસ્તે તેઓએ હિમતવાન અને સાચ્ચા નરોને ઇનસાફ ચુકવવાનું અને લવાદીનું કામ સોંપવા માંડયું. આ પ્રમાણે "સત્તા" અને "કાયદો" જન્મ પામ્યાં અને તે ધરાવનારા આદમીઓ માન પામવા લાગ્યા, એટલુંજ નહિ પણ જેઓ તે ધરાવતા ન હતા તેઓ તે માન મેળવવાલાયક થવાની સચ્ચાઇ અને હિમતથી કોશેશ કરવા લાગ્યા. જેટલી ઇચ્છા જીવતાંજીવત તેટલીજ મુવા પછી માન મેળવવા તેઓ ધરાવા લાગ્યા. જે જંગલીઓ અને અર્ધસુધરેલા લોકો સઉથી વધારે સીંહો અને દુશ્મનોને મારતા તેઓ એમ વિચારતા કે આવતી દુનિયાંમાં ખોદાતાલા તેઓને સૌથી મોટી શેકારગાહની બક્ષેશ કરશે અને સૌથી ભપકાદાર સુફરા ઉપર

તેઓને બીરાજમાન કરશે. "હિમત," "સચ્ચાઇ," "ઇનસાફ," "કાયદા" માંથી "ધર્મ" ની પેદાયશ થઇ. ત્યારપછી મંડળીઓનું બંધારણ થયું; અને જુદે જુદે ઠેકાણે અર્ધસુધરેલા લોકોએ ગામડાં વસાવ્યાં અને મિલકતો સ્થાપી. જેની પાસે બીજા કરતાં વધુ તેની સત્તા વધુ ગણાવા લાગી. "સત્તા" "માન" ગણાવા લાગ્યું. માણસો આ પ્રમાણે તે સત્તા મેળવી આપનાર "સાધન" એટલે મિલકતને માટે ઇનતેઝાર બનવા લાગ્યાં. મિલકત મેળવવાની મતલબથી તેઓએ જમીન ખેડવા માંડી, મચ્છવા બાંધવા માંડયા, એકેક સાથે પૈસા અને માલ અદલબદલ કરવા લાગ્યા જેથી વેપારની સ્થાપના થઇ અને સુધારો ચાલુ થયો. એટલાં ઉપરથી હું કહુંછું, સાહેબો, કે માણસાઇ હાલતના સઘળા સુધારાનું મુળ "સ્વમાન" અથવા "સેલ્ફ રીસપેક્ટ" અથવા "ઓનર" માં સમાઇ ગયલું છે. જે માણસ એ માનનાં દેખઇતાં ચીન્હો જે "વખાણ" અને "ઇનામ" છે, અને જે સારાં તેમજ નઠારાં માણસો મેળવી શકે છે તેની દરકાર કરતો નથી તે માત્ર સ્વમાનનોજ ભુખ્યો હોય છે અને તે સ્વમાન ખોહી દઇ પોતાનાં મનમાં પોતેજ હલકો નહિ પડે તેની તે સદા ચીંતા રાખતો રહે છે, તમારો આધીન સેવક પણ આજ સ્વમાનનો ભુખ્યો છે, અને તેને જાળવવાની તે કીર્તારની બક્ષેશથી અને તમો જેવાં મેહરબાન બાનુઓ અને ગૃહસ્થોની દિલસોજીથી તે સદા કોશેશ કરતો રહેશે. હું મારી બેઠક લેઉં તે અગાઉ હું આશા રાખું છું, બાનુઓ અને ગૃહસ્થો, કે હું જે કાંઇ બોલ્યો છું તે માત્ર મારા અંગત વિચારોને ખાલેસ અનુમાન તરીકે તમો માની લેશો."

આટલું બોલી છુરીકાંટાના ખડખડાટ અને તાલીઓના ગડગડાટ વચ્ચે ડૉ૦ તેહમુરસ્પ તાલેવંતે પોતાની બેઠક પાછી લીધી. તે પછી જાંહગીરે ઉઠી તેઓનાં આ ટુંકે પણ છટાદાર વીવેચન માટે આપણા આ બોલમાનો ઉપકાર માન્યો. એ વીવેચન પુરૂં થતાં મી૦ બહુબોલા થોડુંકરાએ એક ગુજરાતી રોજીંદા છાપાના બંધ પડવા વીશે ચોકસ ટીકા કરી દીલગીરી સાથ જણાવ્યું કે તે પત્ર એક ચોકસ વર્ગની સદા તરફેણ કરતું હતું અને તેના હકો જાળવતું હતું. તેનાં ડફન થવાથી તે વર્ગને ભારે ખોટ ગઇ હતી. મી૦ રતન રૂસ્તમફરામ જે સદા આવી તકનો લાભ લેવા તત્પર રહેતો હતો તેણે આ તક ઉપર પણ તડાપ મારી.

"સાહેબો, આજે મુંબઇમાં જો કોઇપણ વર્ગ એવો હોય કે જેની હાલત કબસ, કઢંગી, આગળ વધીને કહું તો દયાજનક થઇ પડી હોય તો તે આપણા 'મ્યુનિસિપલ કાઉન્સીલરો,' નામ.ઽર ગવરનર-ની 'કાઉન્સીલ' ના મેમ્બરો, મીલમાલેકો, ઘરધણીઓ, મીલકતદારો મોટા મોટા શેરદલાલો, શરાફો, થાપણવાળાઓ વગેરે છે. સાહેબો, હુ, કહી ગયો તે સઘળાં ગૃહસ્થોની હાલત બાહેરથી કોઇની પણ નજરે અદેખાઇ કરવાસમાન ગણાય, પણ બાતેનમાં તેઓની મુશ્કેલીઓ અને જંજાલાયતો શું શું છે તેનો જાણનાર તો તે પાક પરવરદેગાર સિવાય બીજો કોઇ નથી. [પેલોજ અવાજ—"તું ને ઢાંખરો કાંહ મરી ગીયા?"] એ માનવંત ગૃહસ્થોને પોતાની પદવીની જાળવણીને માટે, જાત પરજાતનાં ભલાંને વાસ્તે, પોતાનાં તન, મન અને ધનનો, પોતાની ઉંઘ અને ભુખનો કેવો ભોગ આપવો પડે છે અને તેનો 'આમ' લોકો કેવો પાર વાળે છે તે તો સાહેબો તમોને પુરતું રોશન છે. રૂના ભાવો પડી જાય છે, શેરનાં બજાર મંદ થઇ જાય છે, સટ્ટામાં હાર ખાવી પડે છે, મિલોના થોબલાં બંધ પડે છે, મજુરો હડતાલ પાડે છે, છતાં એ બીચારાઓને તો એ લોકોની પદવી માફક રહીને લોકોનું કલ્યાણ કરતા રહેવું પડે છે અને 'શેરહોલડરો'ને 'ડીવીડંડ' આપવું પડે છે. અરે, સાહેબો, એ નફ્ત આમ લોકોને પોતાનું લોહી પાઇ પોખવા પડે છે એમ કહું તો ચાલે. પદવી જાળવવા માટે અને દેહનું રક્ષણ કરવા માટે એઓને વાડીબંગલે વસવું પડે છે, ગાડીઘોડા અને 'મોટર' રાખવી પડે છે, દુધાળાં ઢોરો પાળવાં પડે છે, બગીચા અને વાડીઓ વસાવવી પડે છે, 'પ્લેગ'ના ટાઇમમાં પણ મીલોની અને બજારોની વારંવાર મુલાકાત લેવી પડે છે, કકડતી ગરમી અને થંડીમાં કૅારપોરેશનની બેઠકોમાં હાજર થવું પડે છે, તેની ચુંટણી વેળા દોડધામ કરવી પડે છે, અવારનવાર સરકાર અને 'પ્રેસીડંટ' સાથે વીઝોડું લેવું પડે છે, તેઓને ગાળો ભાંડવી પડે છે, અને આમ કરતાં જ્યારે બીચારાઓ ખહી તથા હાંફણ અને બીજા દુષ્ટ રોગોના ભોગ થઇ પડે છે ત્યારે પોતાની તબિયતના સુધારા અર્થે તેઓને વારંવાર માથેરાન, મહાબળેશ્વર, એટલુંજ નહિ પણ વિલાયત, ચીન અને જાપાન વગેરે મુલકોની પનાહ શોધવી પડે છે. વળી પોતાના છોકરાંઓની કેળવણી માટે અને તે લોકોનાં ભવીષ્યનાં પોષણને માટે એ લોકોને ભારે ખર્ચમાં ઉતરવું પડે છે. કેટલીક વખ્ત તો ઘરે

અને મિલકતો મારગેજ પણ મુકવાં પડે છે. એમ છતાં પણ સાહુકારો અને કર ભરનારાઓ, મીલમજુરો અને શેરહોલડરો, બંદરીઆઓ અને બજારીઆઓ તો એઓનો પીછો છોડતા નથી. હવે, સાહેબ, તમો કબૂલ કરશો કે એ સઘળા ગૃહસ્થોની તરફથી લડવાને અને તેઓના હકોની જાળવણી કરવા માટે એક સ્વતંત્ર છાપો ઉભો કરવાની કેટલીબધી જરૂર છે? આ કામ તમો સાહેબોની એકામતીથી સેહલાઇથી ઉભું કરી શકાશે. સત માનજો સાહેબો! છાપો, છાપો, અને છાપોજ તમારા જીવની જોત સમાન છે તેજ તમુને પાર ઉતારશે, વાસ્તે સ્થાપો જલદીથી 'ધી ઇન્ડીપેન્ડન્ટ સીટી ઓફ બોમ્બે એરીસ્ટોક્રેટીક વીકલી જરનલ.' એ જો નહિ સ્થાપો તો એમ માનજો કે તમે જીવતાંજીવત મુવા, ડુબ્યા, તમારૂં સ–સ–સ–થયું અને તંમારી હસ્તી નાબુદ થઇ ગઇ. આ પેપરનું સુકાન તમોએ એક પઢેલ, કઢેલ, અનુભવી, કસાયલા, જમાના ખાધેલ આસામીને સોંપવું જોઇયે. [પેલોજ અવાજ—"કેહની કે તાહરા જેવો; શરમાયચ શાંનો?" હસાહસ.]

મી૦ મેહરજીભાઇ માખણ્યા બોલ્યા કે, "સાહેબો, મી૦ રતન રૂસ્તમફરામે બહુજ અસરકારક રીતે આપણી હાલત આપણાં આગળ દર્શાવી છે. તેવણે આપણો 'સ્નૅપ શૅાટ' લીધો છે—ગોયા આપણી ખરી હાલતની છબી પાડીને આપણા હાથમાં મેલી દીધી છે. એમ છતાં થોડીક બીના એવણ ભુલી ગયા છે તે જણાવવાની પરવાનગી માગું છું. 'આમ' લોકજ આપણને લૂટે છે, આપણું લોહી પીએ છે, એટલાંમાંજ કાંઇ પત્યું નથી. આપણને આપણા ઘોડાવાળાઓ લૂટે છે, તેઓ ઘોડાના ચણા ચોરે છે, આપણા 'શોફરો' દારૂ પીઇ આપણી 'મોટરો'નો ખુરદો કરે છે, અને આપણા કીમતી જીવ જોખમમાં લાવી નાખે છે. માલીઓ આપુસની કેરી અને બગીચાની તરકારી ચોરે છે, મસાલ 'કેરોસીન ઑઇલ' તફડાવે છે, 'બોય' બજારમાંથી ચાંસ મારે છે, 'કુક' ભોજણમાંથી હાઉ કરે છે, રામોસી રાતનો પગાર ખાઇને આપણોજ માલ કોઇ વેળા લૂટાવે છે, ધોબીઓ આપણાં કપડાંઓનો ધાણ કાઢી નાખે છે, ડોકટરો ને વકીલો આપણને ઉભા ને ઉભા વેતરે છે, હજામો કોઇ કોઇ વેળા આપણી દાઢીઓ ઉપર ચપકા મેળે છે, કંત્રાકટરો અને ઇજનેરો આપણને લૂટે છે, 'મ્યુનિસિપલ' વરૂઓ આપણું ચામડું કાઢે છે, 'કારપોરેશન'માં અને 'કાઉન્સીલ'માં

આપણે જીવ જીકાતી નાખીએ છીએ, છતાં આપણી પાસે ફરો લેવામાં આવે છે. ઘણાક છાપાવાળાઓ અદેખાઇના માર્યા આપણાં કીમતી ભાષણો ને તકરારો પ્રગટ કરતા નથી. વળી આ સઘળું જાણે થોડું હોય તેમ આપણને દુકાળ ફંડ, યાદગારીનું ફંડ, સંકટ-નીવારણ ફંડ, મ્યુઝીઅમ ફંડ, દોખ્માં ફંડ, અગ્યારી ફંડ, વગેરેમાં નાણાં કાઢી આપવાં પડે છે. હું મી૦ રૂસ્તમફ્રામને બોલેબોલ મળતો થાઉં છું, અને 'પ્રોપોઝ' કરૂં છું, કે આપણે સઘળાઓએ આવતા ભૃસ્પતવારે સાંજના પાંચ વાગતે કોટ, હોર્નબી રોડ, માખણ્યા હાઉસ મધે, ચોથે માળે મારી 'ઓફીસ'માં એ બાબત ઉપર વધારે તકરાર ચલાવવા અને એક છાપો સ્થાપવાની નેમથી ભેગા મળવું."
[કબુલ, કબુલ છે—'એગ્રીડ, એગ્રીડ'ના અવાજો.]

આ પછી આ કીમતી સભા, વાજબી બોલ્યે તો મેજબાનીના મેમ્બરો, થોડુંક હસીબોલી ગાનતાન કરી પોતપોતાને ઘર વીદાય થયા જેમાં ડૉ૦ તેહમુરસ્પ અને ગુલચેહર સર્વથી પેહલાં હતાં. જાંહગીર કંપાઉન્ડની બાહેર તેઓને વળાવવા ગયો જે વેળાએ ડૉ૦ તેહમુરસ્પે તેના ઉદાસ અને નખાઇ ગયલા ચેહરા વિશે ટીકા કીધા અને થોડા દીવસ તેને પોતાને ત્યાં આવી રેહવા ઓજરખાહીથી ઇજન કીધું, જે ઇજન જાંહગીરે કાંઇપણ આનાકાની વગર ઉપાડી લીધું.

---

## પ્રકરણ ૫૯ મું.

---

## 'જરનાલીસ્ટીક' જાહેલીયત–ડીંગમારૂઓનો ઢાંગ.

---

"દહેશ્તથી છીએ અજાણ—હમે પોતે જો શહેતાન,
જેવા છીએ શૂરા—સૌ વાતે બસ પૂરા
ચોરોના છીએ સરદાર—મકારોના મકાર,
ન્હાસે ભુતોબી હમથી કોશો દુર."

ઠરાવેલે દિવસે શેઠ મેહરજીભાઇ માખણ્યા (મસકાદાસ)ની 'ઓફીસ' માં ધારેલી સભા મળી, અને ત્યાંની ત્યાંજ એક કંપની સ્થાપવામાં

આવી, જેના મુરબીઓ તરીકે ખા. બ. બહેમનશાહ અને મી૦ મેહરજીભાઇ માખણ્યા નેમાયા. આ કંપની જે 'બખ્તાવર, માખણ્યા એન્ડ કંપની'ને નામે પાછલથી જાણીતી થઇ હતી તેણે પેલો ડફન થયલો છાપો જે પેલા ચોકસ વર્ગના હક સાચવવાને જાણીતો થયો હતો તેના સઘળા હકઇલાકા અસકયામત વગેરે ખરીદી લીધાં. એક મહિનાની ટુક મુદતમાં તો 'નંબર ફોર્ટીન, માખણ્યા હાઉસ, હૉર્નબી રોડ' મધે 'ધી ઇન્ડીપેન્ડન્ટ સીટી ઑાફ બોમ્બે એરીસ્ટોક્રેટીક વીકલી જરનલ'ની ભપકાબંધ 'ઑાફીસ' અને છાપખાનું પુર ઠાઠમાઠ સાથ ઉઘાડવામાં આવ્યાં. તેના 'એડીટર' અને 'મેનેજર' તરીકે રતન રૂસ્તમફ્રામની નેમણુંક થઇ, અને 'સબ-એડીટર' તરીકે વિલાયતમાં લાંબો અનુભવ મેળવી કેળવાઇને કંદ થઇ આવેલા મી૦ સોહરાબ બહમનશાહ બખ્તાવરની નેમણુક કરવામાં આવી. આ જગપ્રસીધ 'જરનલ'ને મથાળે આપણી શેહર સમાજનો મુદ્રાલેખ "અરબ્સ-પ્રાઇમા-ઇન-ઇન્ડીઝ" મેળવામાં આવ્યો હતો. તેના પેહલા અંકમાં તે વખ્તના 'કોરપોરેશન'ના પ્રમુખની તથા ખા૦ બ૦ બહમનશાહ અને તેવણનાં ધણિયાણીની, શેઠ મેહરજીભાઇ માખણ્યા મસકાદાસની અને આ સાહસીક પત્રના 'એડીટર' અને 'સબ-એડીટર'ની તસ્વીરો આપવામાં આવી હતી. પાછલા અંકોમાં સીલસીલાબંધ જુદા જુદા મેમ્બરોની છબીઓ લેવામાં આવી હતી. આ પત્રનું મૂખ્ય કામ 'ચલેજાવબલેજાવ' સાહેબોના અને તેની બાહેરના ચોકસ આંગીઓની બાંગ પોકારવાનું અને તેઓનાં બાકાં ફુંકવાનું થઇ પડયું. તે ઉપરાંત સંસારી અને સરકારી સવાલો મધે આ પત્રે માથું ઘાલ્યું અને તે સવાલો ઉપર ચુનોચેરા એવા પ્રકારની કરવા માંડી કે તે ઉપર નામદાર સરકારનું ધ્યાન ખેંચાયું અને કાયદાની ચુંગાલમાં સપડાતું આ મહાવારી પત્ર સેહજે બચી ગયું. ખાનગી ગીબત અને હસદનાં લખાણોથી ત્રણ ત્રણ 'લાયબલ' ના 'કેસો' ઉભા થયા, જેથી આ 'બખ્તાવર કુંપની' ને ભારે જેહમત અને ખર્ચમાં ઉતરવું પડયું, અને 'એડીટર' અને 'સબ-એડીટર' ને ત્રણ મહિનાનાં સાદાં કેદખાનાંની અને રૂપીયા એક હજારના દંડની શીક્ષા ખમવી પડી. ભારે નુકસાનીમાં છાપો ઉતરયાથી કુંપનીએ તેનું 'ગુડવીલ' બહુ નીર્જીવ દામે વેચી નાખ્યું. સાદાં કેદખાનાંમાં પુરાયાથી આપણા આ બે રમતાપંચીઓ

કાંઇ સુકાઇસોહરાઇ ગયા નહિ. તેઓ તો માત્ર નામદાર સરકારને ખર્ચે વગરભાડાંની હવેલીમાં હવાફેરફાર કરવા ગયા હતા. તેઓનીજ માફક પોતાના એવડ્ડા ભાઇભાડું અને જાતભાઇઓને હાથે હલાક થયલા થોડાક કોચીના સાહુકારોની સાથે આ વગરભાડાંનાં ઘરમાં, ખોદાતાલા બાનુ સુનાને સલામત રાખે તેવણના પૈસાથી ચોપટ, ડામ, બીઝીક વગેરે ખેલવામાં અને બપોરે ખીર અને રાત્રે બબો ઠોકવામાં અને જાતજાતનાં મિષ્ટાંનો ખાવામાં અને ગાનતાન કરવામાં તેઓ વખત ગુજારતા.

---

## પ્રકરણ ૫૭ મું.

### એક કાર્યસાધક કેતાબખાનું–સુધારાની પગથી ઉપર પહેલું પગલું.

" અબળા જાતી કમળ ભાતી નાર ગણાતી
　　　　　　　　નબળી નહી,
અબળા જાતી શૂર મદમાતી સદ્દગુણમાં
　　　　　　　　ઉભાતી રહી.

ડૉ૦ તેહમુરસ્પે દીધેલાં નોતરાંની રૂએ જાંહગીર તેઓને ત્યાં આવી રહયા પછી તેની માંદગીએ ગંભિર રૂપ લીધું. તેને 'બ્રેન ફીવર' લાગુ પડી અને તેની હાલત ચીંતાતુર થઇ પડી તે એટલી હદસુધી કે ડૉ૦ દારાબશાહને એકાદ બે ઇંગ્રેજ તબીબો સાથે મસ-લત કરવી પડી. ડૉકટરોનો અભીપ્રાય એવો હતો કે આ 'બ્રેન ફ્રીવર'નો કાંઇપણ સબબ હોવો જોઇયે. જાંહગીરનાં મન ઉપર કોઇ ચોકસ વાત અથવા બનાવ લાંબો વખ્ત સુધી જડઘાલી બેઠેલો હોવો જોઇયે, અને કોઇ ચોકસ જાતની નાસુરાદીએ તેનાં મનમાં ઘર કીધેલું હોવું જોઇયે. એ વિચારને અનુસરીને ત્રણે ડૉકટરોએ ઠરાવ કીધો કે જાંહગીર જે લવારો કરતો હતો તે લવારાબકારા ઉપર ડૉ૦ દારાબશાહે પુરતું લક્ષ આપી તેનો સાર ઉપજાવવાની કોશેશ કરવી, અને ત્યારકેડે જાંહગીરનાં ઉશ્કેરાયલાં મનનું સમાધાન કરવાને બનતા ઉપાયો યોજવા. આ ઉપરથી જયારે પણ જાંહગીર લવારો

કરતો ત્યારે ડૉ૦ દારાબશાહ તેની પાસેજ રહેતા. જાંહગીર કોઇવાર ડૉ૦ દારાબશાહને સહેજ પીછાણવાનાં ચીન્હ દેખાડતો તો વળી ઘણીવાર તે તેવણને દીનુ તરીકે માની લેતો.

ડૉ૦ દારાબશાહે આ ઉપરથી સાર ખેંચ્યો કે જાંહગીરની 'બ્રેન ફીવર' નું કારણ દીનુ હતી. એ સાર ખેંચ્યા પછી ઉપાય યોજવા જોઇયે જે ઉપર ડૉ૦ તેહમુરસ્પ સાથ બહુ બારીક વિચાર ચલાવી તેઓ એવાં અનુમાન ઉપર આવ્યા કે કાંઇપણ કીમતે અને જેહમતે દીનુનું દીલ પીગળાવવું અને તેણીને કાંઇ નહિ તો જાંહગીર સારો થાય ત્યાંસુધી તેના ચાલુ સમાગમમાં લાવવી. આ ઠરાવ બજા લાવવો તે સુફેદ દેવ સાથે તક્કર ઝીલવાસમાન હતું. વળી જરબાનુનો પણ વિચાર કરવાનો હતો. એકબારગી દીનુ પીગળે, પણ જરબાનુને પીગળાવવી ને હવા સાથે લડાઇ કરવી તે સરખુંજ હતું.

આ પ્રકરણ વાંચતાં હું મારી નાજુક બેહનપણીઓનાં કપાળ ઉપર હસવાનો ચીટલો ચઢેલો જોઉ છું. "કેમ લાલાજી, તમોએ તો અમોને શરૂઆતમાં કહયું હતું કે પ્યારનાં તાહેલાંથી આ તમારી કથાને તમે નીરાળી રાખશો ને અહીંયાં તો ફરીફરીને કેહજે કયાં તો જયાંનાં ત્યાં. આખરે એજ લાકરૂં તમે પણ ગુસાવ્યું ખરૂં."

ધીરી, ધીરી, બાનુઓ! જાંહગીર પોતાના સઘળા સદ્‌ગુણો છતાં બહુ જીદી હતો. એક વેળા તેણે માની લીધું કે દીનુ તેને પરણવાને બંધાયલી હતી, એટલે તે જીદને તે ચીવટાઇથી વળગી રહયો.

જયારે કાંઇપણ વિચિત્ર બનાવ અથવા ધડકધુજારા ઇંગ્રેજી સંસાર મંડળમાં બને છે ત્યારે તેઓ માની લે છે કે તે બનાવને તળીએ સ્ત્રી, સ્ત્રી અને સ્ત્રીજ છુપાયલી હોવી જોઇએ. "સૌનો રાહ તે વહુનો રાહ." પારસીભાઇઓ માટે કયાં વળી આમ નથી? બૈરાંઓનાં કૌતક તો રહયાં, પણ પુરૂષોનાં ખેનકૌતકોમાં અને ખેમાનોમાં તેમજ તેઓનાં ભેજાંનો, બદનનો અને દેલીનો ભુકો કરવામાં સ્ત્રીજાતીજ મૂખ્ય ભાગ ભજવે છે. આપણા જાંહગીરનાં ભેજાંનો ભુકો કરનાર દીનબાનુ તેની આ માંદગીથી કેવળ અંજાણ હતી. બીજે દિને સહવારે તેવણ 'યંગ લેડીઝ

જરનલ' માં પોતાનું માથું ખોસી પોતાની 'કૉફી' ધીમે ધીમે 'સીપ' કરતાં હતાં, જયારે નજી જેને હવે નવાજબાનુનાં મોઢું ભરાઇ જાય તેવાં નામથી દીનબાનુ બોલાવતી હતી તે જીમ અને જેસી નામનાં તેણીનાં માનિતાં ચોપગાં વર-વહુ સાથે ગેલ કરતી હતી. આ વેળા બોયે આવી ધ્યાન ખેંચવા બારણા ઉપર ટકોરા મારી મેમસાબ આગળ એક સુંદર 'સાલ્વર' ધરી, જે ઉપર ખુલ્લાં લીલાં પરબીડાંમાં બીડેલી એક ચીઠ્ઠી હતી. મેમસાબે તે પરબીડાં ઉપરનો 'મૉટો' પીછાણતાં કાંઇક આતુરતાથી તે ઉપાડી લીધી અને તેજ 'સાલ્વર' ઉપરની એક નાનકડી 'પેપર નાઇફ' થી તે રૂકો પોતાની નજર સનમુખ ખુલ્લો કીધો.—

તાલેવંત મિનાર,

નેપ્યન સી રોડ,

મુંબઇ, તા૦———

**વહાલાં બેહન દીનબાનુ,**

"લાંબી મુદત થઇ આપણે મલ્યાં નથી, તેમ છતાં હું ધારૂં છું કે મહારે હાથનો આ કાગજ તમોને મળવે તમો ખુશી તો થશોજ. મહારા તેહમુરસ્પને તમો પાંચ છ દીવસની વાત ઉપર 'બુકસેલર' મી૦ તારાપોરવાળાની દુકાને મલ્યાં હતાં ત્યારે તમે તેહમુરસ્પની નવી 'લાઇબ્રેરી' જોવાની ઇંતેજારી બતાવી હતી અને તેહમુરસ્પે તેમ કરવા દેવાની મોટી ખુશી દેખાડી હતી.આજે દશ વાગતાંને શુમારે તમો અમારે ત્યાં એ 'લાઇબ્રેરી' જોવા પધારશો અને બપોર તથા રાતનું ખાણું હમારી સાથેજ લેશો તો હું અને મહારા તેહમુરસ્પ તેમજ હમારો ગુસી ઘણાં ખુશી થઇશું. રાત્રે તમારી ગાડી મંગાવવાની તકલીફ લેશો ના. આજનો દિવસ હમારી ગાડી તમારીજ સમજજો.

"મેહરબાન બેહન જરબાનુને તમારી ગેરહાજરીથી અસીકું લાગશે તે માટે હમારી તરફથી તેઓની માફી ચાહજો. તમોને કશી અડચણ નહિ હોય તો તમારી નાની 'કમ્પેનીયન' નાજા અને જીમ તથા જેસીને તમોને સોહવાવા માટે લેતાં આવજો.

"જવાબમાં બે લાઇન લખી આપવાની તકલીફ લેશો.

હમારી ત્રણેની ઘણી ઘણી દુવાઓ સાથે,

હું છું,

તમારી દુવાગીર બેહન,

**ગુલચેહર તેહમુરસ્પ તાલેવંત."**

કુલે મર્દજાતને વાસ્તે દીનબાનુને સખ્ત અણગમો હતો તે તો આપણે જાણીએ છીયે, છતાં બાતેનમાં તેણી ડૉ૦ તેહમુરસ્પને તેવણની કાબેલ્યત માટે, અને તે કરતાં વધુ તેવણના આ ઉત્તમ ગુણોથી તેવણ પોતે કેવા અંજાણા હતા તે માટે, તેવણને વખાણતી. ગુલચેહરને માટે પણ તેણી સારી લાગણી ધરાવતી. બે ત્રણ વેળા સ્ત્રી તથા પુરૂષોની ફર્જ તથા હકઇલાકા વીશે તેણી ડૉ૦ તેહમુરસ્પ સાથે તકરારમાં ઉતરી હતી, જેમાં તેવણે ઘણીજ બાહોશાથી, ખંતથી અને ધીરજથી આપણી આ મર્દ-સ્ત્રીને શીકશ્ત આપી તેણીને માર્ગે મોકળી હતી. 'લાયબ્રેરી' તો જોવી ને ફર જોવી, ને જો બની શકે તો 'તાલેવંત મિનાર'વાળા થંડા શીક્ષાગુરૂને એકવાર પાછા તકરારનાં વમળમાં આજે ઉતારવા ને ફર ઉતારવા અને માહત કરવા. પણ મેહતાજી જરબાનુનું કેમ ? તેવણને કેમ સમજાવવાં ? તેવણ સાથે ખેંચાઇ તો નહિ આવે ?

કેહ છે કે શેતાનને જોવો હોય તો માત્ર ડોક્યું કરવાનીજ વાર. શેતાનની બેહન જરબાનુનો હજી તો દીનુ વિચાર કરે તેટલાંજ નેકનામીનો આ ભંડાર તેણીની પાછલ આવી ઉભો. "તાલેવંત વાળાનો 'મેસેનજર' તહારે વાસ્તે 'લેટર' લાયોચ કે ? એ ચસકેલો શું કેહેચ ? એ તો જમાને ફીલસૂફમાં ખપેચ, પણ જાહેરમાં તો કોઇ દહારો પોતાના બાયલા જાતભાઇઓને સુધારવાનું બીડું ઝડફતો નથી. ભાશણના બધા કોથરા પેલી એની ચીબી બઇરી ને પોર્યા આગળજ એ સદા ખાલી કરેચ." જવાબમાં દીનબાનુએ તાલેવંત મિનારવાળો કાગળ મોટાં બાઇના હાથમાં મેલ્યો, જે ઝટ વાંચી લઇ તુચ્છકારથી દીનુ તરફ તેણીએ પાછો ફેંકયો.

" 'છટ નોનસન્સ,' દીનુ, મને તો બધું 'હંબગ' લાગેચ. 'લાઇ-બ્રેરી' જોવાનું તો બહાનું છે. એમ કરીને પોતાને ત્યાં તુંને પસરાવીને તેરવા માંગેચ. પેલો ડારલીંગ ગુસી તુંને ગમેચ કેની? 'ડુ યુ સી ધી ગેમ નાઉ!' છટકું તો ઠીક માંડેલું લાગેચ, તપાસજે. એ લોકના 'ઇમપ્યુડન્સ' ની કાંહ હદ આવશે?"

કેટલીક તકરાર ચાલ્યા બાદ નીચલો ટુંકો ને ટચ જવાબ 'તાલે-વંત મિનાર'માં ફરી વળ્યોઃ—

**'ફ્રીડમ વીલા,'**
વૉર્ડન રોડ,

તા૦——————

**મેહુરબાન બેહનજી,**

"તમારો તા૦——————નો લખેલો કાગજ તમારા 'મેસેનજરે' હમોને પહોંચાડયો છે. એ કાગજ તમોએ મને 'એડ્રેસ' કરવો હતો. તમારા ફીલસૂફ ધણીજીએ એ બાબદમાં તમોને ઘટતી સલ્લાહ નહિ આપી તે દેખાડે છે કે આખા 'મેલ કલાસ' થી એવણ કોઇપણ રીતે જુદા પડતા નથી.

"દીનબાનુ તમારે ત્યાં માત્ર લાઇબ્રેરી જોવા બરાબર દશ વાગતે આવશે, અને બાર વાગતે એની સાથે ખાણું લેવા હું મારે ત્યાં તૈયાર રહીશ.

લા૦ તમારી ઓચીંતી માયા મહેરબાની
ટળે દબાઇ ગયલી,

**જરબાનુ જી. જાલનેવાળા."**



# પ્રકરણ ૫૮ મું.

## તિલસ્મે તેહમુરસ્પ—મર્દાની ઓરતનાં કઠણ હૈડાંનું પીગળવું.

"ચંદ્ર કાન્તિમાં વણુ ભ્રાંન્તિ કમળ વદની કોમળ ખરી,
પણુ દીલની દ્રઢતામાં ચઢતી શક્તીવાન શૂરી નરી."

સહવારના કલાક આંઠને શુમારે 'તાલેવંત મિનાર'માં જરબાનુનું કાગળ મળતાં કાંઇપણ અજાયબી કે ખેદ ઉત્પન્ન થયો નહિ, કારણ આ નામચીન બાનુનો સ્વભાવ સર્વેને રોશન હતો. ઠરાવ એવો થયો કે દીનુને 'હૉલ'માં આવકાર આપી થોડીક ગુફ્તેગુ પછી ગુલચેહરે તેણીને વરંડાને રસ્તે 'લાઇબ્રેરી'માં લઇ જવી, જયાં ડૉ૦ તેહમુરસ્પ તેણીને આવકાર દેવાના હતા. આ 'લાઇબ્રેરી'ને બે બારણાં હતાં, જે માંહેલું એક વરંડા ઉપર ઉંઘડતું હતું અને બીજું એક 'બેડ રૂમ'માં ઉંઘડતું હતું, કે જે 'બેડ રૂમ'માં બીમાર જાહગીરનું બીછાનું હતું. વધુ ઠરાવ એવો કરવામાં આવ્યો હતો કે 'લાઇબ્રેરી' જોઇ રહયા પછી દીનુને 'હૉલ'માં પાછી લઇ જવી, પણ તે વરંડાને રસ્તે નહિ પણ 'લાઇબ્રેરી'નાં બીજાં બારણાંમાંથી કે જે બારણાંમાંથી જાંહગીરના ઓરડામાં થઇને 'હૉલ' માં જવાતું હતું.

બરાબર દશ વાગતે એક 'સ્માર્ટ વિકટોરિયા' 'તાલેવંત મિનાર' ના 'પૉર્ટીકો' માં આવી ઉભી જેમાંથી એક સોહામણા દેખાવની જવાન બાનુ એક નાની સાદા દેખાવની અને સાદાં પણ સુંદર કપડાંમાં સજ્જ થયલી છુચીનો હાથ પોતાના હાથમાં મજબુત પકડી કુદી પડી. તેઓની પાછલ બે આસુદાં કુતરાંઓએ બાહેર છીપલાવ્યું. જમીનપર પગ મેળતાં તેણીએ 'કોચમેન' ને હુકમ કીધો કે બરાબર પોણાબાર વાગતે ગાડી પાછી ત્યાં હાજર કરવી. વરંડામાં આ રોણકદાર કંપનીને ગુલચેહર અને ગુસીએ આવકાર આપ્યો. અરસપરસ ખેરઆરીયત પુછાયા પછી, અને દીનબાનુએ એક સુંદર 'રીકલાઇનીંગ ચેર' માં બેઠક લીધા પછી, પેલાં બે ચોપગાં ફરમાબરદારો તેવણના જમણા હાથ ઉપર જાણે તેવણની

ચોકી કરતાં હોય તેમ, અને તેવણનો પડયો બોલ ઉંચકી લેવાને તૈયાર હોય તેમ, તેવણની તરફ ટગરટગર જોતાં બેઠાં. પેલી બુચી બાઇ જે વીલરડોસાંની બેહનની દીકરી આલીની દીકરી નજી ઉર્ફે નવાજબાનુ હતી, તેણી મેમસાબના ડાબા હાથ ઉપર હાવીઠીકી થઇ બેઠી હતી. થોડીક ગુફ્તેગુ જે મોટે ભાગે દીનબાનુએ ગુલચેહર સાથ ચલાવી તે ખલાસ થયા પછી આ ઠસ્સાદાર પરોણાએ 'લાઇબ્રેરી' જોવાની ઇચ્છા દેખાડયાથી ગુલચેહર ઠરાવ મુજબ બે બેપગાં અને બે ચોપગાં સઘળાં મળી બાર પગવાળાં ચાર પ્રાણીઓને વરંડાને માર્ગે 'લાઇબ્રેરી રૂમ'માં દોરી ગયાં. ગુસીને ટોઠું નહિ મળ્યાથી તે જાંહગીરવાળા ઓરડામાં સટકી ગયો. આશરે પોણા કલાક પછી એક નરમ પણ મજબુત હાથે જાંહગીરવાળા અને 'લાઇબ્રેરી'વાળા ઓરડાઓ વચ્ચેનું બારણું ખોલ્યું, અને તે માંહેથી ડૉ૦ તેહમુરસ્પ એક જુવાન બાઇ, એક બુચી, અને બે કુતરાં પોતા પાછલ લઇ જાંહગીરવાળા ઓરડામાં દાખલ થયા. તેમ કરવા અગાઉ તેઓએ પોતાની આંગલી પોતાનાં નાક ઉપર મેલી પેલી બે જુવાન બાઇઓને આસ્તે ચાલવાની ચેતવણી આપી.

એક 'સીક બેડ' ઉપર જાંહગીર ભારે તાસવીસ કરતો પડેલો હતો. એક બાજુએ તેના બાપ હોરમજશાહ એક હાથ ઉપર માથું ટેકવી ઉંડા વિચારમાં પડેલા હતા. જાંહગીરની માંદગીના આ ત્રણ ચાર દીવસમાં તેવણ સુકાઇને બુમલા જેવા થઇ ગયા હતા. તેવણની સુફેદ બરફ જેવી દાઢી અને લાંબા 'ઑલ્ડ ફૅશન' બાલના ગુચ્છા કેટલાક દહાડાના હોરયા નહિ હોય તેમ આમનેમ વીખરાઇ પડયા હતા, અને તેવણના ડોળા ઇંતેજારી અને ઉજાગરાથી લાલચોળ થઇ આવ્યા હતા. જાંહગીરની તબીયત આજે વધારે બગડેલી હતી. ધારેલી લાંબી મુદ્દતની ભયાનક માંદગીના સૌથી ચીંતાતુર તબક્કામાંથી હાલ તે પસાર થતો હતો. આખી રાતના ઉજાગરા અને લવારા પછી હવડાંજ તે ધીમી પણ સળવળ થતી ઉંઘમાં પડેલો હતો. ગડબડયા ઉસ્કેરાયલા લવારાને બદલે હાલ તે ધીમો લવારો કરતો હતો. ગુસી તેના પગ આગળ ઉભો હતો. ડૉ૦ દારાબશાહ એક હાથમાં પોતાનું ઘડિયાળ પકડી બીજે હાથે બહુજ ચીંતાતુર ચેહરે જાંહગીરની નાડી તપાસતા હતા. વખતોવખત આપેલાં દવાપાણીનું અને તપાસેલાં 'ટેમપરેચર'નું વીગતવાર 'લીસ્ટ' અને પેનસીલ

હાથમાં લઇ ડૉ૦ દારાબશાહના હુકમની રાહ જોતી મેરી ત્યાં ખડી હતી. માખીઓનો આ મોસમમાં ઝાડપાનોને લીધે તેહમુરસ્પ શેઠના બંગલામાં ઉપદ્રવ હોવાથી નરમ 'નેટ'નો એક ટુકડો જાંહગીરનાં મોં ઉપર નાખવામાં આવ્યો હતો. આવી કટોકટ ને સટોસટની વખ્તે પેલો રોણકદાર 'ગ્રૂપ' 'લાઇબ્રેરી' માંથી થઇને તે 'બેડ રૂમ' માં પેઠો. આ દેખાવ જોઇને દીનબાનુ ઉપર કાંઇપણ અસર થઇ નહિ એમ બોલવું તે ખુદ કુદરતી કાયદાઓને અકુદરતી બનાવવાસમાન ગણાય. એક પળમાં આ શોકાતુર ગ્રૂપના શોકજનક ચેહરાઓ ઉપર તેણીએ એક ઝડપી નજર ફેંકી તેઓને નીહાળી લીધાં. આમ છતાં તેણીને સહેજ પણ ખ્યાલ નહિ ગયો કે તે બીમાર પુરૂષ જાંહગીર હતો. હમેશના કરતાં લગાર વધુ નરમાશથી તેણીએ ડૉ૦ તેહમુરસ્પને સવાલ કરવા જેટલી સભ્યતા બતાવી. "એ કોણ સીક છે ડોકટર, મેહરબાની કરી મને જણાવશો?" આ સવાલ પુછતાં તેણી ડૉ૦ દારાબશાહની લગોલગ દર્દીનાં બીછાના તુલીક આવી પહોંચી.

દીનુના આ સવાલથી સઘળાંઓની નજર તેણીની તરફ ખેંચાઇ, પણ ડૉ૦ દારાબશાહે ડૉકટરી ધીરજથી પોતાની નજર પોતાનાં ઘડિયાળ તરફથી ખીસાડી નહિ. હોરમજશાહે પોતાના હાથપર ટેકવેલું માથું ખીસાડી દીનુ તરફ જોયું અને તેને ઓળખતાં વાર તેવણનો ચેહરો ગુસ્સાથી વિક્રાળ થઇ ગયો. ડૉ૦ તેહમુરસ્પ જવાબ આપે તે અગાઉ તેવણ જુસ્સાથી બોલી ઉઠ્યા. "આવીબી કોઇ નફ્ત છે! હજુર તો પુછેચ કે એ કોણ? જોતી નથી, ઓળખતી નથી, નહિ ઓળખતી હોય તો આંખ ફેરીને જો. તાહરેજ લીધે એ પટકાઇ પરયો, તુંજ હૈયાંફુટીનો એ ભોગ થયો."

હોરમજશાહનો આ જુસ્સો જોઇ ડૉ૦ દારાબશાહ બોલ્યા. "ધીરા થાવો, હોરમજશાહ શેઠ. આ જગા પંચાતી કરવાની નથી. તમે ભુલી જાઓચ કે એમ કીધાથી તો તમે તમારા દીકરાની તબીયતમાં ઓરબી બગાડો કરશો. જુઓ. એ જાગતો થઇ ગયો હોય તેમ લાગેચ"

ડૉ૦ દારાબશાહે વાપરેલા 'દીકરા" શબ્દથી દીનુનાં મન ઉપર કાંઇ ચમત્કારીક અસર થયલી દીસી. "કોણ? જાંહગીર!" તેણી બોલી. "હોય નહિ, તમે લોકો મને ઠગોચ."

ડૉ૦ તેહમુરસ્પે જોયુ કે હવે વખત આવી પુંહચ્યો હતો. જવાબ વાળવાને બદલે હલવેથી અને શાંતિથી તેવણે જાંહગીરનાં મોં ઉપર નાખેલો 'નેટ'નો ટુકડો ઉંચકી લીધો, અને પછી તુરત દીનુનાં મોં ઉપર શું અસર થાય છે તે જોવા પોતાની આંખો ઉંચકી અને તેણીના ચેહરા ઉપર ઠેરવી. દીલાવર કુટુંબથી ઉતરી આવેલી, બાનુ સુના જેવી મગરૂર ઓરતની આ તુંડ બેટીની સઘળી દીલાવરી અને મગરૂરી હવે એક પળમાં હવામાં ઉડી ગઇ. જે કોમળ હૈયાંને તેણીએ પગ તળે કચડી નાખી જરબાનુ જેવી કડણુ હૈડાંની ગૈરીની બેડીમાં જકડી લીધું હતું તે હૈડાંએ હવે મજબુત 'પ્રોટેસ્ટ' ઉઠાવ્યો. બેધ્યાનપણે પોતા તરફ ટીકતી જાંહગીરની 'મીનીંગલેસ' આંખોએ, તેના દબાઇ ગયલા ગાલોએ, તેની ફીક્કી પડી ગયલી ચામડીએ, અને તેના ઉજળાપુણી જેવા હોઠોએ દીનુનાં હૈડાંએ શરૂ કીધેલાં કામને સરંજામ ઉતાર્યું. આખર કરે પણ ઓરત! આ ગંભીર અને શોકાતુર સંજોગો વચ્ચે તેણીનું સઘળું નકલી મર્દપણું તેણીને તજી ગયું. ઓરત ખમીરે તેણીનાં અંતઃકરણમાં બળવો જગાડયો. સઘળું ઓરતપણું તેણીની છાતીમાં ધાઇ આવ્યું. તેણીએ હવે જોયું કે આ દર્દીને જાંહગીર તરીકે નહિ માની લેવામાં તેણીએ પોતે પોતાનેજ ઠગી હતી. એ તો ખરેખર તેજ હતો. તેના કાન હતા, પણ તે સાંભળતો ન હતો. તે આંખો ખોલી જોતો હતો, પણ કોઇનેબી પીછાણી શકતો ન હતો. એ તેજ જાંહગીર હતો કે જેણે પેલા 'મોટર'ના અકસ્માતમાંથી વખતસર તેણીને બચાવી લીધી હતી. આ સઘળા સામટા વિચારોની અસર તળે થોડીક પળ તેણી દીગમુઢ જેવી થઇ ગઇ. તેણીને લાગ્યું કે તેણીનું સઘળું કૌવત તેણીને છોડી જતું હતું. તેણીએ પોતાનો થંડો હાથ બેધ્યાન-પણે કાંઇ અદ્‌ભુતશકતી તેણીને દોરવતી હોય તેમ જાંહગીરના ગરમ દેમાગ ઉપર ફેરવ્યો. બન્ને ચગોર ડૉકટરોએ તે મગરૂર છોકરી ઉપર થયલી અસર એક પળમાં જોઇ લીધી, અને બને એટલો લાંબો વખત તે તકાવી રાખવાને તેઓએ પોતાનાં મનમાં ઠરાવ કીધો. હોરમજશાહ શેઠ પાછા ઉસ્કેરાઇ નહિ જાય કરી ગુલચેહરે તેણીના પીતાસમાન આ જૈફ ગૃહસ્થનો એક હાથ પોતાના હાથમાં લઇ બીજા હાથે તેવણનો બરડો પસવારતાં તેવણનાં કાનમાં કહયું. "બાવા, તમે મને તમારી દીકરી

તરીકે ગણુતા હોવો તો ફકત માહરે ખાતર હમણા કાંઇ બોલતા ના. ખોદાતાલા એમાંથી કાંઇ સારૂંજ કરવાનો હોશે તેથીજ તે દીનુનાં પગલાં આપરે ત્યાં આજે લાયોચ."

તાલેવંત કુટુંબે ગોઠવેલા દુરઅંદેશ 'પ્લાન'થી હોરમજશાહ શેઠ માહીતગાર હતા નહિ. આ તબકકે જાંહગીરે પાછો બકારો શરૂ કીધો. "હું કહાં છેઉં? અરે, એ તો પેલી શેહતાન જરબાનુનું ઘેર છે. અહીંથી મને લઇ જાવ, લઇ જાવ, નહિ તો એની ચેલી દીનુ મને મારી નાખશે. શું હું તુંને ગમતો નથી? શું હું નાલાયક છેઉં? લાયક કે નાલાયક, પણ તું મને અદરાયલી છે. મારશ કે મરશ, પણ તુંને નહિ પરણું તો હું પારસીબચ્ચો નહિ" આમ બોલતાં તેણે જોરશથી તેના કપાળ ઉપર ફરતો દીનુનો કોમળ હાથ પોતાના હાથમાં ઝાલી લીધો. "અરે, એ કોણનો હાથ? દારાબશાહ તમારો કે? નહિ, નહિ, એ તો પેલી નાતરસ દીનુનો હાથ છે. જુઠ્ઠી, ના કેહેચ?" એમ કહી તેણે જોરસમેત તે હાથ ઝડકાતી કહાડયો. "મહારી લૉકેટ કહાં ગેઇ? એજ શેહતાનજાદી તેબી ચોરી ગેઇ હોશે. લાવ માહરી લૉકેટ."

ડૉ૦ તેહમુરસ્પે જોયું કે ઉપાય નંબર બે અજમાવવાનો હવે વખ્ત આવ્યો હતો. તેવણે પાસે ઓરવેલાં જાંહગીરનાં વાસ્કુતનાં ખીસામાંથી તેની માનિતી લૉકેટ ખેંચી કહાડી અને તે ખુલ્લી કરી જાણે ભુલથી જાંહગીરના હાથમાં આપતાં દીનુના હાથમાં અપાઇ ગઇ હોય તેમ તેણીના હાથમાં તે મેલી દીધી. દીનુએ તે ઉપર નજર ફેંકી તો એક બાજુ જાંહગીરની માની અને બીજી બાજુ નાનપણમાં પડાવેલી તેણીની પોતાની સબી તેણીએ જોઇ. થોડીક પળ તેણીએ તે સબીઓ ટગરટગર જોયા કીધી, અને પછી ડૉ૦ તેહમુરસ્પના હાથમાં ધીરેથી તે પાછી મેલી. ડૉ૦ તેહમુરસ્પને લાગ્યું કે આ વેળા તે નાજુક હાથ ધ્રુજતો હતો, અને તે સુંદર આંખોમાંથી એક એક આંસુ તેણીના સુવાલા ગાલો ઉપર ખરી પડયું હતું.

ડૉ૦ દારાબશાહે જાંહગીરને પાછો બેચેન થતો જોઇ સઘળાંઓને બાહેર જવા ફરમાવ્યું. ગુલચેહર અને ગુસી સીવાય સઘળાં સામે બારણે હૉલમાં પેઠાં. બાર તો કેવારના વાગી ગયા હતા, અને દીનુની ગાડી આવી

ખોટી થતી હતી તેની પણ ફીકર હવે તેણીને રહી હતી નહિ. એ સારી અસર હતી, અને તેમાંથી તેણીને જાગૃત કરવાને કોઇએ દરૂરત વિચાર્યું નહિ. બાહેર આવ્યા પછી દીનુએ ડૉ૦ તેહમુરસ્પને જાંહગીરની તબીયત વીશે સવાલ કીધો, જેના જવાબમાં તેવણે તેનાં ખરાં ગંભીર રૂપમાં તે તબીયતનો હેવાલ તેણીની આગળ રજુ કીધો. "તમારાં જેવાં એક શીખેલાં બાનુ જાણતાં તો હોવાં જોઇએ દીનબાનુ, કે 'બ્રેન ફીવર' થી પીડાતું માણસ મોતના પંજામાં સપડાયલું કેહેવાય. ડૉ૦ માયર અને ડૉ૦ દારાબશાહ કેહેચ કે જાંહગીરનો લવારો બંધ પડે નહિ ત્યાંસુધી કંઇબી ચોકસ મત આપી શકાય નહિ. આજે સાંજે સાત વાગતે ચાર ડૉકટરોની 'કમીટી' અહીંયાં મળનાર છે."

"પણ એકાએક એવા 'હેલ્થી' માણસને આવી 'હેલ્થી લોકેલીટી' માં 'બ્રેન ફીવર' થવાનું કંઇ કારણ એ લોકો કેહેતા હોશેની?" દીનુએ સવાલ કીધો.

"ડૉકટરના કેહેવા પ્રમાણે એનાં મનની ઉશ્કેરાયલી હાલત જે મનપરના ચોકસ બોજાથી ઉત્પન્ન થયેલી છે તે 'બ્રેન ફીવર' નું ખરૂં કારણ છે." ડૉ૦ તેહમુરસ્પે જવાબ વાલ્યો.

"પણ એવો તે શું બોજો એનાં મન ઉપર છે? એ કંઇ 'ડેટ' 'બૅટ'માં તો નહિ હૅતો? માફ કરજો, મને કંઇ એ સવાલ પુછવાનો હક નથી, પણ મહારાથી પુછાઇ ગયો." દીનુ બોલી.

"જાંહગીર 'ડેટ' માં! દીનબાનુ, જાંહગીર માણસ નથી, પણ એક ખવીસ છે એમ કહેવું જેટલું હું માનું તેટલુંજ તે કરજ કરેં એ વાત તમે માનજો. જાંહગીરની નાદરૂરત તબીયતનું કારણ પુછવાનો જેટલો હક તમોને છે તેટલો બીજા કોઇને નથી, અને તે કારણ જો હું તમારાથી છુપાઉં તો હું પહેલો ખુદાતાલાનો અને પછી તમારો ગુનેહગાર થાઉં. ડૉકટરોનું એવું મત છે, અને તેની સાથે આ ઘરમાંનાં સઘળાં મળતાં થાયચ, કે જાંહગીરનાં ઉશ્કેરાયલાં મન અને તે ઉશ્કેરણીથી થયલી માંદગીનું ખરૂં કારણ તમે દીનબાનુ પોતે છેવો તે તો તમે તમારી હંમેશની ચંચળાઇથી એના બકવા ઉપરથી જોઇ લીધું હોશે." તેણીને અત્રે ચુપ થઇ ગયલી જોઇ ડૉ૦ તેહમુરસ્પે વધુ ફટકો લગાવ્યો. "માફ કરજો, દીનબાનુ, પણ તમારા 'શુ' માં ઉભો રેહેવાને હું તો બા

આજે ધ્રુજું અને લજવાઉં. જો ખોદા ન કરે ને જાંહગીરના જીવને કાંઇ હાણી પુગે તો તમે તેનું ખૂન કીધેલું ગણાય." ગુલચેહર જેવણ આ ભાષણ શુરૂ થવા અગાઉનાં જાંહગીરના ઓરડામાંથી દીનુની પાસે આવી ઉભાં હતાં તેવણે વેળાસર ડૉ૦ તેહમુરસ્પના છેલ્લાં બોલોએ દીનુની આંખમાંથી તાણી કાઢેલાં બોર બોર જેવાં આંસુઓ જોઇ તેણીને માવતરસમાન વહાલથી પોતાની ગોદમાં લીધી. મર્દાને મર્દી, તુંડઇ અને મગરૂરી, તેહુંકરઇ અને હુંકરઇ, ગરૂરી અને ગુમાની, તમો હવે સખ્ત ઘાયલ થયાં છો. સ્ત્રીમર્યાદા, કોમળતા અને સ્ત્રીજાતની નરમ લાગણી, ટુકમાં કહીએ તો સઘળી સ્ત્રી અને છુપાઇ રહેલાં સ્ત્રી-પણાએ મોડી, ધીમી પણ મજબુત, ફત્તેહ તમો ઉપર મેળવી છે. દીનબાનુનાં હૈડાંપર અને તેણીનાં કોમળ મગજપર તમોએ મેળવેલો કાબુ ખોહી દેવાનો વખ્ત હવે આવી લાગ્યો છે. સહેજ વખ્તમાં તેણી હવે તમો સઘળાંને સદાની છેલ્લી સલામ કરે તો તેમાં અમે અજબ થઇશું નહિ.

ગુલચેહરે જયારે દીનુને વહાલથી પોતાને ગળે લગાડી ત્યારે તે કોમળ હૈડાં વાયે બીજાં કોમળ હૈડાંઓને વાયાં. નવાજ રડતી રડતી પીઠેથી બેઉ હાથે જોરથી પોતાની ધર્મમાતાને વળગી પડી. કેવો ઉત્તમ દેખાવ! ધાર્યા કરતાં કેવી ઉમદા અસર ! કેવું કુદરતીપણું ! ખ્રીસ્ટી ધર્મગુરૂ-ઓએ, પારસી વટલેલોએ, બોલદીનવાળાઓએ, બ્રાહ્મણ શાસ્ત્રીઓએ, મહાન ગુરૂજીઓએ કીધેલા ચેલા અને શીષ્યો કરતાં આ કેવું ઉમદા પ્રકારનું, કેવું ખોદાપસંદ, ધર્મપસંદ, પેગામબરપસંદ, લોકપ્રિય, પુરૂષપ્રિય, અને સ્ત્રીપ્રિય કાર્ય હતું ? એ કાર્ય જેટલું વટલાવનારાઓને તેટલુંજ વટલનારને માનપુર્વક હતું.

"દીનુ, દીનુ, મહારી વહાલી દીકરી, હમે તો જાણતાં'તાંજ કે તું તો ખરીજ શ્યાણી છે. કંઇ નહિ માય, આપરે બધાં ઘેરનાંજ છૈયે, તું સુખેથી રડીને તહારો દીબો ખાલી કર." ગુલચેહર તેના કાનમાં બોલ્યાં. દીનુના કાન ઉપર સાદો દીકરી બોલ આવી માતાતુલ્ય લાગ-ણીથી બહુ લાંબે વખ્તે આવા હેતાળુ આકારમાં પડયો હતો. તેણીને એમ લાગ્યું કે તેણીનાં ખરાં કુટુંબપરીવાર મધે કોઇ પરીયાંઓએ ઇન્ડર સભા માંહેલા પેલા નાનકડા શાહજાદા મુઆફેક તેણીને ઉંઘતી ઉંચકી લાવી મેલી હતી. તેણીએ ખેંચી રાખેલો દીબો હવે બેઅખત્યાર

છોડી દીધો, અને પોતાનું માથું ગુલચેહરનાં ખભાં ઉપર નાખી દીધું. એક કવિની કવિતાઇશકતી અથવા એક ચિતારાની કલમને માન ખાતવા આ કેવો આઇતો લાહવો હતો! કવિ અથવા ચિતારો તો ત્યાં હાજર નહિ હતા, પણ ફીલસૂફ ડૉ૦ તેહમુરસ્પે આ ઉપરથી એક કરતાં વધુ અનુમાન ખેંચ્યાં, જે અનુમાન તેવણે ખાનગીમાં પોતાનાં કુટુંબને કહી સંભળાવ્યાં, અને જે પાછલથી બોલેબોલ ખરાં પડયાં.

---

## પ્રકરણ ૫૯ મું.

---

### કોમળ હૈડાં ઉપર ફિલસૂફી અને વિદ્વતાનો ભેગો હલ્લો.

---

"નારી નામે નરથી વડી,
ભારી કામે પગથી ખડી;
હારી ઉર નવ હિંમત કદી,
સારી ખ્યાતે જગમાં જડી,
સદગુણ પ્રકાશની કીર્તીમાં નીશદીન
જીંદગી જાતી વહી."

ગુલચેહરની ગોદમાંથી દીનુ છુટી થતાં જાણે અગાઉથી 'પ્લાન' રચી રાખ્યો હોય તેમ ડૉ૦ દારાબશાહ ઓરડામાંથી બાહેર આવ્યા. દીનુના ચેહરા ઉપરથી તેવણના ત્યાં આવ્યા અગાઉ શું બન્યું હતું તે તેંવણ પામી ગયા અને બોલ્યા. "બેહન ગુલચેહર, હું ધારૂંચ કે આપરાં દીનામાય હવે આજે તો આખો દહાડો આપરેજ તાંહ રેહેશે. જાંહગીરને સાજો કરવામાં એવણની મદદ આપુને ઘણી-કીમતી થઇ પરશે. જો કોઇપણ એનો જીવ બચાવી શકે તો તે એવણ છે. એવણજ તે માન ખાતી શકે, બાકી હમે ડૉકટરો તો હમારાથી બનતું કરીશું; પણ હમે કાંઇ એનામાં જીવ મુકવાના નથી."

આ બોલો સાંભળી હોરમજશાહ શેઠ પોકારી ઉઠયા. "અરે, નહિ, નહિ; એમ બનશે નહિ. એ હૈયાંફુટીને હું અહીંયા રેહવા દેનાર

નથી. એનેથી તો મહારો દીકરો આય ફેજે પોહોંચ્યો ને એ તો એનો કંઈ દોહવીદાહવીને પાઇ દેશે ને પહોતો કરશે."

"ખામોશ! હોરમજશાહ, મહારા વહાલા ભાઇ, એ શું ફાતુંફાતું બકોચ" ડૉ૰ તેહમુરસ્પે કાંઇક ધમકીથી અને કાંઇક વહાલથી હોરમજ-શાહ શેઠને દબાવ્યા "એ મહારી ડાહી દીકરીનો કંઇ વાંક નથી. વાંક તો એને નેકીની રાહ ઉપરથી ગુમરાહી ઉપર દોરવી જનારનો છે. 'દીલાવર'વાલાંઓ સદા રેહમદીલ ઉતાં ને તેહમતન પોતેબી તેવણની સધળી નબળાઇઓ છતાં કેટલાક ઘણા ઉમદા ગુણો ધરાવતા હતા. એજ મહારી દીકરી તમોને દેખાડી આપશે કે એને વાસ્તે એટલું ઉતાવલું મત બાંધવામાં તમે કેવી મોટી ભુલ કરોચ." પછી તેવણ દીનુ તરફ ફરીને બોલ્યા. "બેટા, હું ધારૂંચ કે તું ઓસકાશે નહિ અને આ ઘરમાં તું ગમે ત્યાંસુધી રહી હીંમતથી તહારી ફરજ બજાવશે."

બદલાઇ ગયલી દીનુએ પોતાની બદલાયલી હાલતનો હવે પુરાવો આપ્યો. હોરમજશાહ શેઠના બોલોથી તેણીને પગથી તે માથાંસુધી ઝાંઝ લાગી હતી. મર્દ ઓરતના એકસાઇ હકોનો સધળો ખ્યાલ હવે તેણીનાં મનમાંથી હવા મીસાલ ઉડી ગયો હતો એમ તેણીનો રડમસ ચેહરો ખુલ્લું દેખાડી આપતો હતો. જાંહગીરનો મરણતોલ દેખાવ અને તેનો લવારો તેણીનું કોમળ જીગર કોતરી ખાતાં હતાં. તેજ પ્રમાણે વળી હોરમજશાહ શેઠ કે જેવણ પોતાના બેટાનું મોત હવે નકકી માનતા હતા તેવણના નાસુરાદ નખાઇ ગયલા ચેહરાએ તેણીનાં મન ઉપર ઉંડી અસર કરી હતી. તેણી હોરમજશાહ શેઠ આગળ ગઇ અને તેવણના બન્ને હાથો પોતાના બન્ને હાથોમાં લઇ કરગરીને બોલી.

"જી, મને માફ કરો. જે કાંઇ બન્યુંચ તે નહિ બનવાનું નથી, તેને વાસ્તે હું ઘણી દલગીર છું. તમારા જાંહગીર સાથે મને બચપણમાં અદરાવવામાં આવી તેથી કંઇ હું એને પરણવાને બંધઇ નથી. મેં તો કુંવારી રેહેવાના સોગંદ ખાધાચ; તેમ છતાં એક વખ્તે એને મને બચાવી'તી, ને તમે બધાં કેહોચ કે માહરે લીધે એ પટકઇ પરયોચ તો મહારી ફરજ છે કે અહીંયાં એની આગળ રેહી મહારી જાતી ખંત અને મેહેનતથી એને હું એની બીમારીમાંથી મોકલો કરૂં. અરે, ખોદા!

તમે શું મને એટલીબધી નાતરસ સમજોચ, શું હું એટલીબધી કરપીણ છેઉં, કે હું એને કંઇ દોહવીદાહવીને પાઇ દેવશ?"

દીનુના ઉપલા બોલોથી હોરમજશાહ શેઠે તેણીના ચેહરા તરફ જોયું અને તે બોલોનું ખરાપણું તે માંહે વાંચી લીધું. તેવણનું પોતાનું હૈડું તે બોલોથી ભરાઇ આવ્યું. તેવણ હિમત હારી ગયા, અને જવાબમાં તો માત્ર દીનુના કોમળ હાથો જે તેણીએ કાંઇપણ આનાકાની વગર આગળ કીધા તે તેવણે "જીવતી રેહેજે દીકરી, ને ઘણું સુખ જોજે" બોલી પોતાની આંખમાં દાબ્યા.

તુરતવેળા આટલી ફતેહ બસ હતી એમ સમજી ડૉ૰ તેહમુરસ્પે અને ગુલચેહરે દીનુને અને નવાજબાનુને તેઓને માટે આરાસતા કીધેલા ઓરડામાં લઇ જઇ, તેઓને સઘળી જોઇતી સગવડ આપી, મ્હોંડું હાથ ધોવરાવી ખાવાના સુફરા ઉપર બીરાજમાન કીધાં. તે અગાઉ દીનુએ ઉતાવળે એક ટુક કાગળ જરબાનુ ઉપર લખી કહાડી ગાડીવાળાને આપી તે ગાડી પાછી પોતાને ઘેર રવાના કીધી. તે કાગળ નીચે પ્રમાણે હતો:—

**તાલેવંત મિનાર,**

નેપ્યન સી રોડ,

તા૰————

**વહાલાં જરબાનુ,**

"અત્રે આવ્યા પછી મેં મહારા જાંહગીરને મરણતોલ બીમારી ભોગવતો જોયાથી, કાંઇ નહિ તો એ સાજો થાય ત્યાંસુધી, એની આગળ રેહવાની હું ચોક્કસ કારણોને લીધે મહારી ફર્જ સમજું છું. એ ઉપરથી તમે એમ ના સમજતાં કે હું એને પરણી જવશ. કદીબી નહિ. તમારી સમજ પ્રમાણે જોઇતાં કપડાં પેલી મહારી સ્ટીલની ત્રંકમાં 'પેક' કરી મારીપર મોકલી આપજો. મહારી 'ડાર્ક બ્લુક' સાડી ને તેને 'મૅચ' થતું 'વૅલવૅટ બ્લાઉઝ' જરૂર મોકલજો. નવાજ, જીમ અને જેસી મહારી સાથેજ રેહેશે. અમથાં અમથાં 'ફ્રેટ' કરી તમારો જીવ બગાડતાં ના. હું ધારૂંચ કે તમેબી એકુ વખ્ત જાંહગીરને જોવા આવો તો ઠીક દીસશે.

હમેશની તમારી,

**દીનબાનુ."**

———

# પ્રકરણ ૬૦ મું.

## ‘ફર્જનું અદા થયલું કર્જ’—બૈફાસીમાંથી બીદાર.

“નામે નાજુક, જોમે જોરાવર, જાતી જોબનવંતી,
કેળવણી જેવી મળે તેમ કમળા ખીલે કુળવંતી.”

ખાણું ખાધા પછી દીનબાનુની જીંદગાનીનો બીજો સફો શરૂ થયો. તેણીએ હિંમત અને ઉત્સાહથી પોતાના દર્દીનો ચાર્જ લીધો, અને પોતાની ફર્જનું કર્જ અદા કરવાનું શરૂ કીધું. તે રાત્રીની ડૉકટરોની મળેલી ‘કમિટી’ મધે ડૉ૦ દારાબશાહે દર્દીનાં ભેજાંપરના બોજાનું કારણ દૂર કરવાને માટે ડૉ૦ તેહમુરસ્પે રચેલી યોજના ફતેહમંદીથી પાર ઉતરવાની ખબર પોતાના ભાઇબંધ ઇંગ્રેજ તબીબોને આપી ત્યારે તેઓ બહુ ખુશ થયા, અને દીનબાનુ પોતાની ફર્જ કેવી રીતે બજાવે છે તે જાતે જોઇ તેઓ બહુ સંતોષ પામ્યા. જાંહગીરનાં ભવીષ્યને માટે હવે તેઓએ ખુશબખ્તીની આગાહી કીધી, એટલુંજ નહિ પણ તેના બાપ હોરમજશાહ આગળ તેને માટે આવકારદાયક ભવિષ્ય વર્તયું. ગુલચેહર અને મેરી જાંહગીરની માવજતમાં ભાગ લેતાં હતાં, છતાં મોટે ભાગે દીનબાનુજ તેની આગળ રોકાઇ રેહતી. દીવસના એક બે કલાક તેણી ડૉ૦ તેહમુરસ્પની લાઇબ્રેરી મધે ગાળતી.

જાંહગીરનો લવારો હજી ચાલુજ હતો. હકીકતમાં તે આપણુ આગળ દર્શાવી ગયા તેવોજ હતો. તે કોઇ કોઇ વાર દીનુને વહાલથી યાદ કરતો અને જાણે તેણીને ઓળખતો હોય તેમ ઝુમમાં ને ઝુમમાં તેણીનો હાથ હેતથી પકડતો, તો વળી ઘણીક વાર તે તેણીને માટે ફાતુંફાતું બકતો, અને તેણીને જરખાનુ સમજીને તેણીનો હાથ ઝંકાતી કાઢતો. જાંહગીર તેણીને કેટલો પસંદ કરતો હતો તે વીશે આ બકવા ઉપરથી તેણીની ખાતરી થઇ હતી, અને કોઇ કોઇ વેળા તેણીની સઘળી કોશેશો છતાં તેણીનાથી રડાઇ જવાતું. ડૉકટરોએ હજી જાંહગીરને ધાસ્તીમાંથી મોકળો થયલો જાહેર કીધો હતો નહિ તેથી દીનબાનુ નમમાં સુઝાતી. જાંહગીર જયારે બકવાદ કરતો અથવા ભારી નીંદમાં પડતો

ત્યારે તેણીના હાથમાંની વાંચવાની ચોપડી ઘણીવાર બેઅખત્યાર તેણીના ખોળામાં પડી જતી અને ટગરટગર તેની સામે તેણી ટીકયા કરતી. કોઇ વાર વહાલથી તેનું માથું તેણી પસવાડતી; તો વળી કોઇ વેળા પોતાના હાથ ઉપર માથું ટેકવી તે સાજો થશે કે નહિ, તેણીને જશ મળશે કે અપજશ મળશે, પોતાની શુદ્ધીમાં આવતાં તે તેણીને જોઇને ખુશી થશે કે દીલગીર, તેણીની સાથે તે કેવી રીતે વર્તશે, એવા એવા વિચારોમાં તેણી ગરક જતી. કોઇ કોઇ વેળા આ વિચારો દુર કરવા માટે તેણી પડી ગયલી ચોપડી પાછી ઉંચકી વાંચવાની કોશેશ કરતી, તો વળી કોઇ વેળા પીછીથી સામન સફા કરવા પડતી. કોઇ વેળા તે વટી માખ ઉરાડતી, તો કોઇ વેળા 'વાઝ'માંનાં ફુલ સંભાળથી પાછાં ગોઠવતી. તેણી વળી વિચારતી કે તેણીની હાલતમાં થયલા આ ફેરફારો તેણીનાં મનની નબળાઇ માત્ર દેખાડી આપતા હતા, અને તેટલા વાસ્તે તેણી વારંવાર પોતાનાં મનમાં પોતાને ધીકકારતી હતી. આ તો વહેતા જુવાન જીગરના કુદરતી કુદકા અને ઉછાળા હતા એ તો સર્વકોઇ કબુલ કરશે. આ પ્રમાણે પંદર દીવસ વહી ગયા છતાં દુનીયાં તો દુનીયાંનુંજ કામ કરતી ગઇ; પણ જાંહગીર તો એક બચ્ચાં મીસાલ નફકરો, તેનાં કામકાજથી અજાણ્યો, પોતાની નફીકરાઇમાં ગરકાવ રહયો.

દીનબાનુનાં તે ઘરમાં પગ મુકયા પછી બરાબર સવસેત્તદિ મેર પાછલી રાતના જાંહગીરને નીંદ્રામાં કાંઇ બડબડતો સાંભળી તેને શાંત કરવા તેણી તેની નજદીક ગઇ. આ વેળા તેણીએ તેના ચેહરામાં કાંઇક આવકારદાયક ફેરફાર થયલો જોયો. તે ચેહરો હમેશ કરતાં ઓછો ફીકકો દીસતો હતો, અને તેના હોથો ઉપર ધીમું હસવું ફરી વળ્યું હતું. તે જાણે સ્વપ્નો જોતો હોય એવો દેખાયો. એક કરતાં વધુવાર તેણે હેરફેર, ગુસ્સાથી અને વહાલથી, દીનુને યાદ કીધી. આખરે તેણે દીનુનો હાથ ઝાલી પોતાના હાથમાં મજબુત પકડયો, અને પછી પોતાની આંખો ધીમેથી ખોલી. તે આંખોના ફેરવાયલા દેખાવ ઉપરથી તેણીએ જોઇ લીધું કે હવે તે શુદ્ધીમાં આવ્યો હતો. "કોણ? દીનુ! નહિ હોય–એમ બનેજ નહિ. તું મને ઠગેચ. તું કંઇ સેહલેસુજે ઠેકાણે આવે નહિ" તે બડબડયો.

"હા, હું દીનુ છેઉં. જાંહગીર, તમે શાંત થાવો."

"ખરેખર! શું હું સ્વપ્નો તો જોતો નથી? તેમ હોય તો કેવો મધુર સ્વપ્નો! ચલાવ, આગળ ચલાવ! એ સ્વપ્નાને પુરો થવા દે. પણ જો

મીસાલ તે ઓરડામાં તેણી આમતેમ ફેરા ખાવા લાગી. "હું જાઉં ને હમણાજ એનો ચોટલો પકડી અહીંયાં ખેંચી લાઉં; પણ નહિ. એખલી તો નહિ જાઉં. એના જેવીજ એની લ્યાંનતી માયને મહારી સાથે લેતી જાઉં. એક કરતાં બે ભલાં. પણ થોભ જીવ, એ ડાકણના તો એ પરાક્રમ નહિ હોય? એનેજ એ દુકતીને બચપણમાં અદરાવી'તી. જાંહગીરને આવો લાયક છોકરો જોઇ એ મહારી સાથ ફંદો તો નહિ રમતી હોય? નહિ હોય, એમબી નહિ હોય. એ બુઢીને તો પેલા રતને એવું હરખું લગારયુંચ કે એની દુકતીનું સારૂં થાય કે નરસું તેની એને ભલ ફકર છે. હા, હા, હા!" તેણી હાથસે હાથ અફાડી બોલી. "'આઇ સી નાઉ.' માહરૂંબી ભેજું તાહરતું કયાં ચરવા ગીયુંચ? 'લેટ મી થીંક કુલી.' એ બધાં કારેસ્તાન પેલ કસરેવજ તેહમુરસ્પ ને એની પેલી ચીબી ગોલ ગોલ ડોલી જેવાં મોંહનાવાલી બૈરીનાં છે. એ બધી કારસાજી એ બાજીગરો સીવાય બીજો કોઇ રચી શકે નહિ. બચ્ચા તેહમુરસ્પ, 'યુ બીગ ફુલ,' તું આય વખતે તહારી બાજી ચુકયોચ, તહારી દુકાન ભુલ્યોચ. એકસપાટામાં હું તુંને એ વીશે તહારી ખાતરી કરી નહિ આપું તો મહારૂં નામ 'જરી ઝુવાક' નહિ." જે નામે લોકો તેણીની પીઠ પાછલ સાધારણ રીતે તેણીને પીછાણતાં હતાં, તેજ નામથી પોતે પોતાને પીછાણવાને તેણી લજવાઇ નહિ. પોતાનો છેલ્લો વાકય પુરો કરતાં તેણીએ એક સુંદર ચંગ ઉપર પોતાનો હાથ અફાળ્યો અને પેલોજ 'બોય' પોતાનો ચમચમી આવેલો ગાલ પસવારતો મેમસાબનું ફરમાન માથે ઉઠાવવા ઓરડામાં દાખલ થયો. પણ આગળ જેવાજ એકાદ તમાચાની ધાસ્તીથી તે બારણા આગળજ ઉભો રહયો. "સફેદ ટટુ, હીરૂ કોચમેન, છોટા બ્રોહામ; દશ મીનીટમે હાજર." મેમસાબનો આ હુકમ મળતાં બોયના પગમાં વીજળીનો ઝટકો લાગ્યો હોય તેમ તે ત્યાંથી ઉડી ગયો. ૦ા કલાકમાં તો એ સુંદર પોનીથી જોડાયલી તે ચાર ચાકની ગાડી 'ફ્રીડમ વીલા' ના 'પોર્ટીકો' માંથી તેના કીમતી બોજા સાથે 'સુના વીલા' તરફ ધસતી ચાલી.



# પ્રકરણ ૬૨ મું.

## મર્દાની ઓરતની ઝુંબેશનો ઝુંડો—'તાલેવંત સિનાર' પર ચઢાઇ.

"વેરી જળો બળો ને આગ લાગો તનમહીં,
જળે તાલેવંત ખાનદાન, જમ તું આવી ખ્વાર કર,
ઠાર કર, જાર કર, મુદઇ, દુશ્મનો,
જગથી જાય પાપ."

જે દિવસે દીનબાનુનું ડૉ૦ તેહમુરસ્પને ત્યાં આવવું થયું તેજ દીને સાંજરે તેવણના બંગલામાં ડૉકટરો જાંહગીરને માટે 'કનસલ્ટ' કરવા ભેગા મળ્યા હતા, તેજ દિને મિશિસ જરબાનુ જા. જાલનેવાળા પેલા કાળા આદમીના કાળા ગાલની મજબુત ખબર લઇ, 'પોની બ્રોહામ'માં સ્વાર થઇ, પવન વેગે પુર ગુસ્સામાં ને જુસ્સામાં 'વીલા સુના' તરફ ઉડી ગયાં હતાં તે તો આપણે જોઇ ગયાં. બાનુ સુનાને તો તેણી પેહલાં કોઇ કોઇ વેળા અને હમણાં તો કવચીતજ મળતી, તેટલા વાસ્તે જયારે આ ચોકસ દિવસે જરબાનું બનીથનીને પુર જોશમાં 'વીલા સુના'માં ધસી આવી, અને તે પણ વળી એખલીજ, ત્યારે બાનુ સુનાની અજાયબીનો પાર રહયો નહિ.

"સુની, તહારી દીકરી સર્પ છે." ગુસ્સામાં હમેશ બાનુ સુનાને તેણી સુની કરી કહેતી. "એને મને કરડીચ, એને મને ડંખીચ, જીવલેણ ડંખીચ. એ ડંખનો ઉતાર તું નહિ કરશે તો હું તુંને ડંખશ. નાગણની કાની, ઝેરી વીચ્છુની કાની, અઝદાહની કાની તુંને ડંખશ. સમજી, ઓ બેહરી, તહારા કાનમાં પરયું? તહારાં ધ્યાનમાં ઉતર્યું?" ઝોહાક જરીએ પોતાની ઝોહાકીનો પેહલો સફો આ પ્રમાણે ખોલ્યો.

બાનુ સુના ઉસ્તાદ હતી, જમાને ખાધેલ હતી, વરને દબરાવતી હતી, સપુત સોહલીબાને પણ કોઇ કોઇ વેળા હંફાવતી હતી, તેને વીલમાંથી બાકાત કરવા—કરાવવાની ધમકી આપતી, તે પણ જરી ઝોહાકની ઝોહાકીથી આઝેજ આવી અને થોડીક પળ ચુપ બેસી રહી.

આ ચુપકીદીનો લાભ લઇ જરીએ ઝોહાકીનો બીજો સફ્ફો ખોલ્યો. "ચાલ, તાહરી જીભલી સાએ સીવઇ ગેઇ. હજુર તો ડંખી નથી તેટલાંજ મરી તો નથી ગેઇની ? તેમ ના કરતી, નહિ તો મહારૂં વેર વલશે નહિ. બેશુધ્ધ થઇ ગેઇ હોય તો આય સુંઘ." એમ કહી સોનેરી સાંકળીથી બાંધેલી એક ઝકઝકતી 'સ્મેલીંગ સોલ્ટ'ની શીશી સુનાના નાકનાં ફીફ્રાંમાં જરાપણ સેરીમની વગર તેણીએ દાબી દીધી. આ કાર્યથી સુના જેણી બેશુધ્ધ તો થઇજ ન હતી, પણ માત્ર દીગમુઢ બની હતી, તેણી ઝપકી ઉઠી

"એ થયુંચ શું જરબઇ, જરી ? તહારૂં ભેજું કંઇ ઘેર આગળ કબાટમાં ભુલી આવીચ કે ?" બહમનશાહ શેઠ, રતન અને સપુત સોહલીબા જેઓ આ વેળા ઓરડામાં હાજર હતા તેઓ ઉપર આ દેખાવથી રકમરકમની અસર થઇ. બહમનશાહ શેઠ છેડાયલી ગોધણ અને વાઘણની આ લડાઇથી મુગી મજાહ મેળવી મનમાં મગન થતા હતા. સપુત સોહલીબા ઝોહાકી જરની પોતાની ઝોહાકી માતા ઉપરની આ ફતેહ જોઇ "એડમીરેબલ ઉમન, ગો એટ ઇટ, ગો એટ ઇટ" કરી મનમાં બડબડતો હતો, જ્યારે રતન કાંઇક દયા, કાંઇક ખેજાલત, કાંઇક અજાયબી અને કાંઇક ગુસ્સાનાં ભેગાં મીશ્રણથી સુનાથી જરી તરફ અને જરીથી સુના તરફ જોતો રહયો. આખરે તેણે બાનુ સુના તરફની હમેશની ફીદાગીરી અને જાનફેશાનીથી તેણીની તરફથી જંગનાં મેદાનમાં ઝીપલાવ્યું. "પણ, એ તોફાન છે શું ? કંઇ બકશો તો ખરાં કેની ? બીચારાં બાનુ સુના ઉપર એવો ધુજારો લાવવાની મતલબ શું ?" બાનુ સુનાએ રજુ કીધેલા પ્રોટેસ્ટ પછી રતને આ પ્રમાણે પોતાનો પ્રોટેસ્ટ રજીસ્ટર કીધો.

"અરે, બેસી રેહની બાયલા ! તુંને કોણ વચમાં બોલાવેચ ? હમારી વચ્ચે પુરાવાની તુંને સત્તાજ છે શું ? વર થતો બોલતો નથી ને તું બોલવાવાલો કોણ ? તુંને તો હું એક પળમાં ચાહું તો આય મહારી હથેલીપર મસલી નાખું." જરી ઝોહાકે તરારો મુકયો.

"બ્રેવ ઉમન, બ્રેવ ઉમન ! વૅલ ડન, વૅલ ડન ! રતન મને એવું થાયચ કે જો આયજ મીનીટે તું અસરવાદ સારવાનું માથે લેય ને ઢાંખરોઢાંખરી ગવાહી પુરે તો આય મહારી આંખની પુતળી સાથે હું દાણો પારૂં, અરે પરણું, અરે અસરવાદ છાડું." આ બોલો જોકે

થોડેક છેટે ઓચરવામાં આવ્યા હતા, છતાં છુટાછવાયા તે હાજર રહેલાંઓને કાને પહોંચ્યા. સપુત પછી તુરત જરબાનુ આગળ જઇ બોલ્યો. "તમારો હાથ, બાનુ જર, સેવક તમુને નમેચ. આજથી તમારો ગુલામ તમારી નોકરીમાં સદા હાજર રેહશે." આ બોલો ખતમ થતાં માતપીતાને પગલે ચાલી, વીંડસર પૅલેસની વાત યાદ કરી, તેણે બહુજ છટાથી એક 'કોર્ટ કર્ટસી' કરી જે સમેત કાંઇક અવાજ થયો, જે પાછલથી ગુંઠણ આગળથી ચીરાઇફસાઇ ગયલાં સપુતનાં ટાઇટ તતરબંધ પાટલૂનનો માલુમ પડયો. વેળાસરનાં આ ઍકટીંગે સઘળાંનાં મોં ઉપરથી ગુસ્સાનું વાદળ ઘણું નહિ તો થોડું વીખેડી નાખ્યું. સપુતની એક ખાસીયત એ હતી કે રતન રૂસ્તમફરામની માફક તે ગણત્રીબાજ, થંડેપેટનો કે શીનાફરોશ હતો નહિ. મનમાં આવેલું તે કહી દેતો અને નાકે આવેલું છીંકી દેતો. વર મરો કે કન્યા, તેની તેને સેહજબી દરકાર હતી નહિ. થંડી પડેલી જરીએ હવે ખુલાસામાં દીનુનો કાગળ તુચ્છકારથી બાનુ સુના તરફ ફેંકયો. તે વાંચ્યા પછી તેણીની અજાયબીની હદજ કયાં હોય! એક, બે ને ત્રણ ત્રણવાર તેણીએ પહેલાં મનમાં, પછી ધીમેથી અને પછી મોટેથી પોતાની ખાતરી કરવા તે વાંચ્યો. બીજાંઓને આથી તે વાંચવાની જરૂર રહી નહિ. બહમનશાહ શેઠના ચેહરા ઉપર હસવું અને ખુશાલી પેહલાં કરતાં વધારે જોરથી હવે પ્રગટી નિકળ્યાં. બે હાથ જોડી હવે તેઓ મન સાથે કાંઇ બડબડયા જે ખુદાતાલાનો ઉપકાર માનવા મીસાલ દેખાયું.

"બેબી દીનુ, 'માઇ ગોડ.'" સપુત હથેલીપર હથેલી ઠોકી બોલ્યો. "ઍ પોરીમાંબી આટલાં ફેલ છે? વરી એ શું ઉંડાં પાણીમાં દોહવેચ? પેલા ઇડીયતને એ પરણવા નથી માંગતી કરી હું તો આજકાલ તેનાં હારકાં દોડરાં કરવાના વમાસણમાં ઉતો, પણ વાત જોતો'તો કે કંઇ ફલુસ ગજવાંમાં આવે તો ઠીક, નહિ તો મેજીસ્ટ્રેટનું લેહણું કયાંથી ભરશ? વગરભાડાંનાં ઘેરમાં મજુરી સાથની હવાખાવી, તેબી વરી દોસ્ત રતન, તાહરી કંપની વગર તે કંઇ સેવકને પરવરે નહિ."

"લે ચાલ સુની, તું તહારો ડ્રેસ બદલી મહારી સાથે ચાલ મહારી ગાડી ખોટી થાયચ. હું મોંહનેમોંહનું જઇને એ દુકતીને પુછવા

માંગુચ ને પેલાં કરતુકીઓની જાલમાંથી એને હું છોરવી લાવવા માંગુચ. આપરે એને એખલીનેજ પેહેલાં મલશું."

"ઓલ રાઇટ જરી, પણ આપરી સાથે એકુ માટીડો હોય તો કેમ?" સુનીએ સવાલ કીધો.

"જાંહન્નમમાં નાખ તહારા માટીડાઓને! તું કોણને લેવા માંગેચ? આય તહારા 'ડેનડી'ને, કે પેલા તહારા ધનધનધોરીને." આમ બોલતાં તેણીએ પોતાની આંગળી પેહલાં રતન તરફ અને પછી ખા૦ બ૦ બહમનશાહ તરફ ટાંકી અને બોલી. "મેં ભલા કે મેરા ભાઇ? તો કેજે એક ઢેર ને દુસરા કસાઇ."

"વહાલાં જર, અરે માનવંત જરબાનુ, સેવકની કંપનીનો તો તમુને કંઇ વાંધો નહિજ હોશે. પેલો ડબરદીન તેહમુરસ્પ કે દુલદુલ્યો દારાબ કાંઇ તેંપેં કરે તો મહારી સેવા તમુને સુન્નાંમોહર જેવી થઇ પરશે." એમ કહી ખમીશની બાંહે ચહડાવી સપુતે પોતાની બન્ને બાજુઓ જરબાનુની નજર સામે ખુલ્લી કીધી અને પોતાનાં કૌવતની જામીનગીરી તરીકે તે ઠોકી દેખાડી.

"'યસ યુ મે કમ,' પણ મહારી ગાડીમાં સાંખી 'સીટ' નથી. કોચમેનની પાસે બેસે તો તું આવ." જરી ઝોહાકે તણકો કીધો. કદાચને તેણીએ એમ વિચાર્યું હોય કે કોચમેનની પાસે બીરાજવા સપુત ના પાડશે, પણ તેણે તો આ માંગણી કાંઇપણ આંચકી વગર કબુલ રાખી. તે પોતાનું ફાટેલું પાટલૂન બદલી કબટમાંથી એક બ્રાંડિનો ડોઝ લગાવી ઇવનીંગ કેપ અને શોર્ટ કોટમાં સજ થઇ હાથમાં જાડી ડાંગ લઇ કોચ બોકસ ઉપર ચઢી બેઠો અને "ટ્રીંગ ટ્રીંગ, ઢીંગ ઢીંગ"ના અવાજે દસ્યે થોડીક મિનિટમાં તો 'તાલેવંત મિનાર'ના કુશાદે 'પોર્ચ' માં તે ગાડી દાખલ થઇ.



# પ્રકરણ ૬૩ મું.

## જંગે જર—સવાપોહરની પાદશાહીનો ઐજાલતભર્યો અંત.

"માનો બાનુ દીન, જરા દીલથી હુજત તજી,
નહિ તો થશે ખ્વાર માન !
નહિ કર જીદ માન ! જરા માન દઇ ધ્યાન !
હઠને તું છોડ નહિ તો તોડ આય જાન."

"આખા દહાડાની હારમારી પછી જરાક મુંઇ ચોપરી લઇને ગોઠવાયાં ને ચાલો હવે ઠર પરયાં કરી મનમાં વમાસ્યું તો બયું એ આંગલનું નસીબ સાથેનું સાથે ! આય હરવાયો લખનારબી અમુને 'પોસ્ટ'થી 'પીલર' ને 'પીલર'થી 'પોસ્ટ' વેર દોરાવેચ. 'ફ્રીડમ વીલા' માંથી 'વીલા સુના' માં ને 'વીલા સુના' માંથી 'તાલેવંત મિનાર'માં. જાણે હમેબી કંઇ પેલી એની જરી ને સુનીની કાની આઇતાંપરવારતાં હોઇએની ! બલા જાણે રે એવાં ખેણકોતકને !"

આવું કાંઇક બંડ મારી 'આર્મ ચેર'માંથી મારી બન્ને બંધ આંખોએ હું વાંચનારી બાઇઓને ઉઠાવતાં જોઉં છું. ખમા, બાઇસાહેબ, ખમા ! જંજાલની તો આ દુનિયાંજ છે. નવલકથા લખનારાઓનો તો એ તરીકોજ છે. જેહમતનું ફળ મીઠાંનો અગરયો વટીક પામે છે તો શું તમો નહિ પામશો ? ધીરજ રાખશો તો તેનું ફળ ચાખશો. ચાલો, વીલરડોસાંના બોલોમાં અમોલાં અમોલાં ભાખરી થાપવા પાછાં મંડી જાવો. પહેલાં ગુલચેહરને અને પછી એક વેળાની તુમાખી પણ પાછલથી ઘરરાખુ દીનુને તેણીએ રોટલી થાપતાં એમજ શીખવ્યું હતુ: "ભાંગો ને થાપો, ભાંગો ને થાપો, ને ડબુસે ડબુસે ખાવો" વીલરડોસાં કહેતાં.

જાંહગીરની માંદગીથી 'તાલેવંત મિનાર' માં પોતે રેહવાની છે તે ખબર જરબાનુને આપતાં અલબતાં દીનુ એમ તો સમજી નહિજ હતી કે જરબાનુ તે ખબરથી ચુપચાપ બેસી રેહશે. તેણી તેમજ 'તાલેવંત મિનાર' નાં વતનીઓ નક્કી માનતાં હતાં કે જે વખ્ત જાય છે તેમાં

તે લડાયક બાનુ લડાઇની સઘળી સામગ્રીઓ સાથે 'તાલેવંત મિનાર' પર હલ્લો લાવશે. બંગાળી બોંબનો પણ કદાચ તેણી ઉપયોગ કરે! દીનુની સમજાવતથી એવો ઠરાવ થયો હતો કે તેણીએ પોતેજ એકલે હાથે પેહલાં પોતાની લડાયક હમનબર્દ સામે થવું.

ડૉકટરોની કમિટી ઉઠ્યાને અર્ધો કલાક થયો નહિ હશે તેવાંમાં એક ભપકાબંધ બ્રોહામ જેના બોકસ ઉપર કોચમેન ઉપરાંત એક ધરખમ દેખાવનો હાથમાં જાડી ડાંગ અને ખુલ્લી હવામાં ઉડતાં કોટનાં ફરકલાંવાળો ગોવાનીસ બેઠેલો જણાતો હતો, તે 'તાલેવંત મિનાર'ના 'ગેટ'માં દાખલ થઇ. આ વેળા રાતના કલાક સાતનો અમલ થયો હતો. ગાડીમાંથી ઉતરેલી બે બાનુઓ અને પેલા દેખઇતા ગોવાનીસ પુરૂષને, મળેલા હુકમ મુજબ, 'વીઝીટર્સ રૂમ'માં વીલરડોસાં લઇ ગયાં. તેઓએ દીનબાનુને મળવા માંગ્યાથી તેણી ત્યાં હાજર થઇ. પોતાની ડાંગ અને ટોપી જરૂરની વેળાએ કામ લાગે કરી પોતાની પાસે મેલી એક 'ઇઝીચેર'માં સપુત ફસડાઇ પડયો, અને વીલરડોસાં પાસે પીવાનું પાણી માગ્યું. વીલર લાયકીથી સોડા અને બરફ લાવી. સપુતે થંડીનું બહાનું કહાડી બરફ લેવા ના પાડી, જેથી પાસે ઉભેલા બોયે તુરત 'વ્હિસકી'ની 'ડીકેન્ટર' પાસે ધરી. પાયો માલ પાદશાહનો કરી તુરત એક બમપર ભરી શાહજાદા સપુતે કોચબોકસપર વગર અડીંગવે જકડાઇ ગયલી કમરને રાહત આપવાને તે નોશ કીધો અને પછી વીલરે હાજર કીધેલી બીસ્કીટ ઉપર હાથ માર્યો. તેણે મનમાં વિચાર્યું કે આ વીલરડોસાં વિધવા હતે તો નંબર બેવાળી યોજના તરીકે તે તેણીની સાથ પણ દાણા પાડતે. નંબર એકવાળી યોજના તરીકે જરી ઝોહાક સાથે તે પરણવાનું મન કરી ચુકયો હતો.

આ સઘળું જોતાંજોતાં બન્યું. જયારે આ 'સીન' ચાલતો હતો ત્યારે પેલી ગમ બાનુ હમનબર્દો જંગમાં ઉતરવા અગાઉ એકમેક સાથે ધુરકાધુરકી કરતાં હતાં. જરબાનુની આંખમાંથી આતશના શોળા ઉડતા હતા. સુનાનાં મોં ઉપર પણ ગુસ્સાનું વાદળ ઘેરાઇ આવ્યું હતું. હજી તેઓ ઉભેલાંજ હતાં. દીનુ તેઓને ખુરશી 'ઓફર' કરે તે અગાઉ વીલરે તેઓને "મા બેહો, મરી જાઉં, બધી ઓવરાઇ જાઉં" કરી ખુરશીઓ આગળ કરી બેસાડયાં અને યુધ્ધ શરૂ થયું. કજયાની કાળ-

ખુદ જરી ઝોહાકે "આય તાહરીજ ચીઠ્ઠી કે ?" કરી દીનુનું લખેલું કાગળ તેણીનાં દીલ ઉપર ફેંક્યું. બાજીની શરૂઆતમાંજ જરબાનુ આ ખોટું સોટકું ચાલી હતી. દીનુ જોકે વર્ષો થયાં તેણીની સાથ વસ્તી હતી, છતાં તેણી ઘણીક બાબતમાં જરબાનુથી તદન આપઅખત્યાર હતી. જરબાનુના પૈસા છતાં સુના તરફથી તેણીને પુરતા પૈસા મળતા. કોઇ કોઇ વાર જયારે જરબાનુની ચાલથી તેણીને ખીજવાટ ઉપજતો ત્યારે તેણી પોતાનાં ભીંગ એવાં તો ફેરવતી અને એવી લાલ થઇ જતી કે જરબાનુ તો ડઘાઇજ જતી! આ વેળા પણ તેમજ થયું. જરબાનુએ ચાલેલાં ખોટાં સોટકાં ઉપરથી આ ગુલબદન 'કવીન' કુદી ગઇ. એક પળ તે કાગળ તરફ નજર કરી તેની બીંડરી વાળી તેણીએ તે પોતાના હમનબર્દ તરફ પુર જોરથી પાછી ફેંકી જે તેણીનાં નાક સાથે ઓળખાણ કરી નીચે પડી.

"હાજી, એ કાગજ મહારૂં લખેલું છે. કંઇ હોકમ?" બન્ને હમનબર્દો આ વળતા હુમલાથી ચોંકયાં. પવન કઇ દીશાએ ફુંકતો હતો તે તેઓએ જોઇ લીધું અને તેની સાથે સાથે હંકારવાને તેઓએ દરૂસ્ત વિચાર્યું. નાની હમનબર્દની આ લડાયક કારસાજીની યોગ્ય પીછાણ તરીકે તેણીના ભાઇએ ધીમી તાલી પાડી. આ લડાઇ તે બહુ બારીકીથી તપાસતો હતો, અને ઉલટમાં ને ઉલટમાં કોઇના પણ દીઠા વગર તે ડીકેન્ટરનું તળ્યું લાવતો હતો. 'હાઉસ ઓફ લૉર્ડઝ વિહસ્કી' જેમ જેમ તે નોશ કરતો ગયો તેમ તેમ તેને લાગ્યું કે પોતે ઉમરાવોની સભામાં બીરાજી ત્યાંની તકરાર જાતે સાંભળતો હતો.

"હોકમ તો હમે કરશું, પણ તે પરમાણે તું ચાલશે કે?" આમ બોલી જરબાનુ એકદમ પોતાની મતલબ ઉપર આવી. 'તું 'ફ્રીડમ વીલા'-માંથી નીકલી તાહરે બાર વાગે પાછી આવવા કેહી ગેઇ'તી. બારના સારાબાર થયા, એક થયો, મહારૂં 'ડીનર' બધું 'કોલ્ડ' થઇ ગીયું, પણ બાઇ-સાહેબનું તો ઠેકાણુંજ નહિ. એટલાંબધાં તમે કેમ બદલઇ ગીયાં? જો હું જાદુકોતલ માનતી હોતે તો એમજ જાણતે કે કોઇએ તુંને જાદુ કીધુંચ."

"ડૉ૦ તેહમુરસ્પે એને 'મેસમેરાઇઝ' તો નહિ કીધી હોય?" સપુતે તાહુકો પુર્યો.

"અમે કંઇ તહારાં કપરાં હયાં લાયાં નથી. એ બધી જંજાલ કોણ કરે? તુંને જોઇયે તો તહારે હાથે આવીને તહારાં કપરાં લઇ જા; પણ અમારી ખાતરી છે કે એટલીબધી બેવકુફ તું બનશે નહિ." જરબાનુ બોલી. અત્રે થોડુંક ગંભીર ઍકટીંગ કરવાનું તેણીએ દરૂસ્ત વિચાર્યું. "મહારૂંબી કેવું 'ઇલ લક' છે કે જેને ધણી તરીકે ગણવા મને શીખવવામાં આયું 'તું તે મને તજી ગીયો. 'પૅરન્ટસ' બચપણમાં મરી ગીયાં. હાયઅફસોસમાં જેમ તેમ હું દહારા કાહરતી'તી ત્યારે જીવ મોટા કરવા તહારી જુસરી મેં માથે હોરી લીધી. તહારાં મનની ને તનની કેલવણીને વાસ્તે મેં હારકાં રગરયાં ને હવે તુંબી ફરી બેઠી. ચાલ, હવે થયું તે થયું. ગારી તૈયાર છે. પેલી ખુચકલી ચીબીનાં કપરાં બદલી નાખ ને અમારી સાથે ચાલ." આ ઍકટીંગ કમ્પ્લીટ કરવા જરબાનુએ ખોટાંખરાં આંસુ નુછવા પોતાનો રૂમાલ આંખસે લગાડયો. આ જોઇ સોહલીબાએ "ડોન્ટ, ડોન્ટ," કરી બુમ પાડીને પોતાનો ગમ વીસરાવવા 'હાઉસ ઑફ લૉર્ડઝ'ની સાથે પાછી બગલગીરી કીધી. આ ઍકટીંગ ખાલી બેઠ્ઠકો સામે ભજી બતાવવામાં આવ્યું હતું, કારણ તેની ધારેલી નેમ પાર પડી નહિ.

"જુઓ જરબાનુ, જુઓ બાનુ સુના," પોતાની માતાને દીનબાનુ હમેશાં આ પ્રમાણેજ બોલાવતી હતી. "હમણા જાંહગીર પાસેથી હું બીલકુલ ખસી શકું એમ નથી; એની જીંદગી જોખમમાં છે. ડૉકટરો કેહેચ કે એની સીકનેસનું કારણ હુજ છેઉં અને હું જો ચાહું તો એને સાજો કરવામાં કીમતી મદદ આપી શકું. મહારૂં 'કોનશીયન્સ' મને કેહેચ કે મહારે જાંહગીર સાજો થાય ત્યાંસુધી અહીંયાંજ રહેવું જોઇયે." દીનુ બોલી.

"ઇનડીડ, ખચીત," જરી ઝોહાક હવે છેડાઇ. " 'કોનશીયન્સ' જેવુંબી તમારાંમાં કાંઇ છે ખરૂં કે? બાઇસાહેબ, અત્યારસુધી એ કાંહ ભરાઈ બેઠું'તું ને એકદમ ને એકાએક એ કાંહથી ફુટી નીકરીયું? આય વેરમાં તો 'મેસમેરીઝમ'ની સાથે 'મીરેકલસ' બી કરવામાં આવતાં દેખું. તમારાંમાં 'કોનશીયન્સ' છે તેથીજ તમે મહારી તરફ આવાં નગુણાં બનોચ, જેણે તમુને પાલ્યાં, પોસ્યાં, શીખવ્યાં તેનોજ પગ પાળેલાં કુતરાં થઇને તમે કરડોચ. જાંહગીર 'ઇનડીડ'! એ તમારો પોતાનોજ

જાંહગીર ખરો કે? એબી તમારાં 'કોનશીયન્સની માફકજ તમારા દીલમાં ફુટી નીકરીયો હોશે. બીચારો 'ફ્રીડમ વીલા'માં આવીને જોરા ફારતો'તો ત્યારે તો થાણેની ઝારૂ ખાઇને હમેશાં પાછો જતો'તો. સીધીપાધરી તું અમારી સાથે નહિ આવશે તો તહારા મુશકોટાટ કરાને હમે લઇ જઇશું." આ છેલ્લો વાકય જરી ઝોહાક જાણે સપુતની કુમક ઉપર બોલ્યાં હોય તેમ તે પુરો કરતાં તેની સામે તેણીએ જોયું, પણ તેણે તો 'ડાઉટફુલ' 'ડાઉટફુલ' બોલી પોતાનું માથું શંકાશીલ હલાવ્યું. એકવાર પાછી જરબાનુ ખોટું સોટકું ચાલી હતી, કારણ તેણીની આ રમતથી તો તેણીની ચેલી સબરદબર છેડાઇ પડી અને બાનુ સુના તરફ તેણી મોં કરી બોલી.

"તમે બે જણા શું મને 'ઇનસલ્ટ' કરવા આય બૈરીને અહીંયાં લાયાંચ કે? જેનાંમાં 'કોનશીયન્સ' હોય તેનેજ 'કોનશીયન્સ'ની વાત કરવી છાજે. એને પોતાનું 'કોનશીયન્સ' પોતાનાં દીલમાંથી કહારીને લાંબો વખત થયો પોતાના ધણીની પછવાડે બહાર ઉરાડી નાખ્યુંચ. મહારૂં 'કોનશીયન્સ'બી એને ગીરવી મુકયું'તું, પણ કટોકટ વખતે ગીરવીદાર પાસેથી મેં તેને છોરવ્યુંચ. હવે તેને એ 'ડીસ્ટ્રોય' નહિ કરે તેની હું સંભાળ રાખશ. જાંહગીરને હું સારો કરશ ને ફર ફરશ, ને એ બૈરીની જીદપર જો મહારી મરજીમાં આવશે તો હું એને પરણીબી જવશ. મુશકોટાટ કરાવવાવાલીનું કોથું તો કોઇ જોવો!" દીનુ જમીનપર પોતાનો પગ થોકી બોલી. "મહારા મુશકો કોણ ટાટ કરશે, સોહલી કે? જોઉં, એની મકદુર હોય તો તેમ કરે." આમ બોલી પોતાની વાળેલી મુઠ્ઠી તેણીએ જોરથી મેજ ઉપર અફાડી જે સાંભળતાં પીલરડોસાં ઓરડામાં ધસી આવ્યાં. દીનુ પાસે જઇ કાંઇપણ આંચકી વગર તેણીને તેવણે પોતાનાં પાસાંમાં દાબી અને બોલ્યાં. "સુના મા, જરબઇ બેહેન, એ તો સુન્નામોહર જેવી દીકરી છે. નકામો કુહુરાપો એની દુશમેનના જીવને કાંય કરાવોચ? અમસ્થો જીવ તમારી દુશમેનનોબી કાંય બારોચ? અખઇ રેહયું આય ઘેરબી તમારૂંજ છે. થોરા દહારા એ અહીં રેહશે તો અમારો ઉંબર કાંહ ઘસઇ જવાનો."

"ચુપ રેહ, ડાભા, તું કોણ વચમાં બોલવાવાલી? તુંને લોંડીને કોણ બોલાવેચ?" જરી ઝોહાક છેડાઇ. પીલરડોસાંની આંખમાં આ બોલોથી પાણી ભરાઇ આવ્યું અને તેવણથી કાંઇ બોલાઇ શકાયું નહિ.

આપણે જોઇ ગયા છીયેં કે સપુતનો એક સારો ગુણ એ હતો કે તે હમેશાં તડ ને ફડ બોલી દેનારો અને ચણાની બે ફાડ કરી આપનારો હતો. આ વેળા પણ તેણે તેમજ કીધું. નંબર ૨) વાળી યોજનાની બાનુએ રાતના સમયે તેનાં થાકેલાં તનને રાહત આપવા જોઇતી ખાધ-ખોરાકી પુરી પાડી હતી તેથી તેની ઉપર ઉંડી અસર થવા પામી હતી. આ ઉમદા ખવાસ સાથે પેહલા નંબરની યોજનાવાળી બાનુએ હમણાજ ચલાવેલી ઝોહાકી સાથે તેણે મનમાં સરખામણી કીધી. આ સઘળી અસર "હાઉસ ઑફ લૉર્ડ્ઝે" કીધેલી અસર સાથે ભેળાઇને તેની ઇઝીચેરમાંથી તેને બાહેર કાઢયો અને તે વીલરડોસાં આગળ ગયો.

"યુ ઑલ્ડ ડાર્લીંગ, ડોન્ટ યુ ક્રાઇ" કરી એવાં જોરથી પેલી ભેગી અસર તળે તેવણને કોતી કીધી કે "બાપજી, મરી ગેઇ! કોઇ આવો" કરી તેવણે બુમ પાડી. આ તેની સારી ખાસીયતની હમેશાં સારીજ અસર થતી, કારણ તેણે ભજી બતાવેલા છેલ્લા ભાગથી તમાશ-ગીરોમાં હસવાની લાગણી ફેલાઇ. સોહલીને દીકરાસમાન સમજી વીલરડોસાં તેણે કીધેલી બગલગીરીથી જરાપણ ગુસ્સે થયાં નહિ. જેવી ઉછાછલી પણ ખાલેશ તે બગલગીરી હતી, તેવીજ તેવણે તે માની લીધી. ઓરડામાંની શેઠાણીઓને આમ રસપર ચઢેલી જોઇ ગાભરો થયલો બોય ગુસીને અને ડૉ૦ તેહમુરસ્પને તે ખબર આપવા દોડી ગયો. તે બાપડો તો એમજ સમજયો હતો કે સપુતે વીલર ઉપર ખૂની હુમલો કર્યો હતો, અને તેજ આકારમાં તેણે તે બીના ડૉ૦ તેહમુરસ્પ આગળ રજુ કીધી, જયાં વીલરની બૂમ અત્યાર આગમજની પુગી ચુકી હતી. આથી ગુસી, તેહમુરસ્પ અને ગુલચેહર આ કામચલાઉ નાટકશાળામાં ધસી આવ્યાં. વાંચનારે કદાચ એમ માની લીધું હશે કે આ નવાં આવનારાં-ઓને જોઇ જરબાનુ વધુ ઉસ્કેરાયાં હશે, પણ તેવું કાંઇ બન્યું નહિ. ડૉ૦ તેહમુરસ્પ અને તેવણનાં બાનુના દેખાવમાંજ કાંઇ એવું હતું કે સામા માણસોનાં દીલ તેઓ તુરત જીતી લેતાં. તેઓએ આપેલા આવકારના જવાબમાં બન્ને બાનુ પરોણાઓને ડોકું નમાવી જવાબ વાળવાની કોઇ અદભુતશકતીએ ફર્જ પાડી હોય તેમ તેઓને ફર્જ પડી. સપુતે તો 'ફ્રી હેન્ડ શેકહેન્ડ' ના પ્રયોગો 'ઑલ રાઉન્ડ' કરી બતાવ્યા. "આઇ સે ગુસી, તહારી વીલર તો પકકા 'બર્ન્ટ બ્રીક' છે.

અભાગણી પાંચ પંદર વરસ અગાઉ જન્મી હોતે તો ખચીત સેવક એને પોતાની મોહરદાર બનાવતે.” સપુત બોલ્યો.

“તેમ નહિ બનતે સોહલી” ગુલ્રીએ જવાબ વાલ્યો. “વીલરડોસાં તો બે મહીનાનાં ઉતાં તાહરેજ અદ્રાયાતાં ને બે વરસનાં થયાં તાહરે એવણનાં લગન થયાં'તાં.” આ તાહુકાઓથી તે ઓરડામાં પહેલાં કરતાં પણ વધારે સમાધાની ફેલાઇ.

“ગુલચેહર, મહારી દીનુને હમે હમારી સાથે લઇ જવા આયાંચ. એ કાંઇ નર્સ બનવાને સરજાયલી નથી, ને નર્સનું કામ એને કોઇ દહાડો કીધુંબી નથી તમે લોકોએ પારકાં બચ્ચાંને અહીંયાં રાખી મેલવામાં ઘણી મોટી ભુલ કીધીચ ને પોતાને કાયદાની ચુંગાલમાં લાવી મેલ્યાંચ. હું એની માતા તરીકે ને જરબાનુ એના વાલી તરીકે જો ચાહતે તો તમારી ઉપર ગેરકાયદે અને ખોટે બાહને પારકી છોકરીને સાંતી રાખવાના આરોપ માટે તુરત તમારી ઉપર વૉરંટ કાઢતે; પણ તેમ કરવા અગાઉ મેં જરબાનુને એક ‘વર્બલ અપીલ’ તમુને કરવાની સૂચના કીધી, જેનાં પરીણામમાં અમે અહીંયાં આયાંચ.”

“બાનુ સુના,” ડૉ૦ તેહમુરસ્પે જવાબ વાલ્યો. “તમારા સખુનો તુંદઇ અને અપમાનથી ભરપુર છે; પણ એક વેળા તમે મહારા બેહસ્તનશીન વહાલા ભાઇને પરણેલાં હતાં તે વાત યાદ કરીને એ અપમાનની કંઇપણ નોટિસ લેવા હું ના પાડું છું. તમારાં સોબતી જો એકલાં અહીંયાં આયાં હતે, અને તેવણ જો આ શબ્દો બોલ્યાં હતે, તો તેવણને હું મહારૂં બારણું દેખાડી તેવણપર મહારી પીઠ ફેરવતે. જરાક થોભો. વચ્ચે પુરાશો નહિ, તમે બોલી રહયાંચ; મને મહારૂં બોલવાનું પુરૂં કરવા દ્યો. દીનબાનુને અત્રે ગંભીર સંજોગો વચ્ચે અમોને ખોટે બહાને બોલાવવાની ફરજ પડી'તી. તે સંજોગો એ છે કે તમારા હાલના ખાવીંદનો ભત્રીજો જાંહગીર આ ઘરમાં હાલ ગંભીર બીમારી ભોગવેચ. તે બીમારીનું કારણ દીનબાનુ છે, અને તે તેણીજ ટાળી શકશે એવા એક નહિ પણ ચાર ચાર બાહોશ તબીબોએ ઉચારેલાં મતથીજ હમે તેણીને અહીંયાં બોલાવી, અને હમારી પવિત્ર ફરજ પેલી પુરાતન ફારસી કેહતી

‘દરૂગે મસલત અમીઝ બેહ,
ઝે રાસ્તી ફેત્ને અંગીઝ.’

પ્રમાણે અદા કીધી. આય કેહેતીનો મીનીંગ એ થાયચ, બાનુ સુના, કે 'કોઇપણ પુણ્યવાન, સલ્લાહકારક, સુલેહસંપજભરેલું અથવા શાંતિ પાંથરનારૂં કામ સાંધવા કાજે બોલેલું 'જુઠ્ઠુ'' ફીત્નો પેદા કરનાર 'સાચ્ચાં' કરતાં બેહતર હોય છે.' આ છતાં પણ અમે સદંતર જુઠાંનો ઉપયોગ કીધો એમ તો તમો પણ કેહી શકશોજ નહિ.''

''સાત પાણીએ ધોયલું જુઠ્ઠું. 'લાયબ્રેરી'નું નામ ને પોતાનું કામ.'' ઝોહાક વચ્ચે પુરાઇ; પણ આ બોલવાની કાંઇપણ 'નોટિસ' લીધા વગર ડૉ૦ તેહમુરસ્પે આગળ ચલાવ્યું જેથી તેણીને ખુબ ઝટકો લાગ્યો.

''દીનબાનુએ થોડાક દીવસ અગાઉ મહારી સાથે થયલી મુલાકાતમાં મહારી અદના 'લાયબ્રેરી' જોવાની ખાહેશ દેખારી'તી. મેં એવણને અત્રે પધારવાનું ઇજન કીધું ને ઠરાવ કીધો કે એવણના અદરાયલા ધણી જાંહગીરની હાલત એવણને નજરેનજર દેખારવી, ડૉકટરોનું કેહેલું એવણને જાહેર કરવું, અને બાકીનું કામ પેહેલા તે બારેહકતાલા, જેની ઉપર આ કમીનાં કુટુંબના ખાકી બંદાઓનો દરેક વીશ્વાસ છે, તેની ઉપર અને પછી દીનબાનુની સારી સમજ ઉપર સોંપવું. તે દાદગરની મદદથી એ સારી સમજ ફાવી નીકલીચ. હવે તમે છેવો ને તમારાં બેટી છે. એવણને કાંઇ હમે બાંધી રાખ્યાં નથી. એવણ ચાહે તો આય પળે તમારી સાથે આવવાને મુખત્યાર છે.''

સપુતે અત્રે ''હીયર, હીયર, વેલ ડન, ઓલ્ડ જેન્ટલમેન ! હેંગ ઇટ, યુ આર રાઇટ, ઢાંખરી ઇઝ એ ફુલ'' વગેરેના પુકારો કીધા.

''ઉસો સહી ને મુસો ગવાહી. કેહજે લાલબુજરોગકુ બોલાંવ તે લાલબુજરોગે ઇનસાફ કીધો. સોહલી, તું આય દુકતીને ગલચીમાંથી પકરીને ગારીમાં નહિ નાખશે તો હું અહીંયાંજ મુરદું થઇને પરશ. હું તુંને કમાન્ડ કરૂંચ,'' ઝોહાક પગ થોકીને બોલી, ''કે હમણાજ એને તું બહાર કાહાર.''

''કાન્ટ ડુ ઇટ ! એમ નહિ બનશે ડીયર જર. સેવક તમોને એટલાં ચાહેચ કે પોતાના આય પોલાદી હાથોમાં ફુલની પાંખરી મીસાલ તમુને ઉંચકી લેઇ ગારીમાં મુકી આવશે, ને તે 'ફેવર' વાસ્તે સેવક તમારો સદાકાળ પકારી થશે. પણ હૅંગ ઇટ. તમે કેહોચ તેમ ડીયર

જર સેવકથી બનશે નહિ. દીનુ મહારાં કરતાં વરી છે, ઉમરે પુગેલી છે, ને ચાહે તેની સાથે 'મૅરી' થવા એને દરેક 'રાઇટ' છે. જયાંસુધી એ 'મૅરેજ' એને અલખામણું ઉતું ત્યાંસુધી હું જાંહગીરનાં હારકાં ભાંજવા એ કેહતે તો તૈયાર થતે. તમે મહારેથી વરાં છેવો, છતાં હું મહારી જીંદગી તમુને અર્પણ કરવા અને તેમ કરતાં જે મને અટકાવે તેનું માથું ફોરી નાખવા તૈયાર છેઉં. 'માઇ ગૉડ.' પણ પેલો તમારો ધ–ધ–ધ–ધણી પાછો ફુટી નીકલે તો કદાચ મામલો ફરીબી જાય. સાત વરસ તો હું ધારૂંચ કે વહીબી ગીયાં. કેહેચ કે એટલી મુદત સુધી રીસાયલાં ધણી અથવા ધણીયાણીની ધનનસલ માલમ નહિ પરે તો એક અથવા બીજું પાછું પરણવાને મુખત્યાર છે. 'હાઉ જોલી, કેપીટલ આઇડયા !' એમબી ને એમબી અહીંયાં વેર આયાંચ, ડીયર જર, તો એ બાબદમાં આય પ્રોફેસરસાહેબને ને આય વકીલસાહેબને 'કનસલ્ટ' કાંય નહિ કરતાં ? આપરો 'કેસ' ઘણો મજબુત દીસેચ, હૅંગ ઇટ,' એક કામ ને દો કાજ. એકસે દો ભલા. 'કમ ડીયર જર.' ચુપ કેમ થઇ ગીયાંચ ? તમારી 'ફેવર' માં વીલર ઉપરનો સઘલો હકઇલ્લાકો ગુસીને હું છોરી આપુંચ. 'હીયર ઇઝ ટુ' વીલર એન્ડ ગુસી, દીનુ એન્ડ જાંહગીર, એન્ડ જર એન્ડ સોહલી. 'થ્રી ચીયર્ઝ હીપ હીપ હુરરા' ત્રા, લાલલ્લા, લાલલ્લા, લાલ્લા.'' આમ બોલી બાકીનો વ્હિસ્કી પોતાનાં ગ્લાસમાં ખાલી કરી તે કુશાદે ઓરડામાં તે 'ડૅન્સ' કરવા લાગ્યો, અને પીક ફ્રીનની બીસ્કીટથી પોતાનાં ખીચોખીચ ભરેલાં ગજવાં ખાલી કરવા લાગ્યો. ઝોહાકનું તો પાકીને પલેડર થઇ ગયું, પણ પોતાનો વધુ રકાસ થવાની બીકથી તેણી ચુપ રહી; જ્યારે બાકીનાં સઘળાંઓથી આ મહાભારત ભાપણ ખતમ થતાં હસ્યા વગર રેહવાયું નહિ.



# પ્રકરણ ૬૪ મું.

## હાયો જુગારી બમણું રમે—ઝોહાકે ફેંકેલો છેલ્લો પાસો.

"નીતીને દરીયે નાવ બદીની, છળ કપટ મહી હારે,
નહિ તારે, રસીલી, છબીલી, કપટમાં રાહત મન તજી નાખે."

બન્ને બાનુ પરોણાઓએ જ્યારે જોયું કે બાજી હાથથી ગઇ હતી ત્યારે તેઓ ઘરે પાછાં ફરવાની અકરવકરમાં પડયાં, પણ તેમ કરવા અગાઉ મુખ્ય હમનબર્દે દુશ્મનો તરફ એક છેલ્લો હલ્લો કરી પોતાની તલવાર વટી તેઓને એક કારી ઝરબ લગાવવાનો કસદ કીધો. તેણી બોલી. "'મી૦ તેહમુરસ્પ, નાઉ ઓર નેવર.' આય દુકતી મહારે તાંહ જો આવે તો હમણાજ આવે, નહિ તો એને મેં સદાની ઓવારનીવાર કીધેલી સમજજો. હમે એકબીજાંનું મુવે મોંહનું પણ જોશું નહિ. આવો ઉત્તમ 'પ્લાન' રચવા ને તેનું આવું પરીણામ લાવવા તમારે તમારો પોતાનોજ ઉપકાર માનવો જોઇયે. એ દુકતીનાં જે કંઇ કપરાં-ચપરાં છે તે હું તમારે તાંહ મોકલી આપશ. આજથી તમે એના 'ગાર-ડયન' થજો. એવી સરસ શાગીર્દ મેલવવા માટે હું તમોને મુબારકબાદી આપુંચ; પણ જો તમે એમ ધારતા હોવો કે મહારી કે સુનીની તરફથી એને એક દોહરયુંબી મલશે, ને તેવાં હરામનાં દોહરયાં પચાવી પારવાની તમે આશા રાખતા હોશો, તો તમે સુજમાં રોજા ખોલશો. તમારા જેવા પાક પરહેજગારની એવી નીષ્ટા તો હોયજ નહિ. એ દુકતીપર તમે એટલાબધા મોહી પરયાચ તો કદાચને તમે આય નવાજબાનુને અમારી સાથે પાછી ફરવા દેશો. એની ઉપર આય દુકતીનો કે તમારો કશો હક નથી. એ કાંઇ ઉમરમાંબી આવી નથી, ને એની માયે એને મને સોંપી દીધેલી હોવાથી એ મહારીજ સાથે રહેવી જોઇએ." લડાઇનો બીજો સફો ઝોહાકે આ પ્રમાણે ખોલ્યાથી સઘળાંઓ હવે નવાજની તરફ ટીકીને જોવા લાગ્યાં. ઝોહાકના છેલ્લા બોલથી દીનુએ નવાજનો હાથ મજબૂત પકડયો. નવાજ પણ જાણે તેણીના છાંયડા તળે રહેવા ઇચ્છતી હોય તેમ તેણીને વળગી પડી.

"મીસીસ જાલનેવાલા, તમે ખુશી થાવો કે તમે એક બાઇ માણસ છેવો અને તમારા કમનસીબ ભરથારના વર્ગના નથી; નહિ તો તમારી એવી જીભલીને માટે તમુને વેઠવું પડતે. તમે એમ સમજતાં દીસોચ કે તમે માયાલુ અંગ્રેજ સરકારની પનાહ તલે વસ્તાં નથી, પણ મોઘલાઇ સલતનતમાં વસોચ અને ગુલામગીરીનો ધંધો સેહલાઇથી ચલાવી શકો. નવાજની ઉમર નાહ્લી છે, અને ચોકસ સંજોગો વચ્ચે તેની માતાએ તેને તમારા સ્વાધીનમાં સોંપેલી હોવાથી કાંઇ ગોલામી ખત થયલું ઠરતું નથી."

"ફીટ, ફીટ! છત, છતા! હું તમુને તમારી ધમકી પાર પારવાની 'ચેલેંજ' કરૂંચ. એની માયની મુડી માહરા હાથમાં છે. આય દુકતીની મકદુર હોય તો એ એને મહારી સાથે આવતાં અટકાવે." ઝોહાક પુકારી ઉઠી.

"મીસીસ જાલનેવાલા," ડૉ૰ તેહમુરસ્પ બોલ્યા. "તમારાં જેવાં બૈરાંઓને પુલબચ્ચાંઓ સાથે શું કામ હોય તે હુ સમજી શકતો નથી. તમારાં જેવી સ્ત્રીઓ તો વાંજણી રહેવાને સરજાયલી હોયચ. છોકરાં જણવાનું કે તેઓને પાળવાનું તેઓ પસંદ કરતીજ નથી. પ્યાર અને કુદરત કેવાં બળવાન છે તે તમારા જેવી સ્ત્રીઓ સમજતીજ નથી. સીંહણ મુવાફેક તેઓનાં પેટનાં બચ્ચાંઓને પણ તેઓ ગુફામાં એકલાં છોરી આવે કુદરત ને પ્યારની પીછાણ તો નજીની માય જેવી સ્ત્રીઓ કરી શકે. તમે તમારે માટે એકાંત જીદગી પસંદ કીધીચ, અને સ્ત્રીઓના કેહેવાતા હકો માટે તમે બાકાં ફુકોચ, તો તેજ કામમાં તમે મશગુલ રહેલાં સારાં. આય બાળકીના નાજુક હાથો તમારાં ગલાં આસપાસ વીટલાયાથી તમુને કે એને કંઇપણ ફાયદો થનાર નથી. જે હાથે તમુને ઉછેર્યાં'તાં ને જેને તમુને નાનપણમાં પોશ્યાં'તાં, જે વહાલી માવતરે તમુને પોતાનું દુધ પાયું'તું તેની યાદને તમે વહાલી ગણતાં હોવો તો આજના જેવી ચાલ તમે ચલાવોજ નહિ. તમે લોકો માટીડાઓને બદનામ કરોચ, પણ અહીંયાં તમે બૈરાં થઇને એક કરતાં બમે કોમલ અબલાઓ ઉપર જુલમ ગુજારવા માગોચ."

"તમે ગભરાવો ના; જેટલો એ બૈરીનો નવાજ ઉપર હક છે તેટલોજ મહારોબી છે" દીનુ બોલી. "નવાજ, તું મહારી સાથે રેહવા

માગેચ કે 'ફ્રીડમ વીલા'માં જાયચ ?" નવાજે જવાબમાં દીનુને વધુ જોરથી વળગી અધીક જોરથી રડવા માંડયું. જરી ઝોહાકે આગળ ધસી આવી દીનુથી તેણીને છુટી કરવાની કોશેશ કીધી. વાઘણ અને સીંહણ વચ્ચે લડાઇ જાગવાનો સંભવ જોઇ સપુત આગળ ધસી આવ્યો અને ધીમેથી પણ મજબુતાઇથી જરબાનુને તેણે બાજુ કીધી. પછી તેણે પોતાની બાંહે ચઢાવી કાંઇ અજબ સફાઇથી નાની નવાજને પોતાના ડાબા હાથમાં રમકડાં સમાન ઉઠાવી લઇ, સીપાહબચ્ચા સમાન નાટક-રૂપે એક પગ આગળ એક પગ પાછલ કરી, પોતાના જમણા હાથની મુક્કી હવામાં ઉરાડી બહુજ ગંભીર તેમજ હાસ્ય રસ ઢપે તે પોકાર્યો:

'શું મકદુર, સોરાબની, સામે, કોઇ આવે:
શું શમશીર, ખંજર, યા ગુરઝ, કોઇ ઉઠાવે.
ઇરાનથી પેગામનામુ લઇને જાઉં છું:
કેકાઉસે મને યાદ યાદ કીધો છે;
જાબુલસ્તાનમાં, મહારે સારૂ, કાસદ મોકલી દીધો છે.'"

છેલ્લી લિટિ બોલતાં દીનુ જાણે કેકાઉસશાહ તરફથી આવેલો કાસદ હોય તેમ તેણે દીનુને ખભે પોતાનો હાથ નાખી નવાજને હજી પોતાનાજ હાથમાં રાખી જાણે તે શાહની દરબાર તરફ કુચ કરી જતો હોય તેમ બન્ને કોમળાંગીઓને બહુજ સફાઇથી તે ઓરડા બાહેર લઇ ગયો.

---

## પ્રકરણ ૬૫ મું.

### સપુતે વાપરેલી સફાઇ—દાઢીવાળા બાંધલ કીયા, ઓર મુછવાલેકુ પકડ લાયા.

"દુનીયા ખોટી ખોટી, સાચની સહેજ બનાવે ઓટી,
જુઠો જર બિરીયાંન ખાય, તરમાલ ઢાળપર
તાલમેલનો હાથ ફરે,
સાચો સાચ મરે, નહિ પામે સુકકીખી રોટી."

છોડી આવેલા ઓરડા નજદીક પાછું ફરતાં સપુતે 'વકીલની નોટિસ,' 'ફજેતી,' 'કાળું મોહું થશે,' 'હુંબી ખરી' વગેરે વગેરે શબ્દો બોલતાં કોઇને સાંભળ્યું. તે અવાજ અલબતાં જેરી ઝોહાકનો હતો. દીનુને મુકી ત્યાં પાછું ફરતાં ભાગ્યેજ બે ત્રણ મીનીટ-તેને લાગી હોય. શેતાન ડાબો કરવા તેણે ધરપચ કીધી. "બાપના સમ, સારા નવ! હાંખરે તો ખાવાની વાટેવાટ જોતો હોશે ને આય બુલબુલો અહીંથી ફીટતાંજ નથી. વીલર, થોડી બીસ્કીટ, ગુડ બાઇ ડૉ૰ તેહમુરસ્પ, ટટા ગુલચેહર, વીલર-ડોસાં સેવક તમુને નમેચ, એથી વધુ કરી શકતો નથી તેથી સેવક બેહદ દલગીર છે. [ આ છેલ્લા બોલોમાં અલબતાં તેની મતલબ વીલર સાથે દાણા પાડવાની તેની અશકયતા દેખાડવાની હતી.] કમ, કમ, ઑલ્ડ લેડીઝ" કરી જરીનો હાથ પોતાની જમણી બગલમાં અને સુનીનો હાથ પોતાની ડાબી બગલમાં લઇ તે તેઓને ગાડી તરફ ઘસડી ગયો. આ ઠીકજ થયું, કારણ હવે ત્યાંથી વટી જવાના વિચારમાંજ તે બન્ને જણીઓ હતી. અગાઉની માફક બેઠક લીધા પછી થંડી અને પવનને લીધે બન્ને બાઇ-ઓએ ગાડીના સામા 'શટર્ઝ' બંધ કીધાં જેથી તેઓ બોકસ ઉપરનાને જોતાં અટક્યાં. આ તો સપુતની મતલબનુંજ થયું, જે આગળ ચાલતાં આપણે જોઇશું. ગાડી ઉપડયા પછી કોચમેનને ઠેસ મારી તેના હાથમાં એક ફારયું સેરવી તેણે ટટુઓની લગામનો કબ્જો લીધો. થંડી લેહેરકીથી 'હાઉસ ઑફ લૉર્ડઝે' સપુતનાં મગ્જ ઉપર કાંઇક વધુ અસર કરવા માંડી હતી તેથી હોય, કે તેનાં પેટમાં પોપટી બોલતી હતી તે કારણથી હોય, પણ બે ત્રણ મીનીટમાં માંહે બેઠેલી બાનુઓને લાગ્યું કે તે નાની 'પોનીશેઝ' કાંઇ અસાધારણ ઝડપથી વીજળી વેગે જતી હતી. પોનીઓને ચાબૂક લેવાની ટેવ ન હોવા છતાં સોહલીબાએ કોચમેનની સઘળી મનાઇની પરવા ન કરતાં એકના કાનને અને બીજાની પીઠને ચાબૂક સાથે પીછાણ કરાવી. "તું જોતો ખરો દોસ્ત શંભુ," તે બોલ્યો. "એ લોકને એમ લાર લરાવવો નહિ જોઇએ. તું મુંગોમુંગો બેસીને જોયા કર. એવાં તો કંઇક પોની મેં હાંકેલાં છે." પોનીઓની 'સ્પીડ' તો વધતીજ ગઇ. કોચમેને પૈડાંને બ્રેક લગાડવાની કોશેશ કીધી, પણ કાંઇ ન જણાયલા સબબથી તે લાગુ થઇ શકી

અને તે જાનવરો હવે કાબુમાં રહી શક્યાં નહિ. એમાંથી એક

વધુ તોફાની પોનીએ 'વીલા સુના'ના 'ગેટ'માં વાંક લેતાંવાર સોહલીબાએ તેને નરમ કરવા ફરી લગાડેલા ચાબૂકની અસરથી પોતાનો પાછલો પગ પોલમાં ઘાલી દીધો, અને બીજાંએ લગામ પોતાની પુછડીમાં લઇ લીધી તેજ પળે એક ધડાકાસમેત ગાડી ઉંધી વલી ગઇ. બાનુઓની ચીચ્યારીથી બહમનશાહ શેઠ, રતન, ફુકાદારૂ, નજઇ અને નોકરનફરો ત્યાં દોડી આવ્યાં તે ચીચ્યારીમાં નજઇનાં ધાવતાં છોકરાંએ પોતાનો તીનો અવાજ ઉમેર્યાથી આસપાસનાંઓ પણ ત્યાં દોડી આવ્યાં, જેઓની મદદથી બાનુઓને અંદર લઇ જવામાં આવી. પોનીઓ એવાં કઢંગી રીતે ગાડીમાં જકડાઇ ગયાં હતાં કે તેઓને છુટાં કરતાં તેઓનું કીમતી વિલાયતી હારનેસ કાપી નાખવું પડયું.

બીજે દીવસનાં વર્ત્તમાનપત્રમાં 'તાલેવંત મિનાર'ના રહીશોએ નીચે પ્રમાણે વાંચ્યું ત્યારે તેઓ ઘણા હેરત રહ્યાં:—

## ઉંચ કુળની પારસી બાનુઓને ગંભિર અકસ્માત.

---

## તેઓનું સેહજે બચી જવું.

## 'વીલા સુના'માં ગભરાટ.

[અમારા પ્રતિનિધિએ મેળવેલી ખાસ વીગત.]

"ગઈ કાલે રાત્રે દશ વાગતાંને શુમારે વૉર્ડન રોડ ઉપર 'ફ્રીડમ વીલા'વાળાં મિસીસ જરબાનુ જા. જાલનેવાળાની જોડીની ગાડીને એક ગંભિર અકસ્માત થયો હતો, જેમાંથી તેવણ અને એક બીજાં બાનુ સેહજે બચી જવા પામ્યાં હતાં. એવું જણાય છે કે મિસીસ સુનાબાનુ બહમનશાહ બખ્તાવર અને મિસીસ જરબાનુ જા. જાલનેવાળા છેલ્લાંની બે કીમતી ટટુઓથી જોડેલી એક 'બ્રોહામ'માં ગઇ રાત્રે દશ વાગતાંને શુમારે 'તાલેવંત મિનાર'માંથી મિસીસ જાલનેવાળાનાં 'ફ્રીડમ વીલા' તરફ જવા ઉપડયાં હતાં. કોચબૉક્સ ઉપર કોચમેન ઉપરાંત બાનુ સુનાના બેટા વિલાયતવાળા મી૦ સોહરાબ બહમનશાહ બખ્તાવર બેઠા હતા, જ્યારે પછવાડેની બેઠક ઉપર બે ચબરાક સઇસો ઉભા હતા.

"'તાલેવંત મિનાર'માંથી ઉપડયાની બે ત્રણ મિનિટ પછી ટટુઓ કાંઇ ન જણાયલા સબબથી જીવ લઇ નાસવા માંડયા હતા. મી૦ સોહરાબ, જેઓનો ગાડીઘોડા વીશેનો અનુભવ જાણીતો છે, અને જેઓ એક અથંગ 'રાઇડર' હોવા ઉપરાંત એક 'ક્રેક વ્હીપ' તરીકે જાણીતા થયલા છે, તેઓએ ભડકેલાં ટટુઓને રોકવાની બનતી કોશેશ કીધા છતાં 'વીલા સુના' જયાં બાનુ સુનાને ઉતારવાનાં હતાં તેનાં કંપાઉન્ડમાં દાખલ થતાં દરવાજાના થાંભલા સાથે ગાડી જોરથી અથડી અને એક ધડાકાસમેત તે ઉંધી વલી ગઇ. કોચમેન શંભુ સામેના દરવાજાના થાંભલા સાથે જોરથી અડફતમાં આવ્યાથી તેનાં માથાંની ખોપરી અને ગરદનનું હાડકું ભાગી ગયાં, જેની અસરથી તે બાપડાનું તત્કાળ મરણ નીપજ્યું હતું. પાછલ ઉભેલા સઇસો કુદી પડીને સલામતીથી બચી જવા પામ્યા હતા. મી૦ સોહરાબ સખ્ત રીતે ટપકાયા ઉપરાંત સારે નસીબે કાંઇપણ વધુ ઇજા પામ્યા નથી. 'વીલા સુના' ના આ રોશન ચેરાગની સલામતીને માટે અમે તેવણના બુઝર્ગ પીતાજીને અને તેવણને મુબારકબાદી આપીયે છીયે. માંહે બેઠેલી બાનુઓ જેઓએ જયારે ટટુઓ ગાડી લઇ નાસતાં હતાં ત્યારે અસાધારણ શાંતિ જાળવી રાખી હતી. તેઓ માંહેલાં બાનુ સુનાનો જમણો હાથ મોરચાયા ઉપરાંત ડાબી જાંગને સેહજ ઇજા થઇ છે, પણ તેઓની હાલત વીશે ચીંતા રાખવા જેવું કાંઇ નથી. મિસીસ જાલનેવાળાના બે આગળા દાંત પડી ગયાથી અને તેઓનાં મોઢાં ઉપર એકાદ બે સખ્ત ચીરા અને ઘસાડા પડવાથી તે માંહેથી ઘણું લોહી ગયું હતું, અને તેઓ બેશુદ્ધ થઇ ગયાં હતાં. તેઓ હાલ 'વીલા સુના'માં રહેલાં જણાવવામાં આવે છે. રાતોરાત ડૉ૦ કામાએ આ દુધળાંઓની સારવાર કરી હતી, જેઓના જણાવ્યા મુજબ જરબાનુનાં મોઢાં ઉપર આ ઇજાની પાછલથી કાંઇક ગંભિર નીશાનીઓ રહી જવાનો અને તેથી તેઓનો ચેહરો બેડોળ બનવાનો સંભવ છે. આ કમનસીબ બનાવની વધુ વીગત અમારા આજ સાંજના અંકમાં પ્રગટ થશે, જે ઉપર અમે અમારાં વાંચનારાંઓનું ધ્યાન ખેંચ્યે છીયે."

ઉપલા હેવાલે 'તાલેવંત મિનાર'ના રહીશોમાં તેમજ નેપ્યન સી રોડ અને વૉર્ડન રોડ જેવા લત્તાઓના રહેવાસીઓમાં બહુ ચકચાર ફેલાવી હતી. સોહલીબાનાં અંગત કુટુંબીઓ અને દોસ્તદારો તેમજ 'તાલેવંત મિનાર'ના રહીશો—તેમાં મુખ્યકરી વીલરડોસાં, બોય કયતાન,

ગુલચેહર વગેરે જેઓ 'હાઉસ ઑફ લૉર્ડઝ વ્હીસ્કી' ની સોહલીબાએ લીધેલી મજબુત ખબરથી વાકેફ હતાં તેઓ–આ બીનાને કાંઇ જુદાજ આકારમાં દેખતાં હતાં, પણ તે બીનાને તેના ખરા આકારમાં રજુ કરવાનું કામ કાંઇ તેઓનું હતું નહિ. જે એકજ બનાવે તેઓને દીલગીર કીધાં તે ગરીબ બીચારા શંભુનું અકાળ મરણ હતું. તેને બે બાયડી અને આઠ છોકરાં હતાં, જે સઘળાંનું પંદર રૂપીયાના ટુક પગારમાંથી તે પોષણ કરતો હતો. તે દિવસના સાંજના છાપા મધે નીચલો ફકરો પ્રગટ થયો હતો:—

## નેપ્યન સી રેડ ઉપર ગઇ રાત્રે બનેલા ગંભિર અકસ્માતની વધુ વીગત.

---

## જુરીએ ચલાવેલી બારીક તપાસ અને તેનું પરિણામ.

---

## મી૦ સોહરાબ બખ્તાવરે વાપડેલી સમયસૂચકતા અને તેવણની બહાદુરી.

"નેપ્યન સી રેડ ઉપર ગઇ રાત્રે બનેલા ગંભિર અકસ્માત વેળાએ મરણ પામેલા કોચમેન શંભુની લાશ ઉપર આજ સહવારે કૉરોનરે 'વીલા સુના' મધે જુરી ભરી હતી. મુખ્ય જબાની બે સઇસો અને મી૦ સોહરાબ બખ્તાવરની હતી. જરબાનુ અને બાનુસુના, જેઓ બંધ ગાડીએ બેઠેલાં હતાં, તેઓની જબાની પણ લેવામાં આવી હતી. એ સઘળી જબાનીનો સામટો સાર અમારા આજ સહવારના અંકમાં આપેલી વીગતોને લગભગ મળતો હતો.

"એવું જણાય છે કે મરનાર શંભુએ જરબાનુનાં કુટુંબમાં લગભગ વીશ વર્ષ સુધી નોકરી બજાવી હતી. તે સાધારણ સઇસ ઉપરથી જોડી હાંકનાર થયો હતો. તેને દારૂ પીવાની ટેવ હતી નહિ અને અકસ્માતની રાત્રે પણ તે પુર હુશિયારીમાં હતો. એક જુરરે કીધેલા ચોકસ સવાલો ઉપરથી ઘોડાવાળા રાઘુએ ઇશારો કીધો કે ટટુઓ

જેઓ હમેશાં ઘણી શાંત વર્તણુક દેખાડતાં હતાં તેઓ અકસ્માતની રાત્રે ચાબૂક લગાડવાથી ભડકયાં હતાં. તેણે વધુ કહયું કે ચાબૂક લગાવનાર સોહલી શેઠ હતા, જેવણના હાથમાં તે વેળા ટટુની લગામ તેણે દીઠી હતી, કારણ ટટુઓ ભડકતાં વાર તે કેટલોક વખ્ત તેઓની સાથે લગામે પકડી તેઓને અટકાવવાની ફોકટની કોશેશ કરતો પોતાના જીવને જોખમે દોડયો હતો. ઘોડાવાળા વીશ્રામે કૉરોનરની તપાસમાં આ બિનાનો સમુળગો ઇન્કાર કીધો હતો, અને તેણે રાઘુ ઘોડાવાળા ઉપર પીધેલો હોવાનો ચાર્જ મુકયો. મી૦ સોહરાબે રાઘુની જબાનીને સોગંદ ઉપર જુઠી જાહેર કીધી. તેવણે વધુ જણાવ્યું કે 'તાલેવંત મિનાર'માં તેઓની 'વીઝીટ' વેળા તે રાત્રે બનેલા ચોકસ બનાવો ઉપર તેઓનું ધ્યાન એટલું તો ગયલું હતું, અને તેના વિચારમાં તેઓ એવા તો લીન થયા હતા, કે ટટુઓ શા કારણથી ભડકયાં તેનો તેઓને ખ્યાલ હતો નહિ. તેઓના અનુભવ ઉપરથી તેઓ કહેવાને શકતીવાન હતા કે શંભુએ તે રાત્રે નીશા કીધેલી હોવી જોઇયે, કારણ ઉંચી જાતનાં પેરુ પોનીઓ સેહજમાં ભડકતાં નથી. તેઓએ લગામ પોતાના હાથમાં લેવાની બહુ કોશેશ કરી, પણ શંભુએ તે આપવાની ના પાડી અને રખેને ટટુઓ વધારે ભડકે કરી તેઓએ તેમ કરવાની ઉજત લીધી નહિ. ઘોડાવાળા રાઘુએ શા કારણથી તેવણની સામે જબાની આપી હતી તે તેવણ કહી શકતા હતા નહિ, પણ આટલું તો ચોકસ હતું કે અનીકને વખ્તે જો તેઓએ ટટુઓની લગામને જોંક આપી 'વીલા સુના' ના કંપાઉન્ડમાં વાલી દીધા ન હોત તો તેઓ ગાડી લઇ સામેની પથરની પાળ ઓળંગી ગાડી અને તેના ઉતારૂઓ સાથ દરિયામાં જઇ પડયાં હોત.

"જબાની પુરી થયા પછી કૉરોનરે તેનો સાર ટુકમાં જુરરોને કહી સંભળાવ્યા પછી તેઓએ કાંઇ નહિ જણાયલાં કારણ અથવા કારણોથી ભડકેલાં ટટુએ કીધેલી મસ્તી અને ઉંધી વાલેલી ગાડીથી કોચમેન શંભુનું મરણ અકસ્માતથી નિપજેલું જાહેર કીધું, અને મી૦ સોહરાબ બખ્તાવરને તેવણની સમયસૂચકતા માટે મુબારકબાદી આપી. મરનાર શંભુની લાશને 'વીલા સુના' માંથી બાળવા લઇ જતી વખ્તે ત્યાં ભેગાં મળેલાં તેનાં કુટુંબીઓએ કીધેલો વીલાપ અમારા રીપૉર્ટરના જણાવ્યા મુજબ કોઇનું પણ દીલ પીગળાવે એવો હતો. બેમાંના એક ટટુને

પ્રાણઘાતક ઇજા થવાથી અને તે સદાનું રદ થવાથી તેની રીબતી હાલતમાંથી મોકળું કરવા કાજે આજે પરેલની વેટરિનરિ હૉસ્પિટલ મધે તેને ગોળીથી ઠાર કરવામાં આવ્યું હતું. બીજો ટટ્ટુ સારો થાય એવી હાલતમાં છે. આ બનાવથી બાઇ જરબાનુને લગભગ રૂપીયા બારશેની નુકસાની ગયલી જણાવવામાં આવે છે, જે નીચે પ્રમાણે છે; પણ જેમાં અલબત ગંરીબ બીચારા શંભુ કોચમેનના જીવની કીમત અમોએ શમાવી નથી:—

| | રૂપિયા. |
|---|---|
| મરણ પામેલા ટટ્ટુની કીમત. ... ... ... | ૫૦૦ |
| બીજા ટટ્ટુને થયલી ઇજાથી ગયલી ખોટ. ... | ૨૫૦ |
| આ ટટ્ટુની સારવારના આંકણી પ્રમાણે. .. | ૫૦ |
| હાર્નેસને થયલી નુકસાનીના. ... ... ... | ૫૦ |
| બ્રોહામને થયલી ભાંગટુટ દુરૂસ્ત કરવાના આશરે... | ૩૦૦ |
| જુમલે ... | ૧૧૫૦" |

## પ્રકરણ ૬૬ મું.

### લાગણીનાં લગ્ન—જેહાનના જીતનારે મેળવેલી જીત.

"સખી લાવો સુઘડ વરમાળ,
વેક ચાલ, લેઇ ભરી એક થાળ,
હાથ ઝાલ સાથ કંકુ સંભાળ,
જાંહગીર આવ્યા."—સખી.

જેહાંગીર હવે 'કૉનવેલેસન્ટ' થયો હતો. તેને હવે બાગમાં બેસવાની અને સેહજ ટેકો લઇ ફરહર કરવાની છુટ મળી હતી. તેને સંભાળભરેલા ટેકાની જરૂર હતી, પણ સાથે સાથે વળી તેને મળતો ટેકો તો મનપસંદ અને નાજુક પણ હતો. તેના બેસી ગયલા

ગાલો અને આંખો, તેનો મોટો બકબકારો અને ધીમો લવારો, કોઇ કોઇ વાર દીનુને તેને વહાલથી નામ લઇ બોલાવવું તો કોઇ કોઇવાર તેણીને ઉંઘમાં ને ઉંઘમાં કઠોર શબ્દો ઉચ્ચરવા, એ સઘળું તેણીનાં મનમાં અંદેશો ઉત્પન્ન કરતું કે રખે તેનું માથું ખસી જાય. એ ધાસ્તી, તે સાથે તેની અંગત સારવાર, તેના તવાઇ ગયલા હાથોનો પોતાના હાથ સાથનો સમાગમ, એ સર્વેએ તેણીનામાં તેને માટે વહાલ અને હેત ઉત્પન્ન કીધાં. તેણી હવે તેની આગળ મોમસમાન બની ગઇ હતી. આજની આ દીનુ તે કાંઇ 'ફ્રીડમ વીલા'ની દીનબાનુ નથી. તેણીનો તુમાખી તોર હવે તેણીને છોડી ગયો હતો. "સોબત તેવી અસર," "જેવો સંગ તેવો ઢંગ" તે કેહતીઓ તેણીના બાબમાં આપણે ખરી પડેલી જોઇયે છીયે. હમણાજ તેણી જાંહગીરને ચલાવતી ચલાવતી 'તાલેવંત મિનાર'ના બાગને છેડે દરિયાની થંડી લેહકીમાં એક સુંદર વેલાની ઘટાના આરકાંની નીચે મેળેલા બાઝત ઉપર આવી બેઠી હતી. હજી જાંહગીરે તેણીનો હાથ પોતાના હાથમાં પકડી રાખ્યો હતો. તે છોડવવાની તેણીએ જરાપણ કોશેશ કીધી નહિ, કારણ જાંહગીરે હવે તેણીનાં મન ઉપર દેખઇતી સત્તા મેળવી હતી. તેને ગુસ્સે કરવાને હવે તેણી ડરતી હોય અને તેને રાજી કરવાને ખંતી હોય તેમ દીસતું હતું.

"કેમ, જાંહગીર, તમે થાકી તો નથી ગીયાની? લેવ, આય 'ફુટ સ્ટુલ' હું લાવીચ તેપર પગ લાંબા કરી 'કમફર્ટ' થી બેસો." દર્દી તાબે થયો. આજે તે કાંઇ બોલવાની ઉલટમાં આવ્યો હતો. "પેલી મીસીસ કામા અમૅરિકામાં બેઠીબેઠી હીંદના છુટકારા અને મોટાઇની તરેહવાર વાતો કરેચ. હું આશા રાખુંચ દીનુ, કે તું તેના જેવા વાહીયાત વિચારો ધરાવતી હોશે નહિ; તેમજ વરી મનમાં ને મનમાં તું મીસીસ કામાને 'એડમાયર' બી કરતી નહિ હોશે. તેમ જો હોય તો અબ ઘડી તહારા પગ આગળ પડી હું મરી જવાનું પસંદ કરૂં. દેશનું તારણ કરવા પેહલાં સંસારનું તારણ, માબાપનું તારણ, ભાઇબેહનનું તારણ, બચ્ચાંનું તારણ અને છેલ્લું પણ કોઇબી રીતે ઓછાં પ્રમાણમાં નહિ તેવું પતિનું તારણ કરવું જોઇએ. એ તારણ ઘરથી શરૂ થવું જોઇએ. સંસારસુખની જાલવણીથી તે સંપાદન થવું જોઇએ. એ મીસીસ કામા જેવી એક તો શું પણ એક હજાર એવી

સ્ત્રીઓ તેમજ તહારી જરબાનુ જેવી બીજી એક હજાર સ્ત્રીઓ બંગાળીઓ સાથે જોડાઇ માનવંત બ્રિટિશ સલતનતને ધોકો પોંહોંચાડવાની કોશેશ કરે તે અગાઉ તો તેઓને બંગાળી બની જઇ બંગાળીઓ સાથ પરણી ગયલી જોવાને હું ઘણો ખુશી થવશ. એ મહાન સલતનતને તેઓ ઉંધી વાળતાં તો રહયાં, પણ તેનાં માથાંના એક બાલને પણ તેઓ અલવલ લાવી શકવાનાં નથી. જો દીનુ, આપરી સામે આ એક સુંદર બાગ છે. પછવાડે મહાસાગરનો મોટો ફાંટો છે. ખોદાતાલા હજારો માઇલના એ દરીયાને તેમજ એની ઉપરના બળવાન બ્રિટિશ કાફ્લાને સલામત રાખો! કારણ તે આપણું તેમજ મહાન બ્રિટનો જેઓ આપણા રાજકર્તા છે તેઓનું રક્ષણ કરે છે. તેઓ રાજયકર્તા અને આપણે રૈયત હોવા છતાં બન્ને એક મહાન પ્રજાસમાન છીયે. આપણ હીંદીઓ મોટે ભાગે આપણી ફરજ સમજીએ છીયે. આપણા રાજયકર્તાઓમાં આપણને વિશ્વાસ છે, અને જે કાયદાકાનુનો હીંદીઓએ પોતે બંધાવ્યા છે અને અમલમાં મુકાવ્યા છે તેને તેઓ સદા માન આપે છે. એ કાયદાઓમાં નામદાર સરકાર આપણી અરજ ઉપરથી વારંવાર ઘટતા ફેરફારો કરે છે. તેમ જયારે તે નથી કરતી ત્યારે ધીરજ અને ખંતથી આપણે તેને તેમ કરવાની ફરજ પાડિયે છીયે, છતાં કોઇ કોઇવાર કોઇ ભડકેલાં ભેજાંમાં ભુસું ભરાઇ આવે છે. આ સામેના દરિયાના મોજાઓની માફક તે તુફાની બને છે, પોતાની ફરજ તે વીસરી જાય છે, એટલુંજ નહિ પણ દેશને અને સીપાહોને તેઓની ફરજ બજાવતાં અટકાવવાની તે કોશેશ કરે છે. એક ભેજાંનો આવો પવન બીજાં હજારો ભેજાંઓને ભમભેરી મેળે છે. શાણાઓ પોતાનું શાણપત ખોઇ બેસે છે. રાજકર્તાઓ ભડકી જઇને શંકાશીલ બને છે. નાના છોકરાઓ પોતાનું કામકાજ છોડી ફીતૂરીઓ સાથ જોડાય છે. દેશહીતકારીમાં ખપવાનું તેઓ ડોળ ઘાલે છે. સેંકડો વરસોની મેહેનત પછી, યકીનદારી પછી, વફાદારી પછી, ઉભો કીધેલો રાજયસ્તંભ તેઓ એક લેહજામાં જમીનદોસ્ત કરવાનાં ફાંફાં મારે છે. દીવાના પુરૂશો સાથે દીવાની સ્ત્રીઓ આ પ્રમાણે ભેળાયાથી વહી ગયલા જમાનાઓમાં ઘણાંક મહાન રાજયોનો પરાજય થયો છે. આવાં લોકો જયારે હુલ્લડ મચાવે છે, ઉથલપાથલ કરવાની ઇચ્છાઓ દેખાડે છે, મોટા મોટા ઓધ્ધાઓ અને

સ્વરાજ્ય મેળવવાનાં વળખાં મારે છે, અને સાથે સાથે વળી કુટુંબી કુડલાઓ, સંસારી કુધારાઓ, ન્યાતજાતના તફાવત, વગેરે વગેરે કુચાલોને પોતામાં ચાલુ રહેવા દે છે, ત્યારે સમજુ સજનોથી બાજુ ઉભા રહી મુછમાં હસ્યા વીના રહેવાતું નથી. હું ફરીને કેહુંચ દીના, કે ખોદાતાલા આપરાં આય આવાંઇજદમાયને સલામત રાખો! તેનું પેટ એટલાંન્ટીક મહાસાગર જેટલું મોટું કરો કે જેથી આપણી તરફના ઘેલાઓ અને અર્ધદેવાનીઓ ખુદ રાજકર્તાનાં વતનમાં જઇ કાળાં કરતુકો કરતાં અટકે!"

"પણ, માય રે! જાંહગીર, તમારાં ભાશણનાં જોરમાં ધીમે ધીમે મહારા હાથપરનું દબાણ તમે વધારતાજ જાઓચ. જુવોની, આય વીંટી માસમાં કેવી બેસી ગેઇચ. ડૉ૦ દારાબશાહ કેહેચ જાંહગીર કે તમારે આવી હાલતમાં બીલકુલ ઉસ્કેરાવું જોઇએ નહિ." દીનુ બોલી.

"હું શું કરૂં દીનુ, મને માફ કર; પણ મને કોઇ કોઇ વખત જ્યારે વિચાર આવેચ કે તું બી પેલી તહારી અફલાતુન જરબાનુ ને પેલી મીસીસ કામાની માફક ઘણાક વાહીયાત વિચારો ધરાવતી આવીચ, ત્યારે મહારૂં કલેજું કપાઇ જાયચ ને મહારેથી ઉસ્કેરાઇ જયા વગર રેહેવાતું નથી. પણ લાવ, જોઉં ડીયર તહારા હાથને કહાં લાગુંચ?" આમ કહી દીનુનો નાજુક હાથ પાછો લઇ તેણે તે વાહલથી દાબ્યો અને બોલ્યો "લે ડીયર, ચાલ હવે એ હાથ સારો થઇ ગીયો. પણ પેલી તહારી અફલાતુન કોઇ દહારો અહીંયાં દેખાતી નથી, તેનું શું કારણ? કંઇ વધેયુંચ કે આય મહાસાગર ઓરંગી પેલી એની બેહનપણી મીસીસ કામાને એ જઇ તો નથી મલી? યા ખોદા! દીનુ, એમ થાય તો હું તો બૈરાંઓની માફક આય આવાંઇજદ માયને ફુલ સાકર ચરાઉં."

"વરી, વરી, જાંહગીર, 'ટેક કેર,' તમે પાછા ઉસ્કેરાવોચ. જા, બા, તમે એમ કરશો તો હું તમુને એખલા મુકીને અંદર ચાલી જવશ." ચાલી જવાને બદલે તો દીનુ સામી તેની વધુ નજદીક આવી અને પોતાના રૂમાલ વટી તેનું કપાલ લુછતાં બોલી. "જુઓ જાંગુ, વરી તમે નરવસ થઇ ગીયા. આય તમારાં કપાલપરથી બધું પાણી તપકેચ. મને જરી સાથ વધેરાય તો તમે ખરેખર ખુશી થાવો કે?

તેના બદલામાં મને શું આપશો ?" તેણીએ પુછ્યું. જવાબમાં જાંહ-ગીર ખડો થઇ બેઠો; જાણે તેણીની આંખોમાંથી ખરૂં ખોટું શું છે તે તે શોધી કાઢવા માગતો હોય તેમ તેણીની સામે પોતાની દબાઇ ગયલી આંખો તેણે ટાંકી. "હું ખુશી થાઉં દીનુ એમ તું પુછેચ ? અરે, ખુશી થવાનું તો એક બાજુ રહયું, પણ હું તો તહારી પૂજા કરૂં. બદલામાં તાહરો સદાનો ગોલામ થઇ રેહું. દુનિયાંના સૌથી છેટેનાં ખુણામાં તહારી સાથે જઇ વસું. મહારી આખી જીંદગી તુંને અર્પણ કરૂં. પરમાર્થી કામો કરવામાં તહારી સાથે ભેળાઇને વર્તું અને એમ કરીને મહારી જીંદગીની મૂખ્ય નેમ બર લાઉં. ચાલો, બાઇસાહેબ, તમારી આંખપરથી હું જોઉંચ કે ખોદાતાલાએ આપણાં કુટુંબની લાજ રાખીચ. એ ઝોહાકની ઝોહાકીમાંથી આખરે તમે છુટાં થયાંચ એમ આય પરવાલાં જેવા હાથ મને ખુલ્લું કેહચ. પોણે ભાગે મહારી ફત્તેહ થઇચ. કીલ્લાનો કબ્જો હવે તમે મુગાં મુગાં છોરી દેવો. આખાં ને આખાં તમારો ઉદાર દુશ્મન કેજે તમારો ખરો દોસ્ત છે તેની શરણે તમે આવો, તેને પરણવાને કબુલ થાઓ ને તમારે હાથે તેનો જીવ ઉગારવાનું માન લેવો. ખોદાયજીને ત્યાં લખાયલું જોરૂં તોરવાનાં ફોકટનાં વલખાં મારો ના. તમારાં ખોટાં કાલબુદને તમે ફેંકી દેવો ને તમારા ખરા આકારમાં તમે રજુ થાવો. ચાલ, આજે આપરે હાથસે હાથ મેલવી, આય દાદે દરિયાવને સાક્ષી રાખી, આય ગુમ થતા આફતાબની સાંખે જીંદગી સુધી એકમેકને વળગી રેહવાના અને સાચાં નીવરવાના સોગંદ લઇએ. લાવ, તહારી આય વીંટી મહારી આંગલીએ પહેરાવ ને મહારી વીંટી હું તહારી આંગલીપર પહેરાઉંચ. કેમ કબુલ છે ?" જવાબમાં દીનુએ પોતાનું માથું જાંહગીરનાં ખભાં ઉપર નાખી દીધું.

"જેવી તમારી મરજી. જાંહગીર, આખર તમારી ફ-તેહ થઇચ. કોણ જાણે હવરાંહવરાં મને શું થયુંચ કે હું તમારી સાંખે થઇ શકતીજ નથી. મહાઓખતાર જેમ આય મોજાઓને પોતા તરફ ખેંચેચ તેમ તમે મને તમારી તરફ ખેંચી લીધીચ. મને વધુ પુછો ના. બેસી ગયલી આંખો ને ડબાઇ ગયલાં ડાચાંઓને કોઇબી દહારો હું ચાહનારી ઉતી નહિ; પણ તેથી કંઇ હું તમારી ખૂની થવશ નહિ. ચાલો, હવે ખુશી થાવો. લેવો આય મહારી 'પ્રોમીસ.' આય કોકસાંઓને હવે પાછાં

ઉપસાવી ફુલ ફુલ જેવા થાવો. આય આંવાંઇજદમાયના ઉછલતા મોજાઓની સાંમે થવાનાં મેં ફાંફાં માર્યાં ને તેમાં કુદરતી રીતે હું હારીચ. નદીનાં પાણીની સાથે હું ઘસરાતી ઘસરાતી આયજ મહારા વહાલા દરીયાને આવી મલીચ. ચાલો જાંગુ, ઘણું 'લેટ' થયું જો. પેલાં ગુલચેહર ને તેહમુરસ્પ બુમ મારશે. લેવો આય મહારી 'શૉલ' ઓઢી લેવો. ચાલ જીન, ચાલ જેસી, આપરે અંદર જઇએ." હજી તો તેણી આમ બોલે છે તેટલાં ગુલચેહર અને ડૉ૦ તેહમુરસ્પ ત્યાં આવી ચઢયાં. ઉંદરો કઇ તર બેઠો હતો તે ડૉ૦ તેહમુરસ્પની ચકોર આંખોએ એક લેહજામાં જોઇ લીધું અને તેઓ સઘળાં બંગલા ભણી ગયાં.

---

# પ્રકરણ ૬૭ મું.

## સઘળું પીળું પીળું તે કાંઇ સોનું નથી—ચળકતી ચાઇચાઇનો કમનસીબ ભોગ.

" કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
તહારો ત્યાંલગી જાણજે, જ્યાંલગી શ્વાસોશ્વાસ."

જેમ વગર ભેળસેળનું ઘી અને દુધ આપણને મળી શકતાં નથી, તેમ વગર ભેળસેળનું કે નીયમીત સુખ પણ આ ક્ષણભંગુર દુનિયાંમાં જવલેજ કોઇને જડતું હોય. બહમનશાહ શેઠ એવું તે શું પૂજી આવ્યા હોય કે આ કાયદામાંથી તેઓ બાકાત રહે ? એક એક કરતાં ચચાર બેટીઓથી છુટા પડયા પછી તે માંહેલી એક મરણ પામી, બે પરધર્મમાં વટલી ગઇ અને પરજાતવાળાઓને પરણી. જે એકપુરી બેહનને ઘણાં વરસો સુધી તેવણે ચાહેલી તેની સાથ મીનાકેસો થયો. એકપુરા બેટાનાં વીલક્ષણ અને વિચિત્ર ચીન્હો, સ્થાપેલી કંપનીઓનું પરપોટા સમાન ફુટી જવું, આ સઘળાંને દુનિયાંઇ ગીરદેશીના ફટકા સમાન આપણે નહિ સમજયે, પેટની બેટીઓની છુપી હાય સમાન નહિ લેખીયે, તો તેને આપણે બીજી શું ઉપમા આપી શકયે? અધુ-

રાંમાં પુરૂં ! હાલ બહમનશાહ શેઠને ખબર મળી હતી કે તેઓની બેટી રોલીનો ખ્રિસ્ટી ભરથાર જે તેણીનું પોશણ કરતો હતો તે દીલ્લી તરફ બનેલા એક રેલવેના અકસ્માતમાં મરણ પામ્યો હતો. આથી રોલી મુશ્કેલીમાં આવી પડી હતી. પોલીનો ભરથાર જે પેહેલાંથીજ છાકટો હતો તેણે દારૂની ઘેલછામાં પોતાનાં માથાંમાં ગોળી મારી આપઘાત કર્યો હતો. આ બન્ને છોડીઓ આ બનાવથી એવી બેબાખરી બની ગઇ હતી કે તેઓને શું કરવું ને શું નહિ તે સુજ પડયું નહિ. જે ખ્રિસ્ટી મીશને વટલવા અગાઉ ચળકતી ચાઇચાઇઓની લાલચથી અને ભવિષ્યની મોટી મોટી આશાઓથી તેઓની આંખો આંજી નાખી હતી તેજ મીશને હવે તેઓને આશ્રો આપવાને ઇલ્લાંબીલ્લાં કીધાં. તેઓનું એક બહાનુ એ હતું કે મીશનની પેહલી ફર્જ નીરાધાર બાળકો અને કુંવારી છોકરીઓને હાર પાડવાની હતી. રોલી અને પોલી તો પરણી ચુકી હતી, અને હવે તેઓએ બને તેમ પોતાનું ફોડી લેવું. મીશન કાંઇ ચંદ્રોકાળ તેઓનું તારણ કરવાને બંધાયલું હતું નહિ. ખ્રિસ્ટી ધર્મ ઉપર તેઓની આસ્થા વધારવા, તેઓને વટલાવવા અને તેઓના ભવિષ્યના ભરથારોને લલચાવા રોલીને એક સોનાનું સુંદર 'લેડીઝ વૉચ' અને 'ચેન,' એક 'નેકલેસ,' એક બે હીરા અને માણેકજડીત વીંટીઓ 'ઇઅર રીંગસ' વગેરેથી, અને પોલીને પણ તેવીજ જીનસોથી મીશને નવાજી હતી. તેઓની પોકેટ છલછલ રાખવાને તેઓએ સંભાળ લીધી હતી, પણ લગનની બીજેજ દીવસે મેડમ માર્થાએ, આ જીનસ તો દુરૂસ્ત કરવાની છે, પેલી પૉલીશ કરવાની છે, ફલાણી નમુના તરીકે આપવાની છે, વગેરે બહાનાઓથી તેઓ પાસેથી સઘળી જીનસો પચાવી લીધી. બદલામાં તેઓના કૃર ભરથારોએ તેઓ ઉપર ઠગબાજીનું તોહમત મુકી હાથચાલાકી કીધી.

બીચારી રોલી (રતનબાઇ) અને પોલી (પીરોજબાઇ) ની હાલત પેલી વાર્તા માંહેલા જાણીતા ધોભીના કુતરા જેવી હવે થઇ પડી હતી. તેઓએ બહમનશાહ શેઠને ઘણાંક કાગળો લખ્યાં, જે માત્ર એકાદ બે શીવાય સઘળાં તેઓની સ્ત્રી સત્તાધીકારીના હાથમાં જવા પામ્યાં હતાં. કંટાળીને રતનબાઇએ અને પીરોજબાઇએ મેરી ઉપર અને ડૉ૦ તેહમુરસ્પ ઉપર કાગળો લખ્યાં. બહમનશાહ શેઠે પોતાની વટલેલ બેટીઓને પોતાનાં ઘરમાં લાવી રાખવાની દરખાસ્ત કીધી, જે દરખાસ્ત એક તર-

ફ્રેણુ અને બે વીરૂધ મતે ઉડી ગઇ. તરફેણુ મત સપુત સોહલીબાનું હતું. વીરૂધ મત સ્ત્રી સત્તાધીકારીનું અને તેણીએ પોસ્ટની મારફતે મેળવેલું તેણીના પ્રાઇમ મીનીસ્તર રતન રૂસ્તમફરામ બહાદુરનું હતું. સર્વેથી ચોંકાવનારી ખીના બાનુ સુનાની ધમકી હતી. તે એ હતી કે વટલેલ છોકરીઓ ઘરમાં આવ્યાની બરોબર એક કલાક, પાંચ મીનીટ અને ત્રીશ સેકન્ડમાં તેણી કંપાઉન્ડમાં આવેલા કુવાની ત્રણ ફીટની દીવાલ અને ત્રીસ ફુટનાં પાણી ઓળંગી પોતાનું મુકામ તેની ટળેતીએ કરશે અને આ પ્રમાણે બહમનશાહ શેઠની વૃદ્ધ ચશમો આગળથી તેણી સદાની ગુમ થઇ જશે.

મેરીએ પોતાની બેહનો તરફથી મળેલાં કાગળો ડૉ૦ તેહમુરસ્પને દેખાડયાં, જેથી તેઓની અને ગુલચેહર તેમજ ખુસીની લાગણી તે ભાનભુલી છોકરીઓ તરફ ખેંચાઇ. ડૉ૦ તેહમુરસ્પે જાહેર કીધું કે રતનબાઇ અને પીરોજબાઇ પોતાની ચાલનો ખરાં દીલથી પસ્તાવો કરી આપણા પાક મહજબનો પાછો આશ્રો લેવા ચાહતી હોય તો તેઓ બાખુશીથી અને બાહિમતથી તે કામ પાર ઉતારશે, એટલુંજ નહિ પણ તે બન્ને બેહનોને પોતાનાં ઘરમાં આશ્રો આપશે. હજી તો ડૉ૦ તેહમુરસ્પ પોતાનો આ વિચાર પાર પાડવામાં રોકાયલા હતા તેવામાં એક જરતોશ્તી ગૃહસ્થ તરફથી પોલી અથવા પીરોજબાઇનાં મરણુની ખબર લખનોરથી તેઓને પોહોંચાડવામાં આવી. તેણીની બતંગ હાલત જોઇ તે જરતોશ્તી ગૃહસ્થે તેણીને પોતાનાં ઘરમાં આશ્રો આપ્યો હતો, જેની ખબર રોલી અથવા રતનબાઇને પડવાથી દાહ્લી શેહર કે જયાં તેણી વસ્તી હતી ત્યાંના એક જરતોશ્તીએ આપેલાં નાણુાની મદદથી તેણી લખનોર પોતાની બેહન આગળ ગઇ હતી. મરનાર પોલી ખ્રિસ્ટી ધર્મમાં વટલેલી હતી એવી ખબર શ્રી લખનોરના મીશનરીઓને હોવાથી તેઓએ તેલખું પાડી તેણીની લાશનો કબ્જો મેળવવાનો દાવો કીધો, જેમાં તેઓ ફાવ્યા. તેઓની ઇચ્છા એ હતી કે ગરીબોને દાટવાની જગ્યામાં એક નાચારબેચારની લાશ તરીકે પોલીની લાશની બ્યવસ્થા કરવી, પણ પેલાજ ઉદાર દીલના જરતોશ્તીએ પોતાની કોથળીનું મોં પોહળું કરી ઘટતા બંદોબસ્ત અને ટેક સાથે પોતાના લાગવગથી 'ખ્રીસ્ટી બેરીયલ ગ્રાઉંડ' માં તે લાશને ડફનાવી. એક વટલેલ સ્ત્રીનું ક્રીયાકામ આપણા ધર્મમાં થઇ શકે કે નહિ તે બાબતસર શ્રી લખનોરના તે જરતોશ્તી સાહેબે મુંબઇના ઓલ-

માઓનાં અને દસ્તુરોનાં મત મંગાવ્યાં જે હમેશના તરીકા મુજબ દહીંમાં અને દુધમાં પડયાં. તે જરતોશ્તીએ પોતાનાં અંતઃકરણને આધીન થઇ કેટલીક ટુંકે પણ જોઇતી ક્રીયાઓ પોતાનાં ઘરમાં પોતાના પંથકી મારફતે કરાવી જે ક્રીયાઓમાંથી અલબતાં રોલીને દુર રાખવામાં આવી હતી.

હાડમાડ થયલી રતનબાઇ પોતાની બેહનનાં મરણ બાદ એક મહીનો ઉપલાજ ગ્રૃહસ્થ મી૦ ધનજીશાહ ધનાપટેલ અને તેવણનાં ધણિયાણીના આશ્રા હેઠલ રહી. દરોજ તેણી ધનજીશાહ શેઠના બાગમાંથી તાજાં ફુલો વીણી પોતાની બેહનની ઘોર ઉપર લઇ જઇ મેળતી. ત્યાં તેણી વટલેલ હોવા છતાં ઝંદ—અવસ્તા હાથમાં લઇ બંદગી કરતી. ચુકેલા માર્ગ ઉપરથી હવે તેણીની ઉપર પડેલી જફાઓએ તેણીને ખરે માર્ગે પાછી દોરવી હતી. પોતાની દુઃખી બેહનની ઘોર ઉપર તેણી વીલાપ કરતી અને આંજુ એરવતી. શેઠ ધનજીશાહ ધનાપટેલે પોતાનાં કુટુંબનાં છોકરાંઓને શીક્ષણ આપવાને સારા પગારે તેણીની નેમણુક કરવા માગી, પણ રખેને તેણી પોતાના ખ્રિસ્ટી વિચારો પોતાનાં બાળકોનાં મન ઉપર ઠસાવે એવી ધાસ્તીથી તેવણનાં ધણિયાણી જાલાંમાયે શેઠ ધનજીશાહને તેમ કરતાં અટકાવ્યા. આથી પોલીના માસીસાને બીજે દાવસે મેરીના લખ્યાથી હાડમાડ થયલી રોલી અથવા રતનબાઇ ડૉ૦ તેહમુરસ્પનો આશ્રો શોધતી મુંબઇ આવી પોંહોંચી.

---

## પ્રકરણ ૬૮ મું

---

### પશ્ચાતાપનાં પરિણામ—તાલેવંત મિનારમાં નવજોત.

---

"નહિ જેવી ને તેવી નીત્ય કોઇની નભતી જોઇએ,
દશાના ઢંગ રૂતુના રંગ જેવા દેખી લઇએ."

રતનબાઇ મુંબઇ આવી હતી કે તેણીનો ભૂત આવ્યો હતો! થોડાક વખ્ત ઉપર ડૉ૦ તેહમુરસ્પે તેણીને દીઠી હતી જે વેળા તેણી તુરતનીજ ખ્રિસ્ટી થઇ હતી. તે વેળા તેણી સીધી સરોવર જેવી, જોબનવંતી,

ખીલતી કુમારીકા હતી. ટુંક અંતરમાં તેણીનામાં કેવો મોટો ફેરફાર! હાલ તેણી નખાયલી, તવાયલી, દબાયલાં ડાચાં અને આંખોવાળી બુઢીયા સમાન દીસતી હતી. મેરીએ તેમજ ડૉ૰ તેહમુરસ્પે કોમી ટોળાંમાંથી ભુલાં પડેલાં આ ઉછાછળાં ઘેટાંને દીલોજાનીભર્યો આવકાર આપ્યો. તેણીનાં ખરાં દીલના પશ્ચાતાપથી તેઓને પરમસંતોષ હાંસલ થયો. તે પશ્ચાતાપના પુરાવા તરીકે રોલીએ માંગી લીધું કે હવે પછી તેણીને સઘળાંઓએ રતનબાઇ અથવા રતી કરી બોલાવવી. રોલી નામને અને તેણીનાં કામોને તેણી કહેતી કે તેણીએ પોતાની મરનાર દુઃખી બેહનની ઘોરમાં સદાનાં દફન કીધાં છે. વધુ પુરાવા તરીકે તેણીએ પોતાનું એબલગામનું ગવન કાહડી નાખી ગીરેહબાન વગરનો એક સુદ્રેહ અને ગંભીર રંગની સાડી પેહરી લીધાં. રતીના આવ્યાની પંદરમે દીવસે ડૉ૰ તેહમુરસ્પના કુશાદે હોલમાં એક નાની પણ દબદબાવાળી મજલિસની હાજરીમાં એક વગવાળા દસ્તુરે આ પારસી જુદદીન સ્ત્રીની બીજી વારની નવજોત-ક્રિયા કરી. મજલિસમાં જે વગવાળા ગૃહસ્થો હાજર હતા, અને જેઓમાં ડૉ૰ તેહમુરસ્પ ઉપરાંત બીજા બે ત્રણ ભણેલા ઓલમાઓ પણ નજરે પડતા હતા તેઓ ગોયા પોતાની હાજરીથી આ ક્રિયાને વાજબી રીતે વજનદાર બનાવતા હતા. ક્રિયા પુરી થવા પછી ડૉ૰ તેહમુરસ્પે એક પ્રસંગોપાત ભાષણ કર્યું, જે નીચે પ્રમાણે હતું:—

**"દસ્તુરજી સાહેબ, બાનુઓ, અને ગૃહસ્થો,**

"આજની આ મજલિસમાં હાજર થવાનું મારૂં અદનાં નોતરૂં કબુલી તમો અત્રે પધાર્યાં છો તે માટે હું તમો સઘળાંનો ઘણો આભારી થયો છું. આજ • રોજે તમોએ તેમજ આપણા માનવંત દસ્તુરજી સાહેબે એક ભાનભૂલી પણ ખરા પશ્ચાતાપથી પીડાતી બાઇને આપણી કોમમાં પાછી દાખલ કરી ઉત્તમ પ્રકારની હિમત બતાવી છે, અને એ બાઇનાં અંતઃકરણના આશીશ મેળવ્યા છે. તમોએ એક ખરૂં કોમહીતકારીક, દેશહીતકારી અને દીનચુસ્ત કામ બજાવ્યું છે. જે ખાકીબંદો રસ્તાખેજને રોજે તે કરીમે કારસાજ પાસથી માફીની આશા રાખતો હોય તેને તે માફીને માટે પોતાની આસપાસનાઓને પોતાના રૂઝે તવાના, એટલે પોતાનાં ચાલતાંચલણમાં માફી બક્ષી લાયક થવું જોઇયે. જુવો સાહેબો, આ રતનબાઇ જેણીને હું આજની ક્રીયા પછી તમો મારાં માનવંત પરોણા-

ઓની સફમાંની ગણું છું, તેણીને હું મારી પોતાની તેમજ મારાં કુટુંબ તરફથી દરૂગ રાહ તર્ક કરી રાહે રાસ્ત ફરી એખ્તિયાર કરવા માટે દીલોજાનથી મુબારકબાદી આપું છું. બાનુઓ અને ગૃહસ્થો, આવાં કામો બજાવતી વેળા આપણને જે ખાસ સંભાળ લેવાની જરૂર છે તે એ છે કે, જે મર્દ અથવા ઓરત ગુમરાહી ઉપરથી આપણી રાસ્ત દીનમાં પાછો ફરવા ઇચ્છતો હોય તે કાંઇપણ મતલબ, કહો કે પૈસાની, કહો કે પરણવાની, કહો કે સુખશાંતિની કે એવી બીજી કોઇપણ નેમથી આપણા ધર્મમાં પાછું આવવા માગે છે, કે ખરા પશ્ચાતાપથી? પશ્ચાતાપ, હાડમારી અથવા નીરાશીથી જન્મ પામ્યો હોય, તેથી તે કાંઇ ખોટો ઠરતો નથી. જુવો બાનુઓ અને ગૃહસ્થો, અમારી આ માનવંત પરોણી જેણીની આંખમાંથી બોરબોર જેવાં આંસુઓ ટપકે છે, જેણીએ જીદ કરી આજની ક્રીયા વેળા માથુબાનુ બાંધી તે ઉપર શરમાળ શોડનો શેરો માર્યો છે, જેણીના ચેહરા ઉપર આજનાં ક્રીયાકામથી ખોરેહમંદ ખુશાલી અને નીર્મળ રોશનીનો પ્રકાશ પડે છે, એવી એક બાનુને શું તમો દસ્તુરજી સાહેબ, તમો મારા ભાઇબંધ ઓલમાઓ, તમો વકીલ બારીસ્ટરો, છાપાના પ્રતિનિધિઓ, આ બાઇને ખરા પશ્ચાતાપથી પીડાતી લેખતા નથી? શું તેને વાસ્તે તમે તેને મુબારકબાદી આપતા નથી? તમે શું તેથી ખુશી થતા નથી? તમારા ચેહરાપરથી હું જોઉં છું કે તમો તેમ કરો છો. શેવટે હું શેઠ ધનજીશાહ ધનાપટેલ અને તેવણનાં ધણીયાણી જાલાંમાય જેઓ શ્રી લખનોરથી આ મજલિસમાં શામેલ થવા ખાસ અત્રે પધાર્યાં છે તેઓનો તથા તમારો સઘળાંનો ફરી ઉપકાર માનું છું.'' અત્રે આ ભાપણ ખતમ થયું, અને રીફ્રેશમેંટ લીધા બાદ શેઠ ધનજીશાહ અને જાલાંમાય સિવાય બીજાં સઘળાંઓ વીખેરાઇ ગયાં હતાં.

આ શુભ નવજોતમાં બખ્તાવર કુટુંબના પ્રતિનિધિ તરીકે બળજબરીથી સપુત સોહલીબાએ કુટુંબની મરજી વીરૂધ હાજરી આપી હતી. આજના શુભ રોજે એક લાંબા રેશમી સાહયા, પીછોડી અને બીરાદર ચીનાઇના ઉંચી ખ્યાલના દસ્તુરી ફેંટામાં સપુત કાંઇ અજબ બીરાજી નીકળ્યા હતા. આ ખુશ બનાવની ખુશબખ્તીમાં તેવણે પોતાની વીખુટી પડેલી મુછને થોડાક દીવસ આગમજથી પાછી છુટથી ઉગવા દીધી હતી, અને આજે તેનાં ખુણ્યાઓને ટૉમ હૅર કટરને હાથે ખાસ વળ

ખવરાવી મીયાંભાઇસહી આસમાનસે લગાડી દીધાં હતાં. વળી આ બનાવની ખાસ ખુશાલીમાં અને પોતાનાં કુટુંબની ગેરહાજરીનો જાણે ખંગ વાલવા ઇચ્છતો હોય તેમ સઘળાંઓની હાજરીમાં ક્રિયા પુરી થતાં તેણે બેહન રતી સાથ ભારે ઉત્સાહથી બગલગીરી કીધી. તેનામાં સૌ સારૂં, પણ પાણી ખારૂં હતું. આ માંહે જેટલો દોષ તેનો તે કરતાં ચારચાસની વધુ તેનાં માબાપનો કાઢી શકાય. ઘટતી તરબીયત હેઠલ સપુત સોહલીબા આ દુનીયાઇ તખ્તા ઉપર કાંઇ જુદોજ દેખાવ કરત.

બહમનશાહ શેઠ પણ મજલિસમાં હાજર થાત; પણ પીરોજબાઇનાં મરણથી તેવણને એક બીજો જાલમ જરબ લાગ્યો હતો જેથી અને બાનુ સુનાએ ઉઠાવેલાં બંદથી તેવણની તબીયત લગાર નાદરૂસ્ત હતી તેથી તેઓ પોતાની ઇચ્છા અમલમાં મેલી શકયા નહિ. બીજે દીને તેઓ છુપાછુપ ડૉ૦ તેહમુરસ્પના બંગલામાં રતીની મુલાકાતે ગયા, જે દુ:ખી અને લાગણીભરેલી હતી અને જેની ખબર 'વીલા સુના' માં થવા પામી હતી નહિ. આ વૃધ્ધ વયનો બાપ જેણે પોતાના કુદરતી જુસ્સાઓને તરાહિત દબાણથી અત્યારસુધી દબાવી રાખ્યા હતા તે પોતાની વીખુતી પડેલી બેટીને ભેટતાં આ વેળા પોકેપોક રડયો. બન્યું ન બન્યું થતું હોત તો તેઓ તેમ કરત. આ મુલાકાતની બીજે દીને શેઠ ધનજીશાહ, જાલાંમાય અને રતી શ્રી લખનોર પાછાં ઉપડી ગયાં. પાછલથી આવેલાં કાગળમાં શેઠ ધનજીશાહે જણાવ્યું હતું કે શ્રી લખનોર પાછાં ફર્યા પછી રતનબાઇ ખુશાલ દીસ્તી હતી, અને તેઓનાં બાળકોને કેળવણી આપવાનાં કામ ઉપર ઉમંગથી વળગી ગઇ હતી.

પીરોજબાઇનું મરણ બહમનશાહ શેઠને માટે એક કુદરતી કોપ સમાન હતું. તેવણની તબીયત આ ફટકાથી વધુ લઠડી. કુટુંબી મરણો અને પરપોટા કંપનીમાં ડુબી ગયલાં નાણાએ તેવણનાં મન ઉપર માઠી અસર કીધી હતી. એઠાંએઠાં હવે કોઇ કોઇ વાર તેવણ એકલા એકલા પોતાનાં મન સાથ બડબડતા, પોતાની આંગળીપર ગણત્રીઓ કરતા, અને કોઇ કોઇવાર હસીને ખુરશીમાંથી ઉભા થતા તો વળી કોઇ વાર પોતાના હાથની મુક્કી વાલી હવામાં ગુમાવતા. ડૉકટરોએ આ લઠડેલી તબીયતને લીધે તેઓને હવાખાવા જવાની ભલામણ કીધી.

---

# પ્રકરણ ૬૯ મું.

## ગુસીનાં સંસારસુખનો સંગીન પાયો—એક આવકારદાયક આદરણી.

"જુવો કેવું દિપેછ કપાલ,
રે નીહાલ, આજ થઇ હું નેહાલ,
ફુલ લાલ બેઉ હાથે ઓવાલ,
ગુસી આવ્યા–સખી લાવો સુઘડ વરમાળ."

ડૉ૦ તેહમુરસ્પના બંગલા મધે જયારે આપણે છેલ્લું ડોકયું કર્યું ત્યારે લાંબા વખ્તનું અદરાયલું એક જુવાન જોડું જેઓની કદખોદાઇ તુટી જવાની અણી ઉપર આવી હતી, તે જોડાંને આપણે એક સમી સાંજના અરસપરસના કોલથી હમેશગી સુધી બંધાવાના સપત લેતું દીઠું હતું. તેજ છાપડાં હેઠલ એક બીજું એવુંજ જુવાન જોડું વસ્તું હતું જેણે જોકે આવા સપત હજી લીધા હતા નહિ, છતાં એકમેક તરફ તેઓ લાંબા વખ્ત અગાઉના તેવીજ ઉંડી લાગણીથી દોરવાતાં હતાં. આ જોડું કોઇજ નહિ પણ મેરી અને ગુસી હતાં. આજ રોજે આપણે તેઓ તરફ નજર ફેંકિયે છિયે ત્યારે તેઓ નીચલી વાતચીતમાં મશગુલ હતાં.

"મેરી, તું તહારી પોતાની સાથે ઘણી ગુસ્સે થયલી દીસેચ, કારણકે તહારી ભવિષ્યની કારકીર્દી એટલેકે ચોપરીઓ, વેતરકામ, વર્ક–કલાસ, ભરતકામ વગેરે જે તેં તહારે વાસ્તે નેમી આપેલાં ઉતાં તે કામોને બાજુ મેલી તું એક આલસુ દુનિયાંમાં દાખલ થઇચ. તે દુનિયાં તે હમારૂં આ નાકેશ ઘેર છે. તું એમ સમજેચ કે એક વાસણ મીસાલ તું હાલ માળીમંજાઇને અભરાઇ ઉપર પરેલી છે, પણ તેવું કાંઇજ નથી. તું પોતાને આ ઘેરમાં અભરાઇ ઉપર પરેલી સમજતી હોય તો આ ઘરમાંનાં બીજાં પણ તેમજ પરેલાં

ગણાવાં જોઇએ. તું જો પોતાને આ દુનિયાંમાં દુઃખી સમજતી હોય તો તે બાબદમાં તું માત્ર એક શીખાઉ સમાન છે. દુખના દરિયાવમાં ઘડાઇને પ્રૉફેસર થવાનું તહારાં નસીબમાં ખોદાયજીએ સરજેલું નહિ હોય તો તે માટે તહારે તેનો આભાર માનવો જોઇયે. જે માણસ સમજેચ કે તે ખોદાયજી પાસે ઘણું થોડું માગેચ તે ખરેખરી રીતે જોતાં ઘણું વધારે માગેચ. ઘણીક બાઇઓ એમ સમજેચ કે હમે મેટ્રીક થઇએ, બી. એ. થઇએ, ઍમ. એ. થઇએ, પછી શીક્ષક થઇએ, પછી વધુ અભ્યાસ કરીને લેખક બનીએ, લેખક બનીને ગ્રંથો રચીએ, પૈસા કમઇએ, નામના મેળવીએ, અને આપઅખત્યાર બનીએ. જે બાઇઓ આવા વિચાર કરેચ તેઓ ભુલી જાયચ કે સઘળાંઓથીજ કંઇ લેખક થવાતું નથી, તેમજ સઘળા લેખકો કંઇ નામના અથવા પૈસા મેલવી શકતા નથી. ઘણા મહાન લેખકો ઘણી ગરીબ હાલતમાં મરણ પામ્યાચ. કેટલાક પુસ્તક રચનારાઓ કરતાં પુસ્તક બાંધનારાઓ અને રપુ કરનારાઓ બાજેવખ્તે વધુ પૈસા કમાયચ. ઘણાકો જેઓ હાલ પુસ્તક રચવાનાં ફોકટનાં ફાંફાં મારેચ તેઓ જો તેઓને બાંધવાથી, રપુ કરવાથી અથવા તેઓ ઉપરની ધુર ઉરાડવાથી સંતોષ પામે તો ગ્રંથકાર દુનીયાંમાં કેટલો બધો આવકારદાયક ફેરફાર થઇ જાય. મેરી, તેં એક મધ્યમ વર્ગના પૈસાદાર માણુસને ત્યાં જનમ લીધોતો, અને થોડોક વખત તહારાં નસીબમાં વેઠ કરવાનું અને દુઃખ ખમવાનું સરજાયલું હોશે, કેજે વેઠ અને દુઃખ તેં બહાદુરીથી સહન કીધાં તો તેમ કરવામાં તેં વાજબી કીધું, પણ હવે જો ઇશ્વરઇચ્છા બદલાઇ હોય તો તેં તહારી વળાણ પણ બદલવી જોઇએ. તે જો તુંને સુખી કરવા માંગતો હોય તો તે સુખને તહારે ઠોકરેં મારવું જોઇએ નહિ. તહારા સદગુણોને હું સદા પીછાણતો આવ્યોચ. હમણા હમણા તું ઘણી ગંભીર બનતી જાયચ, પણ તેમાં હું તહારો વાંક કહારતો નથી. તહારી વહાલી પીરોજનાં મોતથી તહારાં દુઃખમાં વધારો થયો, પણ તે તો હવે સુખી થઇ. રતનબી હવે સુખમાં છે. મી૰ ધનજીશાહ પોતાનાં છેલ્લાં કાગજમાં પપા ઉપર એની ઘણી તારીફ લખેચ. એ ખરાં દીલથી પસતાયચ ને હાલ એક નમુનેદાર જીંદગી ગુજારેચ. એની તબીયતમાં ને દેખાવમાંબી ઘણો સુધારો થયોચ. ધનજીશાહ લખેચ કે આજે આપરે એને જોઇએ તો ત્રણ મહિનાપર અહિંયાં આવી ગયલી રતન તરીકે એને પીછાન્યે નહિ. લખનોરના એક મધ્યમ

ઉમરના રંડાયલા પારસી શેઠિયાનું ધ્યાન એની તરફ઼ ઘણું ખેંચાયુંચ. કોણ જાણે બીજા છ મહિનામાં તહારી રતન મીસીસ એરચ કોહીયાર થાય ”

“ એ તમે શું બોલોચ ગુસી, એવી ‘ક્રુઅલ જોક્સ’ તમે કે’દારથી કરવા શીખ્યા ?” મેરીએ અણગમો બતાવ્યો.

“ એ કંઇ ‘જોક્સ’ નથી મેરી, એ તો ‘પ્લેઝન્ટ રીએલીટી’ છે. તહારી ખાતરી નહિ થતી હોય તો મી૰ ધનજીશાહનું આય ‘લેટર’ વાંચ.”

“ઓ ગુસી, મને માફ઼ કરજો ! હું કેવી ઘેલી કે હું તમારા ‘વર્ડ’ પર શક લેઇ ગેઇ. ખોદા કરે ને તમારી વાંની સવાની થાય ને મહારી રતન સુખી થાય.”

“આમીન !” ગુસી બોલ્યો. “પણ મેરી, જ્યારે તું મોટાં દીલથી દુરદરાજ વસતા એક અજાણ્યા આસામીને સુખી થયલો જોવા ઇચ્છેચ ત્યારે મહારા જેવો એક કમીનો, જે તહારી આસપાસ આટલાબધા દાહડા થયા ભમ્યા કરેચ, જે તહારી દોસ્તીનું માન ધરાવેચ, તેનાં સુખની તું દરકાર કરતી નથી. કદાચ તું મને પસંદ નહિ કરતી હોશે, પણ મેં તો આજે તર ને ફ઼ર કહી દેવાનો ઠેરાવજ કીધોચ. હું આય મહારો કમીનો ‘હેન્ડ’ તુંને ‘ઓફ઼ર’ કરૂંચ ને તે કબુલ રાખવા હું તુંને આગ્રહ કરૂંચ.” આમ કહી ગુસીએ મેરીનો હાથ પોતાના હાથમાં લીધો.

“ગુશ્નારપ, ગુસી, તમે શું બોલોચ તેનો તમે પુરતો ખ્યાલ કીધેલો લાગતો નથી. મહારા જેવી એક બાઇ બાપથી તજાયલી, વટલેલોના સગપણથી સંધાયલી, વર્ક–ક્લાસની જુસરીમાં જોરાયલી, ગરીબાઇની કાળી તીલી જેને માથે ચોંટેલી, ચીરા બજારનાં એક કંગાળ ઘેરમાં જેની બેહન કંગાળ્યતમાં મરણ પામેલી, તેવી એક બાઇને તમારા જેવા શીખેલા, સુધરેલા, ધનવાન, કુળવાન, ગૃહસ્થ પોતાની સાથે જનમ સુધી જોડવા માગે એ મહારી સાધારણ સમજમાં ઉતરી શકતું નથી. સુધારાનાં શિખરપર તમે કેમ પોંહચશો ? સુધરેલી પારસી કોમ તમારે વાસ્તે શું વિચારશે ? કલબોમાં તમારે વાસ્તે શું બોલાશે ? તમારાં મમા–પપા શું કેહશે ? એ બધાંનો તમે કંઇબી ખ્યાલ કીધેલો દીસ્તો નથી. વરી એ બધી વાતબી એક બાજુ મુક્યે તે છતાં એક બીજી મોટી બાધ તમે વીસારી દીધીચ તે ‘રીત’ છે. બાંધી મારે તોબી મહારી પાસેથી એક દોહરસુંબી તમુને જરશે નહિ. રીત વગર તો

કોઇબી પારસી સપુત કે કપુત આજકાલ પરણતો નથી. જુવોની, પેલો ડૉ૦ કાવસ કાંગારૂ કેવો સોહામણો, શીખેલો ને ચબરાક છે. કેહચ કે પેલી ખાનગામવાલા ખુરશેદજીની ખોરશેદ સાથે તીશ હજાર રૂપીયાની થાપણ સાંથે અદરાયો. દશ હજાર અદરાવાને દહારે, દશ હજાર આદરણીને દહારે, ને દશ હજાર આશીરવાદ સારવાની બે કલાક અગાઉ.''

''બસ, બોલી રહયાં હવે? મેરીબઇ તમેબી મહારી અકલનું માપ ને કીમતનું તોલ આવી ઉંચી કીસમે કરી લીધું. હું જાણુંચ મેરી, કે તહારીપર પરેલાં દુ:ખોએ તહારા ખવાસમાં કંઇ કડવાસનો અંશ આમેજ કીધોચ તેથીજ તું આવી રીતે મહારી ટકોર કરેચ. પણ તેથી કંઇ મહારી ધારણાથી હું પાછલ હઠવાનો નથી. મમા–પપાનો વિચાર આય બાબદમાં અલબત મને પુછવો જોઇએ, અને તેમ મેં કીધુંચ. રીત જો મને જોઇતી હોતે તો મહારો હાથ હું તુંને 'ઑફર' કરતેજ નહિ; તેથી તહારી એ તકરારબી ભાંગી પરેચ. કાવસ કાંગારૂની હું બીલકુલ અદેખાઇ કરતો નથી. ખોરશેદ તો એને કેહેચ કે 'હું કંઇ તમારી પ્રેક્ટીસપ્રેક્ટીસની વાત જાણતી નથી. મહારી સાથે પરણવું હોય તો ખાનગામ આવીને તમુને વસવું પરશે.' ખાનગામમાં એ બીચારો શું કરે? રૂ પકવે કે જીનીંગ ફેક્ટરી ચલાવે? વરી એને હમણાજ જાણ્યું કે ખોરશેદ કાંઇ એ ધારતોતો તેવી 'હેન્ડસમ' નથી. એ તો બધા 'કલર' ના પ્રતાપ છે. દશ હજાર રૂપીયા તો કાવસને મળી ચુકયાચ. એ રૂપીયા 'ફોરફીટ' થાય તો એ ખોરશેદને તેની 'પ્રોમીસ' માંથી મોકલી કરવાને તઇયાર છે. ચાલ મેરી, હવે મને સત યકીનથી કેહ કે ખોરશેદ જેવી સ્ત્રી મહારી બઇરી થવાને લાયક છે, કે તું? ને તું ડૉ૦ કાવસ કાંગારૂ જેવા શખ્સને પસંદ કરે, કે મને?''

મેરીએ હલવેથી માત્ર ગુસીજ સાંભળી શકે તેવા અવાજે કાંઇક જવાબ વાળ્યો, જે સાંભળ્યા પછી તેઓ વચ્ચે શાંતિ પંથરાઇ, અને તેઓ કાંઇ ખાનગી ગુફ્તેગુમાં રોકાયાં, જેમાં માથું મારવાનું કામ આપણું નથી. તેણીની બેહન મીલીએ મરતી વખ્તે કીધેલી આગાહીની આ પ્રસંગે તેણીને યાદ થતાં તેણીની આંખમાં આંજુ ભરાઇ આવ્યાં, જે ગુસીએ વહાલથી લુછી નાખ્યાં. તે આંજુ ભરાઇ આવવાનું કારણ ગુસીએ જયારે જાણ્યું ત્યારે તે ઘણો હેરત રહયો.

---

# પ્રકરણ ૭૦ મું.

## દીનની દરૂસ્તી કેમ કરશો?—કેડે છોકરૂં અને ગામમાં શોધવું.

"હુમતેની તો ચમચ હાથ લઇ—હુખતે ચિમટો ઝ્હાઇ રે;
હુવરેસ્તેનો ઘંટ વજાડો—પાંચો ગેહ ગુણ ગાઇ રે."

એવું કહેવામાં આવે છે કે જરતોશ્તી ધર્મનાં ફરમાન મુજબ ખુશાલી અને ગમીની ચોકકસ ધર્મક્રિયાઓ જેવીકે આશીર્વાદ, નવજોત, ગેહસારણું, વગેરે મુબદ વર્ગના આદમીઓ જેઓ નાવર થયા હોય, મુબદી ધંધો કરતા હોય અથવા બરસનુમ ધરાવતા હોય તેઓજ કરી શકે. અસલ જમાનાથી ચાલતા આવેલા રિવાજની શાહદત આ ફતવાંને ટેકો આપે છે. આગળા વખ્તમાં જ્યારે સઘળું પઢેલકઢેલપણું મુબદ વર્ગમાંજ સમાયલું હતું, અને એક મુબદ દોસ્ત, ફીલસૂફ અને રેહબરની ગરજ સારતો હતો તેવા વખ્તમાં ધંધાદારી મુબદને હાથેજ થતી ઉપલી ક્રિયાઓ રવા ગણાય એ અકલપસંદ ગણાતું હોવું જોઇયે. હાલના ફેરવાયલા જમાનામાં જ્યારે જરતોસ્તી આલમે બેહદીન અને મુબદ વર્ગમાંથી કઢેલ ઓલમાઓ અને આકેલ અને ફાઝેલ વિદ્વાનો ઉત્પન્ન કીધા છે, જેઓ મુબદ અથવા દસ્તુરીપદ ધરાવતા નથી, તેવા ઓલમાઓને હાથની કીધેલી અથવા પઢેલી ક્રિયાઓ શું નારવા ગણાય? શું તે ક્રિયાઓ એક બીનકેળવાયલા, અભણ, અજ્ઞાન, પોપટ મીસાલ વગર સમજવે મોંહડેથી બંદગી ભરડી જનાર ધંધાદારી મુબદે પઢેલી અથવા કીધેલી ક્રિયા કરતાં વધારે ઉત્તમ પ્રકારની અને સ્વચ્છ ગણી શકાય નહિ? દુરદેશાવરોમાં, દાખલા તરીકે વિલાયત કે જ્યાં સંખ્યાબંધ જરતોસ્તીઓ હાલ વસે છે ત્યાં, બેહદીનભાઇઓ મરણ–ક્રિયાનાં ભણતર ભણે છે અને ઘેહ સારે છે. શું આવાં ક્રિયાકામો રવાનને પહોંચતાં નથી? બીજાંઓ ગમે તે કહે, પણ ધી રેવરંડ ડૉ૦ તેહસુરસ્પ તાલેવંત પીએચ. ડી. તેથી ઉલટાજ વિચારના હતા. તેઓ

દસ્તુરી ઓલાદથી ઉતરી આવેલા હતા નહિ, અથોરનાન હતા નહિ, છતાં પોતાને એક સાચા ધર્મગુરૂ લેખે પીછાણતા હતા અને તે પ્રમાણે વર્તતા હતા. પોતાનાં ઘરમાં ધર્મની નાની નાની ક્રિયાઓ, જેવીકે સ્તુમ, આફ્રીનગાન, પતેત, તનદુરૂસ્તી વગેરે તેઓ પોતે પઢતા હતા. ભાડુતી બંદગી અને બીનજરૂરનાં ક્રિયાકામોને તથા ભણતરને તેઓ હસી કાઢતા હતા. શેહનશાહી અને કદીમ વચ્ચેના તફાવતને તેઓ પારસી ટોળાને એક હીણુ લગાડનારી ખીનાસમાન માનતા હતા, એટલુંજ નહિ પણ તેઓ એમ કહેતા હતા કે દીનદાર જરતોસ્તીઓ પોતપોતાના કદીમી કે શેહનશાહી એતેકાદ મુજબ રોજ માહની ગણત્રીને આધારે ભણતર-ક્રિયા વગેરેનાં અનેક કામો કરે છે અને કરાવે છે, તે ઉપર સેંકડો અને હજારો રૂપીયાના ખર્ચો કરે છે, ગુજરેલાંઓના રોજગાર ઉપર તેમજ મુકતાદને ટાંકણે અશો ફરોહરોની યાદમાં ભણતર-ક્રિયાઓ કરે છે અને કરાવે છે, ગાહામ્બારોના દીવસોમાં સેંકડો અને હજારો રૂપીયા જશને અને ન્યાતનાં જમણો વગેરે ઉપર ખર્ચે છે, તે સઘળું તેઓની દીન-દારીને જેબ આપનારૂં છે એ ખરૂં છે; પણ શું એ બધી ભણતરક્રિયા, ખર્ચો વગેરે દીનને કાયદે રવા રહે તેમ થાય છે? ના—ખચીત નહિ. ડૉ૦ તેહમુરસ્પ કેહતા.

વિદ્વાન ડૉ૦ તેહમુરસ્પના આવા વિચારો જોતાં, પ્રિય વાંચનાર, તમે અજબ થશો નહિ કે તેઓનું જો ચાલત તો ગુસીનાં અને જાંહગીરનાં લગ્નની ક્રિયા એક બીજા એરવદની મદદથી તેઓ પોતે કરત. આ બન્ને લગ્નોની ક્રિયા ડૉ૦ તેહમુરસ્પના પોતાનાં મકાનમાં આઠ દીવસને અંતરે અંગત દોસ્તઆસનાઓની હાજરીમાં થઇ હતી. બન્ને લગ્નોની એ દીવસ આગમજ ચોક્સ સ્કુલના ગરીબ બાળકોને અને ગરીબ જરતોસ્તી સ્ત્રી-પુરૂષોને "ઑલ્બ્લેસ અને કામા બાગ" માં મેજબાની આપવામાં આવી હતી. બન્ને લગ્નોમાં શેઠ બહમનશાહ અને સપુત ઉપરાંત બાનુ સુનાએ પણ એક અપવાદલેખે હાજરી આપી હતી.

બાનુ સુના એક ગણત્રીબાજ સ્ત્રી હતી. જેવું કપડું તેવુંજ વેતરકામ અને તેવીજ સીલાઇ કરવાવાળી તેણી હતી. મેરી તે કંઇ આગળની મેરી હવે ગણાય નહિ. તેણીની સ્થીતી અને ભવિષ્યમાં હવે મોટો ફેરફાર થઇ ગયો હતો તે જોતાં બાનુ સુનાએ પણ પોતાની વલાણમાં એક દુરઅંદેશ સોસાયટિ બાનુ

તરીકે ઘટતો ફેરફાર કરવોજ જોઇયે. ઘણીવાર એવી ડોલઘાલુ ભલાઇ કર્યાથી ડોલઘાલુઓની આગળી ભુંડાઇ વીસરાઇ જાય છે, એટલુંજ નહિ પણ સામેવાળાં ભલાં માણસ ઉલટાં ભુંડામાં ખપે છે. મીલીનાં મરણ વેળા બાનુ સુના સાથે જે એ હમનબર્દી હતી તે આ વેળા હાજર ન હતી, કારણ તે વેળાની પાથરણા ઉપરની ફીસાદખોરી બાનુ સુના તે આ લગ્ન વેળાની બાનુ સુના હતી નહિ. આજ તો બધાં ધરાંપરાં હતાં, સારાંરૂરાં કરવાનાં હતાં, ભલીભલાઇ લેવાની હતી, પરપહેરામણી કરી માન ખાતવાનું હતું, જી ભરાયા ડૉ૦ તેહમુરસ્પ અને અખઇ રહયાં ગુલચેહરને ઓવરણા લેવાનાં હતાં, અને સાથે સાથે વળી ફુરતાજી, જબાંદરાજી, અને દોડધામનો મહોત્સવ ઉજવવાનો હતો. બહમનશાહ શેઠે ગુસીને અને જેહાંગીરને તથા મેરી અને દીનુને કીમતી ભેટો કીધી. જે ગરીબ નમાક' મેરીને ન મળ્યું તે ડૉ૦ તેહમુરસ્પની વહુ તરીકે તેણીને વગર માગવે સેહલાઇથી પચ્યું. મજલિસનાં દેખતાંદેખત મેહરબાન માયાળુ માતાજી બાનુ સુના "દીકરી મેરી, દીકરી મેરી" વગર તેણીને બોલાવતાં નહિ અને તેણીની ઉપર ઓધઇપંથરઇ જતાં. ખરશેદબાઇ તરફ પણ તેવણ નમી ગયાં. દીનબાનુ જેણીનાં લગ્ન જાંહગીર સાથે આઠ દીવસ આગમજનાં થયાં હતાં, તે પણ લગ્નમાં હાજર હતી. જરબાનુને ઇજન થયું હતું, પણ તેણીએ હાજર થવાને બદલે બહુજ અપમાનભરી ભાષામાં તીખાં ટમટમતાં કાગળો લખી તે ઇજન સ્વીકારવાને ના પાડી હતી. જેવી પરપહેરામણી મેરીને થઇ તેવીજ બહમનશાહ શેઠ તરફથી દીનુને કરવામાં આવી હતી. જાંહગીરનું હમણાં ઠીક ધીકતું હોવાથી તે દીનબાનુને લઇ ટુંક મુદત માટે ચીન, જાપાન, વિલાયત વગેરેની મુસાફરીએ જનાર હતો, જે મુસાફરીમાં ગુસી અને મેરી શામેલ થવાનાં હતાં. જાંહગીર અને દીનુ હોરમજશાહ શેઠ સાથે ચોપાટિપર આવેલા એક ભપકાબંધ બંગલામાં વસતાં હતાં. જરબાનુને ખીજવવા આ બંગલાનું નામ જાંહગીરે 'વેલેનટાઇન વીલા' કરી રાખ્યું હતું.



# પ્રકરણ ૭૧ મું.

## મુંબઇથી દેવલાલી—ગ્રાંડ હૉટૅલના ગ્રાંડીઝો.

"ખાનાં પીનાંને મોજે—બસ ખરચો એવરી પાઇ,
આફ્ટર ડેથ નન વીલ ટેલ યુ કે—જરા તો પી લે ભાઇ.
દુન્યાની એવરી પ્લેઝર—ચાખીને થાવો તૈયાર,
આલમાઇટીને ત્યાં નહિ તો શું—જવાબ દેશો યાર ?"

ચટપટયો ખટપટયો પારસી ખવાસ જંપીને એક ઠેકાણે બેસતો નથી યા કોઇને તેમ કરવા દેતો નથી. સુધરેલા જમાનાનું લોખંડી ચક્ર—અગ્નીરથ—સઘળાંને, તેમાં મુખ્યકરી ચટપટયાં પારસી સ્ત્રી–પુરૂષોને—મોસમ કમોસમમાં, બાહને નબાહને—ઉત્તર, દક્ષીણ, પૂર્વ, પશ્ચીમ લાવલઇજા કરે છે. મારી કેટલીક નાજુક વાંચકોને હું અવાચી ખાતાં જોઉં છું. "બર્યા બધા સીન્સ મુંબઇમાં ને મુંબઇમાંજ ! સુવું એકજ વખ્ત જરા લખનોરમાં ડોકયું કીધું, તેબી ઉડતું ઉડતું ! આય તો વરી પારસી સંસારી ચીત્ર બરયુંચ તેમાં કંઇ રસ ગરે ને કટકા પરે તેવાં વલાંબી મલે નહિ, ને મુંબઇમાં ને મુંબઇમાં ઠસી રેહવાનું."

ચાલો, એમ ગુસ્સે ના થાવો, આઇજીઓ ને બાઇજીઓ ! આપણે દેવલાલી જઇએ ને ત્યાંનાં "ગ્રાંડ હૉટૅલમાં" બે ઘડી નજર કર્યે. આ નાનકડાં હવાખાવાનાં સ્થળમાં તમુને જવા તો ગમે છેની ? પારસી હૉટૅલો, પારસી ક્ષય રોગની હૉસ્પિટલ, પારસી કોનવેલેસન્ટ હોમ, પારસી સૅનૅટૅર્યમ, પારસી હૉસ્પિટલ, પારસી બોર્ડીંગ સ્કુલ, દોખ્મું, અને ટુકમાં સઘળું પારસી, પારસી ને પારસીજ ! આ નાનકડાં પારસી સંસ્થાનમાં ઉપરદર્શાવેલાં ખાતાંઓ ઉપરાંત 'ગ્રાન્ડ હૉટૅલ,' જે દેવલાલીની નાકસમાન જગા ઉપર આવેલું છે, તે આજકાલ ત્યાંનાં પારસી હૉટૅલોનું પણ નાક કહો, દાંત કહો કે શીંગડાં કહો તે સમાન થઇ પડયું છે. હૉટૅલની ઇમારત અને તેને લગતા બંગલાઓ હૉટૅલનાં નામને અને તેનાં કામને દરેક રીતે જેબ આપે છે. હાલ 'સીઝન છે, અને જયાં જુવો ત્યાં રંગબેરંગી પારસી સારીઓ અને પારસી

શૉર્ટ કોટ ને હૅટોની ધજા ઉડી રહી છે. 'ગ્રાન્ડ હૉટૅલ' નો દરેક ઓરડો ચીકાર ભરાઇ ગયો છે. એ હૉટૅલને લગતા એક અલાહેદા બંગલામાં એક વૃદ્ધ ઉમરના ખવાઇચવાઇ ગયલા પારસી ગૃહસ્થ જેઓના ચેહરા ઉપર મોતના ડરામણા દેવે પોતાનો છાપ ખુલ્લો માર્યો હતો, અને જેઓની ઉગી નીકળેલી સુફેદ દહાડી અને લાંબા વાલો હજામના અસ્ત્રા ને કાતર સાથે લાંબો વખ્ત થયો સમાગમમાં આવ્યાં હતાં નહિ તેવા એક શખ્સ એક નરમ પણ સાદાં બીછાના ઉપર સુધલા વગર પડેલા હતા. તેઓનો ચીંતાતુર ચેહરો હર પળે કોઇના આવવાની રાહ જોતો હતો. તેઓની પડોશમાં એક ખુર્સી ઉપર એક સાદા દેખાવની હાફ-કાસ્ત નર્સ બેઠેલી હતી. આ બીમારના જીવને દેખઇતી રીતે જરાપણ શાંતિ હતી નહિ. તેવણ તાસવીસ કર્યા કરતા હતા. નર્સ સાથની તેવણની ગુફતેગુ ઉપરથી ખુલ્લું માલુમ પડતું હતું કે તેવણનું ભેજું ચરવા ગયું હતું. ઘડીકમાં તેવણ હુશિયારીથી વાત કરતા હતા, તો વળી ઘડીકમાં ન સમજ પડે એવું બોલતા હતા, અને ઘડીકમાં બેધ્યાનપણે બડબડતા હતા. નર્સને તેવણ એક પળ નર્સ તરીકે પીછાનતા, તો વળી બીજી પળ તેણીને પોતાની બાયડી તરીકે અને ત્રીજી પળ દીકરી તરીકે માની લઇ, તેણીને 'બાયડી' અને બેટીનાં' નામથી બોલાવતા. આ બીમાર પુરૂપ કોણ હતા ? તેઓનાં બાયડી, બેટા બેટીઓ કોણ હતાં ? તેઓ એકલા નર્સને આધારે કાં પડયા હતા ? દેખઇતી રીતે સારી સ્થીતીમાં હોવા છતાં તેઓ આવી તજાયલી હાલતમાં કેમ આવી પડયા હતા ? આ બધા સવાલના જવાબો મારી નાજુક બેહનપણીઓનો ગુંચવાડો મટાડવા હું ખુશીથી આપું છું.

આ બીમાર ગૃહસ્થ કોઇજ નહિ પણ આપણા માનિતા ને જાણીતા મિત્ર ખા૦ બ૦ બહમનશાહ બેજનજી બખ્તાવર સી. આઇ. ઇ. હતા. તેઓનાં બાયડી, તે મારી નાજુક બેહનપણીઓની સખી નેકીનાં કરનાર, ખુબીનાં ખોર્યાં, ભરથારનાં સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ સમજનાર નેકનામ બાનુ સુના આપણા ઇસ્ટમિત્ર રતન રૂસ્તમફરામ એસ્કવાયર અને હૉટૅલના કેટલાક છેલછબીલા અને રંગીલી-રસીલીઓ સાથે ભાડુતી ટાંગામાં લીના કેવઝની હવા ધોરવા ગયાં હતાં. તેઓના બેટા સપુત સોહલીબા હાલ મુંબઇમાં મધ્યમ ઉમરની પોતાની મા સમાન એક

ત્રીમત્રાક, આપમતલબી, પોતાનો સ્વાર્થ સાંધનારી, પોતાને થયલાં માની-લીધેલાં અપમાન માટે બીજાંઓ ઉપર વેર લેવા ચાહનારી એક શીખેલી પણ જાહેલ સ્ત્રીની જાલમાં ફસી પડયા હતા. આ સ્ત્રી કોઇજ નહિ પણ મિસીસ જરબાનુ જાલેજર જાલનેવાળા હતી. તેણીના ધણીને ગુમ થઇ ગયાને વર્ષો વહી ગયાથી અને પોતાની પાછલ પોતાની કાંઇપણ ગંધનસલ તે મુકી ગયલો ન હોવાથી જરબાનુએ હાઇ કૉર્ટને અપીલ કરી પોતાનું છુટા-પણું મેળવ્યું હતું. બહમનશાહ શેઠ તરફથી વેહતો પૈસાનો ઝરો બંધ થવાથી સપુત બહુ કઢંગી હાલતમાં આવી ગયો હતો. રતન રૂસ્તમફરામ જે હમણાંજ મુંબઇ પાછો ફર્યો હતો તે તેને કોડું આપતો નહિ, ને તેની ફુલવણીથી બાનુ સુનાએ પણ સપુતને ખેરવ્યો હતો. આથી સપુત જરબાનુની જાલમાં વધુ અને વધુ સપડાતો ગયો. તે તેણી સાથે સાઇકિલીંગ જતો, મોટરમાં મુસાફરી કરતો, લેકચરોમાં હાજરી આપતો, નાટકોમાં બીરાજતો, અને તેણીની ખાંધ ઉપર હાથ મેલી સબી પણ પડાવી ચુકયો હતો.

બેટીઓ વિશે બોલતાં હું કહીશ કે મેરી અને દીનુ જેઓ પરણી ચુકી હતી તેઓ બહમનશાહ શેઠની બીમારીએ ચીંતાતુર રૂપ પકડયા અગાઉ પોતાના ભરથારો સાથે લાંબી સફરે ગઇ હતી. ડૉકટર તેહમુરસ્પ માનતા હતા કે જુવાન છોકરાઓને કાચી ઉમરમાં વિલાયત, પૅરિસ જેવાં શેહરોમાં એકલાઅતુલા મોકળવામાં પારસી માબાપો ગંભિર ભુલ કરે છે. જાંહગીર અને ગુસી છોકરવન વય હવે ઓળંગી ગયા હતા. તેઓ પરણીને પાહવરડા થયા હતા, અને તેઓની લાયક સ્ત્રીઓ સાથે હવે તેઓએ દુનિયાં જોઇ દુન્યવી અનુભવ મેળવવો જોઇયે એવો ડૉકટર તેહમુરસ્પનો વિચાર હતો.

બહમનશાહ શેઠની પેલી વટલેલ બેટી રતનબાઇ, જેણી પાછી પારસણ થઇ હતી અને શેઠ ધનછીશાહ ધનાપટેલને ત્યાં લખનોર મધે રેહતી હતી, તેણીનાં સુધરેલાં લક્ષણો અને ઉત્તમ ગુણો જોઇ લખનોરના રંડાયલા શ્રીમંત શેઠિયા એરચશાહ માણકશાહ કોહિયારે તેણીની સાથે "હાણા" પાડયા હતા. આ સુખી જોડું હાલ મુંબઇ આવ્યું હતું અને ડૉકટર તેહમુરસ્પની પરોણાગત તળે તેવણના બંગલામાં ઉતર્યું હતું. ગઇ

રાત્રેજ રતી પોતાના બાપને મલવા દેવલાલી આવી હતી. 'ગ્રાન્ડ હૉટૅલ'ના બીજા મજલા ઉપર તેણીએ ઉતારો લીધો હતો. વર્ષો થયાં બાનુ સુનાએ રતીને જોઇ હતી નહિ. તેણીનાં પારસી લગન વીશે તેણીએ સાંભળ્યું હતું, પણ તેણી મુંબઇ આવી છે અને દેવલાલી આવનાર છે એમ તેણી જાણતી હતી નહિ. રતી પણ હાલ બાનુ સુના અથવા શેઠ બહમનશાહ આગળ તેઓની બેટી તરીકે હાજર થવા માંગતી હતી નહિ. તેણીના બાપની બીમાર અને તજાયલી હાલત વીશે તેણીએ ડૉક્ટર તેહમુરસ્પ તરફથી ઘણું સાંભળ્યું હતું, અને પોતાથી બની શકતું સઘળું કરવાને અને પોતાના મરણતોલ બાપની બનતી સેવા બજાવવાને તેણીએ હામ ભીડી હતી. બાનુ સુના જો તેણીને બહમનશાહ શેઠની બેટી તરીકે પીછાને તો અદેખાઇની મારી કદાચ તેણીને તેવણ આગળ જવા દે નહિ એમ માની લઇને તેણી હાલ બહમનશાહ શેઠની બેટી તરીકે નહિ પણ મિશિસ કોહિયાર તરીકે પોતાને ઓળખાવવા ઇચ્છતી હતી. ચીબાવલાં પારસી સ્ત્રી–પુરૂષો તેણીને એક આગળી વટલેલ તરીકે પીછાનતાં કેવા "કોરા" કાઢે અને તેણીને પજવે તે વિચારે પણ તેણીને ઉપર દર્શાવેલા ઠરાવ ઉપર આવવામાં મદદ કરી હતી.

હવે આપણે છેલ્લા સવાલોનો જવાબ આપીશું. બહમનશાહ શેઠ બીજા ઘણાક માતબર શ્રીમંતો માફક જમાનાની ગીરદેશીમાં સપડાઇ ગયા હતા. તેવણનાં ચેટકોએ તેવણ ઉપર ગલબો કરી તેવણનો નાશ કર્યો હતો. રતન રૂસ્તમફ્રામ અને બાનુ સુનાની મિત્રાચારી જે ઉપર ખુલ્લી આંખે તેવણે અખાડા કર્યા હતા તે હવે તેવણનાં દીલમાં આગના શોળા ઉઠાવતી હતી. પોતાની સ્ત્રીનો મિત્ર, કુટુંબનો ખેરખાહ, સુખદુ:ખનો સાથી, પોતાની માનિતી કુંપનીઓનો સ્થાપક અને વહિવટદાર, આ તેવણનો ગમતો અણગમતો મિત્ર હવે તેવણની તરફ ઝાંખીને જોવાની પણ દરકાર કરતો ન હતો. આમ કાં? આ ચિત્રવિચિત્ર જમાનામાં "આમ કાં" સવાલ જો માત્ર પારસી સંસારનાજ સંબંધમાં આપણે પુછવા માગયે તો તેની હારમાળા એવી તો લંબાય કે આખાં ઉભાં વર્ષની "ધી પારસી" પત્રની "પુછપરછ કૉલમ" તેથી ભરાઇ જાય અને તેમ છતાં પણ તેનો છેડો આવે નહિ. બહમનશાહ શેઠનાં બદનમાં જે કાંઇ નીચવવા સરખું હતું તે આ જમાને ખાધેલ પુરૂષ રતને લગ-

ભગ સઘળું નીચવી લીધું હતું. હવે આ ખાલી કાળબુદનો તેને કાંઇ ખપ હતો નહિ. ૯૭ મી૦ બહમનશાહ પાસ પાંચપૈસા હતા, પણ તેવણની આગળી દોલત સાથ સરખાવતાં તે ધઉંમાં કાંકડા સમાન હતા. બાનુ સુના 'ધી ગ્રાન્ડ હૉટેલ'ની અનેક મજાહોની મોજ ચાખવામાં, પીકનીક પાર્ટીઓ ઉભી કરવામાં, મોટર હંકારવામાં, ટાંગાઓ ડપકાવ-વામાં, મ્યુઝીકનો મીઠાસ ચાખવામાં, પીંગપોંગ, બૅડમીંગ્ટન, લોન ટેનીસ વગેરે રમવામાં એવી તો ગુંટાઇ ગઇ હતી કે દહાડા જતે બહમનશાહ શેઠની જીંદગીની જુકતી જોત જીમાઇ જતી હતી તે તેણી જોઇ શકી નહિ. આ બુઢા બીમારને તેણીએ એક હાફ-કાસ્ત નર્સની ધંધાદારી, પૈસાકમાઉ, દયા ઉપર સોંપી દીધો હતો. ડૉકટર નજ્યેરવાળા આ બીમારની મુલાકાત લેતા અને ઘટતું ઓસડવેસડ કરતા. દર્દીનો આવતો અંત તેવણ પામી ગયા હતા. તેવણેજ ડૉકટર તેહમુરસ્પને બહમનશાહ શેઠના વેહવાઇ જાણી ચેતવણી આપી હતી, જેનાં પરિણામમાં રતી અત્રે આવી પુગી હતી. ડૉકટર તેહમુરસ્પ ચોકસ રોકાણોને સબબે આવી શકયા હતા નહિ, પણ તેવણે રતીને કબુલાત આપી હતી કે બનતી ઉતાવલે તેવણ ગુલચેહર, ખરશેદબાઇ અને એરચ કોહિયારને લઇ દેવલાલી આવશે.

---

## પ્રકરણ ૭૨ મું.

---

### હવાખાવાનાં સ્થળો-દર્દીની માવજત-બીમારોનો ખીજવાત અને સાજાંઓનો ચચડાત.

---

''દર્દ દીલ દર્દીનું દર્દીજ જાણે,
અનજાણ્યાં તો અંદેશો આણે,—
પાણીમાં જેમ માહી તફડે
તફડે તેજ ઠેકાણે.
હાસ્યાંને મન તો હસ્વું આવે,
ઠી ઠી હસે તે ઠેકાણે.''

દેવલાલીનું રમણીક મથક ત્યાંની સુંદર આબોહવાને માટે જાણીતું છે. બહમનશાહ શેઠ અતિ નાતવાનીથી પીડાતા હોવાથી ડૉકટરોની ભલામણ ઉપરથી તેવણને ત્યાં લઇ જવામાં આવ્યા હતા. એકનું નામ ને દશનું કામ! દર એક નાતવાન બીમાર દીઠ આઠ, દશ હરડતાંકરડતાં આસામીઓ આવાં હવાખાવાનાં સ્થળો ઉપર ઉભાઇ જતાં આપણે જોઇયે છીયે. તેઓ પુર ઉલટથી આવી જગાઓ ઉપર મળી આવતાં મોજશોખ અને રમતગમતનાં સાધનોનો લાભ લે છે. આવાં સ્થળો ઉપરના ડૉકટરો હમેશાં કેહેતા આવ્યા છે કે ખુદ દર્દીઓનાં કરતાં તેઓનાં સારવાર કરનારાંઓ તેઓનાં દીલમાં વધુ ચીંતા ઉત્પન્ન કરે છે. દર્દીઓ તો સાજા થાય કે ન થાય તેઓની હાલત તો તમો સેહેલાઇથી ચેતી જાઓ, પણ માવજત કરનારાંઓની હાલત અથવા મતલબથી તમો સેહેલાઇથી વાકેફ થઇ શકો નહિ. તેઓ દરેક ચીજ કરશે, પણ માત્ર દર્દીની ઘટતી માવજત કરવામાંજ પછાત પડશે. તેઓ માવજત કરશે નહિ અથવા કરે તો તેમાં અતેરૂં કરશે. શરૂઆત સરખી કરી તેનો આડો છેડો લાવશે. દર્દી જ્યારે સાજો થવા માંડશે ત્યારે અતિ આતુર માવજત કરનારાંઓની ઉલટ અને કાળજી એકાએક અને એકદમ મંદ થઇ જશે. દર્દીને જ્યારે શાંતિ જોઇતી હશે, અને ઉંઘ અથવા એકાંતવાસની જરૂર હશે, તેવા સમયે એકાએક સારવારની ઝુમમાં આવેલી કોલાઇ ફુઇઓ તે શાંતિ અને એકાંતવાસનો નાશ કરશે. આવાંઓ સાથે ભાંજગડ કરવી ફોકટ છે, કારણ તેઓ એમ જાણે છે કે જે તેઓ કરે છે તે બરહક, રાસ્ત વ દરૂસ્ત છે. તેઓ એમ ધારે છે કે દર્દીને સાજા કરવા માટે તેઓની હાજરી અવશ્યની છે, તેટલા વાસ્તે ડૉકટરોથી તેઓને પાણીચું અપાતું નથી. દર્દી સાથે જે સ્થળ ઉપર તેઓ ગયાં હોય ત્યાંની સર્વે મોજ ભોગવ્યા છતાં, અને ત્યાંનાં હવાપાણીનો સર્વે લાભ લીધા છતાં, તેઓ દર્દીને એવું દેખાડે છે કે માત્ર ફરજનાં માર્યાં તેઓ ત્યાં આવ્યાં છે. દર પળે તેઓ ત્યાંની સુખસગવડને હસી કાહડે છે. ત્યાંનાં હવાપાણી તેઓને સદતાં નહિ હોય એવો દેખાવ કરે છે અને કાંસકુસ ચલાવે છે; જ્યારે તેઓના માતેલા ચેહરા ઉલટીજ શાહદત પુરે છે. સ્વભોગ અને બિનહાંસલ્યતનો અદભુત દેખાવ તેઓ દર્દી આગળ રજુ કરે છે, અને દર્દી તેઓના ઉપકારમાં છે એવું હર

પણ તેનાં મન ઉપર ઠસાવે છે. દર્દી જો તેઓને એમ કહે કે તમારે ગામ સધાવી આવો, કે બેલાશક મુંબઇ જાવો, તો તેઓ તેને નાતરસ, નીમકહરામની ઉપમા આપે છે. આ ખીદમતગારો અને નર્સો ઘણીક વેળા પોતાના હાથ તળે મેલાયલા દર્દીઓ તરફ બેદરકાર રહે છે, અને તેજ વેળા સૅનૅટૅર્યમના કે હૅાસ્પીટલના બીજા ઓરડાઓમાં જઇ ભલતાંની સારવારમાં મુશગુલ થઇ માન ખાતે છે યા ઇનામ મેલવે છે. પોતાના દર્દીઓ તરફથી મળતો લવાજમ અને ખાણીપીણી તો તેઓને કપાળે ચોંટી ચુક્યાં છે એટલે તે કયાં જવાનાં છે એમ તેઓ વિચારે છે. વળી આવી બીનગરજાઉ અને બીનસ્વાર્થી માવજતનાં વર્ણન પોતાના ઓરડામાં પાછાં ફરતાં બહુ રસથી તેઓ પોતાના હાથ તલે મેલાયલાં દર્દીઓ આગળ કરે છે, ત્યારે તે બાપડાં ડાચું વકાસી ગુપચુપ તે સાંભળી લે છે. પડોશણ સુનાબાઇનાં બદિયાન ઉપર બતન મુકાતાં અથવા પોતાને માટેના કોર્ન ફ્લૅારમાંથી નંબર ત્રીજાવાળા બેહલુભાઇને વાસ્તે પ્રાઇમસ સ્ટોવ ઉપર કાંજી બનતાં તેઓ જુવે છે ત્યારે તેઓ મનમાં ને મનમાં બળી ખાક થઇ રહે છે. કેટલાક ચીરડાઉ દર્દીઓ જેઓનાં ભેજાં ફીલસૂફી તરફ ઢળેલાં હોતાં નથી તેઓ પોતાનો ખીજવાત જાહેર કરે છે, પણ બીજા કેટલાકો એમ વિચારે છે કે તેઓને બીમારીને આધીન થઇ બીજાઓની દયા ઉપર પડવાનો કાંઇબી હક હોતો નથી, તેટલા વાસ્તે જે તેઓને મળે અને જેવી તેઓની સારવાર થાય તે કબુલ કરી, જે નહિ મળે અને જે જફા પડે તેને તેઓએ ગુપચુપ શરણ થવું જોઇયે. કેટલાક દર્દીઓ વળી એમ પણ વિચારે છે કે હવાખાવાનાં સ્થળની ચાલુ ઠંડી લેહકી સારવાર કરનારાઓનાં ભેજાંમાં પેવૅશ થઇને તે ભેજાંનો ભૂકો કરી નાખે છે તેથી તે બાપડાંઓ કાંટાનું કતેસર કરી મેળે છે. આવા ફીલસૂફો જયારે બહુજ થોડા હોય છે, ત્યારે બીજા કેહવાતા હુલ્લડખોરો સાંજને છેડે જયારે સારવાર કરનારાઓ મજાહ મારવા ગયાં હોય ત્યારે હૅાસ્પીટલના કે સૅનૅટૅર્યમના ચોકમાં એકઠાં મળી એકબીજાં પાસ પોતાનું દુઃખ રડે છે.

'ગ્રાન્ડ હૅાટૅલ'માં જયારે આજે આપણે નજર કરીયે છીયે ત્યારે હૅાટૅલના ચોકમાં કેટલાક દર્દીઓ જેઓ બહમનશાહ શેઠ જેટલા બીમાર હતા નહિ તેઓ એકઠા મળી પોતાનું દુઃખ રડતા હતા. મિસ તેહમીના

તૉમતૉમ જેણી હૉટૅલમાં તૉમતૉમની તેહમીને નામે જાણીતી થઇ હતી, તેણી બહુ દયાજનક મોંહ કરી બોલી.

"મરેરે, હવે હું શું કરૂં? કાંહ જાઉં ને કોણને કેહું? ડૉક્ટર તો કેહી ગીયાચ કે પેલી મારી સાવકી બેહન પીલીને આજ ને આજ મારે મુંબઇ પૅક કરી દેવી જોઇએ. એ વલવલતી વાંદરી અહીં રહીને મારી સીકનેસમાં વધારો કરેચ. જો હું એને પાણીચું લેવા નહિ કેહું તો ડૉક્ટર પોતે એને મોહને ચહરીને તેમ કેહવા માગેચ. એમ જો થાય તો પીલી એવો જીવ જીકાતશે કે આખું હૉટૅલ ગાજી રેહશે ને હું અહીંયાંજ પોંતી થઇ જવશ. એનાં કોતક જોતાંજોતાં હવે તો હું કંટાળી ગેઇચ. એ છેરાયચ તારે જાણે વીચ્છન વાઉ, ને કોઇથી ધરેલી ધરાતી નથી! હવે તો બા મારામાં એ સાવકાં સૌતરાંઓનું ખમવાની બીલકુલ શકતી નથી. કોઇ કોઈ વખત તો હું એને કલાકના કલાક સુધી જોતી નથી, ને મારાં મત્રઇને એ લખેચ કે એનો આખો દાહાડો મારી સારવારમાં અટવઇ જાએચ!"

"બેહન તેહમીના," રૂસ્તમ આગો જે હમણા હમણા પોતાની બીમારીમાંથી સાજો થતો હતો તે બોલી ઉઠયો. "તમે તો મારાં કરતાં ઘણાં નસીબદાર કેહેવાવો. મારી ભોજઇ શેહરૂ મારી સાથે આવેલી છે તે તો મને તોબાહની ટાલી પરાવેચ. તમારી પીલી તો તમારીજ સાથે વીજણું લેચ, પણ એ તો ઓરડેઓરડે ઉડતી ફરેચ ને દર-રોજ એક યા બીજા સાથે અથરી પરેચ, ને પછી મારી આગલ આવીને ફરિયાદ કરેચ કે 'ડોસીબઇએ મને ગાલ દીધી ને પીરોજબઇએ અપમાન કીધું.' રોજ મને જજ ને જુરી થવું પરેચ ને પરિણામમાં તો બધાં કોહરાં-વેંગણાં એજ દોહવતી ફરેચ એમ મ.લમ પરી આવેચ. એ મારી ભોજઇ થતીના એવાજ ઘોસારાથી બીચારો મારો ભઇબી મારગે લાગ્યો. મેં ના કહ્યું તોબી બોંહસ કરીને મારી સાથે આવી ને ડૉક્ટર જવા કેહેચ તોબી હરગીજ થઇને ખીસ્તી નથી. હવે મને કેહેવો, બેહન તેહમીના, કે હું શું કરૂં? કરમને કુટું કે કૌતકને હસું?"

મિશિસ બેહરામશાહ બેહરામગોરે અત્રે પોતાનો નબળો અવાજ ઉઠાવ્યો. "હું લાંબા વખતની અતેસારથી પીડાતી 'તી તે હમણાજ જરા ટટાર થઇને અહીં આવીચ. મારી સાથે એક પારસણ બાઇ ને મારી એક

દુરની સગી આવેલાં છે તે બે જણા આખો દહારો બીઝીક ને દામ રમ્યા કરેચ ને સાંજના ટ્રીમટ્રાક થઇને જુવાનિયાઓ સાથે લેહેર કરેચ! પેલાં પારસી બાઇ તો મારી સાસુની ગરજ સારેચ. જરાક કંઇ કામ સોંપુંચ તો બબડવાતો કરેચ. એવણ કેહેચ કે 'એવણ હમેશનાં દુ:ખી છે.' ને મરતાંને માહરે મારવું નહિ જોઇયે. એમ છતાં એવણ જયારે 'કુંદવા' બેસેચ ત્યારે, બાપરે, મારી તો છાતીજ બેસી જાયચ! મારી હાજરીમાં તો હમેશ ફાંસફુંસ કરેચ ને મારા ઓરડામાંથી બાહાર પરતાંજ બીજાંઓ સાથે ખીખીખાખા કરેચ ને બધા દાંત વેરી નાખેચ. પેલી મારી સગીબી એની સાથે મલી ગેઇચ. એ જહારે બીઝીક ને દામ રમતી નથી તાહરે આરસીમાં મોહનું જોઇને આખો વખત શેંતાપાતલી પારેચ. લાલ ચણોતી જેવી છે ને થંડીની ફરિયાદ કરેચ: પણ વાસકુત તો ઝીનું જાલ જેવું પેહરેચ ને અર્ધેઅર્ધે કલાકે, 'મરે મુંઇ થંડી,' 'મરે મુઇ થંડી,' કરીને કબટ ઉગારીને મારા ઇનવૅલીડ પોર્ટનું તરયું લાવેચ. બબે ને તરન તરન દહારે હું બાટલી કીયા ચુલામાંથી મંગાઉં? રાતના જરાક હું જેમ તેમ ઘોંટઇ હોઉં તાહરે નંબર દશવાલાં આલીબાઇને વાસ્તે ધપરધપર કેરોસીનના ચુહલા-પર મારાં માથાં આગલજ કાંજી બનાવેચ જાણે આલીબાઇને કાંજી આપનારાં બધાં મરી ગીયાં હોય ને એજ એખલી મને દુ:ખ દેખારવા જીવતી હોય!"

મીનોચેહર મુલ્લાંફીરોજ જે પોતાના પીત્રાઇ ફ્રેદુન સાથે આવેલો હતો, અને જેને સખ્ત માથું દુખવાનો બુરો રોગ ને નાતવાની લાગુ પડેલાં હતાં, તેનું અત્રે ઉભાઇ આવ્યું. "અરે યારો," તે બોલ્યો. "કેહજે આવ ભઇ હરખા, તો આપરે સઉ સરખા. તમે લોકો તમારૂં પીંજયા કરોચ ને મારૂં તો કોઇ સાંભરતુંબી નથી. આઓ હું બધો લેવઇલુટઇ ગીયોચ ને જેમ તેમ ઉઠીને બેસુંચ. ડૉકટર મને 'એકઝરશન' કરવાની સાફ ના કેહેચ, પણ આઓ મારો ફ્રેદુન તો કેહેચ કે મારે ખુબ 'વૉક' લેવી જોઇએ, ને રોજ એક એક બબે માઇલ ચાલવું જોઇએ. હું જરા ચાલવા જાઉંચ તો મને તુરત ચકકર આવેચ, પણ એ તો એકનો બે થતો નથી. કાકાજીપર કાગજ લખ્યું તો ત્યાંથીબી ધોંડા. કાકાજી લખેચ કે મહારે ફ્રેદુનના કહ્યાસર ચાલવું ને કંગલાંકુંગલાં કરવાનું છારી દેવું. એથી તો ફ્રેદુનનું સામું ચહરી વાગુંચ. આગમાંથી નીક-

લીને વનમાં આયો તો તાંહબી આગની આગ ! એ લોકો તો મારા દલ્લાના જીવપર મને પુરો કરવાજ બેઠાચ. મારા બાવાજીનાં વીલ પરમાણે મહારી જો કુવારી હાલતમાં કજા થાય તો મારા બધા પૈસા મારા કાકાજીને પચે. ફ્રેદુન કોઇ કોઇ વખતે ડૉકટરના કેહેવાથી મારી આગલ વાંચેચ, પણ તે વખતે એટલી તો અવાચી ખાયચ ને એવાં તો વાંકાંટીકાં ડાચાં કરેચ કે મનેજ એને મુગો રાખવાની ફરજ પડેચ. મહારી કોઇ માય બેહેનબી મલે નહિ કે તેઓ આગલ હું મારાં પેટની વરાર કાહરૂં. બે વરસપર પરણવા નીકરીયો તાહરે એજ કાકા થતાએ ફાંચર મારી. ફ્રેદુન આખો વખત પેલી બાનુ સુના, તે પેલા બહમનશાહ બખ્તાવરની બઇરી, ને તેના પેલા ફાંકડા દોસ્તદારની સાથે ડમકતો ફરેચ. એ દોસ્તદાર એક અથંગ સતોરીયો છે, ને મે ફ્રેદુનને ઘણોબી સમજાવ્યો કે એની દોસ્તી ના કર, પણ એ સમજતો નથી. એ બાનુ સુનાનો વર મોતને કાંઠે આવેલો છે ને બીચારો એકલડોકલ જુર્યા કરેચ, પણ એ બઇરી થતીને તેનો સુધલો નથી. ફ્રેદુન રાતના નવ નવ દશ દશ વાગે એ લોકો સાથે ભટકીને આવેચ ને જેમ તેમ મારી આંખ લાગેલી હોયચ તહારે આખા ઓરડામાં ધપરધપર કરીને મારી ઉંઘ લેચ. હું કાલાવાલા કરૂંચ તાહરે મને કેહેચ કે, 'તું તારે ઘોંતઇ મરની! તુંને કોણ જાગવા કેહેચ!' હું અંદરથી બારણું બંધ કરૂંચ તો તે ઉંઘાડવા મને ઉઠવું પરેચ, ને ઉઘાડું રાખુંચ તો પવને ફુંકાઇ જાઉંચ."

હજી તો મીનોચેહરનાં મોહડાંમાંથી નિકળતા ઉપલા ઉદ્ગારો બંધ પડયા નહિ તેવામાં ફ્રેદુન નામવર ત્યાં ધસી આવ્યો. "લે, ચાલની, ફરવા આવેચ કેની? અહીંયાં બેસીને શું ગપાટા મારેચ?" તેણે શોર કીધો. "એ આએ ગોદરાં જેવું શું ઓઢયુંચ? નખ્ખોદ ગીયો તો નરો જાને રૂનો દરો. આએ હું ભધો પસીને ગરકાવ થઇ ગીયોચ, ને ગામની થંડી

તાહરા દોરા બારીને અમે પાછા આવીયે તહારે અમારો જીવ કુહરવતી ના. ટેબલપર કાંજી ઢાંકેલી છે તે પીને મુંગીમુંગી ઘોંટઇ જજે. અતેસારની ઉપર તો તુંને થંડીજ કાંજી પીવી જોઇએ." આ સુફ્યાણી દલીલ રજુ કીધા પછી તેણીએ ત્યાંથી વંજો લીધો.

---

## પ્રકરણ ૭૩ મું.

---

### 'કોહેલું કોહરૂં' અને રતી કોહિયાર—'ગ્રા-ડીઓ'નો ગુચવાડો.

---

" આ જહાનમાં છે—કોઇ તો ભુડાં,
છે કોઇ નેકો—ખસલતે રૂડાં;
કોઇ બખીલો—કોઇ તો સખી,
કોઇ ભલાંને—નીચવે છે ભખી."

જે રાત્રે રતી દેવલાલી આવી તે રાત્રે 'ટાબ્લ-ડી-હોટ' એટલે હૉટૅલની સામાન્ય મેજ ઉપર બાનુ સુના, રતન રૂસ્તમફરામ, ફ્રેદુન મુલ્લાંપીરોજ, પીલી તૉમતૉમ, પેસુબા પાંઉચોર, હીલ્લાં હીરામાણુક, ડૉકટર કાવસ કાંગારૂ ઉપરાંત બીજાં બે ત્રણ હાજર હતાં. રતી પણ ચારામારા જોવા અને બાનુ સુનાને બરાબર પીછાનવા પોતાના ઓરડામાં ખાણું નહિ લેતાં 'ટાબ્લ-ડી-હોટ' ઉપર આવી બેઠી હતી. તેણી લગાર થાકેલી હતી, અને ગુપચુપ બેસી રેહવા ઇચ્છતી હતી. તેણીના જમણા હાથ ઉપર તેણીનાજ જેવા એક ગંભિર પુરૂપ પેસુતન દસ્તુર બીરાજેલા હતા. આ ગૃહસ્થ ઉમરે પુગેલા હતા અને દેખાવલા હતા. તેવણનાં કપાળ ઉપર ગંભિરતાનો ચીલ્લો ચઢેલો હતો. તેવણ એવી કીસમના આસામી હતા કે જેની ઢપ અને ચેહરા ઉપરથીજ બીજાઓ ઘણું શીખી શકે. તેવણ સઘળાંથી અળગ રેહતા અને જવલેજ કોઇ સાથ બોલતા. ઘણોખરો સઘળો વખ્ત કસરત અને વાંચવામાં તેઓ ગુજારતા. આમ છતાં તેઓ પોતાના ઓરડામાં ખાણું નહિ લેતાં જાહેર મેજ ઉપર રોજ બીરાજતા, બીજાંઓની હીલચાલ ઉપર તેવણ બારીક નજર રાખતા, અને તેઓની વાતચીત ધ્યાનથી સાંભ-

બાતા, પણ પોતે તેમાં બીલકુલ ભાગ લેતા નહિ. બાનુ સુના વગેરે તેવણને આથી 'કોહેલું કોહરૂ' કરી બોલાવતાં. "જેસેકુ વેસે મીલે" તે કેહતી પ્રમાણે આજે પેસુતનની ગંભિરતામાં રતીની હાજરીએ ઉમેરો કીધો. ટેબલની સાધારણ વાતચીત પણ આ નવાં પંખેરાંની હાજરીથી બંધ પડી ગઇ. રતી કોણ હતી, તે કયાંથી આવી હતી, કેટલા દહાડા રેહવાની હતી, માથુંબાતું બાંધવામાં તેણીની મતલબ શી હતી, પ્લેન જેકેટ તેણીએ કાં પેહેર્યું હતું, એ બધું જાણવાની બાનુ સુના તલપાપડ થઇ. પણ રતીની ગંભીરતાએ તેણીનું મોહું સીવી લીધું. રતી ટગરટગર રતન રૂસ્તમફરામ બાનુ સુના સાથ જે છુટથી વર્તતો હતો તે જોયા કરતી હતી, અને પછી પોતાના જૈફ બાપની યાદ પડતાં તેણી ઉંડા વિચારમાં ગરક જતી. ખાણાપર તો તેણીના હાથ ચાલતા હતાજ નહિ. પેસુતન દસ્તુર આ સઘળું ગુપચુપ જોયા કરતા હતા.

"મેહરબાની કરી બેહન જરા પેલી સૉસની શીશી મારી આગલ કરશો?" પેસુતને રતી તરફ જોઇ કહયું. આ અર્જથી રતી ચમકી ને બેધ્યાનપણે સૉસની શીશી પેસુતન આગળ રજુ કીધી. પેસુતન કોઇ દિવસે પરોણાઓને આવી અર્જ કરે નહિ અને આજે પેહલીજ વાર તેમ કીધાથી ટેબલ ઉપરનાં સઘળાંઓ ચમકયાં. તેઓએ અનુમાન કીધું કે આ બન્ને વચ્ચે અગાઉની દોસ્તી હોવી જોઇયે. ચુપકીદીની જંજીર હવે તુટી અને સઘળાંઓની જીભલીએ સામટી જીકર ઉઠાવી. તેઓ એકમેકના કાનમાં ગુસગુસ કરવા લાગ્યાં, પણ રતી તો જેમની તેમજ બેસી રહી—બીજાંઓની હાજરીજ જાણે તેણી વીસરી ગઇ હતી. કોહેલાં કોહરાંએ એક વાર પાછી તેણીને જાગ્રત કરવાની કોશેશ કીધી. તેવણ કાંઇ બોલ્યા જે ઉપરથી રતીએ તેવણને સવાલ કીધો: "જી, તમે શું માંગોચ—રાઇ કે પાણી?"

"માફ કરજે દીકરી, મને લાગેચ કે તું જરાક બેહરી છે," કોહેલાં કોહરાંએ થંડેપેટે જવાબ આપ્યો. "મેં રાઇ કે પાણી માગ્યું નથી; મેં તો તુંને કેહયું કે તું એમ ગુપચુપ બેસીને ખાતીપીતી નથી તેથી આય બધાં તાહરા 'કોરા' કાહરેચ." આમ બોલી જાણે કશાંમાં હોય નહિ તેમ કોહેલાં કોહરાંએ પોતાની સુફેદ દાઢી પસવારવા માંડી.

"તમારો ઉપકાર થયોજી," રતીએ ધીમેથી જવાબ વાલ્યો. "એ લોકોને 'કોરા' કાહરવા દેવો. મારાં ખાસરાંનેબી તેની દરકાર નથી!"

"દીકરી, મારી 'ક્યુરીઑસીતી' માફ કરજે, પણ આએ બધાં વરૂઓની વચ્ચે તહારાં જેવાં એક ઘેટાંને એકલીઅતુલી આવી વસવાની મતલબ શું ?" કોહેલાં કોહરાંએ માયાથી સવાલ કીધો.

"જી, જે તમારી મતલબ તે મહારી મતલબ. ચેન્જ." રતી બોલી.

"ચેન્જ! તહારા દેખાવપરથી તો તાહરાં તનને ચેન્જની જરૂર દીસતી નથી. તહારાં મનને ચેન્જ જોઇતો હોશે. એમ જો હોય તો આએ બધાં દોહરડાચ્યાંઓ તાહરાં ભેજાંને સુધારવાને બદલે ઉલટું ચસકાવી મુકશે. દીકરી, મારી સલ્લાહ માનજે ને એ લોકોથી બને તેટલી અળગ રેહજે, નહિ તો એ લોકો તુંને પુરી કરી મુકશે."

" થેંક યુ, થેંક યુ, તમારી વૉર્નીંગને વાસ્તે હું તમારો ઘણો ઉપકાર માનુંચ પણ તમે ધારોચ તેટલી હું કંઇ હોસલા કે બાપલા વીનાની છેઉં નહિ. મારી ઉપર ઘણું વીતી ચુકયુંચ અને હવે વધારે વીતવા હું દેવશ નહિ, તેમાં મુખ્યકરીને આવાં ઉલ્લુઓને હાથે તો હું વેચાવાની નથીજ."

"તેમ છતાં મને લાગેચ દીકરી, કે અહીંયાં આવવામાં તહારી કાંઇ ચોક્કસ મતલબ છે. ચેન્જ તો માત્ર બાહનું છે. તુંને મારી મદદની કંઇભી જરૂર પડે તો અર્ધી રાતે અચકાયા વગર તે માંગજે. મહારા ઓરડાનું નંબર બાર છે."

રતીએ એકવાર પાછો આ વૃદ્ધ ગૃહસ્થનો ઉપકાર માન્યો અને ખાણું પુરૂં થવે કોહેલાં કોહરાંની જખાં કોઇ દહાડો નહિ ને આજે કેમ ઉપુડી તેનો વિચાર કરતાં સઘળાં છુટાં પડયાં. રતીની અને તેની વચ્ચેની વાતચીતનો ભાવાર્થ કોઇપણ સમજી શકયું હતું નહિ, જોકે તેમ કરવાને બાનુ સુનાએ ખાસ વલખાં માર્યાં હતાં.



# પ્રકરણ ૭૪ મું.

## દસ્તુરજીની 'દુરબીન' નજર—મિત્રાચારીનું મંડાણ.

"કોઇ અશોઇનો—વેસ તો કરે,
રાખી બદીની—દયાનત તો ખરે,
કોઇ ગરીબો—નેક નેમમાં,
નિત્યે ખુદાની—રહેછ રહેમમાં"

બીજે દિને સહવારે રતી સકાળેથી ઉઠી હૉટલની બાહેર નીકળી રસ્તા ઉપર આમતેમ ફરવા લાગી. દુરથી તેણીએ બાનુ સુનાને રતન રૂસ્તમફરામની બગલમાં હાથ લઇ બાહેર આવતી દીઠી. બાનુ સુનાએ દમામદાર ડ્રેસ કર્યો હતો. માથાંપર એક સુંદર શૉલ બાંધી હતી અને બદન ઉપર એક કીમતી ઓવરકોટ નાખ્યો હતો, જે હુંફ નહિ પણ શોભાને માટે તેણીએ પેહેરયો હોય એમ દીસતું હતું. તેઓની પછવાડે પીરી તૉમતૉમ ફ્રેદુન મુલ્લાંપીરોજની બગલમાં હાથ લઇ ચાલતી હતી. પછવાડે પેસુબા પાંઉચોર બીજી એક જુવાન અબલા સાથે હસ્તે હસ્તો ચાલ્યો આવતો હતો. તેઓ સઘળાં દરવાજા ઉપર એકઠાં થયાં.

"રતન," બાનુ સુનાએ કહયું. "આએ તો પેલી કાલે આવેલી નવી પહરોણી દેખું. એ કોણ હોશે? કાંહથી આવી હોશે? અહીંયાં એખલી આવવામાં એની શું મતલબ હોશે? ને એને પેલા કોહેલાં ત્કોહરાંની સાથે કાહરની ઓલખાણ હોશે? મરે, હું એ બંધુ જાણવાને એવી તલપાપડ થઇ કે આખી રાત મને ઉંઘબી આવી નહિ. એ બે જણને મેં બે વખત રાતે સપનામાં જોયાં. એ દુકતી લાગેચ તો ડસ્સામાં, પણ ડ્રેસ કેવો ઑલ્ડ ફૅશન કીધોચ! એ આપુંને કોયું આપતી નથી તો હું એને હમણા તેમ કરવાની ફરજ પારશ. જો, એ આપરીજ તરફ આવેચ."

"અરે, મરવા દેની સુના, એ તો હૉટલ પર્યું ત્યાં લેલેગુરેવોબી આવે ને સાહુકારોબી આવે. કોઇ વરે તજી

દીધેલી કે ઉઠાવગીર હોશે, નહિ તો કોઇ માસટર કે નર્સ હોશે, ને તું કોથું આપશે તો પગે પીડા વરગશે ને ફીતશે નહિ. હું તે. બા તુંને એની સાથ બોલવાની 'એડવાઇઝ' નહિ કરતો." રતને જવાબ વાળ્યો. ફ્રેદુન, પીલી વગેરે તેનાં મતને મલતાં થયાં, પણ બાનુ સુના પાછલ હટી નહિ. 'કયુરીઑાસીતીનો' ગુણ દરેક સ્ત્રીજાતીમાં ખીલેલો હોય છે પણ બાનુ સુનામાં તેનો અંશ વિશેષ હતો. રતી નજદીક આવતાં તેણીએ તેને થોભાડી.

"કેમ જી કાંહ ચાલ્યાં ?" તેણીએ સવાલ કીધો. "તમે ઘણાં થાકેલાં દીશોચ. રાતે તમારા ઓરડામાં તમે જલદી રીટાયર થયાં તેથી મારેથી તમારી ખબર પુછાઇ નહિ. હમે તો બધાંએ બાર વાગા સુધી ઢીંગાણું કીધું. તમે એખલાં તો નહિજ આયાં હોવો. તમારી સાથે કોઇ હોવું તો જોઇએજ."

"હાજી, હું તદન એખલીજ આવીચ," રતીએ જવાબ વાલ્યો.

"પણ, ત્યારે તમે પેસુતન દસ્તુરને તો ઓલખતાં હોશોજ તેવણ તમારી પાસેજ ગેઇ રાતે ટેબલ ઉપર બીરાજેલા ઉતા. દુરદેશાવરમાં આપરૂં કોઇ ઓલખીતું હોય તો અરીભીરીની ઢાલ થઇ પરે."

"તમારી ભૂલ છેજી મી૦ પેસુતનને મારા જનમમાં મેં કાલેજ જોયા."

"ખરેખર ! શું કેહેવોચ ! તાહરે તો તમે એક મોટી ફતેહ મેલવેલી હું સમજુંચ. એ પેસુતન કોઇબી દહાડે કોઇની સાથે ખાણાપર વાત કરતા નથી. ખરૂં કેહુ તો એવણ અમુને ગનકારતાજ નથી. જ્યારે એવણ વાંચતા નહિ હોયચ ત્યારે નરા જાણે સુહના બેહરા. તમુને પ્રાઇવેટલી કેહઉંચ કે હમે એ ઘરડાં ધુવરને 'કોહેલું કોહરૂં' કેહીએચ. એવણનાં મોનામાં જીભ છે તે મેં કાલેજ જાણ્યું ! તમુને અરચન નહિ હોય તો એ મોજેજાની વીગત મને કેહશો ? તે જાણવાને હું ઘણી ખુશી થવશ."

"અલબત, હુંબી એમજ ધારૂંચ. પણ, એ હમારી વાત પ્રાઇવેટ ઉતી," રતી બોલી. "ને તમે જેમ પેલાં કોહેલાં કોહરાંની પીઠ પાછલની વાત હમણા મને કેહી દીધી તેમ મારાથી થઇ શકે નહિ."

# પ્રકરણ ૭૪ મું.

## દસ્તુરજીની 'દુરબીન' નજર—મિત્રાચારીનું મંડાણ.

"કોઇ અશોઇનો—વેસ.તો કરે,
રાખી બદીની—દયાનત તો ખરે,
કોઇ ગરીબો—નેક નેમમાં,
નિત્યે ખુદાની—રહેછ રહેમમાં"

બીજે દિને સહવારે રતી સકાળેથી ઉઠી હૉટલની બાહેર નીકળી રસ્તા ઉપર આમતેમ ફરવા લાગી. દુરથી તેણીએ બાનુ સુનાને રતન રૂસ્તમફરામની બગલમાં હાથ લઇ બાહેર આવતી દીઠી. બાનુ સુનાએ દમામદાર ડ્રેસ કર્યો હતો. માથાંપર એક સુંદર શૉલ બાંધી હતી અને બદન ઉપર એક કીમતી ઓવરકોટ નાખ્યો હતો, જે હુંફ નહિ પણ શોભાને માટે તેણીએ પેહેરયો હોય એમ દીસતું હતું. તેઓની પછવાડે પીલ્લી તૉમતૉમ ફ્રેદુન મુલ્લાંપીરોજની બગલમાં હાથ લઇ ચાલતી હતી. પછવાડે પેસુબા પાંઉચોર બીજી એક જુવાન અબલા સાથે હસ્તે હસ્તો ચાલ્યો આવતો હતો. તેઓ સઘળાં દરવાજા ઉપર એકઠાં થયાં.

"રતન," બાનુ સુનાએ કહયું. "આએ તો પેલી કાલે આવેલી નવી પહરોણી દેખું. એ કોણ હોશે? કાંહથી આવી હોશે? અહીંયાં એખલી આવવામાં એની શું મતલબ હોશે? ને એને પેલા કાહેલાં ન્કોહરાંની સાથે કાહરની ઓલખાણ હોશે? મરે, હું એ બંધુ જાણવાને એવી તલપાપડ થઇ કે આખી રાત મને ઉંઘબી આવી નહિ. એ બે જણને મેં એ વખત રાતે સપનામાં જોયાં. એ દુકતી લાગેચ તો ડસ્સામાં, પણ ડ્રેસ કેવો ઑલ્ડ ફૅશન કીધોચ! એ આપુંને કોથું આપતી નથી તો હું એને હમણા તેમ કરવાની ફરજ પારશ. જો, એ આપરીજ તરફ આવેચ."

"અરે, મરવા દેની સુના, એ તો હૉટલ પર્યું ત્યાં લેપેગુરેવોબી આવે ને સાહુકારોબી આવે. કોઇ વરે તજી

દીધેલી કે ઉદ્દાવગીર હોશે, નહિ તો કોઇ માસટર કે નર્સ હોશે, ને તું કોયું આપશે તો પગે પીડા વરગશે ને ફીતશે નહિ. હું તે. બા તુંને એની સાથ બોલવાની 'એડવાઇઝ' નહિ કરતે." રતને જવાબ વાળ્યો. ફ્રેદુન, પીલી વગેરે તેનાં મતને મલતાં થયાં, પણ બાનુ સુના પાછલ હઠી નહિ. 'કયુરીઑાસીતીનો' ગુણ દરેક સ્ત્રીજાતીમાં ખીલેલો હોય છે પણ બાનુ સુનામાં તેનો અંશ વિશેષ હતો. રતી નજદીક આવતાં તેણીએ તેને થોભાડી.

"કેમ જી કાંહ ચાલ્યાં ?" તેણીએ સવાલ કીધો. "તમે ઘણાં થાકેલાં દીશોચ. રાતે તમારા ઓરડામાં તમે જલદી રીટાયર થયાં તેથી મારેથી તમારી ખબર પુછાઇ નહિ. હમે તો બધાંએ બાર વાગા સુધી ઢીંગાણું કીધું. તમે એખલાં તો નહિજ આયાં હોવો. તમારી સાથે કોઇ હોવું તો જોઇએજ."

"હાજી, હું તદન એખલીજ આવીચ," રતીએ જવાબ વાળ્યો.

"પણ, ત્યારે તમે પેસુતન દસ્તુરને તો ઓલખતાં હોશોજ તેવણ તમારી પાસેજ ગેઇ રાતે ટેબલ ઉપર બીરાજેલા ઉતા. દુરદેશાવરમાં આપરૂં કોઇ ઓલખીતું હોય તો અરીભીરીની ઢાલ થઇ પરે."

"તમારી ભૂલ છેજી. મી૰ પેસુતનને મારા જનમમાં મેં કાલેજ જોયા."

"ખરેખર ! શું કેહેવાચ ! તાહરે તો તમે એક મોટી ફતેહ મેલવેલી હું સમજુંચ. એ પેસુતન કોઇબી દહાડે કોઇની સાથે ખાણાપર વાત કરતા નથી. ખરૂં કેહું તો એવણ અમુને ગનકારતાજ નથી. જ્યારે એવણ વાંચતા નહિ હોયચ ત્યારે નરા જાણે સુહના બેહરા. તમુને પ્રાઇવેટલી કેહઉંચ કે હમે એ ઘરડાં ઘુવરને 'કોહેલું કોહર' કેહીએચ. એવણનાં મોનામાં જીભ છે તે મેં કાલેજ જાણ્યું! તમુને અરચન નહિ હોય તો એ મોજેજાની વીગત મને કેહેશો ? તે જાણવાને હું ઘણી ખુશી થવશ."

"અલબત, હુંબી એમજ ધારૂંચ. પણ, એ હમારી વાત પ્રાઇવેટ ઉતી," રતી બોલી. "ને તમે જેમ પેલાં કોહેલાં કોહરાંની પીઠ પાછલની વાત હમણા મને કેહી દીધી તેમ મારાથી થઇ શકે નહિ."

થોડીક પળ બાનુ સુના આથી દબાઇ ગઇ અને તેણીએ વાત ફેરવી નાખી, પણ બહમનશાહ શેઠ વિશે એક બોલ પણ તેણી બોલી નહિ. ત્યારપછી તેણીએ પાછો ચશ્મો દાબી જોવા માંડયો. "તમારા હસબન્ડ તો હું ધારૂંચ કે મુંબઇ હોશે?"

"હાજી," રતીએ ટુંકોટચ જવાબ વાલ્યો.

"તમારાં પપા-મમાબી હોશે—સારી કાન્દી તો છેની?" બાનુ સુનાએ પુછ્યું.

"હાજી, બેઉ છે. માય તો ખુશાલ છે ને અમનચમન કરેચ, પણ બાવા તો બીચારા, ખોદા પખેરી નાખે, તે ઘણા બેહાલ છે. તેવણની વાત તો તેવણનો જીવજ જાણે."

આ બોલોથી બાનુ સુના લગાર ચમકી, પણ તે એક પળ વારજ; કારણ તેણીને ખરી બીનાનો જરાપણ શક ગયો નહિ.

"તાહરે તમારાં સગાં માય નહિ હોશે?" તેણીએ પુછ્યું.

"જી, હા. તમારાં જેવાં પાકટ બુધ્ધીનાં માણસો સાવકાં-સુતરાંનું સમજતાં તો હોવાંજ જોઇએ."

"તમારા બાવાજીને તમારા વગર ચાલતું તો નહિ હોશે? તેવણ શું ધંધો કરેચ?"

"ધંધો તો કંઇ આગલ કરતાતાજી, પણ હમણા તો બીચારાથી ખાતલાપરથી ખીસાતું નથી તે ધંધો શું કરતાતા! મારાં સાવકાં માયને મન તો એવણ જીવેલાબી સરખા ને દુશમેન મુવેલાબી સરખા. બાવાજીનાબી શું ભોગ લાગા તે ઘરડેઘરપણ જુવાન બઇરી લાયા," રતીએ થંડેપેટે તાહુકો મુકયો. બાનુ સુના જોકે રતીના તાનાની મતલબ સમજી નહિ, પણ સઘળાંઓની સામે તેણીને તો જાણે ભોંયજ ભારી પડી ગઇ. તેણીએ તુરત પોતઃનું નાજુક ઘડિયાળ ખીસામાંથી ખેંચી કાઢયું. "ઓ માઇ! સ્ટેન્ડર્ડ સાત થવા આયા. હુંબી તાહેલું કરવા ઉભી રેઉંચ તાહરે કંઇ સમજતીજ નથી. ચાલો બેહેન, હવે અમે જઇશું. તમારૂં નામ શું જી?"

"જી, મારૂં નામ મીશીસ કોહીયાર."

આ જવાબ મળ્યા પછી બાનુ સુના બીજાંઓ ભેગી પોતાના જીવને સુખ દેખાડવા નીકળી પડી. રતી હૉટેલના કંપાઉન્ડમાં વલતી હતી તેટલાં પેસુતન દસ્તુર તેણીને મુકાબેલ થયા. "માફ કરજો બાનુ,"

તેવણ નમ્યા. "હું તમારૂં નામ જાણતો નથી, પણ હું ધારૂંચ કે તમે રાત 'કમફર્ટ'માં પસાર કીધી હશે?"

"થેંક યુ મી૦ પેસુતન, રાત તો મેં ઠીક પસાર કીધી. તમે ચમકોચ તેની મતલબ હું સમજી. તમે મારૂં નામ જાણતા નથી ને તમારૂં નામ મેં કાંહથી જાણ્યું તેથી તમે અજબ થાઓચ. હમણાજ એ ખબર મને વગર માગવે મલીચ. પેલાં કોણ ચાલ્યાં તે સાંએથી જોયાં તમે? મારૂં નામ મીશાસ કોહીયાર છે. રાતના મેં બેફામપણે તમારી સાથે જરા 'રૂડલી' વાત કીધી તેથી હું ધારૂંચ કે તમે કંઇ 'ઇનસલ્ટ' લીધું હોશે નહિ."

"ખચીત નહિ મીશીસ, કોહીયાર. તમે મારાં બેટી જેવાં છેઓ. મેં તમને કંઇ ઉંડાં વમાસનમાં જોયાં તેથીજ મેં તમુને વાતમાં રોકવાની હિમત કીધી. આએ હૉટલ બધી વાતે ઘણું ચઢયાતું છે, પણ દરેક હૉટલના માલેકની માફક એનો ઉપરી કંઇ પોતાના દરેક પેસેનજરનાં પેટમાં પેસી શકતો નથી. જેમ બીજાં હૉટલમાં તેમ અંહીયાં પણ ચીત્રવીચીત્ર સ્ત્રીપુરૂષોનું પ્રદર્શન થાએચ, જેમાંનાં કેટલાંક ઝેરી સરપ સમાન હોયચ, અને તેઓ પોતાની ઝેરી ફેન સદા આસપાસ ફેંકતાં રહેચ. પેલી જે ટોલકી તરફ તમે હમણા મારૂં ધ્યાન ખેંચ્યું તે એવાંજ ઝેરી નાગ નાગનોની બનેલી છે. એમાંનો કોઇ ભાઇ પોતાની બેહનને, કોઇ બેહન પોતાના ભાઇને, કોઇ પીત્રાઇ પોતાના પીત્રાઇને, તો કોઇ બઇરી પોતાના વરને દુખી કે સબડતી હાલતમાં મેલી લેહર કરવા નીકળી પડયાં હોશે! એ લોકોને તમે કોહું આપશો નહિ તોબી એ લોકો માથું મારશે. જુવાન છોકરા છોકરીઓને એવાંઓની સંગતમાં હૉટલોમાં આવી પડેલાં જોઇ હું સદા દલગીર થાઉંચ. એવે ઠેકાણે મતલબિયાંઓ, કુવારા જુવાનિયાઓને પોતાના નહિ ઉંચકાતાં કે બદચાલનાં છોકરા છોકરીઓ પેહરાવી દેવાને ચુકતાં નથી. પેલી સામ્બી ટોલકીએ મને 'કોહેલાં કોહરાં'ની ઉપમા આપીચ. એ લોકો એમ સમજેચ કે એની મને ખબર નથી, પણ એ લોકોની દરેક હીલચાલપર હું નજર રાખુંચ. આએ હૉટલમાં મને આવ્યાને ત્રણ મહિના થયાચ તેટલાંમાં તો તનસો જાતનાં બેમાણ ને બેણકોતક બીજાં હૉટલોની માફક અહીંના કેટલાક ઉતારૂઓમાંબી કેટલેક દરજજે હું જોઇ ચુકયોચ. તમુને કંઇબી અહીંના સંબંધમાં જાણવું હોય કે પુછપરછ કરવી હોય તો મને

બેલાસક પુછજો. આહીંયાં જે જે જગાઓ વીઝીટ કરવાલાયક છે તે હું તમને ખુશીથી દેખરાવશ. તમારા કરતાં વધુ ઉમરની મારી બેટીઓ છે. હવે હું તો જઇફ થયોચ ને મારો એક પગ ઘોરમાં જઇ ચુકોચ તેથી મારેથી તમોને શરમાવાનું કંઇ નથી.''

''ફરીથી એકવાર હું તમારો ઉપકાર માનુંચ, મી૦ પેસુતન, મેહેર-બાની કરી મને કેહેશો કે આય હૉટૅલમાં ખા૦ બ૦ બહમનશાહ બખ્તાવર નામના એક બુઝોર્ગ ગૃહસ્થ ઉતરેલા છે? પેલી ટોલકીની વાત ઉપરથી મેં ગેઇ રાત્રે અછરતું સાંભર્યું કે તેઓ આજ હૉટૅલમાં છે. તેવણ મારા એક ખેરખાહ છે, અને તેવણને ઘણાં વરસ થયાં હું ઓલખુંચ.''

''ખચીત, મી૦ બહમનશાહ હૉટૅલને લગતા આએ પાસેના બંગ-લામાંજ ઉતરેલા છે. એ બીચારા બુઢ્ઢાજીના જેવા કમનસીબ દુનિયાંમાં થોરાજ હોશે.''

''એવણનાં ધણીઆણી અહીંયાંજ હોશે ને તેવણ એ બીચારાની સંભાલ રાખતાં હોશે?''

''હા, તેવણ અહીંયાંજ છે, દીકરી; પણ એક બઇરીના કરતાં એક દુસ્મેનની ગરજ વધારે સારેચ. તેવણનું નામ બાનુ સુના છે. જે બાઇ ગેઇ રાતે બ્લુ સીલ્કની સાડીમાં સજ્જ થઇ એક તરાહિત ધણી સાથે મીત્રાચારીથી વાત કરતાં તમારી સામે ટેબલ ઉપર બેઠાં હતાં, ને જેને તમે ટગરટગર જોયા કરતાં હતાં, તેજ બાઇ એ બાનુ સુના અને તેજ બાઇ એ કમનસીબ બહમનશાહનાં ધણીઆણી છે.'' આ બોલો બોલતી વેળા મી૦ પેસુતને મીશીસ કોહીયારનો ચેહરો ધારીને જોયો અને પછી વધાર્યું. ''બેઅદબી માફ છે, મીશીસ કોહીયાર, પણ કાલે રાતે મને એવું લાગું કે જાણે તમે એ બાનુ સુનાને બરાબર પીછાનતાં હોવો અને તેની ચાલથી તમે વીસમય પામ્યાં હોવો. જો તમે શેઠ બેહમનશાહને ઓલ-ખતાં હોવ તો તમે બાનુ સુનાને પણ ઓલખવાં જોઇએ.''

''તમારી અટકલ ખરી છેજી, પણ મી૦ બહમનશાહને હું ઘણાં વરસ થયાં મલી નથી, અને તેથી બનવાજોગ છે કે મારી છેલ્લી મુલાકાત પછી એવણ બાનુ સુનાને પરણ્યા હોય.'' રતીએ ઉડાવ્યું, ''પણ તમે એ મી૦ બહમનશાહની મુલાકાત લેવોચ કે?''

"હા, હું તેમ કરૂંચ અને તેવણુની આગલ જ્યારે તેવણુ હુશિયારીમાં હોયચ ત્યારે કલાક અર્ધો કલાક કંઇ કંઇ વાંચુંચ. પેલી માજરી બીલારી એ વાત જાણેચ, પણ એ મને અટકાવતી નથી, કારણ એથી તો ઉલટી એને છુટી પાયચ. તમે જો મી૦ બહમનશાહ આગલ આવો તો હું તમને ખુશીથી લઇ જાઉં."

"તાહરે તો ઘણી મેહેરબાની. એક કલાકમાં આપરે એવણુ આગલ જયશું."

---

## પ્રકરણ ૭૫ મું.

---

### નાજુક જબાનના તિક્ષણ બાણો–માતાનાં 'તીખાં' ઉપર બેટીનું 'ટમટમતું.'

---

"જયારે બદકારો મને, દુખ દેવા છે તેયાર;
કોણ ત્યાર તમ વણ મને, મદદ કરે દાદાર.
શયતાની ચુંગાલથી, માલિક મને બચાવ;
નેકીથી આ જહાનમાં, સુખથી સદા નિભાવ."

ઘણીક વેળા એવું બને છે કે જયારે એક માણસની સાથે પીછાણ કરવાને કે તેની સાથે થયલી પીછાણ ચાલુ રાખવાને આપણે ઇચ્છતા નથી, ત્યારે સામી પક્ષ આપણી સાથે ઓળખ કરવાને કે એકવાર થયલી ઓળખને દોસ્તીના રૂપમાં બદલી નાખવાને આતુર બને છે. થંડાં પાણીનાં માટલાં જેવી પોતાની વળાણુથી રતીએ હૉટૅલમાં આવ્યા પછી ત્યાંની પ્રજાનો સામાન્ય અણુગમો ખેંચી લીધો હતો. 'પ્રજા' બોલ અત્રે અર્થસુચક હું વાપરું છું, કારણ, સારા પાયાપર ચાલતું એક હૉટૅલ એક નાનકડાં રાજય મિસાલ હોય છે. તેનો મેનેજર અથવા ઉપરી તેના રાજા સમાન લેખાય છે, અને તેંમી આપેલા કાયદાકાનુનો પ્રમાણે ચાલનારા ચઢતીઉતરતી પંકતીના નોકરો તેના વહિવટદાર અથવા રાજયાધીકારી જેવા હોય છે. હૉટૅલના ઉતારૂઓ આ રાજ્યની

પ્રજા લેખી શકાય. ખરાબ વર્તણુકને માટે, હૉટૅલનો કર એટલે ફી નહિ ભરવાને માટે, કે એવાજ બીજા વાંકને માટે મેનેજર એક ઉતારૂ યા પ્રજાને બરતરફ કરી શકે. જેમ બીજાં ઉતારૂઓને તેમજ બાનુ સુનાને રતીએ નોકોથા કીધી હતી, તેમ છતાં બાનુ સુના કંઇ અજબ ખેંચાણથી તેણીની તરફ ખેંચાઇ હતી. નાસતો ખાધા પછી પેસુતન દસ્તુર ખબર લાવ્યા કે બહમનશાહ શેઠ આખી રાતના ઉજાગરા પછી નીંદ્રાવશ થયા હતા, જે ઉપરથી બપોરનું ખાણું ખલાસ થવે પેસુતને મીશીસ કોહિયારને તેઓ આગળ લઇ જવાનો ઠરાવ જાહેર કીધો. આ ઠરાવ પસાર થતાંવાર હર્જી કરવા ગયલી ટોળી પાછી ફરી અને ભુખ્યાં વરૂઓની પેઠે પેટપૂજા કરવા મંડી ગઇ. એ પૂજા માંહે 'પાત્રી' તરીકે કાંઇ અસંખ્ય જેલીની શીશીઓ, પાંઉંની પેટીઓ, માખણની ઝોટીઓ, સારડીનની ટીનો, ઇંડાના પોલાઓ અને બીજાં મીષ્ટાંનો જોતાંજોતાંમાં ચટણી થઇ ગયાં. પારસીઓએ 'બાહેરગામ-જવું' એટલે ખાધાપીધામાં અટેરૂં, ચાલવાનું અટેરૂં, 'ભીખા ટમ્પાલ' નું અટેરૂં, સાઇકિલંગનું અટેરૂં, રાઇડીંગનું અટેરૂં અને પાસા, પાના, ગેમ્સ વગેરેનું અટેરૂં સમજી લેવું. ઘરે પાછાં ફરવા અગાઉ માંદગી લાગુ પડે, અજીરણ યા બદહજમી થાય, માથું કે છાતી દુખે કીવાં વેર ખેંચાય કે પગ સુજી આવે તો હવાખાવાની જગા ખરાબ, હૉટૅલ ખરાબ, પાણી ખરાબ, રૂતુ ખરાબ, અને ટુંકમાં સઘળું ખરાબ, ખરાબ ને ખરાબજ! જો આમ થાય નહિ તો એવી જગાઓ ઉપર વસતા બાપડા ડૉકટરો પણ ભુખે મરે !

પેટની પૂજા પુરી થતાં નાહીધોઇને પૂજારીઓ સઘળાં દીવાનખાનામાં ભેગાં મળ્યાં જયાં એક મેજ ઉપર મિશિસ કોહિયાર અને પેસુતન કાંઇ વાંચવામાં રોકાયલાં હતાં. પૂજારીઓના આવ્યાથી ઢીંગાણું શરૂ થયું. કેટલાક એકમાર્ગી પેસેન્જરો શેત્રંજ, દામ, બીઝીક વગેરે રમવામાં વખ્ત ગાલવા લાગ્યા. ઢીંગાણી ટોળીએ ખીખીખાખા કરવા અને જેઓ તેઓની સાથે ભેલાતાં ન હતાં તેઓના 'કોરા' કાઢવા માંડયા. તરેહવાર માર્મીક ઇશારાઓ હવામાં ઉડવા લાગ્યા, જે બીજા એકમાર્ગી પેસેન્જરો ભેગા પેસુતન અને રતીની તરફ પણ ફેંકવામાં આવતા હતા. મૂખ્ય તુફાનીઓમાં પીલી ટૉમટૉમ, ફ્રેદુન, પેસુબા વગેરે હતાં. બીજાંઓને થતી ખલલની તેઓને થોડીજ દરકાર

હતી ! તેઓ તો જાણે ખાઇપીઇને 'ન્યુસન્સીસ' તરીકે પોતાને પુરવાર કરવાજ માગતાં હતાં. હૉટૅલ તેઓનેજ માટે છે એમ તેઓ સમજતાં દેખાતાં હતાં.

સઘળાંઓને છોડી બાનુ સુના લોહચુંબક મિસાલ રતી આગળ ઘસડાઇ આવી. સહવારના તેણી ચાંઇ થઇ હતી, છતાં કપાયલા હોથ વટી મિયાંભાઇસહી તેણી ઘી ચાટવા માંગતી હતી.

"વૅલ, મીશીસ કોહીયાર" સુના બોલી. "કાક ઉતારી ? હૅપી તો છેઓ કેની ? સહવારના તો તમે હમારી પાર્ટીમાં 'જોઇન' થયાં નહિ, પણ હું ધારૂંચ કે સાંજના તમે એ 'પ્લેઝર' હમુને આપશો. ચાર વાગતે હમે ભગુરની દુબાશ સૅનૅટૅર્યમ જોવા જવાનાં છઇએ ને પછી સર પી. મેહેતાના બંગલામાં પીકનીક કરી રાતના ડીનરની વખતે હૅાટૅલમાં પાછાં ફરશું."

"જી, તમારી પાર્ટીમાંના કોઇને હું ઓલખતી નથી અને જો તેમ હોતે તોબી હું ચોકસ કારણોને લીધે તમારી પીકનીકમાં 'જોઇન' થઇ શકતે નહિ. હમણાજ મને મી૦ પેસુતન કેહેતા'ના કે તમારા ધણી સીક છે. તેમ હોય તો કદાચ આજે સાંજે પીકનીકમાં જવાનું તમેબી માંડી વાલશો."

"યસ, મીશીસ કોહીયાર, મકુંજે તમારૂં પોતાનું નામ શું ? રતનબાઇ ! તાહરે મકુંજે, રતનબાઇ—આઇ મીન મીશીસ કોહીયાર,—અરે, હુંબી શું બકુંચ,—જુવોની મારા બમનું હમણા હમણા જરા માંદાજ ચાલ્યા કરેચ, પણ હરગીજ થઇને એવણ મને ફરવા મોકલ્યા વગર રેહેતા નથી. એવણ તો બસ એમજ કેહેચ કે તું હવાખાવા આવીચ—કંઇ ઘેરમાં ગોંધઇ રેહવા આવી નથી. એવણ તો હરવાયા કંઇક દહારાના એવાજ છે, તે છતાં એવણ તો કેહેચ કે ઘેરમાં એક માદાં પાપને બદલે બે થાએ તો ઠીક નહિ. તું ફરવા નહિ જશે તો તુંબી માંદી પરશે. કેવું 'ગ્રાન્ડ સેન્ટીમેન્ટ' ! કેવું 'અનસેલફીશ,' પણ તે છતાં મને કોઇ કોઇ વખત લાગેચ, રતનબાઇ, કે હું પોતે જાણે કેટલી 'સેલફીશ' હોઉંની. બચોં ખાધાપીધાના ને ફરવાહરવાના જીવ, તે કાંઇ ઘેરમાં ગોંધાઇબી રેહવાય ? પણ, રતનબાઇ ! કેવું ઑલ્ડ ફૅશન નેમ ! મારે તો મોનેબી નહિ ચલરતું. તમુને જો અરચણ નહિ હોય

તો હું તમુને રતી અથવા રોલી કરી બોલાઉં. મારા બમનુની એક વટલેલ છોકરી ઉતી તેને હમે એમજ બોલાવતાં'તાં. કદાચને તમે તેને વાસ્તે સાંભરીયું હોશે. 'સારી સાતસો ચુવા ખાકે બીલ્લી હજકુ ચલી' તેમ એ છોકરી હવે પસતઇ અસતઇને—અરે—રંડઇને સુધરી ગેઇચ, ને આપરી દીનમાં પાછી આવીચ. ગેઇ કાલેજ મને કોઇએ કેહયું કે એ દુકતી તો લખનોરના કોઇ સધ્ધર બીલ્લુ સાથે ફરીથી પરણી ગેઇચ; પણ,—તમુને શું છે,—રતનબાઇ, તમારો કંઇ જીવ ફરી આયોચ કે? ગરમી તો કંઇ પરતી નથી. આએ પછ-વારેની બારી ઉઘાડું? તમારૂં મોહનું તપી આવેલું દીસેચ."

આ વેળા પણ પેસુતનનું "બીનશોઇ" ડહાપણ રતીની મદદે આવ્યું. તેવણે ઝટ ઉઠી પાસેના એક સ્ટેન્ડપર મુકેલા કુંજામાંથી થોડુંક પાણી એક તંબલરમાં નામી તે રતી આગળ હાજર કીધું જે પી તેણી શાંત થઇ અને બોલી:

"જી, તમે તમારા વરની એક દીકરી વીશે જે બોલોમાં ઇશારો કીધો તે હું નહિ ધારતી કે કોઇપણ સાવકી માતાના બાબમાં પણ લાજમ ગણાય. ગમે તે કરે, પણ તમારા વરની દીકરી તે તમારીજ દીકરી ગણાય. ધણીની આબરૂ તે ધણીઆણીની. એકની લૂટાઇ તો બીજાંની પણ લૂટાએલીજ સમજવી. એ બીચારી રોલી વીશે મેં ઘણું સાંભરીયુંચ, અને તે ખુદ લખનોરના જાણીતા શેહરી મી० ધનજીશાહ ધનાપટેલને મોહનેથીજ. એ બાબતમાં કેટલી સચ્ચાઇ છે તે જાણવાનુ કે શોધી કાઢવાનું કામ મારૂં નથી, પણ મી० ધનજીશાહ તો કેહતા'તા કે સાવકી માયનાં ફેલથી એ બીચારી રોલી ને તેની બેહન વટલી ગીયાં. જ્યારેબી મી० ધનજીશાહ એ વાત કરતા'તા ત્યારે મારી આંખમાં તો આંસુ ભગાઇ આવતાં'તાં. બયું મારૂં દીલ ઘણું નરમ છે. જુવોની, હમણાબી તેમજ થયુંચ. તમે એ તમારી કમનસીબ દીકરીઓની ભૂલપર ઘણી સખ્તાઇથી જોતાં દીસોચ. માણસજાત સદા ભૂલ તો કરતુંજ આયુંચ. કોઇ એક જાતની ભૂલ કરેચ, તો કોઇ બીજી જાતની. જયારે કેટલાંકો વટલી જઇને ઘણી સારી જીંદગી ગુજારેચ, ત્યારે બીજાંઓ નહિ વટલીને ખુદ પોતાના ધરમને અને પોતાની કોમને પોતાની રેહણીકરણીથી ડાઘ લગારેચ. જુવોની, રેવરંડ ધનજીભાઇ, રેવરંડ સોરાબજી, રેવરંડ માણકજી વગેરે વટલી ગીયા, પણ શું પારસી કોમ એમ કહેવાની હિમત કરશે કે

ઘણાક પારસી–જરતોસ્તીઓ કરતાં તેઓ હજાર દરજજે બેહતર આસામીઓ નહિ હતા અથવા છે ? એક માણસ ભુલ કરીને પસતાય અને તેનો જો પશ્ચાતાપ ખરો હોય તો ખુદ ખુદા પોતે તે કબુલ રાખેચ અને જે ઇનસાન તેમ નહિ કરે તે પોતે ખોદાશનાસ કેહેવાએ નહિ અને તે ખુદાને પુગી શકે નહિ. તમારી દીકરી રોલી ખરાં યકીનથી પસતાઇને પોત.ના ધરમમાં પાછી આવીચ તેથી હું તેને વાસ્તે મોટું માન ધરાઉંચ.”

“અને હું પણ તેમજ કરૂંચ.” મી૦ પેસુતને અત્રે જાણે સઘળી વાતથી વાકેફ હોય તેમ અચુક પોતાનું મત જાહેર કીધું, અને આ રીતે તેવણે વળી પાછો રતીને તેણીની મુશ્કેલીમાં હિમત અને ટેકો આપ્યો. વગર માગવે હમેશાં અપાતું મત નીર્જીવ થઇ પડે છે, પણ જરૂરની વખ્તે બિનમાગવે મળેલું મત બહુ કીમતી થઇ પડે છે.

“બાનુ સુના, એ બીચારી રોલી તમારી દીકરી થાયચ તેને મેં કોઇ દહાડો જોઇ નથી, અને તેની સાવકી માય અને બાપ સાથે હું એકજ છાપરાં હેઠલ આવી વસશ એમ મેં સપનેબી જાણ્યું હતું નહિ. બેઅદબી માફ છે, એકબાર્ગી હું એ બીચારી તમારી કમનસીબ છોકરી સાથે જગા ફેરબદલ કરૂં, પણ તમારી સાથે તેમ કરવાને તો હું ખચીતજ ના પાડું.” રતી બોલી.

“હું તમારાં મતને બોલેબોલ મળતો થાઉંચ.” પેસુતનબહાદુરે મર્દાનગીથી ઝરબ લગાવ્યો. “કેવું અજબ જેવું છે કે તમારૂં ને આય બાઇનું બેટીનું નામ એકસરખું છે, અને તે નામ ખુદ એવણનેજ નાપસંદ છે ! હેરફેરની તો દુનિયાંજ છે, ખરૂં કેની, બાનુ સુના ? ટેસ્ટ અજબ ચીજ છે. કોઇને સપરચંદ ખાવાનો શોખ હોયચ, તો કોઇને કચુંબર વગર ચાલતું નથી. એ તો કોથેકોથેના વીચાર, બાઇસાહેબ.”

મિશિસ કોહિયાર સાથની વાતચીતથી બાનુ સુનાનો મીજાજ લગાર બરખેલાફ થયો હતો, પણ કોઇ દીવસ નહિ ને આજેજ ખુદ એજ વાતચીતે કોહેલાં કોહરાંને ગુફતેગુમાં ઉતારેલા હોવાથી બાનુ સુનાએ મગરૂરીનો ને છુટકારાનો શ્વાસ ખેંચ્યો, કારણ એ વાતચીતથી તેણીએ ગોયા પોતાના બીજા હમશરીકો ઉપર ફતેહ મેળવી હતી.

"જ્યારે તમે બહાર જવોય, બાનુ સુના, તાહરે તમારા બહમનશાહ તો એકલા પરતા હોશે. તેવણુનો ટાઇમ કેમ પાસ થાયચ ?" રતીએ હવે વાત થંડી પાડી.

"તેવણુની આગળ એક ટ્રેન્ડ નર્સ છે ને તે એવણુ આગલ કંઇ કંઇ વાંચેચ."

"નર્સ તે નર્સજ. એક વખતે હું 'સીરયસલી ઇલ' ઉતી તાહરે મારી પાસેબી બાહરગામમાં એક નર્સ રાખી'તી. જ્યારેબી હું તેને વાંચવા કેહતી તાહરે તે ડાકણુ ગરાંના ખખનાતનું બાહનુ કાહરી તેમ કરવાના સદંતર અખારા કરતી. તમુને જો કંઇ અરચન નહિ હોય, બાનુ સુના, તો હું મી૦ બહમનશાહને જોવા આજે બપોરે જાઉં ? મી૦ પેસુતન મને ઇનટ્રોડયુસ કરશે." આમ કેહતાં તેણીએ તે ધણી તરફ જોયું.

"બાખુશી." પેસુતને પોતાની બરફ જેવી સુફેદ દાઢી પસવારતાં શર નમાવ્યું.

"તમે બેલાશક જજો. હું પોતે તમુને ઇનટ્રોડયુસ કરવા આવતે, પણ આજે મારા ફ્રેન્ડ મી૦ રતન સાથે ચેસની એક ગેમમાં ઉતરવાની મેં એને પ્રોમીસ આપીચ તે માહરેથી તોરી શકાય તેમ નથી. જોકે તમારા ને મારા વીચાર ઘણી બાબદમાં મલતા થતા નથી. મીશીસ કોહિયાર, તોબી હું ધારૂંચ કે રફતેરફતે આપરે બે ગુડ ફ્રેન્ડસ થઇશું. ચાલો ટટા, પેલો રાસકલ રતન તાંહ ઉભો ઉભો ટગરટગર મારી વાત જુવેચ. એ ઘણો જૉલી છે ને હસતાંહસતાં કલેજા ઉછલાવી નાખેચ."

"એ તો બા ન્યુમોન્યા થવાનો સોદો. તાહરે તો હું એવણુથી દુર રહેવામાંજ સલામતી સમજું." પેસુતને કહયું, અને એ બોલો સાંભળી નફ્ત બાનુ સુના ત્યાંથી હસતીહસતી ચાલી ગઇ.



# પ્રકરણ ૭૬ મું.

## પિતાપુત્રીનો મેલાપ—ભાડુતી બાવજત વિરૂધ્ધ ઘરગતુ બાવજત.

"અરે શું માનવનો અભીમાન-પલકમાં ટળી જશે રે,
ખરે જેમ પીંપલ ઉપર પાન-પલકમાં ખરી જશે રે;
પલકમાં ખરી જશે રે-માટીમાં મલી જશે રે."

બપોરનું ખાણું ખાધા પછી અધીરી બનેલી રતી મી૦ પેસુતનને લીધા વગર એકલીજ મી૦ બહમનશાહના ઓરડા આગળ આવી પોંહચી. તેણીએ ટકોરા મારવાથી નર્સે માંહેથી બારણું ઉંઘાડયું. બહમનશાહ શેઠ બેધ્યાનપણે એક સોફા ઉપર પડેલા હતા. નર્સના પુછવાથી રતીએ જવાબ વાલ્યો. "મને મીશીસ બહમનશાહે અહીંયાં મોકલીચ. તેવણ કેહેચ કે મારે ગમે ત્યારે અહીંયાં આવવું અને મી૦ બહમનશાહનું મન રીઝવવું. હું એવણ સાથે વાત કરૂંચ તેટલાં તમે તમારા ઓરડામાં જઈને 'રેસ્ટ' લેવો." આ તો જેવું દર્દીને જોઈતું હતું તેવુંજ વૈદે ફરમાવ્યું, અને નર્સ ત્યાંથી સટકી ગઈ. પોતાના બાપની હાલત જોઈ રતીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. બને તેટલો વખ્ત તેણી હજી મિશિસ કોહિયાર તરીકેજ ચાલુ રહેવા ઇચ્છતી હતી. બહમનશાહ શેઠ પોતાનાં બેધ્યાનપણાને લીધે અને તેણીમાં થયલા ફેરફારને લીધે તેણીને ઓળખી શકયા નહિ. હાલ વળી તેવણનું મગજ ભમતું હતું તે છતાં તેણીને જોઈને તેવણના ચેહરા ઉપર વગર ઓળખવેજ કાંઈક ખુશાલીની લાગણી પંથરાઈ અને તેવણ બડબડયા. "તમે કોણ છેઓ? ને અહિંયાં શું માગોચ? મારી આગલ આવવાનો કોઈનેબી હોકમ નથી. તમે જોતાં નહિ, બહાર પાટયું મારેલું છે તે—'વગર રજાએ કોઈએ અંદર દાખલ થવું નહિ.'—પેલી મારી લેડી સુપીરયર સુના જોશે તો તમુને ભારી પરશે."

"જી, હું આએ હૉટેલની એક ઉતારૂં છેઉં. મારૂં નામ મિશિસ કોહિયાર છે. તમારાં ધણીઆણીએ મને અહીંયાં મોકલાવીચ." રતીએ

કેહયું, અને તેજ વેળા તેણીએ પોતાનો એક નરમ મુવાલો હાથ બહમનશાહ શેઠનાં કપાળ ઉપર માયાથી મેલ્યો અને પોતાના બીજા હાથમાં તેવણનો તવાયલો હાથ લીધો.

"તમે કોઇ નર્સ હોશો? તમારો પગાર શું કેરંવોચ?" બહમનશાહ શેઠે પુછ્યું.

"નહિજી, હું કંઇ નર્સ નથી. હું તો મારી મરજીથી તમુને જોવા આવીચ."

"ઓ, તાહરે તો ઘણું સારૂં! હું તો જાણું કે તમેબી નર્સ હોશો. એવી ભારૂતી કંપનીથી હૂં તો હવે બેજાર થયોચ! વૉશીંગ કુંપની, કલોથીંગ કુંપની, ઇનશ્યુરંસ કુંપની, મેંગેનીઝ કુંપની, તફરામચીમ કુંપની, હાઉદ્દાસ કુંપની અને હવે રહીસહી નર્સ કુંપનીબી મેં કહારી;—કેમ તમુને એ કુંપની ગમેચ કેની? તમે તેમાં જોઇન થશો કેની? પેલા નાપાક શેતાન રતનને એમાં આપરે દાખલ કરશું નહિ. એ એહરેમન તો મારી બઇરીનેબી ગરી ગીયોચ તેમ આખી ને આખી નર્સોનેબી ગરી જશે. બધી અરજીઓ આપરે આપરી પાસે રાખશું. આજથી તમે મારાં ચીફ સેક્રેટરિ, ટ્રેઝરર ને એજંટ છેઓ."

"પપા——અરે, મી૦ બહમનશાહ, જા બા, એવું ફાટુંફાટું શું બકોચ? મેં તમુને હમણાજ કેહયું કે હું કંઇ નર્સ નથી. હું તો તમારૂં મન રીઝવવા અહીંયાં આવીચ."

"ઓ ડીયર આઇ સી! એમ છે? એક માણસ બીછાને પર્યો હોય, ને તેની સારવારનો બધો આધાર ફુટયાં ઉપર આવીને અટકયો હોય, તેની જીંદગીની દોરી ભાડુતી નર્સોના હાથમાં સોંપાઇ હોય, ત્યારે તેને કેવી લાગણી થતી હોશે તે તો તમે સમજતાં હોશો. મારાં દીલમાં શું થાયચ તેનો જાણનાર તે પાક પરવરદેગાર છે. તે હવે મને જલદીથી બોલાવી લે તો હું આબરૂમાં જાઉં." આમ કહી બહમનશાહ શેઠ બેઅખત્યાર રડી પડયા. આ રડવાથી તેવણના ઉકલેલા જીવને કાંઇક શાંતિ થઇ અને તેવણનું ભમતું મગજ ઠેકાણે આવ્યું, પણ હજી તેવણ રતીને ઓળખી શકયા નહિ. તેણીની આંખમાં વલતાં આંજું જોઇ તેવણ બોલ્યા. "તમેબી મારી માફક રરોચ. શું તમેબી મારા જેવાંજ અભાગ્યાં છેઓ? તમે

મારી દીકરી રતીને કેવાં મલતાં આવેચ. આજે એ મારી દીકરી મારી આગલ હોતે તો મને કેટલો સધ્યારો મલતે; પણ એ બીચારીનો વાંક શું? મેંજ કમબખ્તે એને મારી આગલથી દુર કીધી. બહેશ્ત દોજખ બધું અહીંયાંજ છે હાથનાં કીધાં હમણા મને હૈડે લાગેચ."

શું જવાબ આપવો તે સુજ નહિ પડયાથી બીચારી રતીએ બહમનશાહ શેઠને સવાલ કીધો. "હું તમારી આગલ કંઇ વાંચું? તમુને તે ગમશે?"

"ખરેખર! મહારી આગલ વાંચવાના મહારી બૈરીએ તમુને કેટલા પૈસા આપવા કહ્યાચ? પણ તમે એટલાં દલગીર કાંય દીસોચ? શું તમારાં મરનાનીબી કંઇ વાત જોયચ કે?"

"જા બા, પપા, એમ ના બોલો." રતીએ જવાબ આપ્યો.

"તમે શું મારાં ધણીઆણીને ઓરખોચ? તેવણ તમુને ગમેચ?"

"જી, હા, હું ઓરખુંચ. તેવણ ઘણાં સોહામણાં ને ચાલાક છે." રતીએ ગમવાનો સવાલ હવામાં ઉરાડયો.

"શું તેવણ સોહામણાં છે? હા—ખચીત છે. જેટલી સોહામણી તેટલીજ હૈયાંફુટી. ડીયર મા, જેવી એ મને હમણા દીસેચ તેવી પેહલાં કેમ નહિ દીસી? મારી આંખ શું મેં તે વખતે ગીરવી મુકીતી? પણ, તમે હવરે મને 'પપા' કરી બોલાવ્યો તે શા ઉપરથી?"

"જુવો, મી૦ બહમનશાહ, તમે હમણાજ મને કહ્યું કે હું તમારી દીકરી રતી જેવી દેખાવુંચ, તેથી તમુને ખુશી કરના હું 'પપા' કરી બોલી. ચાલો, હવે તમારી આગલ હું શું વાંચું?"

"દીકરી, મને જે ગમેચ તે મારી આગલ કોઇ વાંચતું નથી. રૂસ્તમ પેહલવાન સફેદ દેવને વાસ્તે કેહતો'તો તેમ એ લોકને હું કેહુંચ કે મને પહાડપર નાખો તાહરે એ લોકો મને દરિયામાં નાખેચ ને દરિયામાં નાખવા કેહુંચ તાહરે મને પહાડપર નાખેચ. હું તો તુંને કેહવશ કે મહારી આગલ ફલાણું વાંચ; પણ તે તુને વાંચવા ગમશેજ કેમ?"

"ચાલો, બાવાજી, આપરે શરત બકયે. તમે મને ટ્રાઇ કરો—જુવો કોણ જીતેચ. કેમ છે કબુલ?"

"ચાલ, તાહરે દીકરી, આએ 'જામે'ના સાતમા સફાપર શેર બજારની ખબર, રૂના ભાવ, કાપડના ભાવ;—પાંચમા સફાપર વિલાયતના તાર;—બીજે ઠેકાણે હુંડીના ભાવ હુંડીયામણ વગેરે આવેચ તે વાંચ. પેલી ટુંકી જાહેરખબરપરબી જરા નજર દોરાવજે, ને છે તે કરીને પેલી કંઇ ધુરલીપરાંની, અરે! શાહદી રામશનીની, કૉલમબી એ લોકોએ કાહરીચની તેબી વાંચજે; ને 'ધી પારસી'ની 'પુછપરછ કૉલમ' પર પુરો મુકતી ના. છુટાછેડાનો કંઇ મુકદમો હોય તેબી વાંચજે. એક બોલબી છોરી દેતી ના. પેલી મારી બઇરી થતીની કાની ને પેલી નાપાક નર્સની કાની તુંબી મને દગતી ના."

આ ઉપરથી રતીને કાંઇક હસવું આવ્યું. તેણીની માયાભરેલી વર્તણુકથી અને સ્નેહથી આ બુઢાં બચ્ચાંને તેણીએ સેહજમાં રમાડી લીધું. ચોથી બૈરી કરતાં, પગારદાર નર્સ કરતાં, આ પેટની પુત્રી નર્સ બહમનશાહ શેઠને કારગત લાગી. રતીનું વાંચન કાંઇક શાતિથી તેવણે સાંભળ્યું. વાંચ્યા પછી તેણીએ ઉઠીને બહમનશાહ શેઠને કાંજી પાઇ તેવણનાં મોંહ ઉપર પાણીનો હાથ ફેરવ્યો અને તેવણના હોથો નરમ રૂમાલથી લુછ્યા. પેસુતન દસ્તુર જેઓ કે'વારના ઓરડામાં ધીમે પગલે દાખલ થઇ ચુકયા હતા તેઓ દુર ઉભા રહી આ સઘળું ગુપચુપ જોયા કરતા હતા. બહમનશાહ શેઠ વાંચન સાંભળતા જ્યારે હાકયા ત્યારે ઉત્તર હિંદુસ્તાનની પોતાની મુસાફરીનું કેટલુંક રસીલું બ્યાન રતીએ તેવણ આગળ કર્યું, અને પછી તેણી જવા ઉઠી. બે ત્રણ કલાકના આ અરસામાં બહમનશાહ શેઠમાં ચમત્કારીક ફેરફાર થઇ ગયો. "તમે જાવોચ કે?" તેવણ બોલ્યા. "તમે કેહોચ તેમ તમારૂં નામબી 'રતનબાઇ' છે તેમાંથી 'બાઇ' કાહરી નાખો તો સારૂં, કારણ તમે ખરેજ એક બેમુળ 'રતન' છેઓ; પણ મને સાચું કેહવોની આ મહારી સારવાર કરવાના તમુને કેટલા પૈસા મલવાના છે?"

"કંઇબી નહિ, બહમનશાહ શેઠ, તે બાબદમાં હું તમુને ખાતરી આપુંચ, ને મહારો બોલ તો તમે ખરેજ માનશો." એકાએક લાંબી દાઢીવાળા એક ગંભિર ગૃહસ્થે આગળ નિકળી આવી આ ગવાહી પુરી. આ ગૃહસ્થ કોઇજ નહિ પણ પેસુતન દસ્તુર હતા. "બેઅદબી માફ છે, પણ હું ત્યારનો અહીંયાં આયોચ અને આએ નેકજાદ બાનુ જે

પાકીજેહ ફરજ અદા કરતાં હતાં તેમાં હરકત નહિ થાય કરી થોડોક વાર મેં ખામોશી અખત્યાર કીધી'તી. 'વખ્તસરની ખામોશી,' શાયર કેહી ગીયોચ તેમ, 'કવખ્તના હજાર પતપતારાથી બેહતર છે.' ચાલો, બેહન રતનબાઇ, હવે તો મેં તમારૂં નામ જાણ્યુંચ. હવે તમે સુખેથી જરા આસાયશ લેવા સીધારો. બાવાજી આગલ—અરે, મી૰ બહમનશાહ આગલ—હું હમણા બેસુંચ."

પોતાનાં આ ભાષણમાં રતીને લાગ્યું કે 'બાવાજી' શબ્દ પેસુતન દસ્તુરે કાંઇ અર્થસુચક રીતે વાપર્યો હતો. તેણીને વધુ લાગ્યું કે આ ફીરેસ્તાઇ ખસલતનો ગંભિર પુરૂપ મબાદા તેણીની સઘળી હકીકતથી વાકેફ હોય, છતાં તે છુપાવતો હોય. ખરેખર તો તેમજ હતું, પણ એ વાકેફગારીનો સઘળો ભેદ આ ગંભિર પુરૂપને બે ત્રણ કલાક ઉપર મુંબઇથી મળેલા એક કાગળમાં સમાયલો હતો; જે કાગળ વાંચનારની જાણ માટે આવતાં પ્રકરણમાં ખુલ્લો કીધો છે.

---

## પ્રકરણ ૭૭ મું.

### વિદ્વાન માસ્ટરનો ફીલસુફ ભાઇ—દસ્તુરી દાનેશમંદીના ઉમદા ગવહેર.

"જે નેકીને સંભાલે—અહુરના નિયમપર ચાલે;
બહુ સવાબી કામ કરે—તેને તે બદલો વાળે."

**તાલેવંત મિનાર,**

નેપ્યન સી રોડ,

મુંબઇ, તા૰————

**મારા પિતાસમાન વહાલા કાકાજી,**

"તમારાં ગઇ કાલે મળેલાં કાગજ ઉપરથી હું તથા તેહમુરસ્પ જાણીને ઘણાંજ ખુશી છઇએ કે તમો હાલ કરાંચીથી મુંબઇ પાછા ફર્યા છો, અને દેવલાલી રહેલા છો. બામુદતે પાછા ફર્યા પછી તમારાં બેશીઓને મલવા

વગર તમો અત્રે ઉતરતાં વાર દેવલાલી ચાલ્યા ગયા તે માટે અમે તમુને ઠપકો આપશું, એમ ધારવામાં તમારી ભૂલ છે. તમારાં હૉટેલમાં રહેતા બહમનશાહ બખ્તાવર તે અમારા વેહવાઇ છે, એ તમે બે ત્રણ દીવસ ઉપરજ જાણ્યું તે સાંભળી અમે ઘણાં હેરત છઇએ. એ બીચારાની હાલત વીશે તમે લખોચ તે વાંચી અમે ખચીત દીલગીર છઇએ.

"હા—તમારી તર્ક ખરી છે. એ મીશીસ કોહીયાર મી૦ બહમનશાહની બેટી રતનબાઇ છે. અમારાં વેહવાણ બાનુ સુના રતનબાઇને પોતાના બાપની સારવાર કરતાં અટકાવે કરી એ બીચારી હમણા તેવણુની દીકરી તરીકે જાહેર થવા માગતી નથી. અમારાં બચ્ચાંઓ ગુસી, મેરી, જહાંગીર, દીતુ સઘળાં હાલ પૅરિસમાં છે. ગુસીનો છેલ્લો કાગળ, જેમાં તમને વહાલથી યાદ કીધા છે, તે તમોને વાંચવા આય સાથ બીડું છું. આવતી ૧ લી તારીખે રતીના વર એરચને લઇ અમો સઘળાં તમો તરફ આવીશું.

"મહારા તેહમુરસ્પ કેહેચ કે તમારી ને એરચની રાસ ઠીક આવશે. રતીનો પ્લાન કેમ પાર પડેચ તે ફુરસદે લખજો.

અમારી ઘણી ઘણી દુવા બંદગી સાથે,

તમારી વહાલી ભત્રીજી,

**ગુલચેહર તેહમુરસ્પ તાલેવંત."**

ગુલચેહરના કાકા મી૦ પેસુતન ઘણાં વર્ષ થયાં કરાંચીમાં વસતા હતા; જયંના પારસી બીરાદરોએ તેવણુની અકલ હુશિયારી, પાકી-જગી, ગંભિરતા, દેખાવ વગેરે ઉપરથી તેવણુને દસ્તુરનો એલકાબ આપ્યો હતો, જે એલકાબ જોકે તેવણુની 'માસ્ટર' અટકને મળતો આવતો હતો, છતાં વધુ માનપૂર્વક અને બંધબેસતો હતો. ઘણાં વર્ષ મુંબઇથી દુર રહ્યા છતાં અત્રે બનતા સઘળા બનાવોથી તેવણ પુરતા વાકેફ હતા. પોતાના ભાઇ મરનાર મી૦ મેહલ્લાશાહ માસ્ટરની માફક તેવણ એક અથંગ અભ્યાસી હતા. પોતાના દસ્તુરના એલકાબમાં અને પોતાની સુફેદ બરફ જેવી દાઢીમાં તેવણ મોતેબરી અને મરતબો સમજતા હતા. દસ્તુરના એલકાબ ઉપર એક અથોરનાનનેજ હક છે અને બેહદીનને હોતો નથી એમ માનવાને તેઓ સાફ ના પાડતા. અવસ્તામાં એવું કાંઇ છેજ નહિ એમ તેઓ સમજાવતા. તેઓ કેહતા કે અવસ્તાના

અભ્યાસ ઉપરથી કોઇપણ કહી શકે કે તેનું ભણતર કાંઇ એકલા અથોરનાનનેજ માટે નથી. જાહેર આફ્રીનગાનમાં નામગરનની ટીપ બેઅખત્યારપણે વધાર્યા જવાનાં અટેરાંને તેઓ હેમાકતનું નામ આપતા. પારસી બેહેંકેલાં વાજાંને તેઓ નાપસંદ કરતા. દોસ્તોનો તરીકો તેઓ સારી રવેશે પીછાનતા અને ઉતાવળે દોસ્તીનો ગાંઠ બાંધી ઝડપે તેને ઢીલો કરવાને તેઓ ધીક્કારતા. 'તનદરોસ્તી' ને આદમજાતને એનાયત કીધેલા હકતાલા તરફનાં એક "ત્રસ્ટ" તરીકે માની લઇ તેઓ તેની જાળવણી કરતા. તેવણ પચીશ વર્ષની ભરજવાન વયે વેપાર અર્થે કરાંચી ગયા હતા. ત્રીશ વર્ષની ઉમરે તેવણ એક ગરીબ પણ આબરૂદાર કુટુંબની અતિ રૂપાલી સુંદરી સાથે શાહદીના ગાંઠથી જોડાયા હતા. આ સુંદરીનું નામ ગુલબાનુ હતું, જેને કરાંચીમાં સઘળાંઓ 'ગુલેગુલાબ' કરી બોલાવતાં. બે વર્ષના ટુંક અરસામાં પોતાનાંજ જેવાં એક ગુલાબ બચ્ચાંને જન્મ આપી આ ગુલેગુલાબ પેલી જેહાનની ગુલાબી વાડીમાં સુવાવડની તાવથી કુચ કરી ગઇ. જન્મ, લગ્ન અને મરણ એક વારજ આવે છે એવું માનનારાઓમાં પેસુતન એક હતા. આજે તેવણની ઉમર ૬૫) વર્ષની છે, છતાં તેવણ બીજીવાર પરણ્યા નથી. દસ્તુર પેસુતન કરાંચીના એક જુના જમાનાના શેઠિયા હતા, તોપણ તેવણ નવા અને જુના જમાનાને એકબીજાં સાથ જોડનારાં વળાં જેવા હતા. તેમને જેમ જુના જમાનાના લોકોનું ઘણું નાપસંદ હતું તેમ કેટલુંક પસંદ પણ હતું. તેઓ લગભગ નવા જમાનાના હતા. તોપણ નવી પ્રજાનાં કેટલાંક કામ તેમને રૂચતાં હતાં નહિ. તેઓ આજના ઇંગ્રેજોની નકલ કરનારા પારસીઓની કાળા રંગથી શોક બતાવવાની રીતનો તુચ્છકાર કરનારા હતા. કકડતી થંડીમાં પણ તેઓ સદા સુફેદ લેબાશ સજતા અને માથે સુફેદ શ્યાલનો ફેંતો બાંધતા. કરાંચીના પારસીઓને મરણ પાછળ કાળી બોર્ડરનાં કાગળો ને એન્વેલપો વાપરતાં તેઓ સદા અટકાવતા, અને પોતાની બેટીને કદીપણ કાળી સાડી પેહરવા દેતા નહિ. તેઓ કેહતા કે સુફેદી જેમ પવિત્રાઇની નિશાની છે, તેમ સુફેદી ખુશી અને ગમી એ બન્નેની એકસરખી નિશાની છે. ઉંચ વર્ણના જુદદીનોને જરતોસ્તી દીનમાં લેવાની હિમાયત તેઓ કરતા, એટલુંજ નહિ પણ જુદદીન સાથનાં પારસી લગ્નની પણ તેઓ તરફદારી કરતા. મીઠ

પેસુતન વળી મરનારની લાશને સેજદો કરવાનું કબુલ રાખતા ન હતા, અને તે પ્રમાણે પોતાનાં વીલમાં ફરમાવી ગયા હતા. આજે લાશને પગે પડવામાં મજલસિઓનો ઘણો વખ્ત બરબાદ જાય છે, અને જેઓ ડુંગરવાડી સુધી લાશને અવલમંજલ પુગાડવા જનાર હોય તેઓ વટીક સેજદો કરવા જાય છે તે સામે મી૦ પેસુતનને ભારે અણગમો હતો. દીનની રાહે તેઓ કેહેતા કે સેજદો, એટલે સલામ એક સુવેલી લાશને કરવામાં કોઇબી જરતોસ્તી વાજબી ગણાય નહિ, કારણકે શરીરમાંથી જાન ગયો કે લાશ કોહવા માંડે છે, અને તેવી બીગડતી લાશને નમન કરવું એ ધર્મથી ઉલટું છે. આ એક ફીલસુફીની બાબત છે જેનીપર નુકતેચીની કરવા જેટલી બારીકબીન કલમ આ લખનારની નથી.

આવી રીતના આપણા આ બેહદીન દસ્તુર પેસુતન હતા. જેમ ડૉ૦ તેહમુરસ્પમાં તેમજ તેઓમાં ઉપર દર્શાવેલા વિચારો પહેલાના મરનાર સસરા અને બીજાના મરનાર ભાઇ તે મી૦ મેહલ્લાશાહ માસ્ટર વઉપરથી ઉતરી આવેલા હતા. તે મરનાર પ્રતિબીંબોના અબે ઝવાહીરો વિચાર અને ફીલસુફીની બાબતમાં એકમેકના પ્રતિઉત્તર હતા. બેહદીના દસ્તુર ડૉ૦ તેહમુરસ્પના વિચારો તે ગોયા બેહદીન દસ્તુર પેસુતનના વિચારોનો પડઘા હતો. તફાવત માત્ર એટલોજ હતો કે મી૦ પેસુતન ડૉ૦ તેહમુરસ્પના જેવા એક સુભાષીત વકતા હતા નહિ. તેઓ ઘણે દરજ્જે વધુ ગંભિર અને બહુજ થોડું બોલનારા હતા. ચુપચુપ બેસી બીજાઓની ચાલચલણ અને રેહણીકરણીનું ટોલમાપ બીજાઓના જાણ્યા વીના તેઓ કરી લેતા. અજબ જેવી વાત એ હતી કે જ્યારે ડૉ૦ તેહમુરસ્પના કીમતી ગવાહીરો જર્મન અને અમેરિકન વિદ્વાનોની તાલીમનું પરિણામ હતા, ત્યારે પેસુતન દસ્તુર એક ઓછા ઝળકટા મુલકના વધુ પુરાણા રહીશ હોવા છતાં, અને વિલાયત, અમેરિકા કે જર્મની ન ગયલા હોવા છતાં, જરતોસ્તી ધર્મજ્ઞાનમાં લગભગ ડૉ૦ તેહમુરસ્પના જેટલા ખબરદાર હતા. દેવલાલીની બોર્ડીંગ સ્કૂલના બુઝર્ગ પ્રિનસિપલ દસ્તુર પેસુતનની મુલાકાતથી બહુ ખુશ થતા, અને પોતાની સ્કુલના ચેલાઓને બોધ દેવાને તેઓને આગ્રહ કરતા. ડૉ૦ તેહમુરસ્પ જ્યારે દેવલાલી પધારે ત્યારે આ બન્ને જોધ્ધાઓનાં ભેજાંના ભેગાં બળથી કેટલીક ઉત્તમ મનની મેજબાનીનો સુફરો તેઓના ચેલા આગળ બીછાવવાનો પ્રિનસિપલ ઇરાદો રાખતા હતા.

# પ્રકરણ ૭૮ મું.

## ખોહવાયલું રતન પાછું જડે છે—રગડોલાયાથી શું તેનો ઝળકાટ ઝાંખો પડયો છે?

"નિયમ ખુદાનો જાળવી, કરે સવાબી કામ;
તે પામે દાદારથી, સર્વ સુખોનું ધામ"

જે દિવસે રતીએ તેણીના બાપની મુલાકાત લીધી તે દિવસે રાત્રે હૉટૅલની સામાન્ય ટેબલ ઉપર તેણી જમવા જતી હતી ત્યારે બારણાંમાં તેણીને બાનુ સુના મળી.

"તમે મી૰ બહમનશાહ આગલ જઇ આયાં તે મેં જાણ્યું; તે વાસ્તે તમારો ઘણો ઉપકાર થયોચ, મીશીસ કોહીયાર" તેણી બોલી. "હું આશા રાખુંચ કે તમુને કંટાલો આયો હોશે નહિ. બહમનશાહ હમણા હમણા એવા તો ચીરડઉ થઇ ગીયાચ કે એવણને કોઇનીબી ગંધ શોવાતી નથી, તે છતાં એવણ તમારી વીઝીટથી ઘણા ખુશી થયલા દીસતા'તા. ભગુરમાં હમે લોકોએ ખુબ ધુમ મચાવી! બલાઇન્ડ મેન્સ બફ્રમાં રતને ચાર વખત મનેજ પકરી પારી. ફ્રેદુન કહેતો'તો કે એને પોતાની આંખપરનો પાટો જરા સેરવેલો ઉતો, પણ તે વાત હું માનતી નથી. તમે આજે હમારી સાથે 'જોઇન' થયાં નહિ તેથી હમે બધાં ઘણાં દલગીર થયાં. કાલે હમે પાછાં તાંહજ જવાનાં છીયે તાહરે હું ધારૂંચ કે તમે આવશો. અહીંયાં રહીને પેલાં કોહેલાં કોહરાંનો કવરો મુરબ્બો ખાયા કરવામાં તમુને શું મજાહ મલેચ?"

"એ કવરા મુરબ્બા કરતાં ગોલ ગોલ દાઢીનો માવાદાર હલવો ઘણી ખરાબી કરેચ તે તમે જાણતાં નહિ હોવાં જોઇએ, બાનુ સુના, નહિ તો તમે એમ બોલોજ નહિ."

બન્ને બાનુઓ આ જવાબથી ચમકી. પાછલ ફરી જોતાં તેઓએ પેસુતનને થંડેપેટે ઉંબરમાં ઉભેલા જોયા. ચાંઇ પડેલી બાનુ સુના એક બોલ પણ બોલ્યા વગર ટેબલ ઉપર સટકી ગઇ, જેની પછવાડે મી૰

પેસુતન પણ રતી સાથે ગયા. આ પછીનાં એક અઠવાડિયાં સુધી રતી અને મી૰ પેસુતન રોજ બહમનશાહ શેઠની મુલાકાતે જતાં. સાદી સમજવાળું કોઇપણ આસામી કહી શકે કે તેવણના દહાડા ભરાઇ ચુકયા હતા. માત્ર બાનુ સુનાજ આ જોઇ કે સમજી શકતી હતી નહિ અથવા તેમ કરવાની કોશેશ કરતી હતી નહિ. તેણીનો સઘળો વખ્ત 'ઢીંગાણાં કંપની'ને તેણીએ અર્પણ કર્યો હતો. દેવલાલીની આબોહવાએ તેણીનાં માથાંમાંથી માયા અને ફર્જની સઘળી લાગણીઓને હાંકી કહાડી હતી, અને જે ખાસ કારણ માટે તેણી દેવલાલી આવી હતી તે કારણ તેણીનાં મનમાંથી સદંતર ભુસાઇ ગયું હતું. જે થંડી બેપરવાઇથી અને સેહલાઇથી બાનુ સુના જેવી સ્ત્રીઓ આવી વખ્તે પોતાની ફર્જનો બોજો પારકે શીર સેરવી દે છે તે હસવા કરતાં ગુસ્સો વધારે ઉત્પન્ન કરે છે. જે વખ્ત વિશે આપણે આ લખિયે છિયે તે વખ્તે આ હવાખાવાનાં સ્થળ ઉપરનાં બીજાં હૉટેલો અને મથકોમાં નજર કરવાની જો આપણને તક મળી હોત તો બાનુ સુના જેવાં સ્ત્રી-પુરૂષો આપણને અનેક મળી આવત. ઠેકાણે ઠેકાણે જેમ ફુલપાનનાં, ખોરાકીની જીનસોનાં, ઘોડાનાં, કુતરાનાં પ્રદર્શનો ભરવામાં આવે છે તેમ દેવલાલી, માથેરાન, મહાબળેશ્વર કે લેનોલીમાં આવેલા દર્દીઓનું અને તેઓનાં માવજત કરનારાંઓનું એકાદ જાહેર પ્રદર્શન જો ભરવામાં આવે તો તે માંહેથી બહુ જાણવાનું અને શીખવાનું આપણને મળી આવે. આવાં એક પ્રદર્શનનો હેવાલ ખરેજ બહુ રસીલો થાય, પણ મનુષ્ય-જાતીની તવારીખના સફાઓને તે જેબ તો આપેજ નહિ. આમ છતાં આવો એક હેવાલ સામાન્ય લોકોની નજર આગળથી એક રંગીન સીનરી દુર કરી ખ્યાલી વિચારો ઉપર સચ્ચાઇને સરસાઇ આપે, ખરી બેદરકારીને આપણી નજર આગળ તે હેવાલ ઉઘાડો પાડી શકે. આપણે પારસીઓ કાંઇ ખોદાતાલાના દીકરા હોવાનો દાવો કરતા નથી. આપણે કાંઇ ગીલ્ટના પુઠાંમાં બાંધેલી કવિતાઇ દુનિયાંમાં વસતા નથી. બીજાં લોકોની માફક આપણે પણ સાદાં પુઠાંમાં બાંધેલી અને જાડાં પાનાપર છાપેલી ગદ્ય દુનિયામાં વસ્યે છીયે, માટે ઉપર કહેલી બદીમાંથી જો આપણો ટોળો નીરાળો નહિ હોય તો તે બીજી કોમોના કરતાં કાંઇ બદતર ઠરતો નથી. સવાલ તો માત્ર હદ ઓળંગી જવાનોજ છે, અને તેમ નહિ થાય તેની કશીપણ સાબેતી આપણી પાસ નથી.

રતી 'ફ્રસી' હતી નહિ. બહેમનશાહ શેઠ જેવા એક બીમાર તેણીના આવવાની રોજ એક્ષીટગરે વાત જુવે તેમાં અજબ થવા જેવું કાંઇ નથી. હવે તેવણની ખાતરી થઇ હતી કે તેવણની માવજત કરવાને વાસ્તે રતીને કાંઇ પૈસા મળતા હતા નહિ. કોઇ કોઇ વખ્તે રતી આગળ તેવણ બાનુ સુના વિશે બખાળા કાઢતા હતા. તેવણ કેહતા કે છેલ્લાં છેલ્લાં તેણીએ તેવણ ઉપર ઘણા હાંદેસા ને વાખા પાડવા માંડયા હતા; બે ત્રણ વખ્ત તેઓ ઉપર હાથચાલાકી પણ કરી હતી. આજે જ્યારે રતી જવા ઉઠી ત્યારે બહમનશાહે તેણીને હાથ ઝાલીને બેસાડી. "બેસ દીકરી, હું તુંને કંઇ પુછવા માગુંચ, પણ તેમ કરવાની મારી હીંમત થતી નથી; જોકે હું જાણુંચ કે તું કંઇ મને હસી કાહરે કે મહારી મજાક કરે તેવી નથી. હું જોઇ શકુંચ કે મહારાં કરતાં તું વધારે શ્યાણી, શીખેલી ને કલેવર છે ને જે સવાલ હું તુંને પુછવા માગુંચ તેનો ખરો જવાબ તું મને આપશે. પેસુતનને એ સવાલ પુછવા મારૂં દીલ ચાલતું નથી. બાનુ સુના વટીક કહેચ, રતી, કે તું ઘણી કલેવર છે, ને તહારા જેવી એક કલેવર ઓરતજ આય ધામધુમ્યા વખ્તમાં આવો સાદો પોશાક સજવાની હીંમત કરી શકે. રતી, મોતજીવત વીશે કે 'આએ દુનિયાં' ને 'પેલી દુનિયાં' વીશે મેં તો કોઇબી દહાડે કાંઇ વાંચ્યું નથી, ને તેનો ખ્યાલ મેળવેવાની કંઇબી કોશેશ મેં કીધી નથી. પેલા રાસકલ કુકાદારૂએ એ બાબદમાં મને જેમ ભમાવ્યો તેમ હું ભમ્યોચ; પણ એ બાબદ ઉપર તેં તો ઘણું વાંચ્યું હોશે ? મારા કેસમાં તો હવે ઘણું મોરૂં થયુંચ ને વરી હું વાંચવા માંગુ તો પુરૂંપાધરૂં સમજીબી શકું નહિ. તું શું એમ ધારેચ દીકરી, કે પેલી જેહાનમાં ગીયા પછી ખોદાયજી આપુને આપરી ચાલનો પસ્તાવો કરી બીજાઓનું ભલું કરવાની પાછા પેદા કરીને આપુને તક આપેચ ? પેલો કબીર કહી ગીયોચ કે 'આપ મુવે પીછે ડુબ ગઇ દુનિયા.' તેમ તો નહિ હોય?"

"જી, પેલી જેહાનની વાત તો પકકેપાયે કોઇબી દહાડો હતી એ જાણી નથી ને હવે પછીના જમાનામાં જાણશેબી પાર એમ હું ધારૂંચ. થીઑસોફીસ્ટો ને બીજાઓએ એ બાબદમાં ઉડાણ મતો બાંધી લીધાંચ, પણ તે સાથે હું મલતી થતી નથી. વાર અટકલો કરેચ, ને પેલી જેહાનનો ભેદ જાણવાને વાસ્તે

કેટલાકો દીવાના થઇ ગીયાચ, ને કેટલાકો તુટેલાં જીગરે મરી ગીયાચ; કેટલાકોએ આખી જીંદગી આટવી નાખીચ, પણ તે ભેદ કોઇબી પામી શકયું નથી. હું એ બાબદમાં કંઇબી ખાતરીપુર્વક મત આપું તો તે શરકશી કીધેલી કહેવાય."

"તું સત્તાવાર રીતે મત આપી નહિ શકે, તો એ બાબદ વીશે ફકત તું શું ધારેચ તે મને ટુકમાં સમજાવ. યાદ રાખજે દીકરી, કે મારૂં ભેજું હમણા ચરવા ગીયુંચ તેથી કંઇબી ઉંડી ફીલસૂફીભરેલી તકરાર હું સમજી શકશ નહિ."

"તમે જાણોચ મીο બહમનશાહ, કે આય દુનિયાં છલ, કપટ, કીના, કાવતરાં, દગાફટકા વગેરેથી ભરેલી છે, અને તેમાંથી આપરો માર્ગ કાપવો તે કાંઇ ફુલની સેજ ઉપર સુવાસમાન નથી. એક અજીત અને અમર્ગ શક્તિ કે જેને આપણે ખોદા કેહીયેચ તેણેજ એ દુનિયાં પેદા કીધીચ, અને તેના ગુણદોષથી તે શક્તિ કે ખુદા પુરતો વાકેફ હોવો જોઇયે. સાધારણ રીતે એમ મનાયચ કે દુનિયાંનાં લોકો ખરાબ છે, અને અજાયબી એ છે કે તેઓ સારાં કાંય નથી! હવે, ખોદાતાલા, જેનું ડહાપણ આખી દુનિયાંની વસ્તીનાં ડહાપણ કરતાં વધારે મોટું છે, તે તો એમજ અચરત થતો હોશે કે તેની પેદા કીધેલી આદમજાત હાલ જેટલી ખરાબ છે તેનાં કરતાં દશગણી વધારે ખરાબ કાંયે નથી! કારણ એ કે તેજ ખોદાએ પેદા કીધેલી દુનિયાંમાં ડગલે ને પગલે આદમજાતને કશી જોવા અને ધડો શીખવવા લોભ લાલચની જાલ તેણે બીછાવી છે, અને તેમાં માણસજાતને સપડાવવા ઠેકાણે ઠેકાણે ખીણ અને ખાડાખાબોચ્યાં તેણે પુરાં પાડયાં છે. દરેક માણસે તેનાં મનની શાન્તીને વાસ્તે એમ માની લેવું જોઇયે કે આએ દુનિયાંમાં પોતાનું કીધેલું નહિ કરવાને અને બદીને બદલે નેકી કરવાને વાસ્તે ખોદાતાલા તેને બીજો ચાન્સ આપશે, અને તે ચાન્સનો લાભ લેવા દરેક આદમજાતે સદા તત્પર રેહવું જોઇયે. તમારી જગાએ હું હોઇ મીο બહમનશાહ, તો હું તો એ બાબદનો કંઇબી ખ્યાલ કરૂં અને પણ ફકત મારાં મન સાથે એટલોજ ઠરાવ કરૂં કે જયારે ખો મને બીજો ચાન્સ આપે તાહરે હું વધારે સારી રીતે વરતું ને,

કરૂં. એ ઠરાવ તમે જો કરો તો તેનો લાભ પેલી જેહાનમાં તો શું, પણ આએ દુનિયાંમાં હમણાબી તમે મેલવી શકો."

"તહારો ઘણો ઉપકાર થયો, દીકરી. તાહરે તું શું એમ ધારેચ કે મારાં રૂહની ખુશનુદીને વાસ્તે બીજું કંઇબી વધુ કરવાની મને જરૂર નથી ?"

"મહારા ધાર્યા પ્રમાણે જે કાંઇ તમારે કરવાનું છે તે એટલુંજ કે બીજાંઓની તકસીર તરફ નાખતીની નજરે જોવું અને તેઓ સાથે સખ્તાઇથી વરતવું નહિ. સખ્ત થવા અગાઉ આપરાં બૈરાંઓ કેહેચ તેમ દરેક માણસે પોતાના પગ તરફ જોવું જોઇયે."

"બીજાંઓ તરફ નાખતીની નજરે જોવું ને સખ્તાઇથી વરતવું નહિ! યા ખોદા ! મેં તો તેમ કીધું નથી. બીચારી મારી મેરી, રોલી, પોલી ને મીલી સાથે હું તો ઘણો સખ્તાઇથી વરતયોચ." બહમનશાહ શેઠ બડબડયા.

"તમે તમારી એ દીકરીઓ સાથે સખ્તાઇથી વરતયા તે વાત તો ખરી છે, પણ તે સખ્તાઇમાં તમારા કરતાં કોઇ બીજાંનો હાથ વધારે ઉતો ને વરી તમે તમારી બીચારી મેરી ને રતી તરફ છેલ્લાં જે માયાથી વરતયાચ તે વર્તણુકથી તમારી આગળી સખ્તાઇનો ખંગ વલી રહેલો તેઓ માનેચ."

"હમારી બધી વાત તેં કેમ જાણી? તું શું મારી રતી ને મેરીને ઓરખેચ ? આટલા દહારા તો તું એ વીશે કંઇબી બોલી નહિ ?"

"હું આટલા દહારા નહિ બોલી, કારણ જયારે હું અહીંયાં પેહેલી આવી તાહરે તમે ઘણી ઉસ્કેરાયલી હાલતમાં ઉતા, અને તે વખતે આગલીપાછલી યાદ કરવાનું મેં દરૂસ્ત ધાર્યું નહિ. હમણા તમે શાંત એચ અને તમારી સમજશકિત અગાઉની માફક વાપરી શકોચ. તમારી હતોશકિત અગાઉ જેવી થઇચ કે નહિ તે હું જાણતી નથી તેની હું પારખપરીક્ષા લેઉંચ. ચાલો જુવો, આએ હું તમારાં પાસામાં બેઠીચ. મારાં ઉડાણઓપણે બરાબર જોવો. તમે મને શું હજુર ઓરખી નથી ?"

બહમનશાહ શેઠે એક બે પળ રતીનાં મોં સામે ધારીને જોયું અને પછી છલંગ મારી તેઓ તેણીને વળગી પડયા. "કોણ ? મારી રોલી—મારી રતી; મારી પોતાની રતી ! કોહિયારની નહિ—મારી પોતાની રતી."

"પપા, તમે શાંત થાવો; એમ ઉશ્કેરઈને તમે પોતાને નુકસાન કરશો. જુઓ, વખતે પેલાં બાનુ સુના અહીંયાં આવી લાગશે ને તેઓ જો આપુંને આય હાલતમાં જોશે તો તરેહવાર વેહેમી અટકલો બાંધશે, ને હું રોલી છેઉં એમ જાણશે તો મને તમારી સારવાર કરવા દેશે નહિ."

"હું તમારી દીકરી રતનબઇનાં મતને બોલેબોલ મલતો થાઉંચ, મી૰ બહમનશાહ," એક ગંભિર ધાડા અવાજે રતીને ટેકો આપ્યો. આ અવાજ અલબત પેસુતન દસ્તુરનો હતો. "રતનબઇ," તેવણ વધુ બોલ્યા. "તમે એમ ના ધારતાં કે મેં તમારી છુપી વાત ભરઈને સાંભલીચ. તમે મી૰ બહમનશાહનાં બેટી છેઓ એવો શક મારાં મનમાં ઘણા દહાડા થયા ઉભો થયો 'તો, અને આએ કાગજ જે હું તમુને ખુશીથી વાંચવા આપુંચ તે કાગજે એ શકને ખરો પાર્યોચ. તમે જાહરે હવે તમારી ઓરખ મી૰ બહમનશાહને આપીચ ને એવણુને ભેટયાંચ તાહરે મનેબી એક અતલગના નહિ તો દુરના ખેશી તરીકે એવણુને ભેટવા દેઓ. મી૰ બહમનશાહ, હું તમારાં વેહવાન ગુલચેહરનો સગો કાકો થાઉંચ. અજબ છે કે તમે મને ઓરખી શકયા નહિ. વીશ વરસપર તમે કરાંચી આયાતા તાહરે આપરો મેલાપ થયોતો." આમ કહી ગુલચેહરનો કાગળ પેસુતન દસ્તુરે રતીના હાથમાં મુકયો, જે તેણીએ મી૰ બહમનશાહ આગળ વાંચી સંભળાવ્યો. ડૉકટર તેહમુરસ્પ, ગુલચેહર વગેરે મુંબઇથી આવે ત્યાંસુધી રતીએ પોતાની ખરી ઓળખ બાનુ સુનાને આપવી નહિ એવો ઠરાવ થયો. બે દિવસમાં હવે તેઓ સઘળાં દેવલાલી આવનાર હતાં.



# પ્રકરણ ૭૯ મું.

## ખ્રિસ્ટી પરણેતર ઉપર પારસણ શોખ—સપુતે કાપેલી કચુબર.

"પૈસાદારો નીજ, બાલકને, જગમાં કરે ખુવાર જોને,
અઘટિત રસ્તે લાડલડાવી, મારે મુંગો માર જોને."

લાંબો વખ્ત થયો આપણે સપુત સોહલીબા તરફ નજર કીધી નથી. આપણો તે કંઇ સગો થતો નથી, માટે તેની તરફની આપણી આ ફરજિયાત નજરચૂક માફ થઇ શકે. આમ છતાં વાંચકવર્ગનાં મોંપર હું કાંઇક અજાયબીનો છાપ જોઉં છું. એ અજાયબી બહમનશાહ શેઠની પોતાની ચુપકીદીના સંબંધમાં છે. એ વૃદ્ધ બાપને આપણે આ છેલ્લા થોડા સફાઓમાં પોતાના બેટાને યાદ કરતો કે તેનું નામ દેતો પણ સાંભળ્યો નથી, તેનું કારણ એ કે બહમનશાહ શેઠ દેવલાલી આવ્યા તેની થોડો વખ્ત અગાઉ સપુતે ત્રણ ચીજો સાથે દીલલગી કીધી હતી: જામ, જુગાર અને જર! જયારે તેનો વખ્ત પેહેલા બેમાં રોકાયલો ન હોય ત્યારે જરબાનુને તે તે અર્પણ કરતો. જે આદમને બાટલી સાથે દીલલગી બાઝી હોય તે શું ન કરે? જરબાનુ વખ્તના વેહવા સાથ આ જુવાનિયાને વરવાને આતુર બનતી ગઇ. સોહલીને તેણી જે પૈસા આપતી તે તે સપાટામાં ગુમાવી દેતો. બહમનશાહ શેઠની નાણા સંબંધી મુશકેલીને લીધે જયારે તેવણે પોતાનો હાથ ખાંચવા માડયો ત્યારે સોહલીબાએ પીપ્યાંની બહારમાં કેટલાંક મજબૂત તુફાનો મચાવ્યાં. તે નીશામાં આવતો, બહમનશાહ શેઠ સાથ તુફાન મચાવતો, ઘરનાં નોકરો ઉપર અને આયાઓ ઉપર હાથ ઉંચકતો, અને એકાદ બે વખ્ત બહમનશાહ શેઠ પણ આ હાથચાલાકીમાં સપડાઇ ગયા હતા. બહમનશાહ હતાં, કોઇ કોઇ વેળા નાની રકમના ચેકો અગાઉથી સહી કરી રાખતા. પારખી કેટલાક ચેકો સોહલીબાએ તફડાવી તેમાં ફીસમફીસમની રકમો ઉડાણમાં ઉડાવ્યા હતા. આ લુચ્ચાઇ પકડાત નહિ, પણ એક ચોકસ

બેંકમાં બહમનશાહ શેઠની ક્રેડીટનું તળ્યું આવેલું હોવાથી બેંકવાળાઓને શક જતાં તે ચેક શેઠ ઉપર તે મુજબની ટીકા અને પોતાની અજાયબી સાથે પાછો વાળ્યો. બાપબેટા વચ્ચે આ ઉપરથી ઝુંબેશ જાગી. બહમનશાહ શેઠ બેભાન થઇ ગયા, અને ડૉકટરોના કેહવા પ્રમાણે તેવણની પાછલી માંદગી અને ખાટલો આ ઉસ્કેરણી અને ઝગડાને આભારી હતાં. સપુતનું આ તુફાન એટલી હદસુધી વધી પડ્યું કે ડૉકટરોની સલ્લાહથી તેને મી૦ બહમનશાહના વકીલો મારફતે નોટિસ પુગાડવામાં આવી કે તે જો ફરીથી ઘરમાં વગર રજાએ છાકટપણામાં દાખલ થઇ તુફાન મચાવશે તો તેની ઉપર ઘરપ્રવેશ અને સુલેહનો ભંગ કરવાના આરોપો મુકવામાં આવશે. સપુત આથી ગભરાયો અને થોડાક દિવસ દારૂની દોસ્તી કરવાનું તેણે મોકુફ કીધું. બાનુ સુનાથી અને રતનથી તે હવે બીહતો હતો. રતનની ખરી નેમ અને વળાણ હવે તે સમજવા લાગ્યો. આ સમજણ તેને આપવામાં જરબાનુનો હાથ મૂખ્ય હતો. તેણે હવે જોયું કે રતન અને બાનુ સુના એકજ બોટમાં હંકાલતાં હતાં. બહમનશાહ શેઠના મરવાની જેમ બાનુ સુના તેમ આ અઠંગ સટોલ્યો રતન વાત જોતો હતો, અને સપુત તેઓના માર્ગમાં ક્વાબમાં હાડકાં મીસાલ હતો તે પણ તે સમજયો. જે આતશ અત્યારસુધી પજવ્યાં કરતો હતો તેણે હવે ભડકો લીધો અને લડાઇનું રણશીંગડું ફુકાયું. સીપેહસાલાર તરીકે જરબાનુની મદદ સપુતને અવશ્યની હતી. તેણી પણ આ પ્રમાણે પોતાની જુની સહી ઉપર આગળીપાછલીનું વેર લેવા અને સપુતને એકહાથ કરવા તત્પર થઇ. એક ઘેરાયલા ઉંદરની માફક હવે સપુતે તેણીની પનાહ શોધવા માંડી. તેની આવકનું એકલું સાધન જરબાનુ હતી. તેણીએ તેને સમજાવ્યું કે બહમનશાહ શેઠ જ્યારે ટાકો ઘડી કરે ત્યારે પૈસાટકાની બાબતમાં બાનુ સુના અને રતનની સામે જંગમાં ઉતરવામાં એક દોસ્તના કરતાં એક મોહરદાર તરીકે તેણી તેને વધારે કીમતી મદદ આપી શકશે. તેણી કેહતી કે તેણી રોજબરોજ સપુતને વધુ ચાહવા શીખી હતી, અને હવે સપુતે તેણી પોતાની હકદાર બાયડી બનાવી તેણીની માયામેહરબાનીની ઉપર સઘળો હક સાબેત કરવો જોઇયે. ઘેરાયલાં વાદળને વીખરાઇ જવાનો અને

મળેતે અગાઉ તો આ ગુલબદન અને રૂપબદન ડીસૅમ્બર

કએ ખુશનુમા સહવારે શ્રી વાંદરા ખાતેની અગ્યારીમાં એકમે

કરવાના અને વળગી રહેવાના સોગંદ લઇ હંમેશગીનાં બંધારણમાં બંધાયાં. આ લગ્નની ખબર જ્યારે છાપાદ્વારે બાહેર પડી ત્યારે બહમનશાહ શેઠને એક વધુ અને સખ્ત ફટકો લાગ્યો. ઘણાઓ અજબ થયા, પણ બાનુ સુના ને રતન બીલકુલ વીસમય પામ્યાં નહિ. તેઓ તો આવા કાંઇક બનાવની આશા રાખતાં હતાં. તેઓ જો ચાહત તો સપુતને આ પગલાંથી વારી શકત, પણ તેમ કરવાથી ઉલટાં તેઓ બાનુ સુનાના રસ્તામાં નડતરસમાન થઇ પડત એમ તેણી વિચારતી હતી. જરબાનુએ હવે પોતાની ફતેહ થયલી જોઇ, અને આ સુખી જોડું ભવિષ્યનાં સુખનાં સ્વપ્ના જોતું ડીસેમ્બર મહિનાની થંડી લેહકીમાં લેહર કરવા મહાબળેશ્વર ઉતરી પડયું. લગભગ એક મહિનો વીટયા બાદ જ્યારે તેઓ મુંબઇ પાછાં ફર્યાં ત્યારે એક રોજીંદાં પત્રમાં છપાયલી નીચલી ખબરે તેઓનાં સુખનાં સ્વપ્ના હવામાં ઉરાડી મેલ્યાં——

## પોલિસ કોર્ટ.

### એક બરમીસ બાઇએ પોતાના પારસી ભરથાર સામે ચાહેલી દાદ.

"ગઇ કાલે કોટની પોલિસ કૉર્ટમાં મેજીસ્ટ્રેટ મી૦——સનસુખ ઍમીલ્યા ઑસ્ટીન નામની આશરે વીશ વર્ષની ઉમરની એક બરમીસ ખ્રિસ્તી બાઇએ પોતાના વકીલ મી૦ પરેરા સાથે હાજર થઇ આપણા જાણીતા શહેરી ખા૦ બ૦ બહમનશાહ એજનજી બખ્તાવર સી. આઇ. ઇ.ના બેટા મી૦ સોહરાબ બખ્તાવર સામે નીચે મુજબનું ફરિયાદનામું નોંધાવી વૉરંટ મેળવવાની અર્જ કરી હતી.

"એવું જણાય છે કે આ બાઇ આઠ દિવસ ઉપર બરમાથી આવી નાના•કોલાબા મધે તેણીના એક મિત્રને ત્યાં ઉતરી છે. તેણીના જણાવવા મુજબ મી૦ સોહરાબ બે વર્ષની વાત ઉપર ચોક્કસ કંપનીના ઘોંટાલાના સંબંધમાં જ્યારે બરમા ગયા હતા ત્યારે આ બાઇને તેવણ સાથે મિત્રાચારી બાજી હતી, જે મિત્રાચારીએ પાછલથી વધુ ગંભિર રૂપ લીધું હતું, અને તેઓ ત્યાં પરણ્યાં હતાં. ત્યારપછી પોતાના સગાંવહાલાંઓને એલ્લવાનું, અને અગત્યનાં કામનું બાહનુ કહાડી ટુક મુદતમાં પાછું હતાં, આવા કહી, આ બાઇના કહેવા મુજબ, મી૦ સોહરાબ બરમા છોડી પારખી ગેતા. તેઓએ તેણીને સમજાવ્યું હતું કે તેઓ કલકત્તાના વતની ઉડાણમાં સે ત્યાં જતા હતા. ત્યાંનાં એક હૉટલનો તેઓએ આ બાઇને

એડ્રેસ આપ્યો હતો, જ્યાં તેણીએ તેને દશ કાગળ લખ્યાં જે સઘળાં રખડીને તેણીને પાછાં મલ્યાં હતાં. આ સઘળાં કાગળો તથા લગ્નની સર્ટિફીકેટ કૉર્ટમાં રજુ કરવામાં આવ્યાં હતાં. થોડાક દિવસની વાત ઉપર બરમા મધે આ બાઇને તેણીના એક પારસી મિત્રે મી० સોહરાબનાં મુંબઇ મધે એક પારસી બાઇ સાથ થયલાં લગ્ન વિશે વાકેફ કીધી, જે ઉપરથી તેણી મુંબઇ નિકળી આવી હતી અને હાલ આ કૉર્ટની દાદ ચાહતી હતી. મી० સોહરાબ ઉપર ઠાગાથી જીવતી બાયડી ઉપર બાયડી કરવાનો તેણીએ વાંક મેહલ્યો છે. આ અર્જ સાંભળી લઇ નામદાર મેજીસ્ત્રેટે મી० સોહરાબ સામે, તે એક આબરૂદાર ગૃહસ્થ હોવાથી, તેની ઉપર વૉરંટ કાં કાહડવામાં નહિ આવે તેનું ચાર દિવસમાં કારણ જણાવવા નોટિસ કાહડી છે.''

પાંચમે વસે ઉપલાંજ રોજીંદાં પત્રમાં 'પોલિસ કૉર્ટ'ના મથાળાં હલ નીચલી વધુ ખબર ધ્યાન ખેંચી રહી હતી.

## પોલિસ કૉર્ટ.

### એક કુળવાન જવાન સામે બાયડીપર બાયડી કરવાનો આરોપ.

''અમારા ગયા બુધવારના અંક મધે ઍમીલ્યા ઑસ્ટીને મી० સોહરાબ બહમનશાહ બખ્તાવર સામે મુકેલા આરોપના સંબંધમાં નામદાર મેજીસ્ત્રેટ મી०——એ મી० સોહરાબ સામે જે હુકમનામું કહાડ્યું હતું તેના સંબંધમાં મેડમ ઍમીલ્યા ઑસ્ટીન કૉર્ટમાં પોતાના વકીલ સાથ ફરીથી હાજર થયાં હતાં. મી० સોહરાબ તરફથી હુકમનામા મુજબ કારણ બતાવવાને કોઇ-પણ હાજર થયલું ન હોવાથી નામદાર મેજીસ્ત્રેટે તેવણ સામે વૉરંટ કહાડવાનો હુકમ કીધો હતો. આ મુકદમો સાંભળવા કૉર્ટમાં મોટી ઠઠ જમા થઇ હતી, જે મોટેભાગે પારસીઓની બનેલી હતી. કૉર્ટમાં એવી બૂમ ઉઠી રહી હતી કે જે દિવસે આ મુકદમો પેહલી ... હ્યો તે દિવસની આગમચના મી० સોહરાબ હતા, ... હવે ગુમ થઇ ગયા હતા. અમો યંત્રમાં જતા હતા તેટલે મળેલી છેહલી ખબર મુજબ મી० સોહરાબ કોલંબ્યા તરફ નાસી ગયા છે, જે ખબરમાં ... અને છે, એમ અમો ખાતરીથી માન્યે છિયે.''

શંકા જેવું શું છે કે ઉપલી ખબરે બહમનશાહ શેઠનાં હાડ વધુ ધ્રુજાવ્યાં; પણ બાનુ સુના અને રતન ઉપર તેથી ઉલટીજ અસર થઇ તેઓને આ છુપાં બરમીસ લગનની ખબર હતી, કારણ ઍમીલ્યા સાથનાં લગ્ન વેળા રતન પણ બરમા મધે હતો. આ છુપી ખબરથીજ રતને અને બાનુ સુનાએ તેને જરબાનુની જાલમાં સપડાવા દીધો હતો. ઍમીલ્યા ઍાસ્ટીન એક તનદરોસ્ત બાંધાની જુવાન ખુબસૂરત અબળા હતી. દેખાવમાં તેમજ ગુણમાં તેણી જરબાનુથી શ્રેષ્ઠ હતી. ખુદ કુદરતે તેણીનાં મોંહ ઉપર પ્રમાણીકપણાનો ને નિર્દોષતાનો છાપ માર્યો હતો. તેણીની હાલની દીલગીરીએ અને નાસીપાસીએ તેણીની મધુરતામાં વધારો કીધો હતો. સપુત સોહલીબાએ જો આ અબળાને આ વેળા કૉર્ટમાં દીઠી હોત તો બેશક તે તેણી અને જરબાનુ વચ્ચેનો તફાવટ જોઇ લઇ જરબાનુને છોડી ઍમીલ્યાને પોતાની સાથી બનાવત. જરબાનુ જેવી એક ઓરત પારસી ટોળાંને જેટલી શોભાવતી હતી અને તેણીની સાથે પરણીને સોહલીબા જે ગુનાહમાં ઉતર્યો હતો તે કરતાં જો આ ખ્રિસ્ટી બાઇને આપેલા પવિત્ર કોલને વળગી રહી તેણીને આપણી દીનમાં લીધી હોત તો આપણા ટોળાની તેમજ સોહલીબાની કીર્તિમાં તેથી જાબજા વધારો થાત, પણ સોહલીબા એકબાર્ગી તેમ કરવા ચાહત, તોપણ અંજુમનનો પેલો છેલ્લો સુફિયાણી ઠરાવ તેની આડે આવત. સોહલીબાના ગુમ થવા પછી બરાબર વીશમે દિવસે જરબાનુ પણ તેની પછવાડે ગુમ થઇ ગઇ. સોહલીબાની પેહલી બાયડી હૈયાત હોવાની ખાતરી થતાં તેણીને મુંબઇની ભોંય ભારી પડી ગઇ, કારણ હવે તેની હકદાર બાયડી તરીકે તેણી ગણાઇ શકાયજ નહિં એમ તેણીને પકકું માલુમ હતું.

---

## પ્રકરણ ૮૦ મું.

### અંતઃકરણના પ્રયોગો—તે વાંચવાની વિધવિધ રીત.

"સારી આલમને ઠગનારી, માનો નીચ જાતી એ નારી,
લટકેચટકે કામનગારી, નાખે ભલભલાને મારી."

પારખી પ્રિય વાંચકો, હવે આપણે આપણા બીમાર મિત્ર બહમનશાહ તરફ ઉડાણમાં જર ફેંકવી જોઇયે. આજ રોજે બાનુ સુના બનીઠનીને પોતાની

રંગીલી મંડળી સાથે મોજશોખની મજાહમાં ઝીપલાવા જવા અગાઉ પોતાના જૈફ શોહરની ઉપર હમેશ મુજબ ઉડતી નજર ફેંકવા આવી હતી. "ચાલો, બહમનશાહ, હું જરાક ફરી આઉંચ; તમારી આગલ નર્સ બેસશે; હું એને મોકલતી જાઉંચ."

બાનુ સુના આશા રાખતી હતી કે હમેશની મુવાફેક આ બુઝર્ગ બીમાર થંડી હાનું ડોકું ઝુંકાવશે; પણ તેણી તો સાંભળીને દધાઇજ ગઇ.

"બેસ, જાએચ કાંહ ?" બુઢાજીએ તરારો મુકયો. "આએ શાલનું ચીંદરૂં કહારી નાખ. આજે તાહરાથી જવાશે નહિ. સો દહારા સાસુના તો એક દહારો વહુનો, સમજી ?"

બાનુ સુના આ ઝનુનનું કારણ સમજી શકી નહિ, છતાં તેણીએ બહમનશાહ શેઠના કહયા મુજબ કીધું. શું આ બુઢો દીવાનો તો થયો નહિ હોય ? ગમે તેમ હો, પણ તેને આજે ટાઢોમીઠો તો રાખવોજ જોઇયે, કારણ ડૉકટર તેહમુરસ્પનાં કુટુંબની આવતી કાલે થનારી આમદથી તેણી વાકેફ હતી. વળી આ પણ ખરૂં હતું કે દરરોજની એકજ તરેહની ચાલુ પીકનીકોએ તેણીનાં દીલમાં કંટાળો ઉત્પન્ન કરવા માંડયો હતો. આનાં કારણો અનેક હતાં. એક તો એ કે આ પીકનીકોથી રતન રૂસ્તમફરામની સોબત જેટલી તેણી ભોગવવા માગતી હતી તેટલી ભોગવી શકતી હતી નહિ. અવાર ને અવાર આ ભમતો ભમરો આ સુગંધી પણ જુના ગુલાબને છોડી બીજાં નવાં ખીલેલાં નવરંગી પુષ્પો પછવાડે ભમતો હતો અને તેઓ માંહેલું મધ એકઠું કરવાની કોશેશ કરતો હતો. વળી આ પીકનીકો માંહે મુંબઇમાં અપાતી પાર્ટીઓના જેવું 'એકસાઇટમેન્ટ' સમાયલું હતું નહિ. બહમનશાહ શેઠની પડતી છતાં બાનુ સુનાએ પોતાની ખર્ચાલુ પાર્ટીઓ તો ચાલુજ રાખી હતી; જોકે વાંચનારને કંટાળો ન ઉપજે કરી આ પાર્ટીઓનું બ્યાન કરવાથી હું પરહેજ રહયો છું. કયાં ગાંગા શાહ અને કયાં ગાંગા તેલી! મુંબઇની ઍટ હોમની ગરમ આબોહવામાં ઉછરતું આ ગરમ ગુલાબ દેવલાલીની થંડી લેહકીમાં લાંબો વખ્ત પોતાનો નિભાવ કેમ કરી શકે! તેણીએ ગુપચુપ એક ટેબલ આગળ બેઠક લઇ કાંઇ લખવા માંડયું, જે ઉપરથી શોહરે જૈફે અને સવાલ કીધો:

"તાંહ બેઠીબેઠી શું કરેચ ?"

"એ તો હું મારા ફ્રેન્ડોને મારાથી આજે એ લોકો સાથે 'જોઇન' થવાશે નહિ તે લખી જણાઉંચ. તમે એટલો મોટો ધાંટો કહારોચ તે મારી કેઇ બલાને ! પણ, ઓય સરખી છાટીબાતી દબઇ જશે તો કેહશે કે બઇરી થતીએ મારી નાખ્યો. તમુને શું છે તમારાથી જો બનતું હોય તો તમે તો પેલી જેહાનમાંથીબી મારી સામ્એ સાક્ષી પુરવા આવો." અત્રે તેણીએ પાસે પડેલો એક ઘંટ વગાડયો અને તે કાગળ પોતાના બૉયના હાથમાં મુકયો, અને પછી પડોશમાંની કેબીનેટમાંથી એક લેસ જે તેણી ગુંઠતી હતી તે બાહેર કાહડી ઠાવુંહુંકું મોહ કરી જાણે કશામાં હોય નહિ તેમ એક પક્કા 'ડુમેસ્ટીક હાઉસ–વાઇફ' માફક બહમનશાહ શેઠનાં માથાં આગળ ખુરસી લઇ ગુંઠવા બેઠી. તમે કે હું જો પર્દા પછવાડેનાં હાડપીંજરથી વાકેફ નહિ હોઇયે તો આ દેખાવને સુખી સંસારના એક બહુ સુંદર ચિત્ર તરીકે માની લઇયે, અને આ લાયકી-વાળી બાનુને નમ્રતા અને સ્વભોગની એક મુર્ત્તી મિસાલ લેખી લઇયે ખરી બિના તો એ હતી કે આવતી કાલની આમદની આ તો સઘળી તૈયારીઓ હતી. આ તો માત્ર આવતી કાલના નાટકનું 'રીહરસલ' હતું. 'જાહેર'ને માટે બાતેનનો ભોગ કેમ આપવો તેનું લેશન બાનુ સુના લેતી હતી. આ ચિત્ર એટલું તો સુંદર હતું કે શોહરે જેફ પોતાનો અર્ધો ગુસ્સો ગળી ગયા.

"સુના, ખરેખર તેં શું આજે ફરવા જવાનો વીચાર માંડી વાલ્યોચ ?" તેવણ પીગળ્યા.

"હા, રોજ એકનેએક ઠેકાણે જતાં મારો તો જીવ કંટાલી આયોચ. મુંબઇ તે મુંબઇજ ! તમેબી નહિ ટટાર થતા કે નહિ——

"બોલની બોલની, અચકી શાની ગેઇ, કેહની કેઃ 'નહિ તાકો ધરી કરતા.' સુના તું ગભરાના. મને લાગેચ કે હવે જલદીથી તાહરો છુટકારો થશે; ફક્ત થોરા દીવસ વધુ તુંને અહિંયાં રેહવું પરશે, પછી તુંને ગમે આંહ જવાને તું મુખત્યાર થશે."

બહમનશાહ શેઠ શું કેહેતા હતા તે બાનુ સુના સમજી ગઇ. ... વિધવાપણાના અચબુચ ખ્યાલથી અનેકવાર થઇ ચુકેલી વિધવા ...કે. બાનુ સુનાએ પણ તેમજ કીધું. પોતાનો દુલદુલ જેવો હાથ

શૈ અન્ હતાં, પારખી કે ઉડાણમાં ડે

તેણીએ આ બુઢાનાં બદન ઉપર અચાનક મેલ્યો. "જા બા, બહમનશાહ, એમ શું બોલોચ. તમે હવે જલદીથી સારા થશો. તમે હવે ઠીક દીસોચ."

"ઠીક દીસોચ! ખચીત! શું કેહેચ! તેમાં તો કંઇ શક નહિ. ઠીક નહિ કાંએ દીસે! તારા જેવી એક મેહેનતુ, ખંતીલી, બીનસ્વાર્થી ધણીઆણી, તારી મોજશોખના ભોગે મારા જેવા એક બુઢા વરની પછવારે એટલીબધી જેહમત ઉઠાવે તો પછી મારા જેવો બુઢાબી જુવાન બની જાએ તેમાં નવઇ શું, ખરૂં કેની?"

"બહમનશાહ, તમે આજે કાંઇ તરેહવાર 'મુડ'માં દીસોચ. આજે તો કંઇ ગરીબ માણસના ખુબ અનકાતનકા કરોચ. ઘણા વરો એમ બઇરીનું ગેરવવામાં તમારા જેટલીજ મજાહ લેયચ. બુઢા વર થયા તેથી શું કંઇ જુવાન બઇરીનું ગેરવવું જોઇએ કે? મને તો કંઇ તમારી આજની ચાલની સમજ પરતી નથી."

"કાંહથી સમજ પરે, સુના? જયારે મારા મુવા પછી તું કોઇ જુવાન વર કરે અને ખોદા ન કરે ને તું પુરતી બુઢી થઇને તે જુવાનની અગઉ મરવા માટે માંદી પરે ને તુંને તે જુવાન વર તજી જાય ત્યારેજ તુંને આજની વાતની સમજ પરશે. તે વખતે જરા આએ ગરીબ ઢાંખરાને યાદ કરજે, સુના."

"તમે શું એમ કેહેવા માગોચ બહમનશાહ, કે તમે અહીંયાં એખલ્લાઅતુલાજ પરી રહયાચ, ને તમુને બધાં તજી ગીયાંચ? તમારી આગલ મેં શું એક સરસ નર્સ રાખી નથી?"

બહમનશાહ શેઠે કંટાળેલો દેખાવ કરી અવાચી ખાઇ કોર વાલી અને બાનુ સુનાના છેલ્લા બોલોનો તેઓએ કાંઇપણ જવાબ આપ્યો નહિ. થોડોવાર તે ઓરડામાં ચુપકીદી પંથરાઇ, જે બહમનશાહ શેઠે પોતેજ તોડી. આ સઘળો વખ્ત તેવણ બાનુ સુના તરફ ટગરટગર જોયા કરતા હતા. તેવણ બોલ્યા. "ખચીત, તું અંદરખાનેથી ગમે તેવી હોય પણ બાહરથી દેખાવલી તો છેજ, હં! જો હું ચાહું તો તારા પેહેલ્લા વરની માફક મારો વારસો ખોવાના જોખમેજ તું ફરીથી પરણી શ[illegible] એવી બાધ હું મારાં વીલમાં નાખી શકું. પણ તેટલો કઠણ થવ[illegible]ઇ ચાહતો નથી. યાદ રાખજે કે જેટલો જોખમ મારાં વીલની એવી [illegible] અને પણ કલમથી તુ. ખેડે તેના કરતાં જે ઘણી હું ધારૂંચ કે હા[illegible]

નજરમાં છે તેને પરણવાથી તું વધારે મોટો જોખમ ખેડશે. તું આપસ્વાર્થી તો છે સુના, પણ સંભાલ રાખજે, કે તારા કરતાં કોઇ વધુ આપમતલબીના હાથ ઉપર તું વેચાય નહિ."

બાનુ સુનાએ કાંઇપણ જવાબ વાલ્યો નહિ. બહમનશાહ શેઠ એક ચોક્કસ પુરૂષને માટે ઇશારો કરતા હતા તે તેણી સમજી ગઇ. તેનાં તરફનાં ખેંચાણથી તેણી આંધલી બની ગઇ હતી. તેણીએ મનમાં વિચાર્યું કે તે માનિતાની સરખામણીમાં આ બુઢો દીનપરદીન કેવો કંટાળા-ભરેલો થતો જતો હતો. આજે તેણે તેણીને કેટલી પજવી હતી અને તે છતાં તેણી પોતે કેવો લોહીનો ગોટ ગળીને સઘળું ખમી ગઇ હતી. તે માનિ-તાને તેણી મળશે ત્યારે એ વિશે કડવી ફરિયાદ ઉઠાવશે. "બીમારો કંટાળા-ભરેલા તો થતાજ હોશે" તેણીએ વિચાર્યું. "પણ એ કંટાળો ખમવાનું કેટલું મુશકેલ છે? એ તો હુંજ ખમુંચ. હું કેટલી બીનસ્વાર્થી છેઉં? હું મારી પોતાની કેટલીબધી 'પીટી' કરૂંચ!" આમ વિચારતાં બાનુ સુનાએ લેસના ટાંકાપર ટાંકા ગુંઠવા માંડ્યા અને તે ગુંઠણની વણતમાં સાથે સાથે અંતઃકરણની 'પીટી'નો અણહદ ભાગ પોતા માટે વણી લીધો. ગુંઠણનો આ ભાગ ગોયા સઘળો આ 'પીટી' નોજ બનેલો હતો. પણ બહમનશાહ શેઠ તો આજે ધર્યા ધરાતા નહિ. તેવણ તો જાણે આજે બાનું સુનાનો ઘડોલાડવો કરવા બેઠા હતા.

"સુના, મેં તુંને અગઉ એકવાર બોલતાં સાંભરીતી કે સીક માણસોનો તુંને કંટાલો છે. તે વખતે તો હું હડતોકડતો ઉતો. હમણા હું જાહરે ખરેખર સીક છેઉં ને ખાટલે અર્યોચ તહારે તો ખચીત તારા જેવીને કંટાલો ઉપજવોજ જોઇએ. સીક-રૂમને વાસ્તે તો તું સરજાયલીજ નથી, અને જે ચીજને વાસ્તે તું સરજાયલી નથી તે કરી બતાવવાની તેં કોશેશબી કીધી નથી તેમાં કદાચને તું વાજબીબી હોય."

સ્વભોગની આ સુંદર મુર્ત્તીએ હવે એક નીસાશો નાખ્યો. ખુદાઇ જે કીરણ આપણે કેવાં છિયે તે જોતાં આપણને શીખાડે છે કારણ હજી તેણીનાં અંતઃકરણના અંધકારમાં દાખલ થયું હતું નહિ.

"ફરીથી કેહુંચ બહમનશાહ, કે આજે તમે એટલા અનકાતનકા શાન હું સમજતી નથી. તમારી આજની ચાલ કંઇ ન્યારીજ છે.

શે અ હતાં, પારખી કે ઉડાણમાં ડે ૨

હમણા પેલા ડૉકટર નારીએરવારા આવતા હોશે. તમે જો 'કવાએટ' નહિ થશો તો મને તેનું ખરૂં કારણ તેવણુને કેહેવું પરશે."

"તું કેહેચ તે ખરૂં છે સુના," બહમનશાહ બોલ્યા. "પણ હું શું કરૂં? તું મને કલાકના કલાક એખયો નાખી મેલે તો પછી એવાજ વીચારો મારાં મનમાં ઘોલાયા કરે. એ વીચારોને જો હું તેઓનો માર્ગ લેવા દેઉં નહિ તો હું દેવાનો બની જાઉં."

બાનુ સુના વળી પાછી ચુપ રહી. તેણીએ વિચાર્યું કે શું સઘળી બીનસ્વાર્થી સ્ત્રીઓ એમજ ખમની હશે? તેમ જો હોય તો પછી બીનસ્વાર્થી થવામાં ફાયદો શું? અર્ધા કલાકની 'હીરૉઇન' થવાની મતલબ શું? ટુક વખ્તનું આ 'માર્તરડમ'પણું ખપનું શું? મનમાયાની આ પૂજા કામની શું? ખચીત, કાલે તો તેણી એમ થવા દેશેજ નહિ. આજનાં બદલામાં કાલે પીકનીકની ડબલ મોજ તેણી ચાખશે. શું બધા બુઢા વરો એવાજ હશે? મુંબઇ નગરીની મોટે ખાંચરેની ધરતી ધ્રુજાવનારી બધી જુવાન બૈરીઓને શું તેઓના બુઢા ભરથારો આવા એકાંતવાસમાં એમ નજરકેદ કરતા હશે? હજી કેટલોબધો વખ્ત તેણીને એમ નજરકેદ રેહવું પડશે? આ એકાંતવાસમાં જ્યાંસાંથી પોતાનું મન મનાવા તેણી જરા જીવ મોટો કરતી હતી ને બીચારા રતન સાથે જરા ફરવાહરવા જતી હતી તો તેબી આ બુઢા બુબખને ખુટયું! હવે તો એમબી ને એમબી બર્યો જીવ જરા કઠણ કરવોજ પડશે. જેસેકે સાથ વેસે થવુંજ પડશે.

આ પ્રમાણે જયારે આ નાજુક પંથની વિચાર કરતી હતી ત્યારે બૂહમનશાહ શેઠ આંખો મીચી ચુપ પડયા હતા તેણીએ વિચાર્યું કે તેઓ ઉંઘતા હશે. અને બાહેર સટકી જવાની વેતરણમાં હતી તેટલાં બહમનશાહ શેઠે તેણીને હાંક માર્યો.

"સુના, અહીંયાં આવ, જાએચ કાંહ? આજે હું તુને મારી આગળથી જવા દેવાનો નથી. ખોદા શાહેદ છે, કે મને મરવા અગાઉ કેવા કઢંગા વિચારો ને ખરાબ ખ્વાબો આવતા કે મારૂં મન ઘણું ઉસ્કેરાએલું ઉતું ને તેવીજ ઉસ્કેરાએલી હાલતમાં અને મરણ પામતે; પણ ખોદાતાલાએ મારી દાદ લીધી ને એક

ખસલતની છોકરીને બરહક વખ્તે મારાં મનને શાંતી બખ્શવા મોકલી આપી. એ છોકરી આજે અહીંયાં આવી કેમ નથી?"

"એહો, 'નાઉ આઇ સી'! તમે તો કંઇ એ છોકરીથી અંજઇ ગેયલા દીસોચ! એ પોરી શું કંઇ ઉંડાં પાણીમાં ફરેચ કે?"

"ખબરદાર હેમક, તારી નેહેસ્ત જબાનને તાલું માર." શેઠે બરાડ મારી. "તું શું એમ સમજેચ કે જેવી તું છે તેવાં બધાંજ હોવાં જોઇએ?"

"પણ તાહરે ધરડેધડપણ તમે એવા ચરી કેમ ગીયાચ. જરા-જરામાં એ દુકતીને યાદ શાની કરોચ?"

"મારી જનીતી દીકરીને હું યાદ કરૂં સુના, તેમાં મને અટકાવનાર કોણ છે? તુંને તો હું ખચીત તેમ કરવા હવે દેવાનો નથી."

"એ તમે શું બકોચ? દીકરી શું ને વાત શું? લોકોની દીકરીઓનેખી શું એમ કંઇ ચોરી લેવાતી હોશે?"

"તારે મનસે તો એ 'લોક'જ છે, સુના, પણ મારે મનસે તો એ મારી એક વખતની દુઃખી, ભાનભુલેલી, પણ હાલની સમજુ, શ્યાણી, માયાળુ અને સુખી દીકરી રોલી—તે રતી એરચ કોહીયાર છે!"

બાનુ સુનાની નજર આગળથી ભેદનો પર્દો હવે એક પળમાં ખુલી ગયો. આટલોબધો વખ્ત એ ભેદ તેણી પામી નહિ ગઇ તે માટે તેણી પોતાને ઠપકો આપવા લાગી. તેણીનાં મનમાં હવે તરેહવાર તુરંગો ઉભા થવા લાગ્યા. રતી ત્યાં છુપી કાં આવી હશે? તેમ કરવામાં તેણીની કાંઇ મતલબ હશે? કોહેલું કોહરૂં શું એ મતલબ હેઃ પાર પાડવામાં તેણીને મદદ કરતો હશે? એ બન્નેએ બહમનશાહ શેઠને ચમજાવી કાંઇ લખાવીપોતાવી લીધું તો ન હોય? હવે તો જે બની શો હ ખરી. રતનની સલ્લાહ લઇ એ બાબતમાં ધીરજથી કામ લેવું ઠીક અજાયબ પડશે.

હતાં, યા ોતાના ખ્યાલોને અને મગજને ખુલાસો આપ્યા પછી બહમનશાહ શેઠ પારખી કે કર થંડા પડી ગયા. આ કઠણ હૈડાંની અબળા તરફ હજી તેવણનું ઉડાણમાં ડોકયુ હતું. "સુના," તેવણ બોલ્યા. "હું જોઉંચ કે આજે

હું તારી તરફ જરા સખત થયોચ તે વાસ્તે હું દીલગીર છું. રતી મને કેહતી'તી કે આપણે બીજાઓની ઉપર સખ્ત થવું જોઇએ નહિ અને તેઓની ખામીઓ શોધી કાહડી તે ઉપર આપણા ગુસ્સાની હથોડીનો મારો ચલાવવો જોઇયે નહિ. તે છતાં મેં આજે તેમ કીધુંચ તેથી હું દીલગીર છેઉં. હું જાણુંચ કે હું હમણાં હમણાં ઘણો ચીરડાઉ થઇ ગીયોચ, પણ તું કબુલ કરશે કે તેમાં મારો વાંક નથી." બીચારા બેહમનશાહની આંખોમાં આમ બોલતાં પાણી ભરાઇ આવ્યાં. બાનુ સુનાએ આ જોઇ કાંઇક લાગણીથી બેધ્યાનપણે તેવણના હાથ ઉપર પોતાનો હાથ મેલ્યો. આ વેળા જો તેણી વાંકી વલી તે બુઢા બીમારનાં ગલાંની આસપાસ પોતાના હાથો વીટાલી પતનીતુલ્ય લાગણીથી તેને ભેટત તો તેના જીગરને કેટલો કરાર થાત. આવી આવી લાગણી અને માયાને માટે તે હાલ, અફસોસ, કેવો ટવલતો હતો.

આ વેળા રતી ઓરડામાં દાખલ થઇ. તેણીના દેખાવમાં અને ચાલચલણમાં કાંઇ એવું હતું કે તેણીની ઇચ્છા વગર અને તેણીના દબાવ્યા વગર બાનુ સુના તેથી દબી જતી હતી. પોતાની સઘળી ઇચ્છા વિરૂધ આ સાવકી માતાથી દાખલ થતાં વાર તેણીને આવકાર આપ્યા વિના રહેવાયું નહિ. શેકહૅન્ડ માટે તેણીએ પોતાનો હાથ લંબાવ્યો, જે રતીએ અલબત લીધો.

"રતી દીકરા, હું તારી માયની સાથે હમણાજ જરા સખત થયો' તો, પણ તે ચાલ વાસ્તે તારૂં કહેલું યાદ કરી મેં મારી દીલગીરી એની આગલ જાહેર કીધીચ; ખરૂં કેની સુના?" બહમનશાહ શેઠે જાણે કેવોક મોંટો ગુનાહ કીધો હોય, અને બાનુ સુનાને તેથી કેટલીબધી દુઃખી કીધી હોય, અને તેમ છતાં ઉદાર મનની અને મોટાં દીલની આ પ્રિયા પોતાનાં ઉદાર મનના પુરાવા તરીકે તે ગુનાહ માટે તેવણને માફ કરવા ઇચ્છતી હોય તેમ દેવતાઇરૂપે તેણીએ જવાબમાં પોતાનું માથું હલાવ્યું. ગોયા એવું દેખાડવા તેણી ઇચ્છતી હોય કે સેહનશક્તીનીબી હદ હોય છે, અને તેમ છતાં એક નાજુક અબળા પણ કેટલું વેઠી કરી શકે છે તેનો જીવતોજાગતો દાખલો તેણી પુરો પાડતી. અને આ દેખાવ જોઇ રતીના હોથપર સેહજ હસવું પંઠરાયું.

"તમે હસોચ શાનાં રતનબઇ ?" બાનુ સુનાએ પુછ્યું. "અહિંયાં હસવા જેવું તો કાંઇ છેજ્બી નહિ. કદાચને તમે છુપે નામે આએ હૉટેલમાં આયાંચ તેથી તમુને હસવું આવતું હોશે. હૉટેલના માલિકને તમે ઠગ્યાં તેથી તો તમુને ઉલટું બીહવું જોઇએ. તમારી જગાએ હું હોઉં તો મારૂં તો નાખજ નીકરી પરે !"

"જી, તમારૂં નાખ તમુનેજ મુબારક. ઠગાઇ કરવાની ઘણી રીત આવેચ; પણ તમે ધારોચ તેમ મેં કંઇ હૉટેલના માલિકને ઠગ્યા નથી. મારૂં ખરૂં નામ મેં તેવણુને આપેલું છે. રતી એરચ કોહીયાર હોવા ઉપરાંત હું રતી બહમનશાહ બખ્તાવર પણ છેઉં એમ જણાવવાને હું કંઇ બંધાયલી ઉતી નહિ. તેમ છતાં માલેક તો બેઉ નામ જાણેચ એમ મેં હમણાજ સાંભલ્યુંચ."

"કવાઇટ રાઇટ, કવાઇટ રાઇટ સુનાબઇ, તમારાં બેટી કેહેચ તે બોલેબોલ ખરૂં છે. એ બાબદમાં પુરાવાની કંઇ જરૂર નથી, પણ જો હોય તો તે આપવાને સેવક તઇયાર છે. કોહેલું તો કોહેલું, પણ પકટ કોહરૂં તે કાંઇ સદંતર નાખી દેવાનું નથી, બેહન. ઘણેજ થોડે ખરચે સ્હેજ ચાસથી તેની સ્વાદદાર ચાસની થઇ શકે છે."

આ પ્રમાણે ફરી એકવાર પેસુતન દસ્તુરે ઘેરાઇ આવેલાં તુફાની વાદળને પોતાની જબાનના તેજી ગુરજથી મારી હઠાવ્યું. સુના કાંઇ બોલવા જતી હતી, પણ તેને બહમનશાહ શેઠે અટકાવી. "ચાલ સુના, માંડીવાલ. તું જાણેચ આએ ગૃહસ્થ કોણ છે તે? એવણ આપરાં વેહવાણ ગુલચેહરના કાકા કરાંચીવાલા પેસુતન દસ્તુર છેં. મારી આય બીમારીમાં એવણે મને ઘણી 'કમફર્ત' આપીચ. એવણ બામુદતે કરાંચીથી પાછા ફર્યાચ ને તેં એવણુને વગર ઓલખવે કાંઇ અપમાન કીધું હોય તો તે વાસ્તે તેં તારી દલગીરી જાહેર કરવી જોઇએ."

આ ખબરથી સુના તો દંગજ થઇ ગઇ. વળી આ નવો ધડાકો શો હતો ? આ હૉટેલમાં શું કાંઇ દેવદેવસ્થાન હતું ? અહીં બધી અજાયબીઓજ ઉભાઇ જતી હતી. અહીં જે ચીજ બીજાંઓ જોઇ શકતાં હતાં, યા પારખી શકતાં હતાં અને કરી શકતાં હતાં, તે તેણીજ જોઇ, પારખી કે કરી શકતી હતી નહિ. આ વેળા જો તેણી પોતાનાં જીગરનાં ઉડાણમાં ડોકયું કરત તો તેણી જોઇ શકત કે તેણીનું આખું ધકધ્યાન,

તેણીનો જીવનગાળો સઘળો એકજ ધણીને રાજી કરવામાં અને તેની તપાસ રાખવામાં અર્પણ કીધેલો હોવાથી તેણી બીજું કાંઇપણ કરવાને અશકત હતી. બહમનશાહ શેઠના બોલવાના જવાબમાં તેણી કાંઇ બડબડી. પણ તે કોઇ બરાબર સાંભળી શક્યું નહિ. ગુજરાતી અને ઇંગ્રેજી બોલોની તે ભેલમભેલ હતી. "ઓ આઇ સી, બર્યું મેં તો કંઇ જાણેલુંબી નહિ; તમારાં ધણીઆણી કેમ છે, તમારો સન કેટલો મોટો થયો, વગેરે." તેણીને થોડીજ ખબર હતી કે મિશિસ પેસુતન તો બીચારાં લાંબ વખ્તનાં આ જેહાન છોડી ગયાં હતાં, અને દીકરામાં તો પેસુતન પોતે હતા!

બીજે દિને સહવારે ડૉકટર તેહમુરસ્પ વગેરે આવી પોંહોંચ્યાં. તેઓએ 'મીસકીન મકાન' માં ઉતારો લીધો.

---

## પ્રકરણ ૮૧ મું.

### એક ફ્રેંચ અમલદારનાં કર્મની કહાણી—વેળાસરનો એક ટાંકો ભવિષ્યના નવ ટાંકાનો બચાવ કરે છે.

"આપ દીયાસો દુધ બરાબર, મંગ લીયાસો પાણી;
ખીંચ લીયાસો રગત બરાબર, એહી કબીરા બાની."

પ્રિય વાંચનાર, આપણે જોઇ ગયા છિયે કે પેસુતન દસ્તુર જોકે ઘણીક બાબતોમાં ડૉકટર તેહમુરસ્પને મલતા આવતા હતા, અને તે બન્નેનાં ખાસયત અને ગુણો નાદર હતાં. માત્ર એકજ બાબતમાં તેઓ જુદા પડતા હતા, અને તે એ કે મી૦ પેસુતન ડૉકટર તેહમુરસ્પ જેવા સુભાષીત વકતા હતા નહિ. તેમ છતાં તેવણનું બોલવું થંડું પણ ગંભિર અને ડૉકટર તેહમુરસ્પની માફક હમેશાં પ્રસંગોપાત હતું. તેઓનું વાંચન બોહળું હતું, અને કોઇપણ રવિવારે અથવા તેહવારને દિને દેવલાલીની પારસી 'ઇટન' મધે તેઓ જતા ત્યારે તેના લાયકીવાળા વડા

શીક્ષાગુરૂની પરવાનગીથી તેઓ ચેલાઓને કેટલીક બોધકારક કથાઓ કહી સંભળાવતા. આજ રોજે રવિવાર હતો, અને બપોરનાં ખાણું લીધા પછી મી૰ પેસુતને નીચલી રસીલી એક ખરી બનેલી વાર્ત્તા, જે તેવણે વાંચી હતી તે, ચેલાઓ આગળ કહી સંભળાવી.

"મારા બેટાઓ," દસ્તુર પેસુતન બોલ્યા. "ગઇ કાલે હું અત્રે આવ્યો ત્યારે ઇંગ્રેજી ઇતીહાસમાંથી તમારા વડા શીક્ષાગુરૂને 'સીવીલ વૉર' વીશે મેં તમો આગલ વીવેચન કરતા સાંભલ્યા હતા. એ 'સીવીલ વૉર' ના સંબંધમાં મારા વાંચવામાં આવેલી એક ઘણીજ રસીલી અને ધડો લેવાજોગ ખરી બનેલી વાર્ત્તા આ મારા માનવંત મીત્રની પરવાનગીથી હું આજે તમને કેહી સંભલાવા અત્રે આવ્યો છું. હું આશા રાખું છું કે તે તમો ધ્યાનથી સાંભળશો, અને તેમ કીધા પછી તમારાં મનમાં જે વીચારો ઉપજે તે તમો મને ખુલ્લાં દીલથી જાહેર કરશો.

"આ 'સીવીલ વૉરો' જે વેળા યુરોપમાં ચાલતી હતી તે વેળા ઘણાક ઇંગ્રેજ અને ફ્રેંચ અમલદારો પગારદાર વૉલનટીયરો તરીકે પારકા મુલકોની નોકરીમાં જોડાતા હતા. આવાજ એક નામચીન ઇંગ્રેજ લેફ્ટેનન્ટે એક વેળા તેજ પદવી ધરાવનાર એક ફ્રેંચ વૅલનટીયર અમલદારને સ્પેન દેશમાં કેદ પકડયો હતો. આ બે અમલદારોના ખવાસ અને ગુણોમાં એટલું તો મલતાપણું હતું, અને અરસપરસની વાતચીતપરથી તેઓ એકબીજા સાથે એવા તો હલીમલી ગયા, કે દુશમનમાંથી બદલાઇને તેઓ એકબીજાના જાની મીત્ર થઇ પડયા. પેલો ફ્રેંચ અમલદાર લીલીસુકી જોઇ ચુકેલો એક ખડતલ આસામી હતો. આ દગાબાજ દુનિયાં તેની સાથે બહુ કઠણાઇથી વર્તી હતી. તેની ઉપર ઘણાક હાદેસાઓ પડયા હતા, છતાં તે ફરિયાદ કરતો નહિ, પણ એમજ કહેતો કે જેવું તેણે વાવિયું હશે તેવુંજ તે પામ્યો હશે. દરેક ચીજમાં 'ઑનર' અથવા યકીનને તે શ્રેષ્ઠ ગણતો, અને આ તેનાં યકીનથી ઘણીક આફતોના સમયે તેને સધ્યારો મલતો. જેમ બીજી બાબદોમાં આ બન્ને અમલદારો વચ્ચે મલતાપણું હતું, તેમજ સંસારી બાબદમાં પણ હતું. તે ઇંગ્રેજ અમલદારની માફક તે ફ્રેંચ અમલદારને પણ એકપુરો બેટો હતો. પોતાના દેશ અને પોતાની ફરજની પછી, પોતાના બેટાને તે સર્વથી વહાલો ગણતો હતો. દેશાભીમાનનો તે એક

ઉમદા નમુનો હતો. આ બન્ને અમલદારો પોતાના બેટાઓની વર્તણુંક, ઘરનું શીક્ષણ, નીશાળની કેળવણી, તેઓનું ભવીષ્ય, તેની ખીલવણી, વગેરે વીશે એકબીજા સાથે ઉલટભર વાત કરતા. તેઓની આશાઓ અને સ્વપનાઓ એકજ હતા. થોડા વખતમાં જે દેશો વચ્ચે લડાઇ જાગી હતી તેઓએ તે વખતની રીતી મુજબ પોતપોતાના બંદીવાનો અદલબદલ કીધા અને આ પ્રમાણે પેલો ફ્રેંચ અમલદાર પેલા ઇંગ્રેજ અમલદારથી પોતાની મોટી નીરાશી વચ્ચે છુટો પડયો.

"આ પ્રમાણે છુટા પડયા પછી ઘણાં વરસ તુલીક તેઓ વચ્ચે મેલાપ થયો નહિ. બહુ લાંબી મુદતે પેલા ઇંગ્રેજ અમલદારનું ફ્રાન્સ જવું થતાં તેને તેના પુરાણા મીત્રની યાદ પડી. ખબર કહાડતાં તેને માલુમ પડયું કે તે હાલ પૅરિસની નજદીકનાં એક ગામમાં રેહતો હતો. ત્યાં જતાં તે ઇંગ્રેજ અમલદારે તે ફ્રેંચ અમલદારનાં ઘર ઉપર તાલાં લગાડેલાં જોયાં. વધુ ખબર કહાડતાં તેને જણાયું કે તે બાપડાને તો તેજ દીવસે એક મહાભારત ગુનાહના આરોપ માટે કેદમાં પુરવામાં આવ્યો હતો. કેદખાનાંમાં જતાં તે ફ્રેંચ અમલદારે તે ઇંગ્રેજ અમલદારને પોતા ઉપર વીંટેલી કહાણી નીચે મુજબ કહી સંભળાવી.

"તે બાપડાએ પોતાના એકપુરા બેટાને ભારે ખરચે અને જેહમતે મોટે ખાંચરેના એક ફ્રેંચ ગૃહસ્થને છાજતી ઉમદા કેળવણી આપી હતી. તે કેળવણી પુરી કીધા પછી કાંઇપણ કામમાં પડયા અગાઉ તે માનિતો બેટો પૅરિસ નજદીકનાં પેલાં ગામમાં પોતાના બાપ સાથે આવી રહયો. ફ્રેંચ જુવાનિયાઓ કેટલાક પારસી જુવાનિયાઓની માફક મોજમજાહના ભારે શોખીન હોય છે. પૅરિસ શેહેર મોજમજાહનું ધામ છે. ત્યાં પેલો જુવાન ફ્રેંચમૅન પોતાના બાપને વારંવાર એકલો મુકી જતો. પેલા બુઢા ફ્રેંચ અમલદારે પોતાના બેટાની આ ચાલને માટે ફરિયાદ ઉઠાવી નહિ. તેણે વીચાર્યું કે જુવાન માણસોના જુસ્સાઓને તેઓની કુદરતી વલાણ લેવા દેવી જોઇએ. કવખતનું દબાણ અને અઘટીત આંકોશ માઠાં પરીણામ નીપજાવે છે એમ તે માનતો હતો. તે સમજતો હતો કે તેનો છોકરો હવે દહાડેવારેનો થયો હતો, અને પોતાના લાભને માટે શું સારૂં છે ને શું નથી તે તે પુરતું સમજતો હોવો જોઇએ. આથી તેણે પોતાના છોકરાની વારંવારની લાંબી ગેરહાજરી ઉપર આંખ-

વીચામણા કીધા. આ તેનો વીચાર કેવો ભુલભરેલો હતો તે, મારા વહાલા પારસી જુવાનિયાઓ," દસ્તુર પેસુતન બોલ્યા—"આપણે આગલ ચાલતાં જોઇશું. થોડોક વખત ગયા પછી તે માયાલુ બાપને માલમ પડયું કે કોઇ તેને લૂટતું હતું. તેની કબાટમાં મુકેલા પૈસા જે હમેશાં તે છુપા ખંડોમાં બંધ કરતો હતો, અને જે ઉપર કોઇ ત્રાહેત આસામીની નજર જઇ શકે નહિ, તે પૈસા વીચીત્ર સંજોગો વચ્ચે ગુમ થતા તેને જણાયા. આ બનાવો તેનો બેટો તેની સાથે આવી વસ્યો તેની થોડા દીવસ પછી બનવા લાગ્યા. તેનો ભેદ તે સમજી શકયો નહિ, પણ તેણે વીચાર્યું કે તે વીચીત્ર ચોરીઓ રાતને સમયેજ થતી હોવી જોઇયે. આથી તે એક રાત્રે ગુપચુપ જે ઓરડામાંથી તે ચોરી થતી હતી ત્યાં એક કબાટ પછવાડે છુપાયો. મોડી રાત્રે તેણે કોઇનાં ધીમાં પગલાં બહુજ સંભાળથી તે કબાટ આગલ આવતાં દીઠાં. તે છુપ્યા આસામીએ પોતાનાં ખીસામાંથી એક ચોરકુંચી કાહડી, અને તે કબાટને તે લગાડતાં તેનું બારણું ઉઘડી ગયું. તે ચોરને તે બુઢા બાપે એક છલાંગ મારી પોતાની મજબુત ચુંગાલમાં પકડયો, અને તેનાં મોહડાં ઉપરનો બુરખો ખસાડી નાખ્યો. તે ચેહરા ઉપર તેની નજર પડતાં તે હરણફાળ થઇ ગયો શું તેની બુઢી આંખો તેને દગો દેતી હતી? શું તે સ્વપ્નુ જોતો હતો? શું તે મગજથી બેમગજ થયો હતો? ના, નહિ—તેમ હતું નહિ. આ તો જીવતો જાગતો તેનો એકપુરો લાડકવાયો, સોહામનો, માટેલો, કેળવાયલો બેટો હતો. આ દુઃખદાયક સમયનું તેને ભાન થતાં વાર તે ચોરને પોતાની જોરેમંદ ચુંગાલમાંથી તેણે મોકલો કીધો——"

દસ્તુર પેસુતન અત્રે જરા દમ ખાવા થોભ્યા. પછી તેઓ વડા ચેલા તરફ ફર્યા અને તેને પુછ્યું: "દીનયારજી, તમે ઘણા ચંચળ દીસોચ. ચાલો મને કહો કે આવા ગંભિર અને દુઃખી સંજોગો વચ્ચે તમે તે વૃધ્ધ બાપના જેવી હાલતમાં ખોદા ન કરે ને આવી પડો તો તમે શું કરો?"

"સાહેબ," દીનયારજી બોલ્યો, "હું તે નાપાક દુકતાને મારાં ઘરમાંથી હાંકી કાહડું."

જાલેજર નામના એક બીજા ચંચળ જવાનને પેસુતન દસ્તુરે તેજ સવાલ કરતાં તેણે જવાબ વાલ્યો કે, "સાહેબ, આવા સંજોગો

વચ્ચે હું હોઉં તો હું તે ભાનભૂલા છોકરાને તેણે અખત્યાર કીધેલા બદબખ્ત રાહની બુરાઇ દેખાડી તેને રાસ્ત રાહ ઉપર લાવવાની કોશેશ કરૂં; કારણ કોઇપણ માણસ સદંતર બુરો હોય એમ હું માનતો નથી. હું ધારૂંચ, સાહેબ, કે પેલો કમનસીબ બાપ મારા જેવાજ વીચારનો હશે.”

“તારૂં અનુમાન ખરૂં છે, બેટા જાલેજર, તારા વીચાર ખરા હોય કે ખોટા, પણ તે કમનસીબ બાપના આબાદ એવાજ વીચાર હતા. તેણે તે ભાનભૂલા બેટાને સમજાવ્યો, પતાવ્યો, થંડો પાડયો, તેને પોતાનાં ઘરમાં રેહવા દીધો, એટલુંજ નહિ પણ જે કબાટમાંથી તે બેટો પોતાના બાપના સકમઇનાં નાણા ઉચાપત કરતો હતો તે કબાટની ખરી કુંચી તે બાપે પોતાના બેટા આગલ ધરી અને તેને કહયું: ‘લે, મારા બેટા, જે નાણા તું ચોરીછુપીથી લેવા ઇચ્છતો હતો તે હું મારી રાજીખુશીથી તુંને સપુરદ કરૂંછું, કારણ મારા બેટાને લોકો એક ચોર તરીકે ઓલખે તે અગાઉ મને તેઓ એક ગરીબ, નીર્ધન, પુરૂષ તરીકે પીછાને અને તે વર્ગનો મને માની લેય તે મને વધુ પસંદ છે——’”

અત્રે પાછા એકવાર દસ્તુર પેસુતન એક ચેલાને સવાલ કરવા થોભ્યા. “બેટા જાંહગીર, તું શું ધારેચ? બાપની આ ઉદાર વર્તણુકથી તે કંગાળ બેટો સુધર્યો હશે?”

“સાહેબ,” જાંહગીર બોલ્યો. “જો તે બેટો એક ઇનસાન હોય તો તે સુધરવોજ જોઇએ. તેમ તેણે નહિ કીધું હોય તો હું તેને હેવાન કરતાં બદતર ગણું.”

આ ઉડાવનારા ગોલ ગોલ પણ ચંચળ જવાબથી સાંભળનારાઓને હસવું આવ્યું, પણ દસ્તુર પેસુતને પોતાની રીતિ મુજબ બુઝર્ગ દાઢી પસવારી પોતાનું સુફેદ શર હલાવ્યું અને બોલ્યા. “બેટા, તારો જવાબ તે કાંઇ જવાબ કેહવાય નહિ, પણ તે તારૂં ભલું દીલ દેખાડી આપે છે. તું ઇચ્છે છે કે તે બેટો સુધર્યો હોય. હું કેહુંચ કે તેણે તેમ કીધું નહ. તે રડયો, તતરયો, પૅરિસ શેહરની લાલચો, ત્યાંનાં રેસતોરાં, ત્યાંની કલ્બો, જુગારખાનાઓ, શરતનાં મેદાનો ને આવીજ બીજી લલચાવનારી મોહીનીઓ ઉપર તેણે હજારોહજાર ફીટકાર નાખ્યા. પોતાની બદ કેરદાર ઉપર તેણે રૂદન કીધું અને રાહે રાસ્ત અખત્યાર કરવાનો

પોતાનો ઇરાદો જાહેર કીધો. તેણે પૅરિસ જવાનું મોકુફ કીધું, એટલુંજ નહિ પણ ઘણોખરો વખત તે ઘરમાં ભરાઇ રેહતો અને દેખઇતી રીતે અભ્યાસમાં રોકાતો. થોડા દીવસ વીત્યા બાદ શેહરમાં ચોરી તથા લૂટફાટની બૂમ ઉડવા લાગી. કોઇ નહિ જણાયલા શખ્સો મોહડાં ઉપર બુરખા નાખી, પોતાના ચેહરા સંભાળથી છુપાવી, એકાંત અને જાહેર રસ્તાઓ ઉપર મુસાફરો સામે બંદુક ટાંકી તેઓનું સર્વસ્વ લૂટી લેતા, એટલુંજ નહિ, પણ સધર આસામીઓનાં ઘર ફાડી તેઓને પાયમાલ કરતા. પોલિસ આ લૂટારાઓને પકડવા મથેલી હતી.

"એક મધ્યરાત્રે જયારે તે ફ્રેંચ અમલદાર ઉંઘતો હતો ત્યારે તેનું બારણું કોઇએ ઠોક્યું. તે ઉંઘાડતાં તે અમલદારે પોતાનીજ જાતનો એક પુરૂષ, જે તેનો પુરાણો મીત્ર થતો હતો, તેને બહુજ થાકેલી અને લોહીલુવાન હાલતમાં બારણા બહાર ઉભેલો દીઠો. તે લોહીલુવાન આદમીએ દાદ ચાહતાં તેના મીત્રે તુરત તેને પોતાનાં ઘરમાં આશરો આપ્યો. આ જખમી માણસ એક વાયકાઉન્ટ હતો. તે રાત્રે તેને કોઇ લૂટારાએએ ભરરસ્તા ઉપર જખમી કરી લૂટયો હતો અને તેની પાસેથી બીજી કેટલીક જીણસો ઉપરાંત પાંચશો ફ્રેંકથી ભરેલી એક સુંદર પોકેટબુક, જે ઉપર તેનું નામ અને મુદ્રાલેખ સોનેરી અક્ષરે કોરેલાં હતાં, તે છીનવી લીધી હતી. બીજે દીને પોલિસના મૂખ્ય કારોબારીઓને બોલાવી તેની આગલ પેલા ફ્રેંચ વાયકાઉન્ટે જે લૂટારાએ તેને જખમી કીધો હતો તેના લેબાશ, બાંધા વગેરેનું બારીક વર્ણન આપ્યું. બપોરનાં ખાણા વેળા પેલા ફ્રેંચ અમલદારનો દેખઇતી રીતે સુધરી ગયલો બેટો તે ઓરડામાં દાખલ થયો. તેને જોતાંજ પેલો જખમી થયલો વાયકાઉન્ટ ચમકયો અને ઉજલો પુની જેવો થઇ ગયો. તેના મીત્રની નજર આગલથી તે કાઉન્ટની ચમક અને તેના ચેહરાના ફેરફાર છુપ્યા રહયા નહિ. થોડીક મીનીટ પછી ચક્કર આવવાનું બહાનુ કહાડી તે પહરોણો પોતાના સુવાના ઓરડામાં ગયો. પેલો ફ્રેંચ અમલદાર તેની પુઠે ગયો, જેને પેલા વાયકાઉન્ટે કહ્યું: 'મારા મીત્ર, મારી ઉપર એક મેહરબાની કરશો ? હમણાજ તમે જાવો ને સીટી મેજીસ્ટ્રેટ આગલ મેં પેલા લૂટારાની સામે સોગંદ ઉપર જે જબાની નોંધાવી છે તે મારે નામે પાછી ખેંચી લેવો.'

"'ઇમ્પોસીબલ' પેલા ફ્રેંચ અમલદારે કહયું. 'લોહીના વેહવા સાથે તમે તમારાં મગજનું સમતોલપણું ખોહી દીધેલું લાગે છે.'

"'ગમે તે હો, મારા મીત્ર, પણ હું તે લૂટારા સાથે સખ્તાઇથી વરતવા માંગતો નથી. ખોદા જાણે કે મને લૂટવામાં નાપાક શેતાને તેના માર્ગમાં કેવી લાલચો નાખી હશે? વળી આબી બની શકે તેવું છે કે આ લૂટારાનાં કોઇ આબરૂદાર સગાંવહાલાં હોય, જેઓનાં નામ અને નોકને તેની રૂશવાઇ થવાથી નાહકનો ડાઘ લાગે. યા ખુદા, જો એ લૂટારો પકડાય તો સખત મજુરીનું ગુલામી ખત મરતાંલગણ તેને શીર ચોંતે.'

"'અને તેમ થાય તો તેમાં શું મુજાકો છે?' પેલા ફ્રેંચ અમલદારે પુછ્યું. 'એ તો જેવું કરે તેવું ભરે. કર ને જો આ દુનિયાંમાંજ છે. જે વેળા તેણે તમારીપર હુમલો કીધો તે વેળા તે કેવું હુલ્લડ કામ કરતો હતો, અને કેટલો જોખમ ખેડતો હતો તે, તે સારીરવેશે જાણતો હોવો જોઇએ.'

"'ખચ્ચીત,' તે વાયકાઉન્ટે કહયું. 'તમે કહોચ તે ખરૂં છે, પણ શું તે લૂટારાના બાપને તેનાં કરપીણ કામની ખબર હશે?'

"હવેજ તે ફ્રેંચ અમલદારની સુધ ઉંઘડી. ભેદનો પર્દો તેની આંખો આગલથી એકાએક ખીસી ગયો. તેણે પોતાના મીત્રનો હાથ ઝાલી તે ખુબ જોરથી હલાવ્યો. 'બોલો,' તેણે કહયું. 'એકદમ બોલો, તમે આ લૂટારાને ઓલખોછો? ખાવાના ઓરડામાં મારો છોકરો આજ બપોરે આવ્યો ત્યારે તમે તેને જોતાં વાર ચમકયા હતા, તેનું કારણ શું?'

"'હા—હું તે લૂટારાને ઓલખું છું,' વાયકાઉન્ટે જવાબ વાલ્યો. 'ગઇ રાત્રે જયારે તેણે મારી ઉપર હુમલો કીધો ત્યારે ઝપાઝપીમાં તેનો બુરખો તેના ચેહરા ઉપરથી ખસી ગયો. જાવો દોડો, એકદમ દોડો, ને મારી મુખજબાની પાછી ખેંચી લેવો.'

"'તમારી ભૂલ છે,' તે ફ્રેંચ અમલદારે કહ્યું. 'ગઇ રાત્રે હું બીછાને ગયો તે અગાઉ મેં મારા બેટાને વસ્ત્ર બદલી બીછાને જતાં જોયો હતો, અને હમેશ મુજબ મારા આશીરવાદ મેં તેને આપ્યા હતા.'

"'તમારૂં કહ્યું હું માનું છું,' તે પહેરોણાએ કહ્યું. 'જે શક મારાં મનમાં ઉતપન્ન થયો છે તે મારા હોથબાહેર કોઇપણ દીન થનાર

નથી. કદાચ હું ભૂલતો પણ હોઉં, પણ પેલી મુખજબાની તો મારે ખેંચી લેવીજ જોઇએ.'

"દીવા થતાં તે પહરોણો તે ઘરમાંથી વીદાય થયો. બાપબેટા વચ્ચે ત્યારપછી બીછાને જવાનો વખત થતાં સુધી બેટાના અભ્યાસ વીશે વાતચીત ચાલી. બેટો બીછાને જતાં બાપ જવા ઉઠયો. બેટાએ તેને પાછો બોલાવ્યો. 'પીતાજી, તમારા આશીરવાદ આજે તમે મને આપતાં ભૂલી ગયા છો.' બેટાના કહ્યા પ્રમાણે બાપે કીધું. બહુ ગંભીરતાથી તેણે પોતાનો જમણો હાથ તેનાં શીર ઉપર મુકયો, અને થોડીક પળ ધીમે અવાજે બંદગીના કલામો પઢી પોતાના આશીરવાદ તેને આપ્યા.

"તે બાપ બહુ ભોલો હતો. તેણે ખાતરીથી માન્યું કે તેનો મીત્ર નક્કી ભૂલાવો ખાતો હતો. તેનો બેટો આવું કરપીણ કામ કદી કરેજ નહિ. ત્યારપછી તે ઉંઘવા ગયો. મધ્યરાતે તે એકાએક ઝપકી ઉઠયો. તેને એમ લાગ્યું કે, કોઇ તેના કાનમાં બોલતું હતું કે: 'ઉઠ ને તપાસ કર,' તે ઉઠયો, અને ઝટ કાંઇ અજબ લાગણીથી તેના બેટાના ઓરડા તરફ ગયો. તે ઓરડાનું બારણું તેણે બાહેરથી બંધ જોયું. તેણે તે જોરથી થોકયું, પણ માંહેથી કાંઇપણ જવાબ મલ્યો નહિ. જેવી લાગણીથી તે તે ઓરડા ભણી ગયો હતો, તેવીજ લાગણીથી હવે તે તબેલા ભણી ધસ્યો. તેણે પોતાનો ઘોડો જેણે સેન્ટ જીનનાં લડાઇનાં મેદાનમાં તેની અચ્છી નોકરી બજાવી હતી, અને જે હાલ તેની મુવાફેક ઘરડો થયો હતો તેણે, તેને જોતાં વાર ખુશાલીનો ખંખાર માર્યો. કોઇ બીજી વેળા તે ફ્રેંચ અમલદાર તે ઘોડા પાસ જાત અને તેને માયાથી આલીંગન કરત; પણ હાલ તેનું ચીત્ત બીજે ઠેકાણે ભમતું હતું. જે થાન ઉપર તેના છોકરાનો ઘોડો બાંધવામાં આવતો હતો તે ઠેકાણે જતાં તેણે તે જગા ખાલી જોઇ તેવોજ તે ઘર મધે પાછો ફર્યો. દાદર ચઢી તે પોતાના છોકરાના ઓરડા ભણી ગયો. ત્યાં પોતાના હાથ માંહેલી બત્તી બુજવી નાખી એક ખુણામાં ગોયા તે પોતે એક ચોર હોય તેમ તે સંતાઇ રહ્યો. પાછલી રાતના તેણે આંગણાંનું બારણું ધીમેથી ઉઘડબંધ થતાં સાંભળ્યું. કોઇ બહુ ધીમે પગલે દાદર ચઢી આવ્યું, અને એક આકારને પોતાનાં ખીસામાંથી ચાવી કહાડી તેના દીકરાના ઓરડાનાં બારણાંને લગાડેલું તાળું ઉઘાડતાં તેણે જોયો. તે બારણું ઉંઘાડી તે આકાર માંહે પેઠો તેની પછવાડે તે ફ્રેંચ

અમલદાર પણ ગયો. પેલો આકાર એક બે પળ સ્થીર ઉભો, જાણેકે તે ખાતરી કરવા માંગતો હોય કે સઘળું શાંત હતું. ત્યારકેડે પોતાનાં ખીસામાંથી તેણે માચીસની એક પેટી કહાડી. તેને આમ કરતાં જોઇ તે ફ્રેંચ અમલદાર એક ન્નાના પર્દા પાછલ ઝડપથી છુપાઇ ગયો. તે આકારે હવે એક બત્તી સલગાવી તે ઓરડા માંહેલા અંધકારને દુર કીધો. બીજીજ પળે તેણે પોતાનાં મોંહ ઉપરનો એબલગામનો કાલો બુરખો કહાડી નાખ્યો. તે બત્તીના પ્રકાશમાં તે ફ્રેંચ અમલદારની નજર તે આકારના ચેહરા ઉપર પડતાં તેણે પોતાના બેટાને ઓલખ્યો. તે ચેહરો હીચકારી બીક અને ધાસ્તીથી ઉજલોવાખ મારી ગયો હતો. આંખો બેસી ગયલી ને લાલચોલ હતી. એક ખૂની, મોતને પાસે આવેલું જોઇ જેમ કાંપે, તેમ તે કાંપતો હતો. તે જુવાનિયો ધ્રુજતે પગલે એક કબાટ આગળ ગયો. ધ્રુજતે હાથે તે ખોલીને એક છુપાં ખાના મધે તેણે આમ તેમ જોઇ પોતાનો બુરખો અને પોતાનાં ખીસા માંહેલી મતા ઠેસવી દીધાં. ત્યારપછી તેણે પોતાનાં ખીસા માંહેથી એક પીસ્ટલ કહાડી અને તેની ચાંપો ખુલ્લી કરી તે તે ખાના મધે બંધ કરવા જતો હતો જેવામાં તે ફ્રેંચ અમલદારે બાહેર નીકલી આવી પોતાના બેટાનો હાથ પોતાની જોરેમદ ચુંગાલમાં મજબૂત પકડી લીધો. 'ચોર, લુટારા' તે બોલ્યો, 'થોભ, એ પીસ્ટલ હું તને છુપાવા દેનાર નથી. એનો વાજબી ઉપયોગ કરવાનો વખત હજી તો હમણા આવ્યો છે.' એમ બોલી તે બાપે તે પીસ્ટલ પોતાના બેટાના હાથમાંથી છીનવી લીધી. તેજ વેળા તેની નજર તેજ ખાના મધે છુપાવેલી પેલા વાયકાઉંટની પૉકેટ-બુક અને તે ઉપર કોરેલા તેનાં નામ અને મુદ્રાલેખ ઉપર પડી. પોતાનાં બદન ઉપર કોઇનો મજબૂત હાથ પડતાં તે જુવાનિયો બીધો કે પોલિસના હાથમાં તે સપડાયો હતો. તે થરથર કાંપવા લાગ્યો, ગુડણ-મંડીયે પડયો, અને 'દયા, દયા' કરી તેણે બુમ મારી. બીજીજ પળે તેણે પોતાના બાપને ઓલખ્યો. આવા હીચકારાઓ ફક્ત પોતાની અંગત સલામતીને માટેજ બીહે છે. એ બીક દુર થતાં તેઓની નફ્તાઇ તેઓની મદદે પાછી આવે છે. આ દાખલામાં પણ તેમજ બન્યું.

''' છટ, છટ.' તે બોલ્યો. 'ખસી જાવો, તમે તો મુરખ છેઓ. મને ઝટ છુટો કરો. હજી તો મને આએ મારાં દવથી ભીંજાઇ ગયલાં કપડાં છુપા-

વાનાં છે. તમે જોતા નથી કે પોલિસનાં માણસો મારી પુઠે લાગાં છે. જુવો, તેઓ આપણું મોટું બારણું ઠોકે છે. ઠીક થયું કે તમે અહીંયાં આવ્યા. તમે સોગંદપર સાક્ષી આપી શકશો કે હું આખી રાત આ ઓછાનામાં હતો અને કેઠે ગયો નથી.'

"તે હજી તો બોલી રહ્યો નહિ તેટલાં પોલિસનાં રાથોડી માણસોનાં મજબૂત પગલાં બાહેરની ફરસબંદી ઉપર ચાલતાં સંભલાયાં. એક બે પળમાં તો તેઓના ઠોકાઓથી તે આખું ઘર ધમધમી રહયું.

"'ખીસ, એ બેવકુફ બુઢા, તું શું બેહરો છે,' તે બેટો હવે ખીજવાતથી પોકારી ઉઠયો. 'તારી પોલાદી જંજીરમાંથી હવે મને આસાની આપ, અને તારા એકપુરા બેટાનો જીવ બચાવવામાં મદદ થા.'

"તે બાપ પણ હવે ધાસ્તીથી પાછો હઠયો. તેના મીત્રના બોલ હવે તેને યાદ આવ્યા: 'સખત મજુરીનું ગુલામી ખત, જીવતાં સુધી, જીવતાં સુધી." ઠોકાના મજબુત અવાજો અને ખડખડાટ હવે આખાં ઘરમાં પ્રસરી રહ્યા. હથિયારબંધ પોલિસે ચોતરફથી તે ઘરને ઘેરી લીધું હતું. 'ઉઘાડો— ઇનસાફ અને કાયદાનાં ભેગાં નામથી હમો તમુને હોકમ કર્યે છીએ કે આ બારણા ઉઘાડી હમને અંદર દાખલ કરો.' પોલિસ અમલદારોએ બુમ પાડી. કાંઇપણ જવાબ મલ્યો નાહ અને કોઇપણ કમાડ ઉઘાડ-વામાં આવ્યાં નહિ. કેટલાક પોલિસ અમલદારો કાંઇ યુકતી શોધવા ઘરના પાછલા ભાગ તરફ ધસ્યા. ત્યાં તબેલામાં તેઓએ એક તેજી ઘોડાને સ્વારીનાં સઘળાં સરનજામ સાથે થાકથી અને લાંબી મંજલની રંજથી પોતાના પરસેવાથી પ્રસરતાં બદનસહીત ઉભેલો જોયો. તે છોકરાના ઓરડામાંની બારીમાંથી તે બાપે ડોકયું કહાડી તબેલા ભણી નજર કીધી. એક અમલદારને તેણે બોલતાં સાંભલ્યો: 'બચીત, આ ઘોડો તે લૂટારા-નોજ છે. જુવો, થાકથી એ કેવો કાંપે છે એ લૂટારો આ ઘરમાંજ છુપાયલો હોવો જોઇયે.'

"કાંઇ નવી યુક્તિ શોધવા બલતી મસાલો સાથે તેઓ તબેલા માંહેથી બહાર પડયા, અને ઇનસાફ અને કાયદાને નામે બારણા ઉઘાડ-વાના પાછા પુકાર કરવા લાગ્યા. આસપાસનાં ઘરની બારીઓ હવે ઝપાઝપ ઉઘડી ગઇ. લોકો સુવાના ઝભામાં હાથમાં મીણબત્તીઓ લઇ શું થયું હતું તે જોવા બારી આગલ ધસ્યાં. લોકોનું એક મોટું ટોળું

તે પુરાણા લડવૈયાનાં ઘર ઉપર પોલિસે શું કરવા દરોરો પાડયો હતો તે નક્કી કરવા ત્યાં એકઠું થયું. તે કંગાળ બાપે બારી વાટે આ સઘલું નીહાળ્યું. પછી તે પાછો પોતાના છોકરા આગલ ગયો. એકાએક તે ઓરડામાં બંદુક ફુટવાનો એક ધડાકો થયો. કોઇનાં ધીમા પણ મજબૂત પગલાં દાદર ઉપરથી ઉતરતાં પોલિસે સાંભલ્યાં. આગલું બારણું ઉંઘડયું, અને તે કંગાલ બાપ પોતે ફોડેલી પીસ્ટલ હાથમાં લઇ તેઓ સામને આવી ઉભો. પોતાને હાથે જાણીબુજીને તે પીસ્ટલ વટી પોતાના બેટાને શરમીંદગીમાંથી બચાવવા તેણે ઠાર કીધો હતો.

"'દાખલ, થાવો સાહેબો, દાખલ થાવો, તમે શું માંગોચ ?' તેણે તે પોલિસ અમલદારોને પુછ્યું.

"'આ ઘરમાં એક કરપીણ લૂટારો આવી છુપાયો છે તેને હમો પકડવા આવ્યા છીયે,' તેઓ બોલ્યા.

"'ચાલો ત્યારે મારી પછવાડે આવો, હું તમોને રસ્તો દેખાડું.' આમ કહી તે બાપ દાદર ચઢી તે પોલિસ અમલદારો સાથે તે ઓરડા તરફ ગયો, જ્યાં તે લૂટારાનું ઠાર થયલું મુરદું જમીન ઉપર પડેલું હતું. તેઓ દીંગમુઢ થઇ એકબીજા તરફ જોવા લાગ્યા. તે ઓરડા મધે ગંભિર ચુપકીદી ફેલાઇ, જે તે બાપે તોડીઃ 'લેવો, આ રહયો તે લુટારો ! એનો પ્રાણ તો એને ગુલામગીરીની શરમીંદગીમાંથી બચાવા મેં મારે હાથે તે કીરતારને હવાલે કીધો છે, પણ એનું ખોખું જો તમુંને જોઇતું હોય તો એના બાપ તરીકે જે હકુમત હું તે ઉપર ધરાઉં છું તેને આધારે તે હું તમારે સ્વાધીન કરૂં છું. એને તો મેં તમારા સપાટામાંથી સદાનો મોકલો કીધો છે, પણ એનું લોહી રેડવાનો જુમ્મો મારે શીર છે. હું તમુને શરણ થાઉં છું.———'"

દસ્તુર પેસુતન અત્રે થોડીક મિનિટ દમ ખાવા થોભ્યા. તેમના આ હૃદયભેદક હેવાલથી છોકરાઓમાં ગંભિર ચુપકીદી ફેલાઇ. ચાનો વખ્ત થયલો હોવાથી ચેલાઓની રગોમાં બંધાઇ ગયલું રગત પાછું ચાલુ કરવા મેહરબાન પ્રિનસિપલ સાહેબના હુકમથી તેઓને ચા પીરસવામાં આવી, જે નોશ કીધા બાદ બેહદીન દસ્તુર પેસુતને પોતાનું કરૂણા-રસીક દાસતાન પાછું ચાલુ કીધું. તેવણ બોલ્યાઃ

"પેલો ઇંગ્રેજ અમલદાર જે પોતાના ફ્રેંચ મીત્રને પૅરિસની નજદીકનાં બંદીખાના મધે મલવા ગયો હતો તે તેની 'ટ્રાયલ' વેળા પણ હાજર હતો. તે કરૂણારસીક બનાવની સઘલી વીગતો કે'વારની બહાર પડી ચુકી હતી. પેલા ફ્રેંચ અમલદારે પેલા બહાદુર ઇંગ્રેજ અમલદારની મુવાફેક પોતાનો એક પગ લડાઇ મધે ગુમાવ્યો હતો. તેનીજ મુવાફેક તેનાં કપાલ ઉપર યુધ્ધનો એક કારી જખમ હતો. તે ઇંગ્રેજ અમલદારની મુવાફેક તેનો ચેહરો શોકાતુર અને ગંભિર હતો, અને તેનીજ મુવાફેક તેના બાલ બુઝર્ગીનો સુફેદ રંગ પામ્યા હતા. પોતાના દોસ્તને હિમત આપવા તે ઇંગ્રેજ અમલદાર તેની બને એટલો નજદીક તે અદાલતમાં ઉભો હતો; જોકે તેવી હિમતની તે બહાદુર ફ્રેંચ અમલદારને કાંઇપણ જરૂર દીસ્તી ન હતી. તેનો લાકડાંનો પગ, શીરપરનો જખમ, સુફેદ બાલ અને છાતીપર ચલકતા 'ક્રોસ ઑફ ધી લીજીયન ઑફ ઑનર'ના ચાંદ સાથે તે એક બહુ ચીતઆક્રશીત આકાર રજુ કરતો હતો. પોતાના બચાવમાં જે કાંઇ તે બોલ્યો તે તેણે આ રીતે ખતમ કીધું.

"'જે બેટાને મારા વાહલા દેશનાં ભલાંને માટે મેં ઉછેર્યો હતો તેનો પ્રાણ મેં મારે હાથે લીધો છે, કારણ મારો દેશ એક હાથ ઉપર તે પ્રાણ બચાવી બીજા હાથ ઉપર ઘાતકી મજુરીની શરમીંદગીભરેલી ગુલામગીરીનો સદાનો કલંક તેને શીર ચોંટાડતે. મારા દેશબંધુઓ, (તેણે પુછ્યું) મારાં આ કામને તમો શું 'ગુનાહ' ની ઉપમા આપશો? હું નહિ ધારતો કે તમો તેમ કરો. શરમીંદગીના જે દરિયાવમાં તમો મારા બેટાને સદાનો ડુબતો કરતે તેના બદલામાં હું મારો પ્રાણ તમુને અર્પણ કરૂં છું. શું મારા દેશને એક ભોગ જોઇયે છે? તેમ હોય તો આ તુચ્છ જીવ જે તેના દેશની કીર્તીને માટે સદા જીવ્યો છે, તે જીવ તે દેશપર સદકે કરવા હું તૈયાર છું. મારી ખાતરી છે કે તમો મને ઠપકો આપશો, પણ મને ધીક્કારશો નહિ. તમો મને ફાંસીને લાકડે ચઢાવશો, તેમ છતાં હું ખાતરીથી માનું છું કે તમે મારી ઘોર ઉપર ફુલનો છંટકાવ કરશો. આ પ્રમાણે હું તમો આગલ મારો સઘલો ગુનાહ સ્વીકારૂં છું. હું એક લડવૈયો, મારી લડાયક નજર તમારા જેવી એક બહાદુર લડાયક પ્રજા તરફ ઇનસાફની આર્જુથી ફેરવું છું. મારી છાતી ઉપર જે ચાંદ લટકે છે તેનું માનપૂર્વક નામ મુખપર લઇ, તમો, કે જેઓ ફ્રાન્સના

ઇનસાફી બાપ થવાનો હક માગોછો, તેઓને હું ચેલેંજ કરૂં છું કે તમારામાં જો હિમત હોય તો મને દોશીત ઠેરવો.'

"આ પ્રમાણેનાં અસરકારક વીવેચનથી કોર્ટ ઉપર ગંભિર અસર થતાં 'જસ્તીફાએબલ હોમીસાઇડ' એટલે માફ થઇ શકે તેવા મનૂષ્યવધના આરોપ માટે તેને દોશીત ઠેરવી ન્યાયાધીકારીએ તેને છોડી મેલ્યો. ખુશાલીના મોટા અવાજોથી કોર્ટ ગાજી રહી, જે ગમે તેવી ધમકીથી દાબી શકાયા નહિ. લોકોનાં એકઠાં થયલાં ટોલાંએ તે બહાદુર સીપાહને આલખડી–પાલખડી કરી ઇનસાફની અદાલતમાંથી તેને ઘર દોરી જવાની માંગણી કરી, પણ તે સીપાહના ગંભિર દેખાવ અને દમામદાર નેણાએ તેઓને તેમ કરતાં અટકાવ્યા. તે તેને ઘર પાછો ફર્યો, અને બીજી સહવારે તે તેનાં બીછાનામાં કુદરતી મોતે મરણ પામેલો માલુમ પડયો. તે વેળા એક નાનું પાલણું કેજે માંહે અવતરતાં વાર તેના એકપુરા બાલક બેટાને સુવાડવામાં આવ્યો હતો, અને જે પાલણા ઉપર તેણે ઘણીક વાર દુવાબંદગીના કલામો પઢયા હતા, તે પાલણું તેનાં બીછાનાની પડોશમાં પડેલું હતું."

પેસુતન દસ્તુરે આ કરૂણારસીક દાસ્તાન એવા તો ગંભિર અવાજે ખતમ કીધું કે ઘણાંક નરમ છાતીનાં ચેલાઓ અને 'ગ્રાંડ હોટેલ'વાળી કેટલીક બાઇઓ જે ત્યાં તે વેળા હાજર હતી તેઓની આંખ આંજુથી ચકચકીત થઇ. આ માનભરેલો ઉભરો ખાલી થવા પછી પેસુતન દસ્તુરે હાજર રહેલાંઓને સવાલ કીધોઃ "સાહેબો, મારી અદના શકતી પ્રમાણે આ કીસ્સો મેં તમો આગળ રજુ કીધો છે. હવે તમો, કે જેઓ પરણીને બાપ થઇ ચુકયા છેઓ; તેમજ તમો, કે જેઓ હજી કુવારા છેઓ, તેઓને સવાલ પુછવાની હું રજા લેઉં છું કે તમો તે ફ્રેંચ સીપાહબચ્ચાનાં કામને વખાણો છો કે વખોડી કહાડો છો ?"

સઘળાંઓની નજર આ વેળા એકજ વખ્તે જવાબ માટે અપીલ કરતી હોય તેમ વડા શીક્ષાગુરૂ તરફ ફરી. તેઓના ચેહરાપરથી એમ દીસતું હતું કે આ સવાલ બહુ ગંભિર હોવાથી તેનો ઘટતો જવાબ આપવાની જોખમદારી તેઓ પોતાને શીર લઇ શકતા નથી. આ ઉપરથી પ્રિનસિપલસાહેબે દસ્તુર પેસુતન તરફ ફરી તે જોખમદારી માન્ય કરીઃ

"દસ્તુર પેસુતન, બાનુઓ અને ગૃહસ્થો," તેઓ બોલ્યા. "હું તે બહાદુર પણ કંગાળ બાપની દયા કરૂં છું; પણ તેણે કીધેલાં કર્મને અંતઃકરણથી વખોડી કાહડું છું. મારા ધાર્યા મુજબ તે બાપ એક સ્વમાનની ખોટી મોટાઇમાં મરી રહેલો, અને પોતાની અને પોતાનાં કુટુંબની ખોટી મોટાઇ શોધનારો આસામી હોવો જોઇએ. તવારીખ માંહેલ બ્રુટસે દેશાભીમાનના આવેશમાં પોતાના બેટાઓને જાનથી બેજાન કીધા ત્યારે તેની મતલબ પોતાના આખા દેશનું રક્ષણ કરવાની હતી. પણ દસ્તુર પેસુતને આપેલા દાખલામાં પેલા બાપે પોતાના બેટાને મારી નાખીને શું સાહસકર્મ કર્યું ? તેણે તો માત્ર તેના ધાર્યા મુજબ પોતાનાં કંગાળ નામને કલંકમાંથી બચાવ્યું. મારા વીચાર મુજબ ગુનાહને પસ્તાવો કરવાની તક આપ્યા વગર પોતાના બેટાને બેજાન કીધાથી તે ગુનાહના બોજા સાથે તેણે તેને પેલી જેહાનમાં મોકલાવી દીધો. તેમ કરીને તે બેટાની યાદને તેણે કલંકમાંથી છોડવી નહિ, પણ ઉલટો પોતે ગુનેહગાર થયો. માત્ર તેણે તેની મનની મગરૂરીને તૃપ્ત કરી. બીજા બોલોમાં કેહું તો તેણે સીદ્ધ કરી આપ્યું કે, 'હે મારા બંધુઓ, નાપાક શેતાનના ફરમાવ્યા મુજબ તમારી આસપાસનાં લોકોનાં મતને ઇશ્વરી નીયમો કરતાં તમો વધુ વજન આપજો.' ઘણી વેળા ભુંડાઇ ભલાઇના અવતારમાં ઘુસી જઇ તેનો આકાર અખત્યાર કરે છે. આપણે કાંઇ ભુંડાઇની હલકાઇ સામે લડવાનું નથી. આપણે તો જ્યારે ભલાઇનો અવતાર લઇ ભુંડાઇ આપણી સામે આવી ઉભી રહે ત્યારે તેને મારી હઠાવવી જાઇએ."

દસ્તુર પેસુતન પ્રિનસિપલસાહેબનાં મતને મલતા થયા. તેઓ બોલ્યા કેઃ

"આજે મેં તમને કહી સંભલાવી છે તેવી કથાઓ મારા જેવી નબળી કે બીજી વધુ અસરકારક જબાનથી તમો જુવાનિયાઓ સાંભલો ત્યારે તે ઉપરથી તમને મોટો ધડો લેવાનો છે. આવી કથાઓનું ઉપયોગીપણું કોઇપણ ના પાડી શકનાર નથી. તેઓ જુવાનિયાઓનાં દીલમાં પેવશ થઇ તેઓને વીચારવંત અને ડાહ્યા બનાવે એવી નેમથી કરવામાં આવે છે. જુવાનિયાઓ જો તે માંહેથી શીખ ન મેલવે તો તે માંહે વાંક કથા કેહેનારાઓનો નહિ, પણ તે સાંભલનારાઓનોજ નીકળશે. એવી કથાઓ હમણા જેમ મેં તમુને સવાલ કીધો તેમ આપણુને

સવાલ કરવાની ફરજ પાડે છે કે—અમુક દાખલામાં અમુક માણસની તમે દયા ખાવો છો કે તેને વખોડી કહાડો છો ? એવા દાખલાઓમાં મારા માનવંત મીત્રે હમણા જવાબ આપ્યો તેમ તમારે કેહવું જોઇએ કે હમો તે માણસની દયા ખાઇએ છીએ, પણ તેનાં કામને વખોડી કાહડીયે છીએ.”

આ ભાષણ ખતમ થતાં ઝઝકલું થયું હતું, અને જે મેજ આગળ પેસુતન દસ્તુર બેઠા હતા તે ઉપર બે વૉલશેડમાં બે બળતી મીનબત્તી લાવી મેલવામાં આવી. બારી માંહેથી એક સુંદર પતંગ્યું ઉડતું ઉડતું માંહે આવ્યું ને તે બત્તીઓ આસપાસ ભમવા લાગ્યું. ઇશ્વરે ગોયા આ પતંગ્યાંને તે સાંજરે તેની પસંદગી પામેલી આ સ્કૂલના ચેલાઓને એક વધુ બોધ આપવા ત્યાં મોકળી આપ્યું હતું. દસ્તુર પેસુતને એક બત્તી આગળથી અને પ્રિનસિપલસાહેબનાં લાયકીવાળાં ધણિયાણીએ બીજી બત્તી આગળથી તે પતંગ્યાંને ઉરાડવાની કોશેશ કરી. એક શીક્ષકે પોતાની શોલાહૅટ ઉપર કપડું ઢાંકી તે માંહે તે પતંગ્યાંનો જીવ બચાવવા તેને સપડાવવા માગ્યું, પણ તે પતંગ્યાંનાં માથાંમાં તો જાણે ભૂતજ ભરાયો હતો. તે તો જાણે આજે પોતાના ઝીણાસરખા જીવ ઉપર જોરાવરીજ કરવા માગતું હતું. જરામાં તે ભીંત ઉપર જઇ બેસતું, તો જરામાં બત્તી આગળ આવી તેમાં હોમાવી દેવા માગતું. પ્રિનસિપલે ચેલાઓને કહયું કે તે પતંગ્યાંનો જીવ બચાવવાની સૌથી સરસ યુકતી જે ચેલો સુચવે તેને તે દિવસે મી૦ મે. મ. બનાજીવાળી

“ દુન્યાઇ દોર ”

નામની ચોપડીની એક નકલ ભેટ આપવામાં આવશે.

ચંચળ જાંહગીરે સૂચવ્યું કે “સાહેબ, આપણે આ બન્ને બત્તીઓ થોડીક પળ બુજવી નાખવી જોઇએ, કે જેમ કીધાથી આ પતંગ્યાંને બહાર ઉડી જવાનો વખ્ત મલશે.” આ યુકતી અજમાવવામાં આવતાં કેટલાક ચેલાઓ જેઓએ તેની ફતેહ વિશે શક બતાવ્યો હતો તેઓની અજાયબી વચ્ચે તે ફત્તેહમંદ નિવડી. બત્તીઓ પાછી સલગાવતાં તે પતંગ્યું તેઓ આગળ આવ્યું નહિ જે ઉપરથી શકમંદ ચેલાઓની વટીક ખાતરી થઇ કે તે બાહેર ઉડી ગયું હતું. જાંહગીરે કબુલેલું ઇનામ મેળવ્યું. ત્યારપછી દસ્તુર પેસુતન બોલ્યા. “મારા બેટાઓ, આ

બત્તીઓ બુજવી નાખી આજ રોજે એક મગતરાંનો જીવ બચાવવા થોડીક મીનીટ અંધારાંમાં રેહવાની આપણે કમર કશી છે, તો શું એક માણસ આ મગતરાંની પેઠે દેખતી આંખે આંધલો બની પોતાનો પ્રાણ, પોતાની આબરૂ કે પોતાની કીર્તીને ઝાંખ. લગાડવા ઇચ્છે તો તેને બચાવી લેવામાં એથી વધુ જેહમત તમો શું ઉઠાવશો નહિ અથવા તેનો જીવ બચાવશો નહિ? જ્યારે અંધકાર આપણી દયા ઉસ્કેરવા અને એક માણસાઇ ખસલતનું. કામ કરવામાં આપણને વધુ મદદગાર અને અનુસરતો થઇ પડતો હોય ત્યારે, તમો મારા બેટાઓ, આજે આપણે કીધું છે તેમ તમારી રોશનીના આતશને થોડીક મીનીટ અલોપ કરવાને ચુકશો ના."

પ્રિનસિપલસાહેબની દરખાસ્ત ઉપરથી દસ્તુર પેસુતનનો સંઘળાંઓએ ઉપકાર માન્યા બાદ તેવણને માટે 'થ્રી ચીયર્સ'ના પુકાર કરી ચેલાઓ વીખરાઇ ગયા. બીજે દિને એજ હૉલમાં દસ્તુર પેસુતન, મુંબઇવાળા માનવંત બેહદીન દસ્તુર ડૉકટર તેહમુરસ્પ તાલેવંત પીએચ. ડી. અને તેઓના ગોઠિયા અને કુટુંબીઓને ઠરાવેલે વખ્તે ચેલાઓની મુલાકાતે લાવનાર હતા. આ પ્રસંગે ડૉ૦ તેહમુરસ્પ ચેલાઓ આગળ એક પ્રસંગોપાત વિવેચન કરવાના હતા.

---

## પ્રકરણ ૮૨ મું.

### તાલેવંતી વકતાબાજી—એક નમુનેદાર વકતા કેવો હોવો જોઇયે?

"શુર ધરો બેટાઓ—શુર, શુરથી થાવો મચ્યસ્તાની;
યેકદીલ થાવો બ્હાદુર, ઇરાની જાહુદસ્તાની.
ફ્રેદુન મીસાલ જાલવો નોક ઇરાની;
જાલવી નોક ને નામ, સુખ્યપર ધરો નુરાની."

ફસલી સાલ ઉપર ઠેરો જાન કુરબાની;
કદીમ શાહી રોજ બાદ, યજદાન જાનઆણી.

બીજે દિવસે સાંજના વર્ગો છુટયા પછી દરાવેલે વખ્તે એહદીન દસ્તુર ડૉ૦ તેહમુરસ્પ, તેવણનાં બાનુ ગુલચેહર, મી૦ અને મિસિસ એરચ કોહિયાર, ડૉકટર દારાબશાહ અને એહદીન દસ્તુર પેસુતન સ્કુલની મુલાકાતે આવ્યાં. ડૉ૦ તેહમુરસ્પ એક વ્યાખ્યાન આપનાર છે, એ બિના ચેલાઓનાં મુખથી પંઠરાઇ ગયલી હોવાથી દેવલાલી મધેનાં ઘણાંક બાનુ અને ગૃહસ્થ વીઝીટરો પણ ત્યાં હાજર થયાં હતાં. જમા થયલી મંડળીએ સ્કૂલનું ભેગું 'ઇન્સ્પેકશન' કર્યા પછી અને અરસપરસ ઓળખાણપીછાણ થયા પછી પ્રિનસિપલસાહેબે ડૉ૦ તેહમુરસ્પને ચેલાઓને પોતાની વાકચાતુરીનો લાભ આપવાને અર્જ ગુજારી. જવાબમાં આ શરમાળ વકતા નીચે પ્રમાણે બોલ્યા.

"બાનુઓ અને ગૃહસ્થો, આપણી આ પારસી 'ઇટન' ની મુલાકાતે હું આજ પેહેલીજ વાર આવ્યો છું. પ્રિનસિપલસાહેબે મને હમણાં ચેલાઓ સનમુખ બોલવાની અરજ કરી છે, તે અરજ સ્વિકારતાં મને ખુશાલી અને અંદેશો પેદા થાય છે. પેહેલી લાગણીનું કારણ તમે સમજી શકશોઃ બીજીનું કારણ તમારા ચેહરા ઉપરથી હું જોઉં છું કે તમો સમજી શકતાં નથી, માટે તે હું ટુકમાં સમજાવીશ. અંદેશો એટલામાટે કે ચેલામંડળમાં હું ભવીષ્યના ઓલમાઓ, વકતાઓ, બારિસ્ટરો, વકીલો, ડૉકટરો, અધિપતિઓ, શીક્ષાગુરૂઓ વગેરે, વગેરે જોઉં છું. ભવીષ્યના આ મહાન પુરૂષોની હાજરીમાં મારા જેવો એક અદના પુરૂષ બોલતાં બીહે, અને શું બોલવું અને શું નહિ તેનાં વમાસનમાં પડે તો તેમાં અજાયબ થવા જેવું કાંઇ નથી.

"આ શાળાના સ્થાપક અને તેના વહીવટ અને કારોબાર વીશે એટલું તો બોલાયું છે, લખાયું છે, ને વંચાયું છે કે તે વીશે વધુ બોલવું હું બીનજરૂરતું જોઉં છું. મારી દીલગીરી એટલીજ છે કે એ શાળાને બોહળા પાયા ઉપર મુકવાને અને તેને એક જાયુકતું પાકું ખાતું બનાવવાને આપણા ટોળા તરફથી કાંઇપણ ઉપાયો યોજવામાં આવતા નથી.

"શુમારે બે મહીનાની વાત ઉપર, અયે જવાંમર્દો, જયારે તમારી મુલાકાતથી હું બેનસીબ હતો ત્યારે મારા કેટલાએક દોસ્તોની ઓજરખાહીથી મારૂં પંચગનીના પાહડી મુલકમાં જવું થયું, જયાં હમે

અલબતાં આ મહાન 'ઇટન' ની નાનકડી બેહનની મુલાકાત લીધી. તે વખતે મેં કેટલાક ઇશારાઓ સાંભલ્યા કે તે પાહડી જમીન તમારી આ સપાટ જમીન કરતાં ચેલાઓનું અંગબળ તેમજ મગજશક્તિ વગેરે ખીલવવાની બાબદમાં વધુ કાર્યસાધક થઇ પડવી જોઇએ. વળી ત્યાં ચેલાઓને અવલોકન કરવાની અને કુદરતી રચના નીહાલવાની વધુ તક મલવી જોઇએ, એવું પણ મેં સાંભલ્યું. એ ઇશારાઓએ મને મારાં એક ચોક્કસ વાંચનની યાદ આપી જે હું તમો આગલ તમારી પરવાનગીથી દર્શાવીશ.

"જમાને પીશીનમાં એક થાકથી આઝેઝ થયલો જૈફ મુસાફ્ર એક અતીશ્ય ઉંચા પાહડની ટળેતી આગલ આવી પોંહોંચ્યો. તે બેહદ લાંબી મુસાફ્રીની રંજથી કાયર નહિ થતાં તેણે તે પાહડ ઉપર ધીમેથી અને દ્રઢતાથી ચઢવા માડયું. તે પાહડની બુલંદી ઉપર એક દેવાલ્ય અથવા એક મંદીર હતું. તે મુસાફ્રે કસમ લીધા હતા કે મરતાં અગાઉ આ મંદીર તે જોશે. જે પાહડ ઉપર તે જવા માગતો હતો તે 'આઇડીયલ' અથવા કલ્પીત પુર્ણતાને નામે જણાયલા પર્વતો માહેલો એક સર્વથી ઉંચો પર્વત હતો; પણ તેનાં આશાવંત જીગર અને લોખંડી પાંઉંઓએ તેનો જરાપણ મુજાકો કીધો નહિ. વખતનું વેહવું તે ભૂલી જતો, પણ આશાનું ઝળકતું કીરણ તેની ચશમ આગલ સદા રોશન રેહતું. તેણે દર્યાફ્ત કીધો કે અગરજો હું આ પાહડી બુલંદી ઉપર પોંહોંચવા અગાઉ પટકાઇ પડું તોપણ એક ખ્યાલ મારાં દીલને દીલાસો દેશે અને તે એ કે બુલંદ મોટાઇની બુલંદી ઉપર પોંહોંચવાના રાહે રાસ્ત ઉપર જતાં મારૂં બદન આઝેઝ થયું; જ્યારે મંજલની રંજથી તે નીરાશ થતો ત્યારે પોતાનાં દીલને તે આ પ્રમાણે દીલાસો દેતો. 'હિમતે મર્દા તો મદદે ખોદા!' આ મસલ પ્રમાણે તે મહાન મંદીરના આરાસ્તા કીધેલા સંગીન દરવાજા આગલ પોતાનાં કદમ તે લાવ્યો. તેણે તે દરવાજો થોકતાં સુફેદ બરફ જેવી દાઢીવાલા એક પીરમર્દે તે ખોલ્યો. આપણા મુસાફ્રને જોતાં તે પીરમર્દના લબો ઉપર હસવું ફરી વલ્યું. 'યા ખુદા,' તેણે વીચાર્યું. 'વળી એક બીજો! આનો ભરમ શું હશે?'

"'અયે પીરમર્દ!' મુસાફ્ર બોલ્યો. 'મને તું મેહરબાનીની રાહે વાકેફ કરશે કે શું આખરે હું અકલો એલમની અજાયબીઓથી ભરપુર અયેવાન આગલ આવી પોંહોંચ્યો છું? અહીંયાં પોંહોંચવા મેં

હજારો માઇલની મંજલ કાપી છે, ને યઝદાંનું નામ જબાનપર લઇ કહું છું કે મેં ઘણું ખમ્યું છે.'

"તે પીરમર્દે તે મુસાફરનાં ખભાં ઉપર આંગલી લગાડી નરમ અવાજે કહ્યું:

"'અએ બેગાના મર્દ! આ કાંઇ અકલો એલમનું મંદીર નથી. જે બુલંદ મોટાઇની શોધમાં તું ફરે છે તે આ પાહડી ટોંચ ઉપર તુંને મલવાની નથી. મોટાઇનું એ મંદીર તો સપાટ મેદાનની વચ્ચોવચમાં તુંને મળી આવશે. અફસોસ, મારા ગરીબ મુસાફર, તું તારો રસ્તો ભૂલ્યોચ.'

"તે મુસાફરની ચળકતી ચશ્મો હવે જર્દ મારી ગઇ. આશા હવે તેનાં દીલમાં મરી ગઇ. ઉમર તેના ઉપર ગાલેબ આવી હોય તેમ તે હતો તેનાં કરતાં એકાએક વધુ જૈફ દીસવા લાગ્યો. પોતાનાં બદનને રાહત આપવા પોતાના હાથમાંની મજબૂત ડાંગ ઉપર તેણે તે ટેકવ્યું. કંટાલેલે જીવે તે અચેવાનના પાસબાનને તેણે સવાલ કીધો: 'હું જરા અહીંયાં આરામ લેઉં?' તે પાસબાને ના પાડતાં તે મુસાફરે બીજો સવાલ કીધો: 'આ પર્વતની બીજી બાજુએથી કાંઇ ઉતરાણનો વધુ સેહલ માર્ગ છે અને આ પાહડનું કાંઇ નામ છે?' આ બન્ને સવાલોનો તેને નકારમાં જવાબ મલ્યો. 'વારૂં ત્યારે આ મંદીરનું તે કાંઇ નામ હશેજ?' તે પીરમર્દે ફરી ડોકું હલાવી ના પાડી. તે મુસાફરનું જીગર આથી ઉસ્કેરાઇ આવ્યું ને તે બોલી ઉઠ્યો: 'ત્યારે હું એને 'અચેવાને આજુર્દે દેલ' એટલે 'તુટેલાં દીલનું મંદીર' નામ આપું છું. આએ તારા સુખનોએ, અએ પીરમર્દ, મારાં જીગરને ગોલ્રા ચાક ચાક કીધું છે.'

"આમ બોલતાં પોતાનાં પગલાં ફેરવી તેણે ચાલવા માંડ્યું. તે પીરમર્દ તેની દુંબાલે ગયો. 'બીરાદરે અઝીઝ,' તેણે કહ્યું. 'અહીંયાં આવનારાઓમાં તું કંઇ પેહેલો નથી, પણ છેલ્લો તો ખરેજ. તારી યકશાન સફાઇદાર સરજમીન ઉપર તું પાછી કદમબોશી ફરમાવ, અને તારા બેરાદર રહીશોને ખબર કર કે અકલો એલમનું ખરૂં અચેવાન એ સપાટ જમીનની વચ્ચોવચમાં ઉસ્તવાર ઉભું છે. તે અચેવાનને દરવાજા જેવું કાંઇ નથી—ખાસો આમને માટે તે સદા ખુલ્લું છે.

એ અયેવાન કંઇ આજકાલનું ત્યાં નથી. ઉદ્યોગ, જીંદગીની જેહમત, વેહવાર, ખંત અને યત્ન રોજબરોજ જ્યાં પ્રસરી રહ્યાં છે તેવી લખ્ખો આદમથી વસાયલી યકશાન જમીન ઉપર ઘણા પુરાણા જમાનાથી અકલો એલમનું એ મંદીર તે કરીમે કારસાજે બાંધેલું છે. ફીલસુફ અને ધોંડફોરો ત્યાં એકકીવખતે દાખિલ થઇ શકે છે. તે કંઇ એક ઝલકતી ભભુકદાર ઇમારત નથી: તે તો એક તદન સાદી, સુફેદ પણ તે સાથે સંગીન અને રોનકદાર ઇમારત છે. અયે બીરાદાર, એ મંદીર આગલથી તું ઘણીવાર પસાર થઇ ગયો હશે, છતાં તારી ગાફેલીથી તેં તે ઉપર નજરચૂક કીધી હશે.'

"'તું કેહેચ, અયે પીરમર્દ, ત્યારે મને પણ તે વાતની યાદ થાય છે. એ ઇમારત આગલ મેં ઘણાં છોકરાંઓને રમતાં જોયાં છે. જ્યારે હું નાનો હતો ત્યારે હું પણ ત્યાં આગલ ખેલતો હતો. અરે, તે સફાઇદાર ઇમારતમાં શું સંગીન માવો સમાયલો છે તેનો જો મુજ બદબખ્તને ખ્યાલ હતે તો——પણ જવા દેવો. સરગશતે થયલાં શીર ઉપર વિલાપ કરવો બેજા છે.'

તે મુસાફરે ચાહયું કે ત્યાં પડેલા એક જબરદસ્ત સંગ ઉપર તે પોતાનું બદન ટેકવે, પણ તે પીરમર્દે મના કીધી. 'ખબરદાર,' તે બોલ્યો. 'આ જગા આસાયશને માટે નથી. એક વખત તું અહીંયાં થોભ્યો તો સદાનો અહીંયાં ચોંટયો એમ જાણજે. ચાલવાથી થાક તારાથી દુર નાસસે: સેહજ પણ આસાયશથી તે તારી ઉપર ગાલેબ આવશે.'

"તે મુસાફરે કહયું. 'જરાપણ આગલ વધવાનો મારો ઇરાદો નથી, કારણ ગમે એવી ભૂલભરેલી રીતે પણ મેં મારી સફર ખતમ કીધી છે એમ હું માનું છું.'

"'અહિયાં થોભવું તુંને લાજમ નથી; જોકે તું તારો રસ્તો ભૂલ્યો છે, અને તેથી તું નીરાશ થયો છે, છતાં જો તું પાછો ફરશે તો બીજાઓને એવીજ રીતે રસ્તો ભૂલતાં અને નીરાશ થતાં તું અટકાવી શકશે. તારે મુલક પાછો ફરતાં જે ભાનભૂલાઓ તારીજ મુવાફેક આ પાહડી ટોંચ ઉપર આવતાં તુંને મલે તેઓને તું અટકાવજે ને તારી સાથ પાછા લઇ જજે. જેઓ અત્રે આવવાની તઇયારી કરતા હોય તેઓને તું દુરઅંદેશીથી દરિયાફ્ત કરવા ફરમાવજે. તેઓને સવાલ

કરજે કે ખોદાતાલા આવી એક એકાંત અને ભયભીત પાહડી શિખર ઉપર—જ્યાં તેનો લાભ કોઇ લઇ નહિ શકે તેવા એકાંતવાસમાં—અકલો એલમનું મંદીર સ્થાપે એ ખ્યાલ શું બેહુદો નથી? તેઓને કેહજે કે જેમ તેઓ માંહેલા કેટલાકોને દીસે છે તેવો સખ્ત દીલનો ખુદાતાલા નથી. તેઓને જાહેર કરજે કે અકલો એલમ અને પુર્ણતા પાહડી શિખરો ઉપર તે છુપાવી રાખતો નથી. મોટા મોટા સપાટ મુલકોમાં—જ્યાં લખો આદમો વસે છે ત્યાં રોજીંદી જીંદગીની જીકર વચ્ચે—જ્યાં અનાજ ઉગે છે, જ્યાં મરદ અને ઓરત એકસરખી રીતે વેઠ કરી કોઇ ખુશાલીથી તો કોઇ દીલગીરીથી પોતાનું ગુજરાન કરે છે તેવા મુલકમાં અને તેવા સંજોગોમાં ખુદાતાલા ગયબી અકલો એલમનું અયેવાન બાંધે છે.'

"મુસાફરે ઉત્તર દીધો: 'ત્યારે તમારા કેહવા મુવાફેક હું કરીશ.' અને પોતાની કંટાળાભરેલી મંજલ તેણે પાછી કાપવા માંડી; પણ રાહ લાંબી હતી, અને તે પોતે જૈફ ઉપરાંત થાકેલો હતો. આપણો ગરીબ મુસાફર પુર ઉલટ હોંસમાં જ્યારે પેલાં પાહડી શિખર ઉપર ચઢતો હતો ત્યારે તે ચઢાણ કાંઇ ગુલાબની ચાદર જેવી તો તેને લાગીજ નહિ. તે સખત તો હતીજ; પણ આશા ઉમેદ વગરની ઉતરાણ તેને મનસે કાંટાનાં બીછાનાસમાન થઇ પડી."

ઉપલો અહેવાલ ખતમ થતાં ડૉ૦ તેહમુરસ્પ બોલ્યા: "અયે જવાંમર્દો, તમો, કે જેઓ ભવીષ્યની ઓલાદની ચહડતીના બુરજ મીસાલ છેવો, તેઓ એવું અનુમાન કરશો કે તે ગરીબ મુસાફર પાછો પોતાને વતન પોંહોંચવા પામ્યો હશે નહિ. મબાદા તેમજ હોય, પણ આ તો ચોકસ છે કે વલતી સફર તે શુરૂ કરી ચુકયો હતો. સઘલા મુસાફરો કાંઇ આવી હામ ભીડતા નથી. મારા જુવાન દોસ્તો, તમે પણ હું આશા રાખું છું કે એજ મુસાફરની માફક ઉમંગી અને ખંતીલા થશો. રાહે રાસ્ત ઉપર પોંહોંચતાં જો તમે આડકતરા ફાટો, તો, 'રીવર્સીંગ સ્ટેશનો' ઉપર અગ્નીરથો કરે છે તેમ ચક્રાવો મારી પાછા ફરજો. શાયર કહી ગયો છે તેમ આ દુનિયાંને એક ખ્યાલી ખાબ સમાન સમજતા ના. તમારાં સ્વાનને કદીપણ નીંદ્રાવશ થવા દેતાં ના, કારણ આવું સ્વાનં મુવાસમાન છે. જીંદગી એ એક સીદ્ધ થયલી

બીના છે. તેના છેડાની સીમા ઘોર કે દોખ્મું નથી. મટ્ટીસેં મટ્ટી ને ખાકસે ખાક કાંઇ રવાનને માટે ધ્યાન કરવામાં આવ્યું નથી. જીંદગીની જીકકરનાં મેદાનમાં જીપલાવતાં અને રાહે રાસ્ત તરફ જતાં મેંઢાંનાં ટોળાં સમાન નહિ પણ શૂરા પેહેલવાન મીસાલ તમે વરતજો. મહાન પુરૂષોની જીંદગાનીના અહેવાલો આપણને નસીહત કરે છે કે, આપણે પણ આપણી હૈયાતી ઉત્તમ બનાવી શકયે અને આ ફાની જેહાનમાંથી કુચ કર્યા અગાઉ જીંદગાનીની દોરીની રેતાળ જમીન ઉપર આપણાં કાર્યોના યાદગાર છાપ આપણે પણ મારી જઇ શકયે. એ છાપો એવા મજબુત હોવા જોઇએ કે જેથી આ ફાની દરિયાવની કીસ્તી ઉપર આપણી પછવાડે ઝોંકા ખાતા મુસાફરો તેઓની રાહ ચુકતાં અથવા તેઓની કીસ્તી ભાગતાં તે પગલાં જોઇ હિમત પકડી ખોહેલો માર્ગ પાછો મેલવે.

"તમારાં સારાં નામ અને કીર્તીને, મારા બેટાઓ, કોઇને પણ ચોરી લેવા દેતા ના. તમે તેને ઝાંખ લાગવા દેતા ના, કારણ તમારાં રવાનને અમર કરવામાં તેઓ મુખ્ય કામ બજાવે છે. તમારી ધનદોલતના ચોરથી જેટલા તમે ડરો તેના કરતાં હઝાર બાર વધુ તમારાં સારાં નામ અને કીર્તી ઉપર છાંટા ઉરાડનારાથી તમો ડરજો. દોલત તૂચ્છ છેઃ તે આજ છે ને કાલ નથી. આજ તમારી, કાલ મારી, અને આવતા રૂઝોમાં તે બીજા હજારોની થશે. તેની ગેરહાજરીથી તમો ગરીબ થશો નહિ; પણ બીજા હાથ ઉપર જો કોઇ શખ્સ તમારૂં સારૂં નામ અને કીર્તી તમારી કનેથી છીનવી લેવામાં ફતેહ પામે તો તેથી તે પોતાને નવાજી શકશે નહિ, પણ તમુને તો ખચીતજ તે લાચાર બનાવી દેશે.

"મારા બેટાઓ, અત્રે તમુને જે ઘણાંક ઉત્તમ શાક્ષણો મલે છે તે માંહે બરીફજરે ઉઠવાના અને અવલોકન કરવાના ગુણોને હું મોટી અગત્યતા આપું છું. નીયમીત બંદગી અને કવાયદ કાંઇ ઓછી અગત્યતા ધરાવતાં નથી. હું પોતે પોહ ફાટતાં ઉઠનાર આસામી છું. સુખી તે માણસ, કે જે એમ કરે. દર સહવારે તેને માટે દહાડો ખુશખુશાલ તાજો તરફડતો જન્મ પામે છે. તેને માટે તે અશોઇ અને ખુશનુદીભર્યો નીવડે છે. એક રમુજી ખુશાલ બાલક જેમ બીજાઓને ખુશમીઝાઝી

બનાવે છે તેમ ઉગતા રોજની કુદરતી જુવાની બીજાંઓને બાઝી તેઓને જુવાન બનાવે છે. કોઇપણ માણસ જે બરીફજરે ઉઠી ચાલવાની કસરત કરતો હોય તેની ઉપર બુઢાપો ફાવે એમ હું માનતો નથી.

"અવલોકન વીશે બોલતાં હું કહીશ કે જીંદગાનીની જીકકરમાં એક જુવાનિયો તરે છે કે ડુબે છે, હારે છે કે જીતે છે, તેનું તોલ ચોકસ ગુણો, જે દુન્યવી આંખોએ જોતાં કદાચ હલકા ગણાય, તે ઉપરથી કરી શકાય. પેહેલો ગુણ તે 'ઇનક્વીઝીટીવનેસ' અથવા કાનાસુની કીવાં પુછપરછ, અને બીજો 'ક્યુરીઑસીટી' એટલે કુદરતી ચટપટ અથવા જીજ્ઞાસા છે. એક જુવાનિયો જે દરેક નવી ચીજ નીહાલતાં તેને સુંથીને ચાંદુ પાડે, જેનો ચટપટયો ખટપટયો ખવાસ તેની જીજ્ઞાસા તૃપ્ત થાય ત્યાંસુધી તેને જંપીને બેસવા દેતો ન હોય અને તે જો થાકથી સદા અજાણયો હોય તેવો એક જુવાનિયો મારા ધાર્યા પ્રમાણે બહુજ કીમતી ગીરો સાથે જીંદગીની લડતમાં જીપલાવે છે. તેને પરવરદેગાર સદા સહાય થાય છે.

"મારા બેટાઓ, મેં તમારૂં નાનકડું કેતાબખાનું જોયું છે. તમારાં એ કેતાબખાનાંને જો તમો ચાહો તો એક દાયકામાં એક બહુ ઉપયોગી કેતાબખાનાંમાં બદલી નાખો. એક કેતાબખાનું એક પવીત્ર મંદીર યા દફનમુકામ સમાન છે જ્યાં પગ મેલતાંજ આપણ ગંભિર બનિયે છિયે અને આપણામાં માનપૂર્વક લાગણી ઉત્પન્ન થાય છે. ઘણાક મહાન પુરૂષો આ મંદીરમાં કબરવાસ—ખરૂં બોલું તો કેતાબવાસ—થયલા હોય છે. મુવા છતાં તેઓ તમો સનમુખ જીવતા છે. સદીઓ ગુજર્યાં છતાં તેઓના આચારવીચારો તમો જાણી શકો છો, તેઓની સાથે તમો વાત કરી શકો છો, અને દૂરદરાજ મુલ્કોમાં અને બિયાબાનમાં તેઓ સાથ મુસાફરી કરી શકો છો. ફુલવાડીમાં લટાર મારવી હોય, સુગંધી પમરાટ લેવો હોય, યા શેખ સાઅદી સાથે વાત કરવી હોય તો કહાડો 'ગુલેસ્તાન' અને 'બુસતાન'! જંગનાં મેદાનમાં ડોકયું કરવું હોય કીવાં પેહલવાનોસે પીછાણ કરવી હોય તો કહાડો 'શાહનામે ફીર્દૂશી'! બેહસ્ત દોજખ વીશે મુજાહેમત કરવી હોય, એક અપંગ માણસની કલ્પનાશકિત શાયરીની અને લખાણબાજીની બુલંદી ઉપર તમુને કેમ દોરવી શકે છે તેનો કયાસ કરવો હોય તો એક કાગજના ટુકડા ઉપર નામ લખવે

નેત્રબિન ગુરથમાન મિલતન તમારી સનમુખ આવી ઉભો રેહશે. ટેનિસન સાથે વાત કરવી હોય તો મુખમાંથી બોલ નીકલતાં તે તમો સનમુખ હાજર થશે. આ બધું ગુઝસ્તે સાલોના મહાન કર્ત્તાઓનાં કાર્યોનું પરિણામ છે.

"આ કેતાબવાસ થયલા પુરૂષોની હાજરી જેટલી આપણને દપકાવે છે તેના કરતાં આજકાલના કેટલાએક પુરૂષો જેઓ પોતાને ગ્રંથકર્ત્તા, નૉવેલીસ્ટ, કવિ, લેખક, 'કર્તા' યા 'રચનાર'માં ખપાવવા માગે છે તેઓની શેખી આપણને હઝાર બાર વધુ હુબતાવી મારે છે. તેઓ આ કેતાબવાસ થયલા મહાન પુરૂષો સાથે હરીફાઇની કમર કસતા દીસે છે. તેઓને તેઓ એમ કેહતા જણાય છે કે, 'તમો ઘણાં વરસ થયાં નવીશંદાઓમાં ખપતા આવ્યા છો, અને કેતાબખાનાંમાં કેતાબવાસ થયા છો; ખીસો, અને અમારી જગા તમારા વચ્ચે કરો. જે કાંઇ કચરાકુજા જેવું, ગલ્યું ન ગલ્યું, લુખ્ખુંસુકકું હમો લખિયે, જે બંધએસતી ન બેસતી ઇંગ્રેજી વાર્તા અને લખાણોનાં હમો ભાષાંતર અને ઉતારા કર્યે, પશ્ચિમ તરફનાં જે કર્પીણ ખૂનો, કર્મો અને બદીઓ રાંક પારસી ટોળાને હાથે લખાણરૂપે હમે થતાં દેખાડયે, ઝમકદાર અને જોશદાર ઝબાનના ઓઢાં હુદલ હમો જે મર્યાદા રહિત વાકયો હમારાં પાત્રોને બોલતાં રજુ કર્યે, તેવી કેતાબો હમારાં ઉમદા ભ ડોળ અને લખાણની મોતેબ-રીની શાહદતો તરીકે આ પુરાણા કબરવાસીઓની વચ્ચે સચવાઇ રહેવી જોઇએ. સદીઓ વીત્યા બાદ હમારી કેતાબી કબરોમાંથી હમો નામચીનો પણ તે જમાનાના જીવતાંઓ આગલ હમારો દૌરદમામ દેખાડી તેઓને આંજી નાખશું અને તેઓ પાસ હમારી કીર્તિની વાહુવા પોકરાવશું.

"આ જીન્નતગુજીન ઓલમાઓની સફમાં બીરાજવાની સરકશી તમારો આ અદના બોલનાર કદીપણ કરશે નહિ," ડૉકટર તેહમુરસ્પે લંબાવ્યું, "અને તમો પણ, મારા ભવીષ્યના જોદ્ધાઓ, હું ધારૂં છું કે એજ મારી નાકેશ સલ્લાહ ઉપર બેથી ત્રણ દાયકા પછી અમલ કરશો.

"છેલ્લે, હું તમોને બે બોલ કેહવા માગું છું. અકલો એલમનાં મંદીરનું ધ્યાન તમોને આપીને પંચગનીના પાહડી મુલ્કમાં સ્થાપાયલી આ 'ઇટન' ની નાની બેહનને હું કોઇપણ પ્રકારે ઉતારી પાડવા અથવા તેને ગેરઇનસાફ કરવા માંગતો નથી."

અત્રે ડૉકટર તેહમુરસ્પે તાલીઓના ભારે ગડગડાટ વચ્ચે પોતાનું બોલવું ખતમ કીધું, અને ચેલાઓનાં બૅન્ડની મોજ ચાખ્યા પછી તેઓ વીદાય થયા. તેઓના જવા અગાઉ કેટલીક બાનુઓએ તેઓને આગ્રહ કીધો કે તેઓની ફુરસુદે પારસીઓમાં હાલ ચર્ચાતી એક જરૂરની બિના, જે 'નૉવેલ અથવા નવલકથાનું વાંચન' છે તે ઉપર તેવણે પોતાના વિચારો એજ 'ઇટન' મધે એક ભેગા મેળાવડા સનમુખ જાહેર કરવા. એ અર્જ સ્વિકારીને બીજે અઠવાડિયે ડૉ૰ તેહમુરસ્પે આ અગત્યની બાબત ઉપર એક ટુંક પણ અસરકારક વ્યાખ્યાન આપ્યું, જે નીચલાં પ્રકરણમાં વાંચક સન્મુખ હું ધરૂં છું.

---

## પ્રકરણ ૮૩ મું.

### તાલેવંતી વકતાબાજીના વધુ બાણો—નવરંગી નવલકથાના પચરંગી ઢંગો.

"તન ને મનની સ્વચ્છતા, છે શુભ ન્યામત ખાણ,
જે આ વાંચન બહુ મેળવે, તેને સુખીયો જાણ."

"બાનુઓ અને ગૃહસ્થો," ડૉ૰ તેહમુરસ્પ દેવલાલીની 'ઇટન'માં પોતાનું બીજું ભાષણ શરૂ કરતાં બોલ્યા. "'શું આપણી કન્યાઓએ દીલ ઉસ્કેરનારી નૉવેલો વાંચવી જોઇએ?' આ સવાલ આપણાં પારસી મંડળોમાં વારંવાર પુછવામાં આવે છે, પણ હજી તેનો કાંઇ સંતોષકારક નિર્ણય થયો નથી.

"આપણી ધણીક 'મમા'ઓ દરરોજ સવાલ કરે છે કે હમો હમારી દીકરીઓના નૉવેલ વાંચવાના 'ટેસ્ટ'ને ઉત્તેજન આપ્યે કે અથવા જો તેમ નહિ કર્યે તો હમારી રજા વગર તેઓને તે શોખ પુરો પાડવા દઇએ કે? આપણા જુવાન છોકરાઓના બાબ્તમાં પારસી 'પપા'ઓ આજ સવાલ ઉઠાવે છે. આજે જયારે અત્રે એજ બાબત ઉપર મને મારા અદના વિચારો દર્શાવવાને કેહવામાં આવ્યું છે ત્યારે હું બાખુશીથી તે દરખાસ્ત ઉપાડી લઉં છું.

"મારા વિચાર પ્રમાણે શું છોકરા કે છોકરીઓએ દીલ ઉસ્કેરનારી નૉવેલો વાંચવી જોઇયે નહિ. એવી વાર્તાઓ તેઓનાં મગજ આગળ આ દુનિયાઇ જીંદગાનીમાં બનતા બનાવોનો આબેહુબ ચિતાર રજુ કરવાને બદલે અણુહદ ખુબસૂરતી, ફીરેસ્તાઇ ખસલતનો પ્યાર અને દુનિયાંમાં કવચીતજ દીઠામાં આવે તેવી હિમત અને બીનસ્વાર્થીપણાનાં કલ્પીત અને સહરાગાતભરેલાં ચિત્રો રજુ કરે છે. મારૂં જો ચાલતું હોય તો હું કલ્પીત બનાવોના કરતાં સંભવીત બનાવોથી ભરપુર નૉવેલો જુવાનિયાઓ વાંચે તેવા ઉપાયો યોજું અને તેમ કરવાને માટે હું તેઓને એક 'રોમેનટીક' સ્કુલના કરતાં એક 'રીએલીસ્ટીક' સ્કુલમાં મોકલું. હું જોઇને ખુશી છું કે એવીજ એક 'રીએલીસ્ટીક' શાળામાં હાલ તમો અભ્યાસ કરવાને અને તમારી જુવાન જીંદગી ખીલવવાને નસીબવંત નીવડયા છો. ગંભિર પ્રકારના પણ સંભવીત બનાવોથી ભરેલી ચોપડીઓ વાંચ્યાથી આ દુનિયાંની કાળી બાજુ જોઇ લઇને કદાપી કેટલાંક જુવાન મગજો ચોંકી જાય તે વાત ખરી છે, પણ એ બિના તેઓને જેટલું નુકસાન કરે તેના કરતાં ભવિષ્યમાં જ્યારે ખરી જીંદગાનીમાં તેઓ પેલા સહરાગાતી સ્વભોગ, પ્યાર, ખુબસૂરતી, હિમત વિગેરેની ગેરહાજરી જુવે ત્યારે તેઓને જે નીરાશી મળે તેની આગળ પેલા સંભવીત પણ ચોંકાવનારા બનાવોની ગંભિરતા અંધકારમાં દટાઇ જાય છે.

"જુવાનિયાઓને જીવતીજાગતી જીંદગાનીમાંથી દુનિયાઇ અનુભવ મેળવવા દો, જેઓ અનુભવ મેલવતાં ઘરડાં થયાં હોય તેઓના અનુભવનો આપતો લાહવો તેઓને ચાખવા દો; જેઓએ જીંદગીમાં સુખનો પ્યાલો ચાખ્યો હોય અને જેઓનું જીવવું પ્રમાણ થયું હોય તેઓની સોબત તેઓને સાંધવા દો. આ એકલોજ માર્ગ છે કે જે તેઓને લાંબી અને સુખી જીંદગી ભોગવવાની ખરી જુગતી શીખાડશે.

"જે કીસ્સાઓ એવું દર્શાવતા હોય કે પરણેલા પુરૂશો એવા પ્રકારના આસામીઓ હોવા જોઇયે કે જેઓ પોતાનો આખો ભવ પોતાની બાયડીનાં ગુંઠણ આગળ બેસી ગાલે અથવા જે કીસ્સાઓ એવું કહેતા હોય કે પરણેલી બાયડીઓનું કામ માત્ર સઘળો વખત લટકોચટકો કરી પોતાના ધણીઓને મોહ પમાડવાનું છે, તેવા કીસ્સાઓ તમો માબાપો જુવાનિયાઓને વાંચવા દેતા ના.

"ચાનક આપનારી અને રમુજી વાર્તાઓ, અને દેશહિતકારીપણાની અને રણક્ષેત્રમાં જોવામાં આવતી ખરેખરી દલેરીની, સાદી ફીલસૂફીની, સાધારણ તર્કશક્તિનો ઉપયોગ દર્શાવનારી અને દુરઅંદેશ વિચારોથી ભરપુર લખાણોથી જુવાનિયાઓનાં મગજોને તમે તૃપ્ત કરો. તમારાં છોકરાંઓની આસપાસ સદા નીતિવાન અને ખુશાલ સ્ત્રી-પુરૂષોનું ને સોબતીઓનું કુંડાળું જમા કરતા રહો, કારણ ખુશાલ સોબત આનંદી જીવ બનાવે છે. જો મારૂં ઘર નાનાં ભુલકાંઓથી ભરપુર હોય તો હું તેઓને એવી ધુમ મચાવવા દઉં કે સારો દીવસ મારે કાને હસવાના અને રમુજી ટોલટપ્પાના પડઘા પડયા કરે.

"એક હૉસ્પીટાલમાંથી વિદાય થતા દર્દીઓ અને વીઝીટરો પોતા સાથે ગમે તેવી તેઓની બીનઇચ્છા છતાં એક જાતનો ચોકસ દુર્ગંધ 'હૉસ્પીટાલ સ્મૅલ' પોતાનાં શરીર સાથે આમેજ કરી બહાર લાવે છે. જે નૉવેલો એવું સંભળાવે કે આ દુનિયાં સઘળી ખૂનીઓથી, ખોટી સહી કરનારાઓથી અને ચક્રમ માણસોથી ઉભાઇ જાય છે તેવી નૉવેલો ઉપલાજ પ્રકારનો દુર્ગંધ પોતાના સફાઓમાંથી સદા કાઢતી રહે છે.

"એક ઇંગ્રેજ બાનુ એક વેળા એક નામીચા ફ્રેંચ ગ્રંથકારને મળવા ગઇ ત્યારે તેણીએ તેને એક પુસ્તક વાંચવામાં રોકાયલો જોયો, કેજે પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે સ્ત્રી-પુરૂષોનાં ઘણાં સહરાગાતી ચિત્રો દોરેલાં હતાં. તેણીએ તે ગ્રંથકારને કહયું કે તમોએ આ ચિત્રો ઉપર નજર દોડાવવી સજાવાર નથી, કારણ જ્યારે તમે એક 'બૉલ રૂમ' માં જશો ત્યારે ત્યાં ખુબસૂરતીનો કાંઇ ઉલટોજ છાપ તમારાં મગજ ઉપર પડશે, પછી જ્યારે તમારી નવી નૉવેલનાં પાત્રો તમે ગોઠવવા બેસસો ત્યારે તમો ગુચવાડામાં પડશો કે ખરી ખુબસૂરતી કઇ?—જે તમોએ પેલી વાંચેલી ચોપડીમાં દર્શાવેલી છે તે, કે તમોએ 'બૉલ રૂમ'માં જોઇ તે?

"આપણા ટોળામાંથી હાલ શાહનામાનાં અને બીજાં આપણું કયાની લોહી ઉસ્કેરનારાં વાંચનો કમી થઇ ગયાં છે. આપણા કેટલાક પારસી છાપાઓ, ચોપાનિયાંઓ અને ચોપડીઓ બોધકારક સંગીન નીબંધો અને વાર્તાઓને બદલે દીલ ઉસ્કેરનારા કુચાલ કુથલાઓથી ઉભાઇ જાય છે. એકાદ બે પારસી જરનલોની ઢબ તો અમર્યાદાની હદ ઉપર

ઉતરી પડેલી છે અને હર પળે અને હર ડગલે આપણી સ્ત્રીજાતીની હસી અને ટેકડી કર્યા સીવાય તેઓની કાંઇ વધુ શુભ નેમ દેખાતી નથી. એ શોકાતુર મામલો જલદીથી સુધરે એવી આશા રાખી, બાનુઓ અને ગૃહસ્થો, હું મારૂં વીવેચન ખતમ કરૂં છું."

---

## પ્રકરણ ૮૪ મું.

---

### વાર્તાનાં વળાંમાં વળ—સુધારાના શિખરનાં છેલ્લાં પગથિયાં.

---

" અરે બીજવ ના મુરખ મને, કમળ ઉપર બસ
મગન ભવર થઇ દીલ અરપણ મેં કીધું.
બીજું દીલ મુર્ખા હું કયાંથી દેઉં તને,
તે વીના હું જળું, નીત ભટકું.
મુર્ખા, જુઠ આ પ્રીતની રીત તો મુજથી ન બને."

પ્રિય વાંચનાર, હવે આપણે સપુતની પુઠે કોલંબિયા જઇશું. તેને ત્યાં પોંહચતાં જેટલી હાડમારી ભોગવવી પડી તેટલી જરબાનુને વેઠવી પડી નહિ. આનું કારણ એ હતું કે સપુત તેણીના જેટલો બાહોશ હતો નહિ, અને વળી તે નાસભાગમાં હોવાથી તેનાં મનની હાલત બહુ ઉસ્કેરાયલી હતી. ગ્રીન્ડીસી રોડ ઉપર આવેલાં કોલંબિયા હૉટલમાં સપુતે ઉતારો લીધો. આ એક વચગાળેનું હૉટલ હતું, જેના દરો બહુ વેહવારૂ હોવા ઉપરાંત તેનાં સુખસગવડો બહુ ઉત્તમ પ્રકારનાં હતાં. ત્યાંના ચોક્કસ રૂમો કુટુંબો માટે અલાહેદા રાખવામાં આવ્યા હતા. આ હૉટલનો માલેક મી૦ થોમસ ઑસ્તીન એક અમૅરિકન હતો નહિ. તે મધ્યમ કદનો શુમારે ૬૦) વર્ષની ઉમરનો લગાર ગોરો અને ધટમદાર પુરૂષ હતો. તે એક ઇંગ્રેજ કીંવા અમૅરિકન કરતાં એક ફ્રેરેનર વધુ દીસતો હતો. આશરે અઢાર વર્ષની વાત ઉપર તે પેહલવેહલો કોલંબિયા આવ્યો હતો. તે કયાંથી આવ્યો હતો, અને શું સંજોગો વચ્ચે આવ્યો હતો, તે કોઇ જાણતું હતું નહિ. તે ઉદ્યોગી અને નિયમિત જીંદગી ગુજારતો અને થોડું બોલતો. સ્ત્રીઓ સાથે તે બને એટલો થોડો ભેળાતો. તેને માટે એવું કહેવામાં

આવતું હતું કે કોલંબિયા આવ્યા અગાઉ તે બરમા વસ્તો હતો અને ત્યાંના કેટલાક આસામીઓ સાથે તે હજી પત્રવેહવાર ચલાવતો હતો. જ્યારે તે કોલંબિયા આવ્યો ત્યારે તેની પાસે થોડુંક નાણું હતું. જે હૉટલમાં તે ઉતર્યો હતો ત્યાં તેની ચપળતા જોઇ તેના માલેકે તેને એક ટુંક પગારની નોકરી આપી જે ઉપરથી વધતાંવધતાં તે ત્યાંનો મૂખ્ય કરતોકારવતો થઇ પડયો હતો. તે હૉટલનો માલેક મરણ પામતાં દશ વર્ષની વાત ઉપર તેને તેના સઘળા હકો તેના વારેસો પાસેથી ખરીદી લઇ તેને હાલના ફતેહમંદ કોલંબિયા હૉટલમાં બદલી નાખ્યું હતું.

સપુત જ્યારે આ હૉટલમાં આવ્યો ત્યારે તેને થાકેલો, હાડમાર થયલો જોઇ મી૦ થોમસ ઑસ્તીને તેની ઘણી બરદાસ્ત કીધી. સપુતે પોતાને માટે એક 'બેચેલર રૂમ' રોકયો, અને તેજ વેળા માલેકને અર્જ કીધી કે થોડાક દિવસમાં તેને 'ફૅમીલી રૂમ'ની જરૂર પડશે. મી૦ થોમસ જે ઘણો દુરઅંદેશ માણસ દીસ્તો હતો તે સદા પોતાના ઉતારૂઓને બને એટલા થોડાજ સવાલો પુછતો હતો. સપુતે ઇંગ્રેજી લેબાશ સજેલો હોવા છતાં તે એક હિંદી હતો એમ તેણે સેહજે પીછાણી લીધું; જોકે સપુતે પોતાનું નામ મી૦ કરવાલો તરીકે આપ્યું હતું. જ્યારે જરબાનુ હૉટલમાં આવી ત્યારે તેણીએ પણ ઇંગ્રેજી લેબાશ સજ્યો હતો. મુંબઇમાં પણ તેણીને એજ ધખારો લાગ્યો હતો. હૉટલમાં આવતાં જરબાનુએ પોતાને મિશિસ કરવાલો તરીકે ઓળખાવી. તેણીને જોતાં અને તેણીનો સાદ સાંભળતાં મી૦ ઑસ્તીન ઉપર કાંઇ વિચિત્ર અસર થઇ. તેને એક વિજળીનો ઝટકો લાગ્યો હોય એમ લાગ્યું, પણ તેનું કારણ તે નક્કી કરી શકયો નહિ. તેને એક ભયંકર ખ્યાલ આવ્યો હોય એમ તેનાં મોંહ ઉપરથી દીસતું, પણ તે ઉતાવળો હતો નહિ. જીંદગીએ તેને ઘણાક ધડા શીખાડયા હતા, જે માંહેલો એક ધીરજ હતી અને બીજો અવલોકન. તે બીજાંઓની હિલચાલ તેઓના જાણ્યા કે સમજ્યા વિના બારીકીથી તપાસતો. શકમંદ ઉતારૂઓને કુનેહથી તે પોતાનાં હૉટલમાંથી તેઓની ખફગી ખેંચ્યા વિના દુર કરતો. કોઇની પણ સાથે તે દુશ્મનાઇ કરતો નહિ. તેની આંત અને આબરૂ બહુ સારાં હતાં, અને તેના નોકરનફરો તેને બહુ માન આપતા. તેણે જોઇ લીધું કે મી૦ કરવાલો જોઇયે તે

કરતાં વધુ મદીરા પીતો હતો. ઇંગ્રેજી ભાષા ઉપરનો તેનો કાબુ નબળો હતો, અને તે પોતાને એક ફોરેનરમાં ખપાવવાની બહુ નબળી કોશેશ કરતો હતો. તેથી ઉલટું તેણે જોયું કે મિશિસ કરવાલો તેણીના ભરથાર કરતાં વધુ કેળવાયલી હતી, અને ઇંગ્રેજી બહુ સારૂં બોલતી હતી; પણ તેઓની વચ્ચેનો ઉમરનો તફાવત જોઇને તે વિસમય પામ્યો હતો. જ્યારે સામાન્ય મેજ ઉપર મી૦ ઑસ્તીન પોતાના ઉતારૂઓ સાથ બીરાજતો ત્યારે તે મિશિસ કરવાલો તરફ ટાંકીટાંકીને જોતો. તે વિચાર કરતો કે આ ચેહરો તેણે આગળ ખચીત કોઠે નિહાળ્યો હતો. એક ચોકસ શક તેનાં મનમાં આવતો જેને તે પોતાનાં મનમાંથી દૂર કરી શકતો નહિ. તે વિચારતો કે જે સ્ત્રીને તેણે જોઇ હતી તે તો ધઉંવરણની હતી—પણ આ સ્ત્રી તો ગોરી હતી; જોકે ચેહરાનું મળતાપણું વીશેશ હતું—શું આ સ્ત્રી પોતાનો ચેહરો રંગતી હશે ?

એક દિવસે મી૦ ઑસ્તીન જે હૉટૅલમાંથી કાંઇ કામસર બાંહેર ગયો હતો તે, રાત્રે દશ વાગતાને શુમારે જ્યારે સઘળા ઉતારૂઓ પોતાના ઓરડામાં વગેસગે થઇ ગયા હતા ત્યારે હૉટૅલમાં પાછો ફર્યો. તેના ઓરડા તરફ જવા અગાઉ તેને મી૦ અને મિશિસ કરવાલોના ઓરડા આગળથી પસાર થવું પડયું. તે ઓરડા આગળ આવતાં તે એકાએક ત્યાં અચકી ઉભો. તેને કાને ધણીધણિયાણી વચ્ચે ચાલતી કાંઇક રીકઝીકનો અવાજ પડયો. આ રીકઝીક ગુજરાતી ભાષામાં ચાલતી હતી, છતાં અજબ જેવું છે કે મી૦ ઑસ્તીન કાન-દઇ તે સાંભળવા લાગ્યો. શું તે દીવાનો હતો યા શું તે ગુજરાતી ભાષા સમજતો હતો ? જેમ જેમ રીકઝીક વધતી ગઇ તેમ તેમ મી૦ ઑસ્તીનના ચેહરા અને તેના કપાળ ઉપરની કરચલીમાં તરેહવાર ફેરફારો થવા લાગ્યા. જે પેહલા બોલો તેણે સાંભળ્યા તે આ પ્રમાણે હતા: "યુ ડર્ટી બીસ્ટ! ભારોભાર તું પીચી આયો ને હવે અહીંયાં આવીને તું ફુકાણું કરેચ." મિશિસ કરવાલો ઉર્ફે જર બોલતી સંભળાઇ "મેં તુંને ઘણી વખત કેહ્યુંચ, સોહલી, કે મને એ નેસ્ટી ચીરૂતનો વાસ હરગીજ થઇને ગમતો નથી. તુંને ફુકાણું કરવું હોય તો 'સ્મોકીંગ રૂમ'માં જઇને કરતો કાંય નહિ ? પીપયાંની સાથે ફુકાણું મળેચ ત્યારે તાહરૂં મોહતું કુતરાના જેવું વાસ મૅરેચ."

"અરે જારે, અ હેં હેં હેં હેં!" મી૦ કરવાલો ઉર્ફે સોહલી પીધેલાની બહારમાં બોલતો સંભળાયો. "મોટી સાહુકાર આવીકેની! જરી, દાદરપરથી પરી, આઇમાય આવો, દુધની ચાહ લાવો, દુધની ચાહ તો મીઠ્ઠી ને જરી તો જુઠ્ઠી! અહેંહેંહેંહેં! કેવું ફની! 'નાઉ ડોન્ટ બી એંગ્રી જરી, ડાર્લીંગ, કમ લેટ મી કીસ યુ.'"

"નિકલ યુ કુક્કર! તું દહારે દહારે ઘણો બેશરમ થતો જાયચ. મહારા કાંઇ ભોગે લાગા કે હું તહારી સાથે પરણી. કોણ જાણે તેં મને શું કરી મુકયુંચ કે તેં મને આવી ઘાતકી રીતે ઠગી તોબી હું કમબખત તહારી પછવારે ઘસરઇ આવી; પણ હું એવી હાલતમાં અહીંયાં રેહવાની નથી. તુંને મને તહારી હકદાર વાઇફ બનાવવી પરશે."

"બચ્ચીત બાઇસાહેબ, ને તે વરી કેમ? અ હેં હેં હેં હેં! મહારી હકદાર બૈરી જે ઍમીલ્યા ઑસ્તીન છે તે તમારાં કરતાં ઘણી જુવાન, હૅન્ડસમ, જેનટલ ઇતરડી, ઇતરડી છે તે તો મુંબઇમાં જીવતીજાગતી બેઠેલી છે તાહરે વરી મેડમ હું તમુને હકદાર બૈરી કેમ બનાઉં? એક વખતે તો બટંબે જવાનો સોદો થયો ને ફરીથીબી તેજ સોદો થાય."

"તેમ તુંને કરવુંજ પરશે. ગમે તો અહીંના કોઇ કાબેલ કાઉનસલને ફી આપી આપરે તેનું મત પુછ્યે."

"પણ હું તહારા કહયા પ્રમાણે કદીબી કરવાનો નથી. જેમ છે તેમજ ઠીક છે. હમણાં તો હું તુંને નાચ નચાઉંચ, પણ તું મહારી હકદાર બૈરી થાય તો તું મને તહારા પેલા બીચારા જાલનેવાલા સાથે તેં કીધું તેમ માહુમાહુ બોલાવે ને તોબાની તાલી મુકાવે."

આ વેળા બારણા બાહેર ઉભેલા મી૦ ઑસ્તીનને ચમક થઇ આવી અને તે બારણા સાથે જોરથી અથડી પડયો. માંહેલાં ધણીધણિયાણીએ તે અવાજ સાંભળ્યો, પણ ટૉમી કુતરો અંદર આવવા માગતો હશે સમજી તેઓએ તેની કાંઇપણ પરવા કીધી નહિ.

"ચુપ રેહ! યુ ઇડીયત! તું શું બોલેચ તેનો તુંને સુધલો નથી. જો આય હૉટૅલમાં કોઇ ગુજરાતી જાણતું હોશે ને આપુને સાંભળશે તો કાલનો દુકાળ આજે પરશે." જર બોલી.

"પણ જરી, તું શાની બીહેચ? એ તહારો જાલભાઇ તો કે' દહારનો તહારી જાલમાંથી છુટીને પોબારા માપી ગીયોચ. નખોદ ગીયો તુંને સુખી કરી ગીયો, પણ મારા જેવાં ઘેટાંને મારી ગીયો. ખોદાય એનુંબી શું ભલું કરશે! લે ડાર્લીંગ, ચાલ હવે માંડી વાર. આય ગલાસમાંથી એક સીપ લે ને દોસ્તી કર." આ બોલો પાછલ ખણણણ કરી કંઇ અવાજ થયો. દેખઇતી રીતે મિશિસ કરવાલોએ છટાક મારવાથી મી૦ કરવાલોનું વ્હીસકીનું ગ્લાસ ભોંયપર પડી ભાંગી ગયું હતું. તે પીધેલો હોવાથી અને તેનો વ્હીસ્કી એમ રદ ગયાથી તેણે જરબાનુને એક હડસેલો મારી સોફા ઉપર નાખી દીધી, જેથી ન ડરતાં તેણી પાછી ઉભી થઇ.

"જો યુ ડૉંકી! તું એમ ધારેચ કે આપરાં લગન ખોટાં થયાથી હું દલગીર થવશ, પણ તેમ નથી. હું તો હવે ખોદાના શુકરાના કરૂંચ કે તહારા જેવા એક છાકટના હાથમાં હું સદાની સપરાઇ નહિ. હું તહારા હાથમાં છેઉં તેના કરતાં તું મારા હાથમાં વધુ છે. કોઇબી વખત હું તુંને સપરાવી શકું ને વરી ચાહું તો આજે તુંને ભીખારી હાલતમાં મુકી મહારા પૈસાને જોરે બીજો વર કરી જાઉં. તુંને ગમે તો પછી તહારા બાપનો બકરાકાપુનો ધંધો તું પાછો લેજે."

એકવાર પાછો સોચનીય બારણા બાહેર ઉભેલો મી૦ ઑસ્ટીન બારણા સાથ અફળાયો, પણ રખેને માંહેલા આસામીઓ બારણું ઉંઘાડી નાખે કરી તે ત્યાંથી ગુપચુપ સટકી ગયો. ઓરડા માંહેલી ધધુખર પણ અત્રે બંધ થઇ. પૈસાની વાતે સપુતનો સુધલોઃ ઉંઘાડયો. તે જરી પાસે ગયો, અને તેણીની આગળ ગુઠણભંડયે પડયો.

"જરી ડીયર, ચાલ, નૉટી ના થા. મેં એક 'ટેન્ડમ બાઇસીકલ' વેચાતી લીધીચ તે ઉપર હું તુંને લાંબી લાંબી ત્રીપ કરાવશ. હું તહારો શોખ જાણુંચ ને તેથીજ મેં એ ખરીદીચ. કેમ તું આવશે કેની?" જરી આથી જરા શાંત થઇ. તેણી એક અચ્છી સાઇકલીસ્ટ હતી, પણ 'ટેન્ડમ સાઇકલ' ઉપર તેણી કોઇ દહાડો બેઠી હતી નહિ. તેમ કરવાનો તેણીને ઘણો શોખ હતો. તે શોખ હવે પુરો પડશે તે જાણી તેણી ઘણી ખુશી થઇ.

મારી જે વાંચકો 'ટેન્ડમ' નો અર્થ જાણતી ન હોય તેઓને હું જણાવવાની રજા લઇશ કે 'ટેન્ડમ સાઇકિલ' તે સાઇકલને કહે છે કે જે ઉપર એકથી વધુ માણસ એકબીજા પાછલ બેસી એકીવખ્તે સ્વારી કરી શકે છે. સપુતે બે માણસ બેસી શકે એવી 'ટેન્ડમ' ખરીદી હતી. આ 'ટેન્ડમ' ના બાબમાં તે ઉપર સ્વારી કરનારાઓ વચ્ચે ઘણીક વેળા અણગમો પેદા થાય છે, અને આપસઆપસમાં વાંધો ઉઠે છે. આગળી બેઠકવાળો આસામી જણાવે છે કે તેની પાછલવાળો બીલકુલ પગ મારતો નથી અને સઘળી મેહનતનો બોજો તેના એકલાનાં શીરપર તે નાખી દે છે. પાછલો માણસ પોતાની વારણમાં પોતાની આગળના ઉપર આવોજ દોષ મુકે છે. ખરૂં કોણ અને ખોટું કોણ તે આવા ઝગડા વેળા હમેશ અંધારાંમાં રહી જાય છે. પરિણામમાં એક યા બીજાને છાતીનું દર્દ લાગુ પડે છે. આ બાપડાઓ કાંઇ ભાડેની ગાડી ફેરવતા નથી. તેઓ કાંઇ પોતાનાં ભાડુતોને હંકારી જતા નથી, ત્યારે આવી નાહેકની જેહમત તેઓ શું કામ ઉઠાવતા હશે તે તો તેઓનો જીવજ જાણે. આગળા માણસને પાછલો શું કરે છે તેની ખબર પડતી નથી ત્યારે તે ભારે ગુચવાડામાં પડે છે અને એ ગુચવાડાથી ઘણીક વાર ગંભિર અકસ્માતો બનવા પામ્યા છે.

---

## પ્રકરણ ૮૫ મું.

### ઇશ્વર ઇચ્છાનો અચુક પુરાવો—હીલે રોજી બાહને મોત.

"કાચી છે કાયા, આ માટીની માયા છે, માટીના ખેલ બનાયા,
શાણા તો સમજી અળગ થયા, પણ બાળક બીચારા લપટાયા."

જે દિવસે મી૦ ઑસ્તીને ધણીધણિયાણી વચ્ચેની રીકઝીક તેની મરજી ઉપરાંત અને કાંઇ નહિ દબાવી શકાય તેવી લાગણીને આધીન થઇને સાંભળી હતી તે દિવસથી તેઓ તરફની તેની વર્તણુકમાં ઘણો ફેરફાર થયો હતો. તે વધુ ગંભિર બન્યો હતો અને બનતાં સુધી તેઓના સમાગમમાં આવતો નહિ. ઘણીક વેળા તે માથે હાથ દઇને ઉંડા વિચારમાં ગરક જતો. તેણે કેટલાંક જરૂરનાં કાગળો લખી તે પોતાનેજ

હાથે પોસ્ટ કીધાં હતાં. તે ઉપરાંત તેણે એક બે તારના સંદેશાઓ પણ રવાના કીધા હતા, જે માંહેલો એક બરમા અને બીજો મુંબઇ મોકળવામાં આવ્યો હતો. તેને આવી હાલતમાં તે હૉટેલના ઉતારૂઓએ અથવા નોકરોએ કદીપણ દીઠો હતો નહિ. આમ છતાં તે પોતાની રોજની કસરત તો લેતોજ રહયો—બલકે તે માંહે તેણે વધારો કીધો. આ કસરત તે ચાલવાની કસરત હતી. કોલંબિયા હૉટેલથી બે માઇલને છેટે એક સુંદર ટેકડી જે 'ગ્રીન હીલ' ને નામે જણાયલી હતી તે આવેલી હતી. આ ટેકડી ઉપર જવાના રસ્તાને ફરસબંદીથી ચીની લેવામાં આવ્યો હતો. તે ઉપર વર્ષનો મોટો ભાગ લીલોતરી રહેવાથી તેને 'ગ્રીન હીલ'ની ઉપમા મળી હતી. તે ટેકડીની ઉંચાઇ લગભગ ત્રણશો ફીટની હતી. કોલંબિયા હૉટેલનાં ઘણાં ખેંચાણો માંહેલું એક મોટું ખેંચાણ આ ટેકડી હતી. પોતાની ચાલવાની કસરત દહાડામાં એક યા બે વાર, સહવાર અને સાંજ, તે તેજ ઠેકાણે લંબાવતો. ફરસબંદીના રસ્તાનું નાકું આવતાં ટેકડી ઉપર જવાને સપાટ ચઢાણ શરૂ થતું હતું. આ ચઢાણને ત્રણ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું હતું: એક પાંઉપ્યાદાઓને માટે, બીજો સાઇકલીસ્ટોને અને ત્રીજો ઘોડેસ્વારોને માટે. ચઢાણની બન્ને બાજુએ લાકડાંની મજબૂત પણ રોણકદાર વાડ આશરે ત્રણ ફીટ ઉંચી ભરી લેવામાં આવી હતી.

જે રાત્રે મી૦ અને મિશિસ કરવાલો વચ્ચે ખટપટ જાગી તેની બરાબર ત્રીજે દિવસે સાંજના પાંચ વાગતાને શુમારે મી૦ ઑસ્તીન હૉટેલમાંથી ચાલતો ઉંડા વિચારમાં ટેકડી ભણી જવા નિકળ્યો. તેના હાથમાં મજબૂત ડાંગ અને એક ચોપડી હતી. તેની કંમર ઉપરના પટામાં તેણે એક 'નૅપ સૅક' અથવા ઠેલો લટકાવેલો હતો, જે માંહે તે હમેશાં થોડી સાદી બીસ્કીટ, ચીઝ અને થોડાં સેંડવીચીઝ પોતા સાથ રાખતો હતો. એક નાનકડી શીશીમાં થોડોક બ્રાંડિ અને એક મોટી શીશીમાં તે પાણી રાખતો હતો. બ્રાંડિનો ઉપયોગ તે પોતે જવલેજ કરતો, પણ તે રાખવાની તેની મૂખ્ય મતલબ ટેકડી ઉપર જતા ઘોડેસ્વારોને કે સાઇકલીસ્ટોને ઇજા થાય તો તેઓને મદદ કરવાની હતી. બીસ્કીટ, ચીઝ અને સેંડવીચીઝ તે ટેકડી ઉપર આવનાર બાળકોને આપતો. આજ રોજે તે જયારે ટેકડી તરફ જવા ઉપડયો ત્યારે આ સામગ્રીઓ તેની સાથે હતી. તેના ઉપડવાની શુમારે અર્ધો

કલાક પછી મી૦ અને મિશિસ કરવાલો સાઇકલ 'ટેન્ડમ' પર સ્વાર થઇ ફરસબંદીને માર્ગે ટેકડી ઉપર જવા નિકળ્યાં. 'ટેન્ડમ' ઉપર જરી હમણા હમણાજ સ્વારી કરતી હોવાથી તેણી હજી તેમ કરતાં ગભરાટી હતી. આજે વળી ટેકડી ઉપર જવાનું હોવાથી તે ગભરાટમાં સહેજ વધારો થયો હતો, પણ તેણી હિમતવાન હતી અને આજની 'ટ્રીક' તેણીએજ ઉભી કીધી હતી. સપુત અલબતાં આગળી બેઠક ઉપર હતો. જરી જોકે મજબૂત હતી, પણ ટેકડી ઉપર ચઢતાં તેણી પગ મારવાના બાબમાં સપુતને જીવ જેવી મદદ આપી શકતી હતી નહિ. ચઢાણ ઉપર 'ટેન્ડમો' કવચીતજ જોવામાં આવતી હતી, પણ સપુત આજે સીકકો બજાવી દેખાડવા માગતો હતો. તેણે એક એકસ્ત્રા ડોઝ લીધો હતો અને પુર જોરથી પૅડલ મારતો હતો. શો શો ફીટની ઉંચાઇએ ત્રણ 'સ્ટેજીસ' અથવા આરામની જગા બનાવવામાં આવી હતી. સાઇકલીસ્ટો, ઘોડે-સ્વારો કે પાંઉપ્યાદાઓ જો થાકે અથવા કંટાળે તો એક યા બીજી સ્ટેજ ઉપરથી પાછા ફરતા. સપુતની 'ટેન્ડમ' સપાટ ફરસબંદીના રસ્તા ઉપર તેને અને જરીને પોતાની પીઠ ઉપર લઇ એક દડા માફક ઉડતી આવી. ટેકડીનાં ચઢાણ આગળ આવતાં પાંચ મિનિટનો વીસામો લઇ તેઓએ પાછાં સ્વાર થઇ ઉપર ચઢવા માંડયું. જરી કેમ બેઠી છે તે જોવાની સપુત અકડવકડ કરતો, પણ ફતેહ પામતો નહિ, કારણ ચઢાણ હોવાથી પછવાડે ફરી જોવાની તે હિમત કરતો નહિ. તે કોઇ કોઇ વાર જરીને પૅડલ ઉપર પગ મારવાને વીનવતો, પણ તેનો તેણી શું જવાબ વાળે છે તે સાંભળવાની દરકાર કરતો નહિ. આણીગમ જરી થાકથી આજેજ આવી હતી. તેણીને ભય હતો કે તેણી જો પૅડલ મારવામાં સપુતને મદદ નહિ કરશે તો 'ટેન્ડમ' તેઓને લઇ નીચે ગબડી પડશે. તેણી પસીને ગરકાવ થઇ ગઇ હતી અને સપુતને મદદ કરવા ફોકટની કોશેશ કરતી હતી. તેણીને થોડીજ ખબર હતી કે ખરૂં જોતાં તો સપુતને તેણી કાંઇપણ મદદ આપતી હતી નહિ. તેણી જો સ્થિર બેસી રહેત તો સપુતની એકલાની મહેનતથી પહેલી સ્ટેજ આગળ તેઓ આવી પહોંચત; પણ માણસ ચાહે છે શું ને ખુદા કરે છે શું ! પહેલી 'સ્ટેજ' નજદીક આવતાં સપુતે જરીને હિમત આપવા બૂમ મારીઃ "હેંડલ મજબૂત પકડજે ડીયર." ગભરાયલી જરી સમજી કે કાંઇ અકસ્માત બનતો હતો અને સપુત "કુદી પર ડીયર" કરી

બોલ્યો હતો. અત્રે વાંચનારે યાદ રાખવું જોઇયે કે જે ત્રણ ભાગમાં ટેકડીની ચઢાણને વહેંચી નાખવામાં આવી હતી તે માંહેલો ડાબા હાથપરની વાડવાળો પહેલો ભાગ સાઇકલીસ્ટોને માટે હતો. એક પળનો પણ વિચાર કર્યા વગર જરી ડાબી સાઇડના પૅડલ ઉપર ઉભી થઇ અને એક માણસ આંખ ઉઘાડી બંધ કરે તેટલા વખતમાં પોતાનાં સઘળાં જોરથી તેણીએ વાડ તરફ કુદકો માર્યો. તેમ કરતાં વાર તેણી વાડ સાથે જોરથી અથડી. તેનો ઉપલો કટેરો જે જુનો હોવાથી ખખડી ગયો હતો તે તેણીના અથડવાસમેત ભાંગી ગયો અને તેજ પળે પોતાનું સમતોળપણું ખોહી દેતાં આ કમનસીબ ઓરત લગભગ શો ફીટની ઉંચાઇએથી દડાની મિસાલ ગબડતી ટેકડીની તળેટીએ જઇ પડી. તેણીને ત્યાં છોડી પેલા સાઇકલીસ્ટ તરફ આપણે નજર કરશું. પહેલી સ્ટેજ નજદીક આવતાં અને શીતળ વાયુની તેનાં મગજ ઉપર અસર થતાં અને તેજ વેળા વળી જરીનું વજન કમી થતાં તે એટલો તો શૂરપર ચઢયો કે તેને ડબલ જોરથી પૅડલ ફેરવવા માંડયાં. તે સમજવા લાગ્યો કે 'પ્રેકટીસ' થી અને અનુભવથી તે હવે હાર પડયો હતો અને હવે જોઇયે તેવી ઝડપથી તેના પગ કામ કરતા હતા. બે ત્રણ વાર તેને "જરી પકડીને બેસજે" કરી બૂમ મારી અને પછી એવી ઝડપથી તેને 'ટેન્ડમ' હાંકવા માંડી કે એક બે મિનિટમાં પેહલી સ્ટેજ તે બેધ્યાનપણે વટાવી ગયો અને જરીના પડી જવાથી, કેટલાક રાહદારીઓએ કરેલાં બૂમરાણ ઉપર તેનું ધ્યાન જવા છતાં તેઓ જરી માટે બૂમરાણ કરતા હતા એવો ખ્યાલ તેને ગયોજ નહિ. બીજી સ્ટેજની શરૂઆતમાં 'ટેન્ડમ'ને વધુ ગતી આપવા માટે તેના હાથા ઉપર વાંકો વળી તેને વધુ જોર કરવા માંડયું. "જરી ડીયર" તે બોલ્યો. "આય રાસ્કલ 'ટેન્ડમ' આજે જાને ઉડી જાયચ. આવો સરસ કાબુ મેં એની ઉપર કોઇ દહાડો મેળવ્યો હતો નહિ. આજે મારાંમાંથી કોણ જાણે એટલું જોર કહાંથી આયુંચ? હું ધારૂંચ કે આય ટેકરીની હવામાં કે જમીનમાં કાંઇ કરામત છે." બીજી સ્ટેજ નજદીક તે આવતો હતો ત્યારે કેટલાક રાહદારીઓએ તે પોતાની હુશિયારી દેખાડવા આમ સાઇકલ હાકતો હશે એમ સમજી તાલીઓ ફોડી તેને ઉત્તેજન આપ્યું. આ વેળા સપુતનાં મનમાં કાંઇ ખતરો પડયો. તે વિચારવા લાગ્યો કે હું આટલુંબધું બોલું છું તોપણ જરી કંઇપણ જવાબ

આપતી નથી તેનું કારણ શું? વેહમે ચીંતાનું રૂપ પકડયું અને તેને પોતાનો ડાબો હાથ હાથા ઉપરથી ખીસાડી તેને પાછલી વળાણ આપી તપાસી જોયું તો પાછલી બેઠક ઉપર કોઇપણ માણસ બેઠેલું હોય એવું તેને જણાયું નહિ! હવે તે ખરેખર ગભરાયો. તેનો દારૂ સઘળો એક-તડાકે હવામાં ઉડી ગયો. સાઇકલ ઉપરથી પડતાં તે સેહેજે બચી ગયો. તેણે પોતાની ઝડપ ઓછી કીધી અને બીજી સ્ટેજપર પહોંચતાં તે ઉતરી પડયો. ત્યાં ઉભેલા કેટલાક આસામીઓને તેઓએ તેની બાયડીને જોઇ હતી કે નહિ તે વિશે સવાલ કીધો. આ માણસોએ તેને દીવાનો માની લીધો, કારણ તેઓ તો ત્યાં કે' વારનાં ચાલતા આવી પહોંચ્યા હતા. સપુત એટલો તો ગભરાયલો હતો કે પોતાની 'ટેન્ડમ' ઉપર સ્વાર થઇ આઘું-પાછું જોયા વગર એક દીવાના મિસાલ તે ટેકડી ઉપરથી ઉતરી ચાલ્યો. પહેલી સ્ટેજ આગળ પહોંચતાં તેણે ઘણાંક આસામીઓને ઉસ્કેરાયલે ચેહરે વાત કરતાં અને ટેકડીની તળેટી ભણી નજર કરતાં દીઠાં. સપુતે આ ઉપરથી પોતાની આંધળીભીત માફક દોડતી 'ટેન્ડમ' ને એકાએક અટકાવી, જેમ કરતાં તે અને 'ટેન્ડમ' બન્ને સ્ટેજવાળી સપાટ જમીન ઉપર જોરથી પટકાયાં. ઠીક થયું કે તેને આમ કીધું, કારણ તેમ જો તે નહિ કરત તો દર પળે વધતી જતી 'ટેન્ડમ' ની ઝડપથી તેને ગંભિર અકસ્માત થાત—કદાચને તેનો અંત પણ તેની બાયડીનાં જેવોજ આવત. જે રાહદારીઓએ થયલો અકસ્માત દીઠો હતો તેઓએ મદદ આપી સપુતને તેનાં પાંઉંપર ખડો કીધો અને બનેલા અકસ્માત વિશે તેને વાકેફ કીધો. ત્યારકેડે તેઓએ સપુતની સાથે ટેકડીની તળેટી તરફ ચાલવા માંડયું.



## પ્રકરણ ૮૬ મું.

### અદ્‌ભુતશકિતની અચુક સાબેતી—ગેબી હાથનું આગળ લંબાવું.

"લાખોની પાંખો ગઇ છે પીખાઇ, જેણે મુછપર લીંબુ ઠરાયા;
કાળના કોરવાડેથી કોણ બચ્યું ? ભલે રંક, ભલે હોય મહા રાયા."

હવે આપણે જરી તરફ નજર દોડાવીશું. તે ગબડતી ગબડતી એક ધડાકાસમેત તળેટીની જમીન ઉપર જઇ અફડાઇ અને એક મુર્દા મિસાલ સ્થીર થઇ પડી. તેણી પોતાની પીઠ ઉપર પડી હતી. પડતાંવાર તેણીનાં નાક અને કપાળમાંથી લોહીની ધારા વેહવા માંડી. જે પળે તેણી જમીન ઉપર પડી તેજ પળે મી૦ ઑસ્તીન જેઓ વિચારવંત ઢબે થોડેક દૂરથી ચાલી આવતા હતા તેઓએ આગળ ધસી આવી તેણીને પોતાના બન્ને હાથોમાં જીલી લેવાની કોશેશ કીધી, પણ વ્યર્થ ! કારણ તે તેમ કરે તે આગમજ તો જમીન અને જર એકમેકને બગલગીરી કરી ચુકયાં હતાં. મી૦ ઑસ્તીનની પછવાડે બીજા બે ત્રણ રાહદારીઓ જરી આગળ દોડી આવ્યા. એક પળ પણ ખોયા વગર મી૦ ઑસ્તીને પોતાનો ઠેલો ઉઘાડી જરીનાં મોંહડાંમાં થોડોક કાચો બ્રાંડિ નાખ્યો. ત્યારપછી તેણે તેણીની નાડી તપાસી અને તેની ખાતરી થઇ કે તેણી જીવતી હતી. એક રાહદારીને તેણે દોડતો જઇ હૉટલમાંની લેન્ડો ગાડી અને દવાનો બૉકસ લાવવા ફરમાવ્યું. થોડી મિનિટમાં હૉટલની ગાડી આવી પહોંચતાં જરીને બહુ સંભાળથી ઉઠાવી તે માંહે સુવાડવામાં આવી અને પછી ધીમી ઝડપે ગાડી હૉટલ તરફ હંકારવામાં આવી જયાં મી૦ ઑસ્તીને મોકળેલાં ફરમાન મુજબ બે કાબેલ તબીબો હાજર થયા હતા. આ તબીબોએ જરીને બહુ સંભાળથી તપાસી. તેણીની ગરદન અને કંમરના હાડકાં ભાગી ગયલાં તેઓએ જણાવ્યાં. પડતી વેળા ટેકડીની બાજુ ઉપરના અણીવાળા પથ્થરોએ તેણીનાં કપાળ ઉપર કેટલાક જખ્મો કર્યા હતા, પણ તે ગંભિર પ્રકારના હતા નહિ. ગરદનને થયલી ઇજા જરીનો કદાપી પ્રાણ લેશે એમ ડૉકટરોએ જણાવ્યું. તેણીનો બરડાનો ભાગ

ઉંચાઇએથી પડવાથી કાળો મારી ગયો હતો. તેણીની આગળ એક નર્સ રાખવાનો હુકમ કરી ઘટતી સારવાર કરી ડૉક્ટરો ત્યાંથી વિદાય થયા. સપુત જે જરીને ગાડીમાં મેલતી વેળાએ ત્યાં આવી પહોંચ્યો હતો તે પણ કોચબોક્ષ ઉપર સ્વાર થઇ તેણીની સાથેજ હૉટેલમાં આવ્યો. ગાડી માંહે જરીની સાથે મી૦ ઑસ્તીન અને હૉટેલની એક દાયા બેઠાં હતાં.

જે દિવસે સપુત આજ જરબાનુની ગાડી ઉપર ચઢી બેસી તેણીને અને બાનુ સુનાને 'તાલેવંત મિનાર' માંહેથી 'ફ્રીડમ વીલા' તરફ ટટુઓ મારી ચાર પગે હંકારી ગયો હતો તે દિવસની અને તે વેળાની અને આ દિવસની અને આ વેળાની તેની હાલતમાં કેટલોબધો ફેરફાર ! આજે પણ જરબાનુ ગાડીમાં હતી, આજે પણ તે કોચબોક્ષ ઉપર બેઠેલો હતો, અને આજે પણ બે કીમતી ઘોડાઓ ગાડીમાં જોડેલા હતા, પણ ઘોડાવાળાને ઉલઠાપ આપી લગામનો એખ્તિયાર પોતે લેવાનો એક લેશભારબી તેને આ વેળા ખ્યાલ આવ્યો નહિ. બાપડા શંભુને બદલે તે જાણતો હતો કે જરબાનુનો કાંટો તેણે આ વેળા કહાડી નાખ્યો હતો. જુરી જો આજે ભરાય તો તે જરબાનુ જેવી એક માતબર ઓરતનાં શરીર ઉપર અને નહિ કે શંભુ જેવા એક ગરીબડાનાં શરીર ઉપર ! સપુતનાં મનમાંથી કીસમ-કીસમના વિચારો પસાર થઇ જતા હતા. માંહે બેઠેલા મી૦ ઑસ્તીનનું મન પણ તરેહવાર વિચારોના વમળમાં વીંટળાઇ ગયું હતું. આ વિચારો કેટલીક બાબતમાં સપુતનાં મનમાં ઉપજતા વિચારો કરતાં પણ વધુ ગંભિર હતા તેનું કારણ આપણે આગળ ચાલતાં જોઇશું. મિશિસ કરવાલો બીજે દિને સહવારે શુદ્ધીમાં આવી ત્યારે વડા તબીબે મી૦ ઑસ્તીનને અને મી૦ કરવાલોને જણાવ્યું કે તેણી બે ત્રણ દિવસથી વધુ જીવવા પામશે નહિ, અને તેઓએ જો તેણીને કાંઇ પુછવું હોય તો તેમ કરવું.



# પ્રકરણ ૮૭ મું.

## આગળીપાછલી યાદ—વરવહુનો મેલાપ.

"સુણી વચન વન વગડે લુટાણી છું,
વગર મુલે અચાનક વેચાણી છું;
બની પથ્થરની પુતળી ઘઘણી છું રે
મીઠી નજરના દાબે દબાણી છું;
કોણ જાણે કે શાથી લોભાણી છું?"

રાતના સાતનો શુમાર છે. મિશિસ કરવાલોના ઓરડામાં ચૂપકીદી પથરાઇ છે. સારવાર કરનારો તબીબ, નર્સ અને મી૦ કરવાલો ખાણું લેવા હમણાજ બાહેર ગયાં છે. હૉટેલના માલેક મી૦ ઑસ્તીન એકલા મિશિસ કરવાલોનાં બીછાણા આગળ બેઠેલા છે. અકસ્માત સોમવારે સાંજે થયો હતો ને આજે બુધવાર છે. આ તેજ સોમવાર હતો કેજે સોમવારે સાંજે ડૉ૦ તેહમુરસ્પે પારસી 'ઇટન'ના પેલા ભવિષ્યના ઓલમાઓ અને ગ્રંથકારો સનમુખ પોતાનું પ્રખ્યાત વ્યાખ્યાન આપ્યું હતું. મી૦ ઑસ્તીન મિશિસ કરવાલો સાથે તે ઓરડામાં એકલો પડયા પછી એક બે મિનિટમાં તેણી ઉંઘમાંથી બીદાર થઇ.

"મિશિસ કરવાલો," મી૦ ઑસ્તીને તેણીને ઇંગ્રેજીમાં પુછ્યું. "હું ધારૂંચ કે આજે તમુને ગઇ કાલ કરતાં વધુ ઠીક લાગતું હશે. આવો ગંભિર અકસ્માત આ હૉટેલમાં તમુને થયલો હોવાથી હું અંતઃકરણથી દલગીર છું. હું ઇચ્છું છું બાનુ, કે તમે જલદીથી સાજાં થાવો! ડૉક્ટરે તેમ થવાની ઘણી આશા આપે છે."

"મી૦ ઑસ્તીન, તમે ઘણા ભલા આદમી છેવો. તમારી ભલી લાગણીઓ માટે હું તમારો ઘણો ઉપકાર માનું છું." મિશિસ કરવાલોએ ઇંગ્રેજીમાં જવાબ વાળ્યો. "પણ મને લાગે છે કે હું હવે સાજી થવા પામીશ નહિ. ખોદાતાલાની લાકડીને અવાજ નથી. મેં જીવતાંજીવત મારી ફર્જ બજાવી નથી ને તેથીજ ખોદાતાલાએ મને આ ફેજે પોંહચાડી છે એમ મને લાગે છે."

"બાનુ, જે કાંઇ બનવાજોગ છે તે તરફ તમે આટલી હિમતી નજરે જોવો છો તે માટે હું ખચીત તમોને વખાણું છું. મોત તો સર્વને માટે સરજેલુંજ છે. કોઇ આગળ ને કોઇ પાછલ, કોઇ મોડું ને કોઇ વેહેલું, એમ બધાંજ જવાનાં છે. તમારે જો કાંઇ આજ્ઞા આપવી હોય કે કાંઇ ઇચ્છા દર્શાવવી હોય તો તે બેલાશક કરો. હું તે સરોચશમથી બજા લાવીશ." મી૰ ઑસ્તીને કહયું.

"ત્યારે મી૰ ઑસ્તીન, તમે હમણાંજ એક સારા વકીલને મારી હજુરમાં બોલાવો. મને તેનું ઘણું કામ છે. જે કાંઇ હું લખાઉં તે ઉપર તમે તથા તમારા એક ખાતરીના આસામીએ શાખ કરવી પડશે."

મી૰ ઑસ્તીને તુરત પાસેની મેજ ઉપર જઇ એક ટુંક કાગળ લખી એક ચંગ વજાડી બાહેર ઉભેલા નોકરને તે તાકીદે મી૰ સૅમૅર વકીલને આપવા ફરમાવ્યું અને પોતે પાછો મિશિસ કરવાલો પાસે જઇ તે વિશે ખબર આપી. મિશિસ કરવાલોએ પોતાનો કળતો હાથ લંબાવી મી૰ ઑસ્તીનનો હાથ પોતાના હાથમાં લીધો અને બોલી.

"ખચીત, તમે ઘણા માયાળુ છો, મી૰ ઑસ્તીન. કોઇ કોઇ વખ્તે મને એવું લાગે છે કે મેં તમુને કેઠે જોયા હોય. તમારો ચેહરો અમારા દેશના અને કોમના લોકોના ચેહરાને ઘણો મળતો આવે છે."

મી૰ ઑસ્તીનનો હાથ જરબાનુએ ઝાલ્યાથી તેનાં દીલમાં કાંઇ અજબ લાગણી પેદા થઇ. તે સઘળો ઉપરતળે થઇ ગયો એમ કહિયે તો ચાલે. વળી મિશિસ કરવાલોના છેલ્લા બોલોએ તે લાગણીમાં વધારો કીધો. તેમ છતાં તેણે પોતાનો હાથ તેણીના હાથમાંથી છુટો કીધો નહિ.

"બાનુ, હું પુછવાની હિમત કરૂં, કે તમો કઇ કોમના અને કયે દેશના છો ?"

"જી, હું એક હિંદી ઓરત છું, મુંબઇની રેહવાસી છું, અને જાતે પારસણ છું."

"ત્યારે તમારૂં આ મુલકમાં આવી દુરદરાજ જગાએ આવવું કેમ થયું ?"

"યા ખુદા! તે બધું જો હું તમારી આગળ હમણા વિગતે દર્શાવું તો મને ઘણો વખ્ત લાગે, પણ કોણ જાણે શું છે કે તમારી આગળ તે ટુકમાં કહી જવાની લાલચ હું થોભાવી શકતી નથી. સમજો, મી૰

ઑસ્તીન, હું જયારે જુવાન હતી ત્યારે બહુજ તુંડ ખવાસની, હુલ્લડ, મગરૂર અને ઉછાછળી હતી. વીશ વર્ષની ઉમરે મારાં માબાપે મારા એક ગરીબ પણ આબરૂદાર પિત્રાઇ સાથે મને પરણાવી. તે બીચારો ગરીબ પણ ઇમાનદાર હતો. [જયારે મિશિસ કરવાલો આ સઘળું ઇંગ્રેજીમાં બોલતી હતી ત્યારે મી૦ ઑસ્તીનનો હાથ તેણીને લાગ્યું કે તેણીના હાથમાં ધ્રુજતો હતો. વળી તેણીએ જોયું કે તેની આંખો ભીણાયલી હતી.] મને સુખી કરવાને, મારી તરફ સાચો નીવડવાને અને મને સંતોષ આપવાને તે પોતાથી બનતું કરતો; પણ અફસોસ, કે મેં અભાગણીએ તેની કદર બુજી નહિ. તેને પજવવાને અને મારેથી છુટો કરવાને મેં મારૂં બનતું કીધું. દશ વર્ષ સુધી તે મને વળગી રહયો અને આખરે બહુજ નાચારીએ જયારે હું ત્રીશ વર્ષની ઉમરે પોંહચી ત્યારે તે મને છોડી ગયો. ત્યારપછી તે આજતુલીકના લગભગ બાવીશ વર્ષના અરસામાં તેનું શું થયું તે હું જાણતી નથી. પણ મી૦ ઑસ્તીન, તમે જાણે મારા અતલગના ખેશી હો તેવા દિલગીર દેખાવો છો. તમારી આંખમાં પાણી પણ છે; બોલો—તેનું કારણ શું?"

"કાંઇ નહિ બાનુ, એ તો માત્ર મારૂં દીલ નરમ હોવાથી હું એમ કરૂં છું. પણ બાનુ, ત્યારે તમારા ભરથાર તરફ ચલાવેલી ચાલથી તમે શું ખરેખર પસ્તાવો છો? તે જો હાલ જીવતો હોય અને તમારી હાજરીમાં આવે તો તે તમારે મોહડેથી તેને તેમ કેહશો અને તેની ખાતરી તે વિશે કરશો?"

"હું અંતઃકરણથી ઇચ્છું છું, મી૦ ઑસ્તીન, કે તે જીવતો હોય. હું ઇચ્છું છું કે તે માહરી આગળ હમણા આવે. યા ખુદા! મારા જેવી કમબખ્તનાં નસીબમાં એવી ભલાઇ કયાંથી હોય? મી૦ ઑસ્તીન, હું તે પાક પરવરદેગારની જનાબમાં લગભગ જઇ પહોંચી છું. અમારી કોમ એકજ ખુદાને ભજનારી છે. અમારા પેગામ્બરને અમે ખોદાના બેટા સમાન લેખતા નથી. મરતી વેળા અમારા જેવા ખાકી બંદા આગળ અમારા ગુનાહોની તોજેશ કર્યાથી અમારૂં પાપ કપાયલું અમે સમજતાં નથી. પણ ખોદા શાહેદ છે, કે તમારી આગળ આ 'કનફેશન' કીધાથી મારી છાતી ઉપરનો એક મોટો બોજો ઉંચકાયો હોય એમ મને લાગે છે. જો મારો ધણી હાલ હૈયાત હોત તો તેની આગળ મારો પસ્તાવો હું ખુશીથી જાહેર કરત."

અત્રે મી○ ઑસ્તીને પોતાનો ધ્રુજતો હાથ મિશિસ કરવાલોનાં માંથા ઉપર મુકયો ને લાંબે વખ્તે તે પોતાની ગુજરાતી સ્વભાષામાં મિશિસ કરવાલોની ભારે અજાયબી વચ્ચે બોલ્યો.

"ત્યારે ખાતરીથી માન જર, કે તે સર્વશક્તિવાન સાહેબે તારી અર્જ બહાલ રાખીચ. તહારા હકદાર ધણીને તેણે તહારી પાસે મોકલ્યોચ."

ઠગાયલી જરબાનુએ પોતાની આંખો ફાડી એક પળ મી○ ઑસ્તીન સામે ટીકીને જોયું. સઘળી વાતની તેણીને હવે સમજ પડી.

"કોણ? જાલેજર!"

આ બે બોલ બોલતાં તેણીએ પોતાના બન્ને કળતા હાથો ભારે વેદના ખમી ખુલ્લા કીધા. જાલેજરે ગુઠણમંડયે પડી બહુ સંભાળથી પોતાનું બદન તેણીનાં અંગ ઉપર નમાવ્યું. થોડીક પળ તે ઓરડામાં ગંભિર ચૂપકીદી પંથરાઇ. એકબીજાંની છાતીના ધપકારા જાલે-જર અને જર તે વેળા સાંભળી શકયાં. જ્યારે તેઓ આમ પોતાની ઉભાઇ જતી લાગણીને રાહત આપતાં હતાં ત્યારે ડૉ○ સીલ્વેસ્ટરે માંહે આવવા ધીમેથી બારણું ઉંઘાડી અંદર ડોકયું કીધું. તે મામલો જોતાં તે ગુપચુપ જરાપણ અવાજ કર્યા વગર બારણું પાછું ઢાંકી ત્યાંથી સટકી ગયો. તેને લાગ્યું કે આ ઓરત અને મી○ ઑસ્તીન વચ્ચે કાંઇ પુરાણો સંબંધ હોવો જોઇયે. મી○ ઑસ્ટીનની તવારીખમાં જે ભેદ તેની સાથની લાંબા વખ્તની દોસ્તીમાં તેને દીસતો હતો, તે ભેદ ઘણે દરજ્જે ખુલ્લો થયલો તેને જણાયો. મી○ કરવાલો એક જુવાન પુરૂષ હતો. મિશિસ કરવાલો તેનાથી ખાસ્સી વીશ વર્ષ મોટી દીસ્તી હતી. કાં નહિ મી○ ઑસ્તીન તેણીનો પહેલો ભરથાર હોય? અલબત, એમજ હોવું જોઇયે. તે ચપળ તબીબે ચતુરાઇથી વિચાર્યું. તેમ હોય તો હું ધારૂં છું કે એકાદ વસિયત ઉપર હમણા મને શાખ મુકવી પડશે.



# પ્રકરણ ૮૮ મું.

## મોત કોઇને છોડતું નથી—વારેલી ન વલી તે હારેલી વલી.

"મદ મધપુડે જે વળશે, મધ ભાગ્યે હશે તો મળશે,
પણ ચટકો તો નવ ટળશે, આ દેશે પરદેશે."

ડૉ૦ સીલ્વેસ્ટરની અટકળ તદ્દન ખરી હતી. જરીના ઓરડામાંથી તે ગુપચુપ બાહિર નિકળ્યા પછી તે વીખુટાં પડેલાં ધણીધણિયાણી વચ્ચે ઘણાક ખુલાસા થયા. લગભગ એક કલાક વીંતા બાદ જયારે નર્સ ઓરડામાં પાછી દાખલ થઇ ત્યારે મી૦ ઑસ્તીન, જાણે કાંઇજ બન્યું ન હોય તેમ, જરબાનુને દવા પાતા હતા. તેઓ બન્ને શાંત દીસતાં હતાં, પણ નર્સે જોયું કે તેઓના ચેહરા શોકાતુર અને રડમસ હતા. મિશિસ કરવાલો જયારે હૉટેલમાં દાખલ થઇ ત્યારે તેણી જેવી સુફેદ દીસતી હતી તેવી હવે દેખાતી હતી નહિ. તેણી હમણા એક ઘઉંવરણની હિંદી સ્ત્રી જેવી દીસતી હતી. સપુત જેણે પોતાનો ગમ વિસરવા જમતી વેળાએ ભારોભાર ઠોકયો હતો, અને જે હમણા રોશનબાશદ થઇ ગયો હતો, તે જમવાનાજ ઓરડામાં એક ઇઝીચૅર ઉપર પીધેલી ઉંઘમાં પડયો હતો. મી૦ સેમૉર વકીલ આવી પહોંચતાં નર્સે આવી ડૉ૦ સીલ્વેસ્ટરને બીમારના ઓરડામાં જવાની અર્જ કીધી. એક કલાકમાં જયારે મી૦ સેમૉર હૉટેલમાંથી પાછા ફર્યા ત્યારે જરબાનુ ઉર્ફે મિશિસ કરવાલો પોતાનું વિલ કરી ચુકી હતી. આ રહયું તે વિલઃ—

"હું જરબાનુ જાલેજર જાલનેવાળા, જાતે પારસણ અને મુંબઇની રહેવાસી, મારી પુર અકલ અને હુશિયારીમાં રાજીખુશીથી આ મારૂં પહેલું અને છેલ્લું વસિયત કરૂં છું. એ વસિયત કરવાનું કારણ એ છે કે મુંબઇવાળા મી૦ સોહરાબ બહમનશાહ બખ્તાવર જેણે થોડાક મહિનાની વાત ઉપર દગાથી મારી સાથે લગ્ન કીધાં હતાં તેની પાછલ અત્રે કોલંબિયા મધે આવ્યા પછી ચોકસ ગંભિર અકસ્માતને સબબે હું હાલ મોતને બીછાણે પડી છું. હમણાજ મને માલુમ પડયું છે કેજે હૉટ-

લમાં મેં ઉતારો લીધો છે તે હૉટૅલના માલેક મી○ થોમસ ઑસ્તીન એક પારસી છે, અને તેવણ કોઇજ નહિ પણ મારા પહેલા ને હકદાર ધણી મી○ જાલેજર જીજીભાઇ જાલનેવાળા છે. અમોએ અરસપરસ ગુજરેલા બનાવો માટે દિલગીરી જાહેર કરી એકબીજાંની માફી ચાહી છે, તેમજ મારા કેહેવાતા ધણી મી○ સોહરાબ બહમનશાહ બખ્તાવર જે આ હૉટૅલમાં મી○ કરવાલોને નામે ઓળખાય છે તેને હું મારી સાથે ચલાવેલી ઠગાઇ માટે અંતઃકરણથી માફી બક્ષું છું.

"મુંબઇની મારી સઘળી જંગમ અને સ્થાવર મિલકત, રાચરચીલાં, ઘરેણાગાંઠાંના એકલા અને હકદાર વારેસ હું મારા ધણી મી○ જાલેજર જીજીભાઇ જાલનેવાળા ઉર્ફે થોમસ ઑસ્તીનને ઠરાવું છું. એ ઉપરાંત નીચે મુજબ હું ફરમાઉં છું:

"મારા ધણી મી○ જાલેજરે આજથી બે વર્ષની મુદત વિત્યા બાદ ઉપર લખેલા મી○ સોહરાબને રૂપિયા પચીશ હજારની અનામત રકમ મારી અસકયામતમાંથી ચોકસ શરતોએ સપુરદ કરવી.

"**શરત પેહલી**—આજથી બે વર્ષની મુદ્દત સુધી મી○ સોહરાબે અમૅરિકામાંથી પગ બાહેર કાઢવો નહિ, પણ મી○ જાલેજરનાં કોલંબિયા હૉટૅલ મધે તેની અંગત દેખરેખ હેઠલ તેના ફરમાવ્યા મુજબ રહેવું, અને હૉટૅલના એક પગારદાર ઍસિસ્ટંટ તરીકે તેણે કામ બજાવવું જે માટે મી○ જાલેજર તેને લાયક મુસારો આપશે.

"**શરત બીજી**—આ બે વર્ષની મુદ્દતમાં મી○ સોહરાબે પુર સભ્યતાથી અને લાયકીથી વર્તવું. દારૂ અને બીડીની ટેવ છોડી દેવી, અને મી○ જાલેજરને પોતાના સુરબ્બી તરીકે ગણવા.

"**શરત ત્રીજી**—મી○ સોહરાબે તેની પેહલી અને હકદાર બાયડી ઍમીલ્યા ઑસ્ટીન જેણી મારા ધાર્યા પ્રમાણે એક ઘણી અશ્રાફ અને લાયક સ્ત્રી છે તેણીને મારાં મરણ બાદ પોતાની બાયડી તરીકે ગણી એક હકદાર પરણેતરના સઘળા હકો બક્ષવા.

"**શરત ચોથી**—જો ઉપલી ત્રણ શરતો માંહેલી એકપણ શરત બર લાવવામાં મી○ સોહરાબ નિષ્ફળ નિવડે તો મી○ જાલેજર તેને પોતાની નોકરીમાંથી કોઇપણ દિવસે બરતરફ કરી શકે, એટલુંજ નહિ પણ મારી દોલતમાંથી એક પાઈ પણ તેને મળે નહિ.

"મારી તરફના પ્યારની ઇધાણી તરીકે ઍમીલ્યા ઑસ્તીનને હું રૂપિયા પાંચ હજારની રકમ અને માથેરાનનું 'રોઝ કોટેજ' એવી શરતે ભેટ કરૂં છું કે તેણીએ જરબાનુ સોહરાબ બખ્તાવરને નામે ભવિષ્યમાં પોતાને ઓળખાવવી અને પોતાના પતિ સોહરાબની સદા પડખે રહી તેની રેહેણી-કરણી સુધારવામાં પોતાનો કીમતી ફાલો આપવો.

"મિશિસ દીનબાનુ જાંહગીર હોરમજશાહ, જેણીને એકવાર હું મારી બેટી સમાન ગણુતી હતી, તેણીને મારી તરફના ચાહની ઇંધાણી તરીકે રૂપિયા પંદર હજારની અનામત રકમ અથવા તેટલીજ કીમતની મિલકત ભેટ કરવાને મારા ભરથાર મી૦ જાલેજરને હું ફરમાવું છું."

લખ્યું તારીખ———

(સાખ) **સીડની જોન સેમૉર,** કોલંબિયા હૉટૅલ,

ઍટરની-ઍટ-લૉ. કોલંબિયા, અમૅરિકા.

(સાખ) **ઍનથની સીલ્વેસ્ટર,**

સરજયન.

ઉપલું વીલ જરબાનુએ બહુ ધીમેથી લખાવ્યું હતું. એ લખાવતાં તેણીને ભારે વેદના થઇ હતી, અને બે ત્રણવાર તેણીનું કુવત ટેકવી રાખવા માટે ડૉ૦ સીલ્વેસ્ટરે તેણીનાં બદનમાં સુઇ મારફતે દવાઓ દાખલ કીધી હતી. વિલ કર્યાની ચોવીશ કલાક પછી જરબાનુ મરણ પામી. આ સઘળો વખ્ત મી૦ ઑસ્ટીન તેણીનાં બીછાણા આગળથી ખીસ્યો નહિ. દૈવયોગે બે પારસી મુસાફરો અને એક જુવાન પારસી ગૃહસ્થ જેઓ કોલંબિયા યુનિવર્સિટિમાં અભ્યાસ કરતા હતા તેઓની મદદથી જરબાનુની લાશની પારસી રાહરસમ મુજબ ઘટતી વ્યવસ્થા કરવામાં આવી. હૉટૅલથી ત્રણ માઇલને છેટે મી૦ ઑસ્તીન એક જમીનનો ટુકડો ધરાવતો હતો ત્યાં સરકારની પરવાનગીથી આ લાશને ગાળવામાં આવી. જરબાનુની કબર ઉપર એક સુંદર તખ્તી નીચલો લેખ ઇંગ્રેજી અને ગુજરાતી ભાષામાં હજી દેખાડે છે:—

જરબાનુ જાલેજર જાલનેવાળા
મુંબઇનાં વતની
જેવણ
કોલંબિયા હૉટૅલ મધે તા૦——
ને દિને હક થયાં હતાં
તેવણનું
સબ આ કબરમાં હમેશની નિરાંતમા
વાસો કરે છે.
ખુદા તેવણનાં રૂહ ઉપર આશિપ વર્શાવો!

# પ્રકરણ ૮૯ મું.

## વિચિત્ર સગાઇની ભેળમભેળ—જુનો વિરૂધ નવો વર.

"રાત અંધારી ને મગ કાળા,
નહિ જણાય સસરા કે સાળા."

ઍમીલ્યા ઑસ્તીન કોણ હતી? જરબાનુ મરની વેળા તેણીની તરફ આટલીબધી કાં ઢળી ગઇ હતી? જરબાનુની અને જાલેજરની વચ્ચે ડૉ૰ સીલ્વેસ્ટરના તે ઓરડામાંથી જવા પછી શા ખુલાસા થયા હતા? જરબાનુનાં વિલમાં જે અરસપરસની માફી વિશે ઇશારો કરવામાં આવ્યો છે તે અરસપરસની માફી શી હતી? શું જાલેજર પણ જરબાનુની માફક દોષિત હતો? જેમ જરબાનુએ જીવતા વરપર વર કર્યો હતો તેમ શું જાલેજરે જીવતી બાયડીપર બાયડી કરી હતી? હા—તેમજ હતું. આશરે બાવીશ વર્ષની વાત ઉપર જરબાનુને છોડી ગયા પછી જાલેજર પેહલો બરમા ગયો હતો. જે લૉજીંગ હાઉસમાં તેણે ઉતારો લીધો હતો, અને જેનો માલેક મરણ પામ્યો હતો, તેની એકપુરી બેટી સાથે બે વર્ષના ટુંક અરસામાં જાલેજર પરણ્યો હતો. તેઓને પેટે એક બાળક થયું હતું, જે ઍમીલ્યા હતી. ઍમીલ્યાને જન્મ આપતાં વાર તેણીની મા મરણ પામી હતી. આ દુઃખદાયક બનાવથી જાલેજર જે તેણીને ખરાં વહાલથી ચાહતો હતો તે ભારે દુઃખી થયો. તેની બાળક બેટી, જેને તેણીની માનું નામ આપવામાં આવ્યું હતું, તેને આ કમબખ્ત પુરૂષ પોતાની બાયડીનાં મોતનું કારણ સમજી ખરાં જીગરથી ધીક્કારવા લાગ્યો. આ ધીક્કાર એટલી હદસુધી વધી ગયો કે તે બેટીને તેણીની મમાઇના તાબામાં સોંપી તેણીનાં પોષણ માટે તેણીને ચોકસ લવાજમ આપતો કરી તે પોતાનું નસીબ અજમાવવા અમેરિકા ગયો. આ બાળક બેટી ઍમીલ્યાને તેણીની માનાં નામ ઉપરથી ઍમીલ્યા ઑસ્તીનને નામે ઓળખવામાં આવતી હતી. આપણા મી૰ જાલેજરે પણ બરમાથી ઉપડયા પછી પોતાને થોમસ ઑસ્તીન તરીકે ઓળખાવવા માંડયો હતો; જે નામ તેના નવા સસરાનું હતું, અને જે નામથી કોલંબિયા મધે પાછલથી તે માનિતો અને જાણીતો થઇ પડયો હતો.

એક ચોક્સ પરપોટા કંપનીના ફુટવા પછી સપુત જ્યારે બરમા નાઠો ત્યારે ઍમીલ્યા ઑસ્તીનની મમાઇનાં ઘરમાં એટલે મરનાર મી૦ થોમસ ઑસ્તીનનાં મકાનમાં તેણે ઉતારો લીધો. તેણે નિર્દોષ ઍમીલ્યાને લલચાવીને તેણીની મમાઇની જાણ વગર તેણીની સાથે લગન કર્યાં અને પછી બરમાથી કલકત્તે જરૂરનાં કામ સારૂં જવાનું બહાનું કહાડી તે પોબારા માપી ગયો હતો. ઍમીલ્યા તેની પાછલ મુંબઇ કેમ આવી તે આપણે જોઇ ગયા છિયે.

મી૦ ઑસ્તીને પોતાની કબૂલાત પાળી હતી. દર મહિને તે પોતાની સાસુ ઉપર એક સારી જેવી રકમ બીડતો હતો, જે માંહેથી તે વિધવા પોતાનું આબરૂથી ગુજરાણ કરવા ઉપરાંત ઍમીલ્યાને સંગીન કેળવણી આપવા શક્તિવાન થઇ હતી. કેળવણિ અને કાન્તીમાં ઍમીલ્યા પોતાની મરનાર માતાનું સ્વરૂપ હતી.

જરબાનુ અને સપુત કોલંબિયા હૉટલ મધે આવ્યાં અને તેઓ વચ્ચે રીકઝીક થઇ ત્યાંસુધી મી૦ ઑસ્તીન પોતાની બેટીનાં છુપ્યાં લગનથી વાકેફ હતો નહિ; કારણ તેની બીકથી અને તેની બેદરકારીથી તેની સાસુએ તે બિના તેનાથી છુપાવી હતી. તેણીનાં અને પોતાનાં કમનસીબને તે હવે શ્રાપ દેવા લાગ્યો. પોતાની બાળક બેટી તરફ બતાવેલી બેદરકારી માટે, અને તેણીને ધીકારવા માટે, તે હવે પોતાનેજ ધીકારવા લાગ્યો. સપુત સાથનાં પોતાની બેટીનાં લગનની જાણ થતાં તેણે બરમા પોતાની સાસુ ઉપર તાકીદના તારો અને કાગળો મોકલ્યાં હતાં તે માંહે બરમા મધે પોતાનું સઘળું કામકાજ બંધ કરી પોતાની નાની મિલકત વેચી નાખી ઍમીલ્યાને પોતાની સાથે લઇ પોતાની સાસુને અમેરિકા તુરત ઉપડી આવવા તેણે ફરમાવ્યું. વળી તેણે તેણીને ધમકી આપી કે તેના કહયા મુજબ જો તેણી નહિ કરશે તો તેણીને મળતો માસિક લવાજમ તે એકદમ બંધ કરશે.



# પ્રકરણ ૯૦ મું.

## બદબખ્ત કે બખતાવર?—નવા હોખમાનો જૈફ વતની.

"સદા ન વારો મંડળી, સદા ન રાજા દેશ;
સદા ન જોબન થીર રહે, સદા ન કાળા કેશ.
ચલ સ્વરૂપ જોબન સુચલ, ચલ વૈભવ ચલ દેહ;
ચલા ચલીકે બખ્તમે, ભલા ભલી કર લેહ."

આ પ્રમાણે ત્યારે પ્રિય વાંચનાર, આપણી વાર્તાના તખ્તા ઉપરથી એક નામીચી નાયકા ગુમ થઇ છે. તેણીનાથી આપણે સદાનાં છુટાં પડયાં છિયે. તુંદી ને તેહેંકરાઇનો આવેલો આવો અંત કોઇને રૂચશે તો કોઇને ન રૂચશે તેની સાથે આ કલમડીને કામ નથી. તેને તો તેની વાર્તારથ આગળ દોડાવવી છે. તેને તો એમ સમજવાતું છે કે વાર્તારથ તળે જેમ અગ્નીરથના બાબમાં બને છે તેમ એક સ્ત્રી ઉતારૂ અકસ્માત કચડાઇ મુઇ છે.

એજ વાર્તારથમાં પ્રિય વાંચનાર, હવે આપણે સાથે બેસી દેવલાલી જવું છે. તે સ્થળ મધે આપણાં નાયકા—નાયકીઓની ટોળીમાં હવે થોડોક વધારો થયો હતો. દીનબાનુ અને મેરી ત્યાં આવી પુગ્યાં હતાં. આ સાવકી બેહનો વચ્ચે હવે ધાડી પ્રિત બાઝી હતી. જેમ તેઓ વચ્ચે તેમ ગુસી અને જાંહગીર જેઓ કામને સબબે મુંબઇમાંજ હાલ રહેલા હતા તેઓ વચ્ચે તો પહેલાંથી ધાડો પરિચય હતો. ગમે એવાં સંપીલા એકમતીવાળાં જોડાંને પણ થોડા વખ્તની જુદાઇથી ફાયદો થાય છે. સૂર્ય અને ચંદ્રમાના તેજસ્વી પ્રકાશવાળા મુલ્કોમાં ઉછરેલાં અને વસ્તાં લોકો જ્યારે તેનાથી દુર જાય છે ત્યારેજ તેઓ તેઓની ખુબીને વધુ પીછાણતાં શીખે છે. માણસજાતને જો થોડુંક દુ:ખ સરજેલું ન હોત તો ખુદ સુખથી તે કંટાળી જાત. આકાશી મહાત્માઓ પણ ત્યાંની નિયમિત નચીંતાઇ અને ચાલુ સુખશાંતિથી માણસાઇ નજરે જોતાં કંટાળતા હોય એમ આપણને લાગે છે. એક ભલી સ્ત્રી પોતાના ભલા ભરથારની, અને એક ભલો ભરથાર તેની ભલી સ્ત્રીની ગેરહાજરીમાં એકબીજાંના સદ્-

ગુણોની જેટલી યાદ અને પીછાણ કરે છે તેટલી એકબીજાંની હાજરીમાં તેઓ કરી શકતાં નથી. કોઇ કોઇ વેળા એક સ્ત્રીએ તો કોઇ કોઇ વેળા એક પુરૂષે વીસરી જવું જોઇયે કે રૂસીનાં બૂટ ફાટી ગયાં છે, તેહમીની ટોપી મેલી થઇ છે, ગુલાંનું વાસ્કુટ ઉખડી ગયું છે, ફીરોઝ કલાસ ચઢવાથી તેને નવી ચોપડી અપાવવી પડશે કીંવા બેબીને વાસ્તે ટીંક્ચર ઑફ રૂહબારબનાં ટીપાં લાવવાં પડશે. વાહીટ–વૉશની ભુખી ઘરની ભીંતો, ભેજાંનો ખીમો કરનારા લાલીઆઓ, ઉધરાણીદારો, ભાડાંનાં બિલો વગેરેને એક પુરૂષે કોઇ કોઇ વાર તેનાં મનમાંથી ભૂલી જવાં જોઇયે છે. એક બહુ હેતાળુ ભરથારને, રવિવારની રૅસ્ટ પછી પાઘડી ડગલી ઓળવીને લાંબી વૉકે જતાં, કે એક સંસારી ખટપટમાં ગુંટાઇ રહેલી સ્ત્રીને સાહલોકાપલો પેહરી ઉકળેલા જીવને હેઠો પાડવા પોર્યાતોર્યાંને પાછલ મેલી બાહેર નિકળી પડતી કોણે નથી દીઠી? કેટલીક જુના વિચારની બાઇઓને તો આવી વેળાએ ઓટલા ઉપર ઉભી રહીને સારી પેહડતાં કે એક જુના વિચારના પુરૂષને ડગલી ખાંધે નાખી બાહેર પડતાં આપણે ઘણી વાર નિહાળ્યાં છે. આથી કાંઇ આમ ઠરતું નથી કે કંટાળેલાં સ્ત્રી–પુરૂષોએ એકબીજાંને લાંબી મુદતવેર યા સદાનાં છોડી જવું. એક ભરથાર પોતાને ગમે એવો બુરો પોતાનાં મનમાં લેખતો હોય, પણ તેની ભલી સ્ત્રી તેની તેવી ચાલ છતાં જો તેને ચલાવી લેવા માંગતી હોય તો ખુદ તે ભલી સ્ત્રીનાં સુખને ખાતર તેણે તેણીનાથી દુર નાસવું જોઇયે નહિ.

બહમનશાહ શેઠ જો મુંબઇ હોત તો તેઓની માંદગીમાં દિવસો સુધી ચાલુ સારવાર કરવા આવું હેતાળુ કુટુંબમંડળ તેઓને કોઇપણ દિવસ મળી શકત નહિ. રતી, મેરી અને દીનુ તેવણની સારવારમાં અને તેવણને રીજવવામાં બહુ ખંતીલો ભાગ લેવા લાગી. બાનુ સુના જો કે વારંવાર ત્યાં હાજર રહેતી, છતાં રતન રૂસ્તમફરામની સંગતમાં હવે તેણી છડેચોક ઘણો વખ્ત ગાળવા લાગી. એક સ્ત્રી કે પુરૂષનું નબળું પાસુ ખુલ્લું થતાં તે અથવા તેણી નફ્ફટ બને છે, તેમજ બાનુ સુના પણ બની હતી. નવરો બેઠો નખ્ખોદ વાલે, તેમ પરવારતો રતન રૂસ્તમફરામ બાનુ અને બાટલી વચ્ચે કાળ ગમન કરતો હતો. બહમનશાહ શેઠ હવે કાંઇક ખુશ મીજાજમાં રહેતા, સેહજ ફરતાહરતા અને વાતચીતમાં ઉલટથી ભાગ લેતા. આમ છતાં તેવણનું 'હાર્ટ' એકાએક બંધ થઇ

જવાની ડૉકટર ધાસ્તી આપતા, અને બન્યું પણ તેવુંજ! જે દિવસે અમૅરિકા મધે જરીને પેલો પ્રાણઘાતક અકસ્માત થયો તે દિવસે તે અકસ્માત વિશે એક જરૂરનો તાર તેણીની ફરમાશથી સપુતે બાનુ સુના ઉપર કર્યો હતો. આ તારમાં મિશિસ સોહરાબ બખ્તાવરને થયલા ગંભિર અકસ્માત વિશે બાનુ સુનાને જાણ કરવામાં આવી હતી. કમનસીબે કાંઇ અજબ સંજોગો વચ્ચે તારમાં Mrs. નો S. છટકી જવાથી માત્ર Mr. લખાઇ ગયો હતો. આ ખબર બહમનશાહ શેઠને કાને બાનુ સુનાની મુર્ખાઇથી પડતાં તેવણ બેશુદ્ધ થઇ ગયા. તેવણની બીમારીએ ગંભિર રૂપ પકડયું, અને જોકે ડૉકટર નાઝ્યેરવાળાની ચાંપતી સારવારથી તેઓ શુદ્ધીમાં આવ્યા, તોપણ પુરતા હુશિયાર થવા પામ્યા નહિ. પાછલથી વધુ ખુલાસા માટે દેવલાલીથી અમૅરિકા અને અમૅરિકાથી દેવલાલી નેમી આપેલા માર્ગોએ તારના સંદેશા મોકળવામાં આવ્યા અને ખરો ખુલાસો માલુમ પડયો; પણ ખોહવાયલી બાજી હાથમાં આવી નહિ. અજબ જેવી વાત તો એ હતી કે જે દિવસે અને જે કલાકે જરબાનુ અમૅરિકામાં મરણ પામી તેજ દિવસે અને તેજ કલાકે ખા૦ બ૦ બહમનશાહ બેજનજી બખ્તાવર સી. આઇ. ઇ. મુંબઇના જાણીતા શેરદલાલ દેવલાલી મધે હક થયા. તેજ દિવસે અને તેજ કલાકે જરીનાં મરણનો તાર અમૅરિકાથી દેવલાલી ખાતે અને બહમનશાહ શેઠનાં મરણનો તાર દેવલાલીથી અમૅરિકા ખાતે રવાના કરવામાં આવ્યો. શું આવા સંજોગો આ દુનિયાંમાં બનતા નથી? હું કહીશ કે હર પળ, હર ઘડી અને હર દિવસ તેઓ અહીંયાં, ત્યાં અને સર્વ ઠેકાણે બને છે; જોકે તેમાં સમાયલા ભેદભરમ આપણે સમજી શકતા નથી. આ પ્રમાણે આપણી વાર્તાના તખ્તા ઉપરથી એક મૂખ્ય નાયક ગુમ થયો છે. વાર્તારથનાં ચક્કર તળે કહો કે આ ક્ષણભંગુર દુનિયાંનાં ચક્કર તળે તે કચડાઇ મુવો છે. જોડેજોડ બનેલા આ બનાવનો તોડ થીઑસોફીસ્ટો આમ કાઢશે કે પૂર્વે જન્મમાં બહમનશાહ શેઠ અને જરબાનુ વરવહુ હોવાં જોઇયે અથવા આવતા જન્મમાં એવાજ કાંઇ મજબૂત અથવા નજદીકના ગાંઠથી તેઓ બંધાવાનાં હોય.

બાનુ સુનાએ શેઠનાં રવાનને એક ખાસ ત્રેનમાં મુંબઇ લઇ જવાની હુજત કીધી. પણ તેવણે મરતાં અગાઉ તે વિરૂધ પોતાની લાગણી જાહેર કીધેલી હોવાથી બાનુ સુનાની હુજતને કોઇએ પણ ગણકાવી

નહિ. આ સુંદર સ્ત્રીની મતલબ પોતાના પતિનાં રવાનને મુંબઇ લઇ જઇ વિધવાપણાંના લેબાશમાં અને પૈસાટકાના પુર બહારમાં મોટે ઘેરનો દોરદમામ દેખાડવાની હતી; પણ તેમાં તેણી ફાવી નહિ. એક પારસી શેઠિયાનાં મરણથી દેવલાલીની દુનિયાં ગાજી રહી હતી, અને ગ્રાંડ હૉટૅલના કારોબારીઓ અને કામદારો ખરી કાળજીથી ઉપરતળે થઇ ગયા હતા. દેવલાલીની તો આ સીઝન હતી, માટે પારસી બીરાદરોની ત્યાં કાંઇ ખુટ હતી નહિ. બહમનશાહ શેઠનાં રવાનને છેક બીજે દિને સાંજે દેવલાલીને દોખ્મે ચઢાવવામાં આવ્યું. આ દોખ્મુ તુરતનુંજ બંધાયલું હોવાથી બહમનશાહ શેઠે તે માંહે પુરાવાની ખાસ ઇચ્છા જાહેર કીધી હતી. તેજ ઇચ્છાને આપણે ઉપર જોઇગયા તેમ તેમનાં ખેશીઓ આધીન થયાં હતાં. મુંબઇ અને તેની આસપાસનાં પરાંઓમાં શેઠનાં મરણની ખબર રાતોરાત તાર મારફતે પોંહોંચી ગયલી હોવાથી સહવારની ટ્રેનમાં પારસી મર્દ—ઓરતની મોટી સંખ્યા લાશને સેજદો કરવા હાજર થઇ હતી.

મર્હુમનાં માનમાં તેઓના ગુજર્યાને બીજે દિવસે મુંબઇનાં શેર અને નાણા બજાર તેમજ રૂના બજાર બંધ રાખવામાં આવ્યાં હતાં. આપણી ધુંધી શેહરસમાજની તે દિવસની બેઠક પણ બે કલાકની લાંબી મુજાહેમત પછી મુલતવી રાખવામાં આવી. એક સભાસદે શેઠની કારકીર્દીનાં વખાણ ગાઇ સભા મુલતવી રાખવાની દરખાસ્ત કીધી, ત્યારે બીજો તે કારકીર્દીને તોડી પાડી દરખાસ્તની સામો થયો. ત્રીજાએ ઍમેંડમેંટ મેલ્યું કે માત્ર રૅકાર્ડ ઉપર નોંધ લઇ સભાનું કામકાજ આગળ ચલાવવું. આ પ્રમાણે દોઢ કલાક, પાંચ મિનિટ, અને ત્રીશ સૅકન્ડની જીકાજીક પછી બાકીનો એક કલાક, ચોવીશ મિનિટ અને ત્રીશ સૅકન્ડ સભા મુલતવી રાખવામાં આવી. જે અચુક બનાવની નોંધ એ નામચીન મંડળનાં દફતરો ઉપર બ્લુબ્લેક શાહીના ભમર જેવા અક્ષરે સદાની અમર થઇ રહી છે અને ગમે તેવાં ઇંડિયા રબરથી યા પથ્થરે ઘસેલી તે ભુસાઇ કે લીપાઇ જવાની નથી.



# પ્રકરણ ૯૧ મું.

## ચોરને પોટલે ધૂળની ધૂળ-બાનુ સુનાના બખાળા અને રતનના રહાકુટા.

"જે વાવે તેવું લણશે, કરણી સરખાં ફળ દેશે,
કૈવચ સંગતથી રંગત શું રહેશે ?"

એક કામ ને દો કાજ ! " દેવલાલી વેહેર આયાં તાહરે શું બરચું ગીયાં તવડી ને આયાં રવડી જેવું કર્યે ? બીચારા બહમનશાહનાં પ્હાડ જેવાં મોતથી આખી ત્રેનમાં ખોભેખોભે રરયાં ને ડીશ ભરીને છીકયાં ને ફકત ઇંડા, પાંઉ, જેલી, માખણ ને મસાલાના પોરા બુકબાચક ઉછા-ળીને મન મનાવ્યું તે હવે તો એમબી ને એમબી આઠ દશ દહારા દેવ-લાલી ગારી કાહરવામાં શું ખોટું થવાનું ? એહસ્તી તો બીચ'રા પાંસઠ વર્ષની પાકીપચક ઉમરે ચાર બૈરીના વર ને પાંચ છોકરાંના બાપ થઇને દહારે વરના ગુજર્યા તેમાં વરી લોકલાજ કેવી ? કોઇ મુવાં નસાબંદા હોય તેજ અમસી માય મમઇને બુરૂં બોલે. " ચાલો થઇ ચુકયું.

જુવો હૉટલનો બહાર, હૉટલનો કારોબાર;
હૉટલનો પ્યાર, હૉટલસે યાર, હૉટલ સૌ હારોહાર.—જુવો૦
હૉટલપર સૌનો ચાહ, ફકીર હો યા શાહ;
હૉટલ, હૉટલ, હૉટલની વાહવા.—જુવો૦
ગમાર હો યા ચમાર, બુબખબી બેશુમાર;
પણ પૈસા ચાર હોય ગાંઠે યાર તો દોડશે હૉટલ બાર.—જુવો૦

(મે. મ. બ.)

આઠ દશ દિવસની ધધુખર પછી ચીકાર ભરાયલાં હૉટેલો પાછાં ખાલી થયાં. સાથે સાથે બહમનશાહ શેઠનું કુટુંબમંડળ પણ મુંબઇ પધાર્યું. મુંબઇ આવ્યા પછી બાનુ સુનાના વકીલ મી૦ મેહલ્લાશાહ મારફત્યાએ તેણીએ ખાસ નોતરેલાં અંગત સગાંવહાલાં ને મિત્રોની હાજરીમાં તેણીએ મી૦ બહમનશાહના પરણ્યા પછી કરાવી લીધેલું એક-તરફી વિલ રજુ કીધું. આ ઉપરથી શેઠના અંગત વકીલોએ તે વિલ

નાકબૂલ રાખી તેવણુની હૈયાત બેટીઓ તરફથી દેવલાલી જવા અગાઉ તેઓએ પોતાની પુર અકલ હુશિયારીમાં કીધેલું છેલ્લાંમાં છેલ્લું વિલ રજુ કીધું. એહદીન દસ્તુર ડૉ૦ તેહમુરસ્પ તાલેવંત અને ડૉ૦ દારાબશાહ દાદાભાઇ દાદગરને શેઠે પોતાનાં આ છેલ્લાં વસિયતના એકઝીક્યુટરસ અને ત્રસ્ટીઓ નેમ્યા હતા. કુલે અસકયામત જંગમ અને સ્થાવર મિલકત (બાનુ સુનાના અંગત કપડાંલત્તાં અને ઘરેણાંગાંઠાં સિવાય) વેચી નાખવાનો એકલો હક મર્હુમ, ત્રસ્ટીઓને આપી ગયા હતા. આ વેચાણસટાન થયા પછી તેઓએ કુલે ઉપજના સાત સરખા ભાગ કરી તે ભાગોની નીચે પ્રમાણે બ્યવસ્થા કરવા ફરમાવ્યું હતું:

એક ભાગ તેવણનું ખાનગી કર્જ અદા કરવા માટે. બાકીના ૭ ભાગમાંથી એક ભાગનું બ્યાજ તેવણની વિધવા બાનુ સુનાને દર મહિને એવી શરતે આપવું કે જો તેણી કોઇપણ દિવસે રતન રૂસ્તમફરામ યા બીજા કોઇપણ ધણી સાથે પરણી જાય તો તે બ્યાજ તેણીને મળતું બંધ થાય અને તેણીને ફાલે આવેલી કુલે રકમ બહમનશાહ શેઠના પાછલ દર્શાવેલા બીજા પાંચ વારસોમાં વેંહચાઇ જાય. બાકી રહેલા ભાગોમાંથી એક ભાગ શેઠની બેહન ખરશેદબાઇને, બીજો મેરી અથવા મેહરબાઇને, ત્રીજો રતી ઉર્ફે રોલી ઉર્ફે મિશિસ એરચ કોહિયારને અને ચોથો ભાગ બાનુ સુનાની બેટી દીનબાનુને પોતાનું બચ્ચું ગણી શેઠ આપવા ફરમાવી ગયા હતા. છેલ્લો એક ભાગ શેઠે પોતાના એકપુરા બેટા સોહરાબને નામે જુદો કહાડી તે માટે એવો બંદોબસ્ત કીધો હતો કે ત્રસ્ટીઓએ તે રકમ પોતાના કબ્જામાં રાખી માત્ર તેનું બ્યાજ દર મહિને તેનાં ભરણપોષણ માટે આપવું.

છેલ્લું વિલ વંચાઇ રહયા પછી બાનુ સુનાએ અને રતન રૂસ્તમફરામે તરછોડ અને તાણતોડ કીધી, તુફાન મચાવ્યાં, વકીલોની દોડધામ પહોંચાડી અને તે વિલ ઉપર સુખન ઉઠાવ્યો; બીચારા બિનસ્વાર્થી ત્રસ્ટીઓ ઉપર ગાળોનો વરસાદ વરસાવ્યો અને છેલ્લે હાઇ કૉર્ટે ચઢયાં જેણે શેઠનું છેલ્લું વિલ ખરૂં અને કાયદેસર ઠરાવ્યું. પણ એ ટંટાનો સઘળો ખર્ચ શેઠની અસકયામતને શીર ચોંટાડયો. વિલમાં ફરમાવ્યા મુજબ છમસીની બીજે દિવસે કુકાદારૂ પંથકી અને

તેનું કુટુંબ તેમજ બાનુ સુના 'વીલા સુના'માંથી ઉઠાંગરી કરી ગયાં અને ત્રસ્ટીઓએ 'વીલા સુના' તેમજ તે માંહેલી અસકયામતનો કબ્જો લીધો. મર્હુમ મી૦ બહમનશાહના ત્રસ્ટીઓએ ખોદાને હાજરનાજર જાણી મનશની, ગવશની અને કુનશનીથી પોતાની પવિત્ર ફર્જ અદા કીધી.

---

## પ્રકરણ ૯૨ મું.

---

## સુધારાના શિખરની ટોંચ—સંસાર સાગરનો કીનારો.

---

"જે કરશે તે ભરશે, કોઇ શું કહેશે?
બાવળ વાવીને આમ્ર સ્વાદ કેમ લેશે?"

પવન અને પાણીને કોણ પકડી શકે છે? કોઇએ તેમ કીધું નથી અને કોઇ તેમ કરશે પણ નહિ. બહમનશાહ શેઠને ગુજર્યાંને એક વર્ષ ગુજરી ગયું છે. એ અરસામાં કુદરને તાલેવંત અને બખ્તાવર કુટુંબમાં ચાર નાનકડાં ભુલકાંઓની વૃદ્ધિ કીધી છે. ગુસીને ત્યાં નાનો બુચો બેહરામશાહ અને જાંહગીરને ત્યાં નાનો બહમનશાહ જયારે મુંબઇમાં ધુમ મચાવે છે, ત્યારે કોલંબિયાનું હૉટલ સપુતની એકીવખ્તે જન્મેલી જોડ બાળકીઓ ગજાવે છે. આ બાળકીઓનાં નામ સપુતે પોતાની મરનાર બેહનોનાં નામ ઉપરથી પોલી અને મીલી કરી આપ્યાં છે. તેઓને વળી પીરોજ અને માણક કરી બોલાવવામાં આવે છે. આ બન્ને બાળકીઓ બહુ ચબરાક અને દેખાવલી છે.

વાંચનાર પુછશે કે શું ઉપલા અરસામાં સપુત સુધર્યો છે? ખચીત, તે સુધર્યો છે; એટલુંજ નહિ, પણ તે ઇંચેઇંચ એક ગૃહસ્થ બન્યો છે; કારણ નવા ખેતીકારોને હાથે તેની સરજમીનની કાંઇ નવીજ ઢબે ખેતી થઇ છે. આજના કોલંબિયાવાળા મી૦ એસ. બી. બખ્તાવર તે એક વર્ષ અગાઉના સપુત સોહલીબા નથી. એક વર્ષ અગાઉનો છાકટ મી૦ કરવાલો કેફી પીણાંથી રાત્રીનાં ખાણાંની મેજ ઉપર પોતાનું માથું જોંકાવી દઇ હવે નિંદ્રાવશ થતો નથી. આ સુધારાનું સર્વ માન કોણને ઘટે છે? એકલી ઍમિલ્યા ઉર્ફે જરબાનુ

સોહરાબ બખ્તાવરને ! અમેરિકા ગયા પછી તેણીએ જાણે કાંઇજ બન્યું ન હોય તેમ પોતાના સોહરાબના સુધારાનો પાયો નાખ્યો. કાળા લેબાશમાં સજ્જ થયલી આ ઍંગ્લો–પારસી પુતળી ખરેજ સુંદરતાનું સ્વરૂપ હતી. આવતાં વાર તેણીએ પોતાના બાપ અને વર સાથે હેતાળુ બગલગીરી કીધી. એકપણ તાનાજાનીનો બોલ તેણીએ પોતાના ભરથારને કહયો નહિ. જરાપણ ટપકો તેને દીધો નહિ. જરબાનુનાં મરણ વિશે તેણીએ કાંઇપણ ઇશારો કીધો નહિ. મરનાર તેણીના બાપની પેહલી સ્ત્રી થતી હતી તે બિના તેણીએ આશરે પાંચ વર્ષ પછી તેણી પોતાના બાપ અને વર સાથે મુંબઇ આવી ત્યારેજ અચાનક જાણી; પણ તે વિશે તેણીએ એક શબ્દ પણ તેઓ આગળ ઓચર્યો નહિ. તેણી એમ સમજતી હતી કે મરનાર જરબાનુની ફરમાશથી નહિ પણ માત્ર પોતાના પારસી ભરથારને પારસી નામ ગમતું હોવાથી તેણીને જરબાનુ નમ આપવામાં આવ્યું હતું, જે નામ તેણીએ ખુશીથી અંગીકાર કર્યું. તેણી સદા હવે પારસી પોશાક સજતી. સોહરાબની દારૂની ટેવ છોડાવવા પોતાના બાપને આગ્રહ કરી તેણીએ તે હૉટેલને ટેમપરંસ હૉટેલમાં ફેરવી નાખ્યું. જલદ દારૂ નહિ પણ માત્ર નરમ વાઇનો રાતનાં ખાણાં ઉપર ત્યાં પીરસવામાં આવતા. તેણીના કહેવા પ્રમાણે તેણીના તવંગર બાપને આ ફેરફારથી કાંઇ ખોટ જવાની ન હતી. સોહલીને પહેલાં ત્રણ ગ્લાસ વાઇન બપોરના અને ત્રણ ગ્લાસ રાતના તેણી તાળાંકુંચીવાળી કબાટમાંથી પોતાને હાથે આપવા લાગી. આ ત્રણ ગ્લાસની સંખ્યા પાછલથી બેની અને છેલ્લે એકની થઇ.

તેણીનો બાપ અને ભરથાર પારસી છે એ વાત આખા કોલંબિયા મધે હવે જાણીતી થઇ હતી. પણ જરબાનુ તેના બાપની પહેલી બૈરી હતી તે વિગત માત્ર ડૉ૦ સીલ્વેસ્ટર અને મી૦ સેમૉર વકીલ જાણતા હતા, પણ તેઓએ કોઇને પણ તે જાણવા દીધી હતી નહિ. સોહરાબ આગળ તેણી તરેહવાર અમેરિકન નૉવેલો વાંચતી, તેની સાથે તેણી લાંબી પીકનીકે જતી, જે પીકનીકનું ખુરચણ કેફી પીણાં વગરનું રેહતું. સોહરાબ કોઇ વેળા પીકનીકે પીણું માંગતો તો તે ભૂલી આવવાનું બાહનુ કહાડી તે માટે તેણી તેની માફી ચાહતી. ગુજરાતી ભાષા હવે તેણી સફાઇથી બોલી અને વાંચી શકતી હતી, એટલુંજ નહિ પણ ઇંગ્રેજી રાહ ઉપર રચેલાં ગુજરાતી ગાયનો તેણી પ્યાના ઉપર વજાડતી અને ગાતી.

હૉટેલના પગારદાર ઍસિસ્ટંટ તરીકે સોહરાબને જે ફર્જ બજાવવી પડતી તે માંહે તેને તેણી ઉલટથી મદદ કરતી. તેની સાથે તેણી સાઇ-કલીંગે અને રાઇડીંગે જતી, પણ પેલી અકસ્માતવાળી ટેકડી તરફ જવાને તેણી તેને કોઇપણ દિવસ લલચાવતી નહિ. તેણી જાણતી હતી કે તે ટેકડી માટે તેને ભારે અણગમો હતો.

આ રીતે ત્યારે સપુત સોહલીબા હવે ખરેજ સ-પુત થયા. તેઓ સુ-વર થયા. જે સુખ તેના અભાગ્યા બાપનાં નસીબમાં જોવાનું સરજેલું હતું નહિ તે તેની બાયડીએ, બુઢા સસરાએ અને જૈફ મમાઇ સાસુએ જોયું; પણ તેની કાંઇ ચીંતા નહિ. કારણ, આવો આવકારદાયક સુધારો જોઇને તેના મરનાર બાપનું રૂહ પેલી જેહાનમાં તો ખુશનુદી પામ્યુંજ હશે. બે વર્ષની બે બુચીઓ લઇ સપુત જ્યારે મુંબઇ આવ્યો ત્યારે તેણે ડૉ૦ તેહમુરસ્પને ત્યાં ઉતારો લીધો. તેનામાં થયલો સુધારો જોઇ તેઓ દંગ થયાં. પોતાનાં આગળાં કાર્યોથી તે લજવાતો હોય એમ તે દેખાયો. તેની બે બાળકીઓ ગુસી અને જાંહગીરના ભુલકાંઓ સાથ ભેલાઇ ગઇ. કદાપી આવતાં વર્ષોમાં આ નાની પોલી અને મીલી નાના બેહરામ અને બહમ-નશાહને વરે તો તેમાં અજાયબ થવા જેવું કાંઇ નથી. નડતર માત્ર પેલી આપણી કેહવાતી અંજુમનના સુફિયાણી ઠરાવની રહે. ઍમીલ્યા ઉર્ફે જરબાનુ તે સુફિયાણી ઠરાવની અગાઉ જન્મેલી હોવાથી, અને વળી તેણીનો બાપ પારસી હોવાથી, ડૉ૦ તેહમુરસ્પની સમજાવતથી એક શુભ દિવસે તેણીને ઘટતી ક્રિયાઓ સાથે સુદ્રેહ પેહરાવવામાં આવ્યો. આ સંજોગો વચ્ચે ડૉ૦ તેહમુરસ્પ ધારે છે કે પેલો સુફિયાણી ઠરાવ નાની પોલી અને મીલીને જરતોશતી ધર્મમાં લેવાની આડે આવી શકશે નહિ.

મુંબઇમાં આવ્યા પછી જરબાનુ સદા પારસી પોશાક સજતી, પારસીમાં ખપવાને ખંતી રહેતી, તેમજ પારસી કુટુંબોમાં ઉલટ અને ઉત્સાહથી ભેળાતી ને તેઓ સાથે પારસી ભાષામાંજ વાત કરતી. હાલ આ નાનકડું કુટુંબ અૅમેરિકામાંજ વસે છે. મી૦ જાલેજર જાલનેવાળા-ગયે વર્ષેજ ત્યાં મરણ પામ્યા છે, અને તેઓને જરબાનુની પાસે દાટ-વામાં આવ્યા છે.

સપુતને અને તેની મોહરદારને તેઓ પોતાની કુલ અસ-કયામતના વારસ બનાવી ગયા છે. બુઢ્ઢાં મમાઇ પણ મરણ પામ્યાં છે. સપુત હાલ કોલંબિયાનો એક વખણાયલો ધંધા-

દારી અને વગવાળો શેહરી ગણાય છે. કોલંબિયા મધ્યે તેણે એક શાળા સ્થાપી છે, જ્યાં ગરીબ વર્ગનાં અને નાવારસ બાળકોને ચોક્કસ સંખ્યામાં દર સાલ પ્રાથમિક કેળવણી અને વસ્ત્રાલંકાર મુફ્ત આપવામાં આવે છે. આ શાળાને "ધી જાલેજર એન્ડ જરબાનુ પારસી સૅમિનરી" નામ આપવામાં આવ્યું છે. બખ્તાવર અને તાલેવંત કુટુંબો વચ્ચે પત્રવેહવાર ચાલુ છે. સુધરેલો સોહરાબ આવતી પતેતી ઉપર પોતાનાં કુટુંબસહિત ફરી મુંબઇ પધારનાર છે.

પેસુતન દસ્તુર થોડોક વખ્ત મુંબઇમાં ગુજારી પાછા પોતાને વતન કગંચી સીધાર્યા હતા, જ્યાં તેઓ ઝંદ અવસ્તામાંથી બંદગી કરતાં લગભગ ૭૫) વર્ષની વયે પોતાની રેહણીકેહણી મુજબ ઓચિંતો પણ સુખી અંજામ પામ્યા. ભણતાં ભણતાં એકાએક ચક્કર આવ્યાથી પોતાની બેટી જે પાસેના સોફા ઉપરજ બેઠેલી હતી તેની ગોદમાં તેઓ જઇ પડયા અને સદાના નિંદ્રાવશ થયા.

ડૉ૦ તેહમુરસ્પ હજી તાલેવંત મિનારમાંજ વસે છે અને પોતાની દુનિયાઇ મંજલ કાંઇપણ ધામધુમ વગર ગુલચેહર સાથે એકસરખી અને નિયમિત રીતે કાપ્યા જાય છે.

જાંહગીર અને ગુસી, દીનબાનુ અને મેરી, પોતાનાં કામમાં ગુંતાયલાં રહી સ્ત્રી–પુરૂષની બે નમુનેદાર 'પૅર' બનાવે છે.

વીલરડોસાં અને બુઢ્ઢો દોલો મરણ પામ્યાં છે. તેઓની જગા વીલરડોસાંની બેહનની દીકરી આલી અને તેના વરે તાલેવંત મિનારમાં પુરી છે. નાની નાજા બૈરાંજી થઇને દોઢસો રૂપિયા કમાતા એક કમાઉ સપુત્ર સાથે પરણી પરવારી ગઇ છે.

હોરમજશાહ શેઠ સ્વર્ગવાસ પામ્યા છે.

હવે રહી માત્ર બાનુ સુના. આ કમતાલેની ઓરત પોતાના ખાવિંદનાં વિલની કલમ મુજબ રતન રૂસ્તમફરામને પરણી નહિ શકયાથી વિલાયત જઇ તેઓ બન્ને ખ્રિસ્તી થઇ એકબીજાં સાથે પરણ્યાં. તેએ એમ ધારતાં હતાં કે પારકા ધર્મમાં વટલી ગયાથી બહમનશાહ શેઠનાં વિલની બાધ તેઓને લાગુ પડી શકશે નહિ, અને બાનુ સુનાના ફાલાતું વ્યાજ, તેણીને મળ્યું જશે. ત્રસ્ટી તરીકેના પોતાના અધિકારની રૂએ ડૉ૦ તેહમુરસ્પ પોતાનાં અંતઃકરણના અવાજને માન આપી ફેરવાયલ

સંજોગો વચ્ચે બાનુ સુનાના ફાલાનું વ્યાજ તેણીને મળી શકે કે નહિ તે પોઇંટ ઉપર પોતાના વકીલની સલ્લાહ લેતા હતા તેવામાં તેવણના એક વિલાયતી મિત્ર તરફથી બાનુ સુનાનાં દુ:ખદાયક મરણના સમાચાર તેઓને મળ્યા. આ હીણભાગ્યની સ્ત્રી ખ્રિસ્ટી થઇને રતનને પરણ્યા પછી પરમુલ્કમાં બહુ દુ:ખી થઇ. વિલાયત ગયા પછી રતન એક અથંગ જુગારી બન્યો હતો. શકમંદ આબરૂવાળાં હૉટેલોમાં તે દિવસો સુધી પડયો રહેતો. શકમંદ આબરૂની સ્ત્રીઓ સાથે સદા ભેળાતો અને મોડી રાત સુધી દારૂ પી બિલ્યર્ડ અને નૅપનો જુગાર ખેલતો. જ્યારે તે ઘરે આવતો ત્યારે સંધીવાથી પીડાતી બાનુ સુના જેણી હવે મિશિસ ઑસમૅનને નામે ઓળખાતી હતી તેણીને તે પજવતો. જ્યારે તેણી તેને પૈસા આપવા ના પાડતી ત્યારે તે તેણીની ઉપર હાથ ઉગામતો. આ રીતે આ કંગાળ વટલેલ સ્ત્રીનો તેણીના પાંચમા અને વટલેલ ધણી ઑસમૅને કંગાળ અંત આણ્યો. એક વિલાયતી કબરમાં પારકા મુલ્કમાં ખેશખીશા-વંદથી દૂર વીસરાયલી, હીણાયલી, તજાયલી બાનુ સુના કબરવાસ થઇ છે. "ઇશ્વર તેણીનાં રૂહને શાંતિ બક્ષો" એમ આપણે ઇચ્છીશું. તેણીના વટલેલ ભરથારનું શું થયું તે કોઇ જાણતું નથી અને તે જાણવાની આપણે પણ દરકાર કરીશું નહિ. અટકળ કહે છે કે જેવું તેણે વાવ્યું તેવું તે લણ્યો હશે.



# ખતમ પત્રીકા.

## ફતેહ કીંવા નામુરાદી.

"સાંઇ મેરા બનિયા, સહજ કરે બ્યવહાર;
બીન દાંડી બીન પાવડે, તોલે સબ સંસાર."

'પુસ્તક પ્રવેશ'માં હું કહી ગયો છું કે: જેટલો વખ્ત એક વાર્તાનવેશ તે લખવાનાં કામમાં ગુંટાયલો રહે છે તેટલો વખ્ત તે પોતે ગોયા પોતાને ભુલી જાય છે! પોતાની કથાનાં પાત્રો રચી, પોતાની આસપાસ એક નવીજ દુનિયાં ઉભી કરી, તે માંહે વરતાં સ્ત્રી–પુરૂષોના ઘાડા સમાગમમાં જ્યારે તે આવે છે ત્યારેજ તે એક દીલપઝીર અને અસરકારક વાર્તા લખી શકે છે.

આ ખતમ થયલો કીસ્સો દીલપઝીર અને અસરકારક નિવડયો છે યા એ. મારી કલ્પીત દુનિયાં અથવા તે માંહેલાં સ્ત્રી–પુરૂષનાં ભેગાં મંડળથી પ્રિય વાંચકો દિલગીરીથી છુટાં પડયાં છે એમ કેહવાની હું સરકશી કરીશ નહિ. માત્ર મારી પોતાની લાગણીના સંબંધમાં બે બોલ બોલવાની રજા લઇશ. જેમ જેમ આ કીસ્સાનો છેડો આવતો ગયો, જેમ જેમ તેની સીમા સંકોચાતી ગઇ અને એક પછી એક નાયક અને નાયકી તેના તખ્તાપરથી ગુમ થતાં ગયાં, તેમ તેમ સેવકનાં શરીરમાં કાંઇ અજબ મંદ લાગણી પ્રગટી નિકળી જે લાગણીનાં પ્રબળે વધીને કીસ્સાની આખેરીએ સેવકને દીંગમુઢ કીધો. દીગમુઢપણાંની એ ઘેલ્છામાં એ મારી કોશેશની ફતેહ યા 'ફેલીયોર'નું માપ કરવાનું કામ નીચલી એક ટુક કાહણી દર્શાવી હું વાંચકવર્ગને સોંપું છું.

વહી ગયલા જમાનાઓમાં "ફતેહ" અને "નામુરાદી" નામની દેવીઓ આ દુનિયાંમાંથી મંજલ દર મંજલ કાપતી એક નહિ જણાયલી ધરતી ઉપર જઇ પોંહોંચી. જે મુગટ આ દુનિયાંમાં "ફતેહ" પેહરતી

હતી તેજ મુગટ તે નવી ધરતી ઉપરના પરલોકમાં પોંહોંચ્યા પછી તેણીએ પેહરી રાખ્યો હતો. તે મુગટ આ દુનિયાંમાં તેણીએ કીધેલાં શુભ કામોનું ઘટીત અને વાજબી ઇનામ હોય તેમ તેણીની ઢબછબ ઉપરથી તેણી સમજતી દીસતી હતી. તેણીના ચેહરા ઉપર ખુશાલીની લાગણી પ્રગટી નિકળી હતી. તેથી ઉલટું "નામુરાદી"ની દેવીએ પોતાનું શીર ઝુકાવેલું રાખ્યું હતું. મુગટ જેવી ચીજ તે શર ઉપર હતી નહિ. તેણીનો ચેહરો સુકાયલો અને શોકાતુર હતો. એક વેળા તેણી ખુબસૂરત અને આશાવંત હતી, પણ તે બન્ને ગુણો હાલ તેણીએ ખોહી દીધા હતા. તે ત્રાહીત ધરતીના પ્રજાપતિની મુલાકાતની આતુરતાથી રાહ જોતી આ બન્ને દેવીઓ તેનાં કુશાદે અયવાનમાં ઉભી હતી. પાકેલા બાલવાળો, સુફેદ દાઢીવાળો, ઉમરે પોંહોંચેલો એક આસામી પ્રજાપતિ તરીકે તેઓ સન્મુખ આખરે હાજર થયો. મુગટવાળી દેવીને આંગળીના ઇશારાથી તેણે પોતાની પાસે બોલાવી પુછ્યું: "બાઇ, તમે કોણ છો?"

"જી, હું 'ફતેહ' છું, અને તેજ નામથી જણાયલી છું." ફતેહની દેવીએ આગળ આવી કહયું, અને તેજ વેળા પોતાનાં શીર ઉપરનાં મુગટ ભણી તેણીએ હસીને પોતાની આંગળી ટાંકી.

પ્રજાપતિએ પોતાનું માથું ધુણાવ્યું અને બોલ્યો. "બાઇ, તમો બહુ ઉત્સાહી, પણ ગર્વિષ્ટ દીસો છો. અમારી આ ધરતી ઉપર ખરા ગુણોનું માપતોલ કરવાની રીત, ઘણીક વેળા અને ઘણીક બાબતોમાં, જે દુનિયાં તમો મુકી આવ્યાં છો તે દુનિયાંમાંની રીત કરતાં કેવળ જુદીજ છે. જેને તમો 'ફતેહ' અથવા 'જીત' કહો છો તેને અમો ઘણી વાર 'નામુરાદી' અથવા 'હાર' કહિયે છિયે. જેને તમો 'હાર' કહો છો તેને અમો 'જીત' કહિયે છિયે. જુવો, પેલા સામે ઉભેલા બે પુરૂષો તરફ નજર કરો. જમણા હાથ ઉપર ઉભેલા પુરૂષને તમારી દુનિયાંનાં લોકો ભલો કહેતા હતા અને ડાબા હાથ ઉપર ઉભેલા પુરૂષને સાધારણ રીતે તમારી દુનિયાંમાં બુરો લેખવામાં આવતો હતો. હવે અમારી આ ધરતીમાં તમારા પેલા ભલા માણસને અમો બુરો કહિયે છિયે અને પેલા બુરા માણસને અમે ભલો કહિયે છિયે. તમારી નજરમાં અલબતાં એ બિના બહુ વિચિત્ર લાગે છે. એમ છે ત્યારે જુવો હવે પેલી તરફ નજર કરો. મારી દરબારના પેલા સામે બેઠેલા

દરબારીને તેના ચેહરા ઉપરથી તમે એક અંતઃકરણપૂર્વક લાગણી ધરાવનારો અને સાફ સાફ બોલી દેનાર પુરૂષ સમજતાં હશો. તેના સંબંધમાં અમારો અનુભવ જુદોજ છે. જે ધણીની કવિતાઇશક્તિની તમારી દુનિયાં ઠેકડી કરતી હતી તેજ ધણીની અમે જાબજા વખાણ કર્યે છિયે, અને જુવો અમારા રાજકવિ તરીકે સામેની બેઠક ઉપર તે હાલ બીરાજમાન થયો છે.

"જીવવાળી ચીજ બાજુ મુકતાં જેને સાધારણ રીતે આપણે નીર્જીવ અથવા જીવ વિનાની લેખ્યે છિયે તે વિશે હવે હું તમને બે બોલ કહીશ. જુવો, આ ફુલોનો ઝુમખો. એ ફુલોથી અમે મોહીત અને ચકીત થઇયે છિયે અને તેઓને સદા અમારી નજદીક રાખ્યે છિયે. તમારી દુનિયાં જયાં એજ ફુલો ઢગલાબંધ ઉગે છે ત્યાં ઝાડી ઉપરથી તેમને તોડવાને પણ તમો દરકાર કરતાં નથી."

પછી તે પ્રજાપતિએ "નામુરાદી" ને પોતાની સન્મુખ બોલાવી અને તેણીને માયાથી પુછ્યું: "બાઇ, તમારૂં નામ શું ?" આ નામ તે પ્રજાપતિ જાણતો તો હોવોજ જોઇયે, પણ તેણે તેમ જણાવ્યું નહિ.

"જી, મારૂં નામ 'નામુરાદી' છે." નામુરાદીએ દિલગીરીથી જવાબ વાળ્યો.

પ્રજાપતિએ તેણીનો હાથ માયાથી ઝાલ્યો. "આવો ફતેહબાનુ, મારી સાથે હું તમને મારાં અયેવાને ખાસમાં લઇ જાઉં." "નામુરાદી" તો આ આવકારથી ચિતભ્રમીત થઇ. હસવું કે રડવું તેણીને સુઝે નહિ; જોકે જે નવું નામ તે અજાણી ધરતીના પ્રજાપતિએ તેણીને આપ્યું હતું તે તેણીના કાન ઉપર સીતારના શરોદ સમાન પડયું. તેજ વેળા વળી સજીવન થયલી આશા અને ખુબસૂરતીથી તેણીનો ચેહરો ગુલાબ મિસાલ ખીલી ગયો અને તેણીનું ઝંખવાયલું જોર પાછું આવ્યું. તેણીએ હવે તે પ્રજાપતિને પુછ્યું: "પણ પેલી બીજી દેવીને શું તમે ત્યાંજ મેલી જવા ઇચ્છો છો ?"

"અનુભવ તેણીને શીખવશે, 'ફતેહબાનુ.' આ શિક્ષણ તેણીએ આટલાંમાંજ લેવા માંડયું છે. ચાલો, આપણે ખોટી થવું જોઇયે નહિ."

„આ પ્રમાણે નવી નેમાયલી "ફતેહબાનુ" જુનીને પાછલ મેલી પ્રજાપતિ ભેગી દીવાનખાનાંમાં ગઇ. "આ મારી પ્રિય અને નામાંકીત

બેહન," પ્રજાપતિએ તેણીની આગતાસ્વાગતા કરી કહયું: "તારા જેવી એક કામદારની જે દુનિયાંમાંથી તું ત્યાં આવી છે તે દુનિયાંને બહુ ગર્જ છે. તારૂં ખરૂં નામ મેં તુંને હવે જાહેર કીધું છે. તારી દુનિયાંનાં લોકો જે ઉપમા તુંને આપે તેની તું લેશભાર પણ દરકાર કરતી ના. જા, ત્યારે ત્યાં પાછી ફર અને તારી સાથે સાથે ફતેહ એટલે અજીત જીતને તું લેતી જા."

આ પ્રમાણે "નામુરાદી" પોતાનાં "ફતેહબાનુ"નાં નવાં નામ સાથે આશાનાં ઝળકતાં કીરણને પોતાની ગોદમાં લઇ પ્રજાપતિના ઉદગારો તેણીના કાનમાં હજી ગણગણી રહયા હતા તે ગણગણાત સહીત આ દુનિયાંમાં પાછી ફરી. આ દુનિયાંના ઉમંગી અને પ્રમાણીક કામદારોમાં તેણી હાલ બહુ ચઢિયાતો ઓધ્ધો ભોગવે છે અને સામાન્ય પ્રજાના લાભાર્થે તેણી કમર કસી રહી છે.



મી૦ મેહરવાનજી મનચેરજી બનાજી કૃત:

આગેવાન 'ઓરીજીનલ' વાર્તા

# દુન્યાઇ દોર.

—યાને—

## શું કરમને કુટયે કે કૌતકને હસ્યે ?

ની પહેલી આવૃતીની **તમામ** નકલો વેચાઈ ગઇ છે, માટે જો પુરતી સંખ્યામાં આ વાર્તા માટે ઑર્ડરો નોંધાવવામાં આવશે તો સુધારાવધારા સાથની બીજી આવૃતી તુરત છાપાવવામાં આવશે.

આ વાર્તા Semi Dramatic છે, અને તેની અનુપમ Originality વિશે બે મત છેજ નહિ, અને જેઓએ **'સુધારાનું શિખર'** વાંચી છે તેઓને વધુ કેહેવાની સહેજ પણ જરૂર નથી.

### "દુન્યાઇ દોર"

ના સર્વોત્તમ અભિપ્રાયોના ટુંક ઉતારાઓ ઉપર તમારૂં ધ્યાન ખેંચવાની કર્તા રજા લેછેઃ—

MR. RUSTOM P. MASANI, M. A. (Municipal Secretary) says:—"I have gone through the book with feelings of commendation for the admirable manner in which you have acquitted yourself. It is indeed a very welcome departure in Parsi novel-writing and I sincerely congratulate yourself on this successful attempt of yours.

———

"It is an unique production of its kind, and is intended to mark a new era in the field of vernacular literature. We congratulate the writer of '*Doonyai Dor*' on the commendable manner in which he has acquitted himself...and his keen, versatile, and at the same time telling observations, on some of the glaring drawbacks of Parsi modern society."—[*The Bombay Gazette* 6-8-09.]

---

"The book is a very telling and effective picture of Parsi home-life and society as constituted at the present day....We ungrudgingly rocommend this book to the notice of all lovers of literature."—[*Sanj Vartaman*, 15-2-09.]

---

"વાર્તાનાં થોડાંકજ પાના ઉઠલાવતાં તેમની અસલીયાત આયનાની મીસાલ ખુલ્લી થઇ જાય છે એમાં તો કશો શક નથી. કોઇપણ કસાયલા કલામકસને જેબ આપે તેમ કર્તાએ ઇનસાફ આપ્યો છે અને પારસી કોમનઆજના સંસારને લગતા દરેક સફાને ચંચળાઇથી વાર્તા સાથે વણી લઇને શાદી રામશનીને લગતા સુધારાના જુનાપુરાણા સવાલથી તે જુદદીન લગન સુધીના અપ–ટુ–ડેટ સવાલોપર મા-પસંદ ભાષામાં ઝબાનદરાજી ચલાવી એક વાંચવાલાયક સ્કેચરૂપી કીસ્સો રજુ કીધો છે. ગરૂરી અને ગુમાનીથી ઘેરાયલાં બેશીઓ ગરીબ બેશીઓને ભુલી, હીણી ધીક્કારીને જાહેરમાં કેમ સખીવજુદ અને સુધરેલાંમાં ખપે છે તે પારસી સંસારમાં બનતા રોજીંદા બનાવો પકડીને મી૦ બનાજીએ બહુ રમુજી તેમજ અસરકારક રીતે બતાવી આપ્યું છે. તાહેલાંના તોર ઉપર ઉતરી જતાં કર્તાએ પોતાની વાર્તાને કુનેહથી બચાવી છે અને તે પારસી ઘરોમાં હોંસે હોંસે વંચાવી જોઇયે છે."
[જામે જમશેદ, ૩૦–૧–૦૯]

"મી૦ બનાજીને ઓરીજીનેલીટીનો એકરાર કરવાની જરૂર હતીજ નહિ કેમકે ગમે એવી ઉડતી નજર ફેંકતાં પણ બેધડક કહેવાઈ શકાય કે ઓરીજીનેલીટીનો દાવો કરવામાં મી૦ બનાજીએ સહેજપણ અતીશ્યોકતી કીધી નથી. પારસી સંસારની અંદરની ખુબીખામીઓનું ખરેખરૂં ચિત્ર આપણે વારંવાર અનુભવયે છીયે યા સાંભળ્યે છીયે તેનોજ આબાદ પ્રતિબીંબ મી૦ બનાજીએ 'દુન્યાઇ દોર' મારફતે બરાબર બાહેર પાડયો છે. જુદાં જુદાં પાત્રોની ખુબીખામી 'દુન્યાઇ દોર' ઘણી સારી રીતે ઉઘાડી પાડે છે, એમાં કશો શક નથી. ગોયા "દુન્યાઇ દોર" જુદી જુદી પ્રકૃતી અને સ્વભાવનાં પ્રદર્શન તરીકેની ગરજ સારે છે. જે જે ખામીઓ તેમાં ચિતારવામાં આવી છે તેને આપણો પારસી સંસાર આજકાલ વધુ અને વધુ શરણ થતો જાય છે. એવા વખતે મી૦ બનાજીની 'દુન્યાઇ દોર' એક પ્રસંગોપાત ચાબુકની ગરજ સારે છે." [કૈયસરે હિંદ–૨૪–૧–૦૯]

"આ નવલકથાના કથનાર યાને કર્તા મી૦ મેહેરવાનજી મનચેરજી બનાજી આબાદ અમારા જેવાજ વિચારો ઘણીખરી પારસી નવલકથાઓ વિશે ધરાવે છે. એઓએ ઉપલાં નામવાળી ચોપડી જેને તેમને 'શું કરમને કુટયે કે કૌતકને હસ્યે' એવું ઉપનામ આપેલું છે તે એઓએ પોતે તદન નવીજ ઉપજાવી કાઢેલી છે.

"ગરીબ સગાં તરફ માતબર તુમાખીઓની કઠોર લાગણી છતાં કુદ્રતમાં મામલો કેવો ઉલટાઇ જાય છે, અમીરના ફકીર અને ફકીરન અમીર કેવા બને છે, ભૂંડાને ભલાઇથી કેવો મારવામાં આવે છે, અને જવાનીનો મર્ડાટ ઘડપણમાં કેવા પસ્તાવાનું કારણ થઇ પડે છે તે આ 'દુન્યાઇ દોર' ઉપરથી શીખાય છે." [**રાસ્ત ગોફ્તાર** ૪-૪-૦૯]

"આજે ઇંગ્રેજી વાર્તાઓના આઇતા તરજુમા કરનારાઓનો જેમ પારસી વાર્તાનવેશ આલમમાં ટોટો નથી, તેમ ઇંગ્રેજી સંસારને ઇંચે-ઇંચ અનુસરતી વાર્તાઓને પારસી સંસારને પેશ પડતી બનાવી દઇ એક 'પારસી સંસારી' વાર્તા તરીકે ઠોકી બેસાડનારા લખનારાઓથી પણ આપણે અંજાણ રહયા નથી. મી૦ બનાજીએ પોતાની આ અસલ વાર્તા 'દુન્યાઇ દોર'માં પારસી સંસારમાં લાગુ પાડી શકાય તેજ બનાવોને હાથ ધરી તેમને પુરતો ઇનસાફ આપેલો માલમ પડે છે.

"વાર્તાની છેવટે પારસીઓના કેટલાક સંસારી રીવાજો સંબંધી કર્તાએ ઘણા અસરકારક શબ્દોમાં વીવેચન કર્યું છે, જે ખચ્ચીત વાંચવા લાયક થઇ પડશે એમ અમો માન્યે છીયે. આસીબાયલા જેવા પારસી જવાનોને સારી ચીમકી લગાવી છે અને તેવી ચમકીઓનો છુટથી ઉપયોગ થયલો હોવાથી આ વાર્તા ઘણી રસીક અને ખેંચાણકારક થઇ પડે છે." [**ધી પારસી** ૩૧-૧-૦૯.]

**જો તમોએ "દુન્યાઇ દોર" હજીસુધી વાંચી નહિ હોય**

**તો તમોએ એક ઉત્તમ 'ટ્રીટ' ગુમાવી છે.**

**કીમત રૂ. ૧ાા.**

નીચલે ઠેકાણે તમારાં નામ ઠેકાણાં સાથનો કાર્ડ મળવે નામ નોંધવામાં આવશેઃ—

**મી૦ એમ૦ એમ૦ બનાજી,**
**ચોઠીયા બીલ્ડીંગ્સ,**
**તારદેવ રોડ,**
**મુંબઇ.**

# દેવલાલી ગ્રાંડ હોટેલ.

**તમોને રેહેવા માટે** દેવલાલીની સરસમાં સરસ ઉંચી અને શીતળ ટેકરી કે જ્યાંથી આખો દાવસ પહાડ, ખીણો, અને લીલાં ખેતરોનો દેખાવ નજરે પડે છે ને જેથી આંખોને તાજગી મળે છે તેવી જગાપર સેનીટરી પ્રીનસીપલપર હોટેલને માટે ખાસ બંધાવેલા છુટા છુટા બ્લોકોમાં કે જ્યાં કુટુંબો તેમજ કલબો તથા છુટા ગ્રહસ્થો—મલાહજો સચવાય તેવી રીતે—ખુશાલ પોતાને ગમતી આંકોશ વગર મજાહ કરી શકે તેવી જગામાં મળશે.

**ઇન્ડોર ગેમ** હોટલના કમપાઉંડમાં તમો માટે એક ખાસ જીમખાનું આ સીઝનમાં બાંધ્યું છે, જ્યાં પીંગપોંગ, ચોપટ, ચેસ-ડામ અને પાનાની દરેક રમત મુફ્ત પુરી પાડશું.

**આઉટડોર ગેમ** જેમાં એરીયલ ફ્લાઇટ, ક્રીકેટ, લોન ટેનીસ, બેડમીનટન મુફ્ત.

**મ્યુઝીક** તમારી ખીદમતમાં એક ઉસ્તાદી ગવઇયો ગાના સમજાવશે. તમો જો વગાડી જાણતા હશો તો પીડલ દીલરૂબા વજાડવા મળશે અને જો વગાડી નહીં જાણતા હશો તો તમોને રીજવવા એકસો હીંદુસ્તાની તેમજ ઇંગ્રેજી ગાયનોનો ગ્રેમોફોન અને એક ફોનોગ્રાફ જ્યારે માંગશો ત્યારે તમારૂં દીલ રીજવશે. દર રાત્રે પેસેનજરોને જલસો કરવાની જોગવાઇ કરી આપીશું અને બનતાં સુધી તમારી ખીદમતમાં ભરેસપતવાર અને શનીવારે બેંડની મજાહ મળશે.

**લાઇબ્રેરી** તેમાં દરરોજ તમારી ખીદમતમાં એક ઇંગ્રેજી અને પાંચ ગુજરાતી પેપરો તથા ઇંગ્રેજી અને ગુજરાતી નૉવેલો હાજર રહેશે.

**ખાવાનું** ઇંગ્રેજી, પારસી અને મોમલાઇ. તરેહવાર સ્વાદીષ્ટ અને ઘણી સરસ રીતે પકાવેલી વાણીઓ દરરોજ મળશે.

આ સઘળું દેવલાલી ગ્રાંડ હોટલમાં મળે છે.

**માલેક—હોમી ૫૦ શેઠના.**

# ઠગાશો ના.

**દસ્તુર નામે વેલાતના આંખના ડાકટર ફક્ત એકજ છે જે,**
**કોટમાં ત્રીચર કું૦ સામે—કાળા પથરની બેંક આગળ**



## દીનશાહ એમ. દસ્તુ-રની વીસ વર્ષની પુરાણી પેઢીમાં છે.

અમારા આંખના ડાકટરે લંડનની ત્રણ મોટી આંખની આસ્પીટલોમાં આંખના ડાકટરનો ઓધ્ધો બજાવ્યા વીશે લંડનના વીદ્વાન આંખના ડાકટરો કહે છે કે:—

**“ડાકટર દીનશાહ દસ્તુર આંખનાં દરેક કામમાં પુરેપુરા પ્રવીણ, કુશળ તેમજ ઘણી બાહોશી અને સફાઇથી આંખનાં ઓપરેશન કરનાર અને કોઇપણ આંખની ઓસ્પીટલમાં આંખના સરજયનના ઓધા માટે પુરેપુરા લાયક છે.”**

વળી હાઇ કોર્ટના **વડા જડજ સર બેસીલ** સ્કોટ, ગવરન**રની કાઉનસીલના મેમ્બરો**, જાણીતા ડાકટરો વીગેરે **નામાંકીત** ગ્રહસ્થોનાં ઉંચા લેખીત મતો અમોને મળ્યાં છે.

મુંબઇમાં ફક્ત અમારે ત્યાંજ ચશમાથી આંખની મુશકેલ ખામીઓ સુધારવા માટે મજકુર **આંખના ડાકટર મુફ્ત આંખ તપાસે છે.** વળી આંખનાં દર્દોની દવા અને ઓપરેશનો પણ કરવામાં આવે છે.

, ઉંચી જાતના પથરના ચશમા, દુરબીનો, તાવ તપાસવાનાં થરમોમીટર, નકલી આંખો વગેરે **સંપુરણ સંતોષ સભ્યતા સાથે ઘણા સસ્તા ભાવે મળશે.**



## “લુ—લુ” આંખનાં ટીપા

**આંખના દર્દોનો તદન ખાત્રીભરેલો ઠંડક આપનાર અકસીર ઇલાજ છે**

આંખનાં દરદોને એક દીવસમાં ફાયદો કરે છે.

**કીમત રૂ. ૧**